શ્રી

# શક્તિભક્તિરસ પદમાળા.

સર્વે દેવીભક્તોને વાસ્તે

સંગ્રહ કરી છપાવી પ્રસિદ્ધ કરનાર


જગદંબાના પરમ ભકત વલ્લભકુળ સપ્ત પુરૂષ
ભટ્ટસાહેબ અંબાલાલ લલ્લુભાઈના પુત્ર
ભગવતીપ્રસાદ અંબાલાલ ભટ્ટ સાહેબ





અમદાવાદ.

: મુદ્રક :

અમૃતલાલ નંદલાલ ભટ્ટ
મયૂર પ્રિન્ટરી: મુન્શીનો ખાંચો
રાયપુર · અમદાવાદ





સંવત ૨૦૦૯. સને ૧૯૫૩

કિંમત. ૮-૦

લાજ રાખોની આ વારે.

## માતાજીને અરજી.

એક અરજી અમારી સુણો અંબામાં, સુણો બહુચર માત,
તમે નોધારાનો આધાર, બહુચર માત બરદાળી.
એક અરજીમાં નહીં થાય ઓછું, અંબામા સુણો, બહુચર મા બરદાળી,
રંક ભકતોના કામજ કીધાં, બહુચર બરદાળી.
ભટ્ટ વલ્લભની નાત જમાડી, બહુચર માત બરદાળી.
વિમળ વણિકના વહાણુને તાર્યાં, બહુચર માત બરદાળી.
ભાવે ભજે તેને તમે તાર્યા, બહુચર માત બરદાળી
એવાં કળીયુગનાં માત છો, મારી બહુચર મા બરદાળી.
મને માયા લાગી છે માત તમારી, બહુચર બરદાળી.
આવા ભકતોના ખરચા પૂર્યા બહુચર બરદાળી.
આવા કંઈક ભકતોના કામ કરવા, બહુચર માત બરદાળી.
અરજી મળતાં તે વહારે આવો, બહુચર માત બરદાળી.
દાસના દાસની વિનંતિ સ્વીકારી, બહુચર માત બરદાળી.

## માતાજીની ધૂન.

અંબા ધૂન રંગમાં લાગી, માતાજીને હું નહિ રે વિસારું.
આ રે સંસાર મને સુળી સમાન છે,
સ્વપને ન.હ સંભારું, માતાને હું નહિ રે વિસારું.
નાવ ચઢયું છે ચગડોળ, અંબિકા મા, નાવ ચઢયું છે ચગડોળે.
સંસાર સાગર દરિયો રે ખારો, નાવ ચઢયું છે ચગડોળે. અંબિકા મારી.
આવો અંબા રમણ મારૂં શોભે જીવન, માત દ્વારે ઊભો.
તારા મુખડાને જોવાને તલસી રહ્યો, હાં હાં તલસી રહ્યો.
મારા હૈયામાં આરામ શોધી રહ્યો, હાં હાં તલસી રહ્યો.
મને પડતી ના ગમ, તમને મારા છે સમ, દેજો મારગ સીધો.
મારા અવગુણ માત હવે હૈયે ના ધરો,
મારા ચિરાતા હૈયામાં મીઠાં ના ભરો, ના ના મીઠાં ના ભરો,
હું તો જાતે અધમ, હાથે ખોયો ધરમ, હાથ જોડી રહી.
જે જે મારૂં હતું તે તમારું કીધું, હાં હાં તમારું કીધું,
મારૂં તનડું અને મનડું સોંપી દીધું, હાં હાં સોંપી દીધું.
પાળો આપ્યું વચન માજી, વાટ જોતી રહી.



# અર્પણ પત્રિકા

---

હે ભગવતી! હે નીર્ગુણા, હે પ્રાણાધાર, શિવ, બુદ્ધિ, લક્ષ્મી, કાંતિ, શાંતિ, શ્રદ્ધા, સ્પૃહા, શ્રુતિ, સ્મૃતિ, ક્ષમા, અને મેધા, લજ્જા, દયા, જયા, અને વિજયા, એ તમારાં જ રૂપ છે, માટે હે ભક્ત અભક્તનું પાલન કરનાર ભુવનેશ્વરી આ મારો યત્કિંચિત સર્વ શ્રમ તવ સુરમુની વંદિત ચરણકમળને જ સમરપું છું, તે સ્વીકારશો.

ભક્તવત્સલી ભગવતી! તારા ગુણનું વર્ણન કરવાને આ સ્રષ્ટીમાં કોણ સમર્થ છે? કોઈ નથી તો તુ જ કૃપાવડે આ પુસ્તકમાં મેં જે કંઈ યથામતિ કાવ્ય કરી તુજ ગુણ ગાયા છે તેનો દોશ નીવારણ કરી તે માન્ય કરીશ એ જ વિજ્ઞાપના તારા બાળની.

સેવક:

પ્રસિદ્ધ કર્તા.

## સ્તુતિ રાગ બીલાવર.



ઓ માત માહેરી, કરૂં અર્જ તાહેરી રે જાણીને દાસ;
કરી ઉલ્લાસ પૂરજો આસ, છે વીસવાસ થાવો સાહેરી રે. ૧
ભકત વચ્છલી તું જાય નાં કળી રે, જોગ માય;
લાગુ પાય કરો સાહ્ય ધરો બાંહ્ય જાય દુખ સૌ ટળી રે. ૨
ભકિત જો કરી ભટ વલ્લભ હરી, દાસ જાણી,
દયા આણી લીધો તાણી, એ કમાણી ધન્ય બહુચરી રે. ૩
યદુ મન ઠરી કીર્તિ ઉચરી, ભરી હામ સેવી ધામ;
જપ્યું નામ સર્યું કામ, તે તો ગયા તરી રે. ૪
વિમળ વાણીની સીરોમણી, કર્યા કાજ,
રાખી લાજ તાર્યા આજ, મહારાજ કરી સાહ્યતા ઘણી રે. ૫
ભોળી ભગવતી, જે સેવે સદમતી રે;
સુખ આપે વણ માપે, કષ્ટ કાપે માઈ આપે આપે સુત સંપતી રે, ૬
જય જગતની જાઈ, ભકિત ભાવે મે ગાઈ પીંગળ માઈ;
જાણું ના કાંઈ સીકારો માઈ, કહુ સીર નાઈ દામોદર તણી આઈ રે. ૭

સંપૂર્ણ.



# પ્રસ્તાવના

શ્રી બહુચરા માતાના પરમભક્ત, પરમ ઉપાસક અને માતાજીને ગુજરાતમાં પ્રસિદ્ધ કરનાર અને અનેક મનુષ્યોને માતાજીના ભક્ત બનાવનાર પરમ સાધક શ્રીમદ્ વલ્લભ (ધોળા)નુ નામ ગુજરાત–કાઠિયાવાડના વિશાળ પ્રદેશમાં સુપ્રસિદ્ધ છે. ભટ્ટ વલ્લભરામ જ્ઞાતિએ ભટ મેવાડા. તેમના પિતાશ્રી હરિરામ મહારાણા પ્રતાપના વખતથી ગુજરાતમાં આવેલા અને નવાપુરાનાં બહુચરાજીના એકાંત સ્થાનમાં એક ઓરડીમાં નિવાસ કરી માતા ગાયત્રી અને મા આદ્યશક્તિનાં અનુષ્ઠાનો કરતા હતા. શ્રી જગદંબાની કૃપાથી એમને ચાર પુત્રો હતા. તેમાં જેસ્ઠા બે (જાડિયા) પુત્રો તે વલ્લભ અને ધોળા હતા. જેમ પિતા મા જગદંબાના ઉપાસક હતા તેમ તેમના એ બે સત્પુત્રો પણ આદ્ય શક્તિના ઉપાસક થયા. તેમને ઉપનયન સંસ્કાર થયા પછી દૂધેશ્વર નજીક એક પરમહંસ દેવ પાસે શાસ્ત્રાભ્યાસ અને ગાયત્રી તથા શ્રી જગદંબાનું અનુષ્ઠાન વગેરે કર્મકાંડ કરવા મૂકયાં. પણ વલ્લભ અને ધોળાભટ્ટજીની બુદ્ધિ પ્રખર નહિ હોવાથી તેમના ગુરુએ તેમને કાઢી મૂકયા. પરમહંસ દેવ પણ મા જગદંબાના ઉપાસક હોવાથી વારંવાર નવાર્ણ મંત્રનો જપ કરતા હતા. તે વલ્લભભટ્ટજીના સ્મરણમાં રહી ગયું તેઓ ગાયત્રીના જપ ઉપરાંત નવાર્ણ જપ કરવા લાગ્યા. સાત વર્ષની બાળ વયથી જ તેમને આદ્ય શક્તિ જગદંબાની ધૂન લાગી. ક્ષણે ક્ષણે તેઓ "મા જગદંબા! મા જગદંબા! દર્શન આપો, દર્શન આપો." બસ, તેમના મુખમાંથી આ શબ્દો જ નીકળવા લાગ્યા અને નવાર્ણના જપ તો રાત દિવસ થયા જ કરતા. લાખો કરોડો જાપ. માતાજીનુ પૂજન અર્ચન થતાં થતાં એક દિવસ માતાજી પ્રસન્ન થયાં અને પ્રથમ જ્યોતિરૂપે અને પછી સાકાર દર્શન દીધાં. આ સંબંધી અમે ભટ્ટ વલ્લભધોળાના જીવનચરિત્રમાં વિસ્તારથી લખ્યુ છે અને એ જીવનચરિત્ર હવે થોડા વખતમાં છપાશે

પ્રસ્તુત પુસ્તકમાં ભટ્ટ વલ્લભને માતાજી જે દિવસે પ્રસન્ન થયાં અને તેમની જીભ ઉપર પોતાની આંગળી વડે સરસ્વતી માતાનું સ્થાપન કર્યુ તે જ વખતે તેમણે **"આનંદનો ગરબો"** રચ્યો અને તે પછી માતાજી સંબંધી જુદા જુદા ગરબા રચ્યા. તે ગરબાનો આ પુસ્તકમાં સંગ્રહ છે. તે ઉપરાંત માતાજીના પરમભક્તો શ્રી સાંકળેશ્વર, દામોદર, અભયરામ વગેરે ઘણા ભક્તોના ગરબા પણ છે. "આનંદનો ગરબો" તો જાણે માતાજીએ પોતે જ પ્રસન્ન થઈને લખાવ્યો હોય તેવો, ભક્તોનાં દુઃખદારિદ્ર દૂર કરી સર્વ પ્રકારનાં સુખ આપે એવો છે. ભટ્ટ વલ્લભે શ્રી બહુચરાજી માતાજીનો સાક્ષાત્કાર કરી ગુજરાત–કાઠિયાવાડના જનસમાજને શ્રી માતાજીની ભક્તિ કરતાં કરી દીધાં. આજે હજારો માણસો શ્રી માતાજીની ભક્તિ કરી કરોડાધિપતિ બની ગયાં છે અને સર્વ પ્રકારે સુખી થયાં છે. વાંચક બંધુ! તમે પણ આનંદનો ગરબો અને બીજાં કાવ્યો વાંચી માતાજીની ભક્તિમાં તલ્લીન થાઓ અને માતાજીની કૃપા પ્રસાદી મેળવો.

ભટ્ટ વલ્લભ (અને ધોળા)નો જન્મ સં. ૧૬૯૬ અને સ્વસ્વરૂપ મિલન–માતૃલોકમાં જવાનો–સમય સં. ૧૮૦૭ નો છે. તેઓશ્રી ૧૧૧ વર્ષ જીવ્યા હતા. એટલે આજ લગભગ ૩૧૨ વર્ષ થયાં છે છતાં માતાજીની કૃપાથી ભાવિક ભક્તો માતાજી શ્રી બહુચરા, શ્રી અંબા, શ્રી ભદ્રકાળી વગેરે માતાજીની અખંડ ભક્તિ કરે છે. એ જાણી અમને આનંદ થાય છે. જ્યાં જ્યાં ભટ્ટજીના ગરબા ગવાય છે અને માતાજીની આરતી ઊતરે છે તે સર્વ સ્થળે "વલ્લભ ધોળાની જય" બોલાય છે અને એ રીતે ભટ્ટ વલ્લભ અમર થયા છે. એ અમારા પરમપૂજ્ય અષ્ટમ પૂર્વપુરુષને અમારા હજારો પ્રણામ છે.

માતાજીનો સેવક

**ભટ્ટ ભગવતીપ્રસાદ અંબાલાલ**

# ભટ્ટ વલ્લભ (ધોળા) જીવન ચરિત્ર

(લેખક: શ્રી ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા. ગાયત્રી ઉપાસના, ૐકાર ઉપાસના, સોડહું ઉપાસના, દેવી ઉપાસના વગેરે ગ્રંથોના કર્ત્તા, અમદાવાદ.)

અમારા પરમપૂજ્ય અષ્ટમ મહાપુરૂષ અને શ્રી બહુચરાજી માતાનો સાક્ષાત્કાર કરેલા આ ભટ્ટ વલ્લભરામનું અતિ અદ્દભુત અને અલૌકિક જીવન ચરિત્ર છે. એમાં ભટ્ટજીના પૂજ્ય પિતાશ્રી હરિભાઈ મેવાડથી ગુજરાતમાં આવ્યા ત્યારથી તે વલ્લભ ભટ્ટજીએ શ્રી માતાજીની ઉપાસના કરી માતાજીનો ચુંવાળમાં સાક્ષાત્કાર કર્યો ત્યાંથી શરૂ કરી તેમના જીવનના સર્વ અદ્દભુત પ્રસંગોનું સરળ ભાષામાં વર્ણન કર્યું છે. એ જાણે એક નવલકથા વાંચતાં હોઈએ એમ આનંદ સાથે બોધ આપે છે. ભટ્ટજીશ્રીની માતાજીની સાધના, તેમને પડેલી વિપત્તિઓ, માતાજીનું પ્રસન્ન થવું, તેમની જીહ્વા ઉપર સરસ્વતીનું સ્થાપન કરવું, ચુંવાળમાં જઈ માતાજીનો સાક્ષાત્કાર કરવો. જનસમાજને બહુચરા માતા સબંધી જાણ કરવી, જ્ઞાતિજનો તરફથી માગશર માસમાં રસ રોટલીની ન્યાત જમાડવાની માગણી કરવી, શ્રીનાથજીના ધામમાં શ્રીજીની મૂર્તિને માતાજી કહીને તેમના નાકમાં નથ સહિત શ્રી માતાજીનાં દર્શન કરવાં, બાદશાહને બાંગ અને નમાજ સંભળાવવી, તેની પાસેથી ભટ્ટ સાહેબનો ખિતાબ મેળવવો, વસા શેઠ વગેરે ભક્તોને વરદાન આપી તેમના કુટુંબને સુખી કરવું, દરિદ્ર ભક્તોને અઢળક લક્ષ્મી આપી ધર્મ, દાન, પુણ્યનાં કામો કરાવવાં, કુવા, વાવ, તળાવ વગેરે બંધાવી લોકોને સુખનાં સાધન અપાવવાં, વગેરે ઘણા જીવન પ્રસંગો આ પુસ્તક સાથે પ્રગટ કર્યા છે. દેવી-ભક્તો ઉપરાંત સાહિત્યના ભક્તોએ આ બોધપ્રદ જીવન ચરિત્ર અવશ્ય વાંચવું જોઈએ. કલિયુગમાં પણ શ્રી ભટ્ટજી જેવા દેવીભક્તોએ કેવી રીતે ભક્તોની મનકામના પૂર્ણ કરી છે તે આ પુસ્તકમાં છે. વાંચકોએ એક એક પુસ્તક અવશ્ય ખરીદવું.

# અમારે ત્યાં વેચાતાં પુસ્તકો

૧ આનંદનો ગરબો—પૂજ્ય ભટ્ટ વલ્લભરામજીને માતાજીએ પ્રસન્ન થઈને સરસ્વતીનું દાન કર્યું તેજ વખતે અતિ આનંદ પામી તેઓશ્રીએ જે ગરબો રચ્યો છે તે આ જ ગરબો છે. ઘણાં વર્ષથી આ ગરબો દેવીભક્તોમાં ગવાય છે અને નિયમ પૂર્વક ગરબો ગાનાર સર્વ પ્રકારે સુખી થાય છે. એ ગરબો એટલે માતાજીનું પ્રત્યક્ષ મંત્રાનુષ્ઠાન છે. અમે સર્વ દેવીભક્તોને આ ગરબો ખરીદી સર્વ પ્રકારનું સુખ મેળવવા ભલામણ કરીએ છીએ. મૂલ્ય રૂ. ૦–૧૨–૦ પોસ્ટેજ જુદું.

૨ શ્રી વલ્લભ ભટ્ટજી કૃત લઘુ કાવ્ય (ભાગ ૧ લો) દેવીભક્તોને માટે આ નાનકડું પુસ્તક ભટ્ટજી મહારાજની પ્રસાદી રૂપ છે. એમાં શ્રી બહુચરાજીના સ્થાનનું વર્ણન ઉપરાંત ભટ્ટજીના થોડા ગરબા છે વાંચવા યોગ્ય છે. મૂલ્ય રૂ. ૦–૪–૦ પોસ્ટેજ જુદું.

૩ શ્રી બહુચરાજી માતાજીનું (ચુંવાળમાં) પ્રાકટ્ય અને સાહિત્યમાં તેનો ઉલ્લેખ—આ પુસ્તક દેવી ઉપાસક બધુએ જરૂર વાંચવું જોઈએ. એમાં દેવીભક્ત સદ્દગત સાક્ષર શ્રી રામમોહનરાય જસવંતરાય દેસાઈએ શ્રી બહુચરા માતાજીના પ્રાકટ્યનો ઈતિહાસ અને ટીકાકારોને શાસ્ત્રોના પ્રમાણ સહિત ઉત્તર આપ્યો છે। તે વિગતવાર દર્શાવ્યું છે. શ્રી બહુચરા માતાજીની ભક્તિનો પ્રતાપ કેવો છે તે આ પુસ્તકમાં દર્શાવ્યુ છે. અવશ્ય વાંચો મૂલ્ય રૂ. ૦–૮–૦

૪ શ્રી વલ્લભ ભટ્ટજીની લોકવત્સલા વાણી—કલિયુગનો ગરબો—આ પુસ્તકમાં ભક્તિપૂર્વક શ્રી વલ્લભ ભટ્ટજીએ કલિયુગમાં કેવા બનાવો બનશે તેનું વર્ણન કર્યું છે અને તે સદ્દગત સાક્ષરવર્ય શ્રી નગીનદાસ પુરૂશોત્તમદાસ સંઘવીજીનું લખેલું છે. એમાં ભટ્ટજીના કેટલાક જીવન પ્રસંગો અને કલિયુગનો ગરબો ઉપરાંત ગરબાનો સારાંશ લખ્યો છે. દેવીભક્તોએ ખાસ વાંચવા જેવું છે. મૂલ્ય રૂ. ૦–૨–૦

## અનુક્રમણિકા

વિષય — પાનુ

# શ્રી. જગદંબાની આરતી.



(૮) ✓

જય આદ્યા શકિત મા, જય આદ્યા શકિત,
અખંડ બ્રહ્માંડ નિપાવ્યાં (૨) પડવે પંડિત મા,
જયો જયો મા જગદંબે, ૧
દ્વિતીયા બે સ્વરૂપ, શિવશકિત જાણું, મા શિવ૦ (૨)
બ્રહ્મા ગણપતિ ગાયે હર ગાયે મા, જયો જયો૦
ત્રીજ તૃતિયા રૂપ, ત્રિભુવન મા બેઠાં, મા ત્રિભુવન૦ (૨)
દયા થકી તરવેની (૨) તું તરવેણી મા, જયો જયો૦ ૨
ચોથ ચતુરા મહાલક્ષ્મી, મા સચરાચર વ્યાપ્યાં, મા સચ૦ (૨)
ચાર ભુજા ચોદિશા (૨) પ્રગટયાં દક્ષિણમાં, જયો જયો૦
પંચમી પંચ રૂષી, પંચમી ગુણ પદ્મા, મા પંચમી (૨)
પંચતત્વ ત્યાં સોહીએ (૨) પંચે તત્વોમા જયો જયો૦ ૩
ષષ્ટી તું નારાયણી, મહિસાસુર માર્યો, મા મહિસા૦ (૨)
નરનારીનાં રૂપે (૨) વ્યાપ્યાં સર્વે મા જયો જયો૦
સપ્તમી સપ્ત પાતાળ, સાવિત્રી સંધ્યા, મા૦ (૨)
ગૌ ગંગા ગાયત્રી, (૨) ગૌરી ગીતા મા, જયો જયો૦ ૪
અષ્ટમી અષ્ટ ભુજા, આઇ આનંદા, મા આઇ૦ (૨)
સુરનર મુનિવર જન્મ્યા (૨) તું મોટી અંબા, જયો જયો૦
નવમી નવકુળ નાગ, સેવે નવ દુર્ગા, મા સેવે૦ (૨)
નવરાત્રિના પૂજન, શિવરાત્રિના અર્ચન, કીધા હર બ્રહ્મા,
જયો જયો મા જગદંબે ૫
દશમી દશ અવતાર, જય વિજયા દશમી, મા જય૦ (૨)
રામે રામ રમાડયા (૨) રાવણ રોળ્યો, મા જયો જયો૦

એકાદશી અગીઆરસ કાત્યાયની કામા, મા કાત્યા૦ (૨)
કાળ સમા કાલિકા (૨) શ્યામાને રામા, જયો જયો૦ ૬

બારસે બાળારૂપ, બહુચરી અંબા, મા બહુચરી૦ (૨)
બટુક ભૈરવ સોહીએ, કાળ ભૈરવ સોહીએ, ત્હારા છે તુજમા,
જયો જયો મા જગદંબે

તેરસે તુળજા રૂપ, તું તારૂણી માતા, મા તું૦ (૨)
બ્રહ્મા વિષ્ણું સદાશિવ (૨) ગુણ ત્હારા ગાતા, જયો જયો૦ ૭

ચૌદશ ચૌદા રૂપ, ચંડી ચામુંડા, મા ચંડી૦ (૨)
ભાવ શકિત કંઇ આપો, ચતુરાઇ કંઇ આપો, સિંહવાહની માતા,
જયો જયો મા જગદંબે

પુનમે કુંભ ભર્યો, સાંભળજો કરૂણા, મા સાંભળજો૦ (૨)
વસિષ્ઠ દેવે વખાણ્યા, માર્કંડ દેવે વખાણ્યા, ગાવે શું લલિતા,
જયો જયો મા જગદંબે ૮

સંવંત સોળ સત્તાવન, મા સોળ સેં બાવીશ, મા૦ (૨)
સંવંત સોળે પ્રગટયાં (૨) રેવાને તીરે જયો જયો૦
ત્રંબાવટી નગરી આઈ, રૂપાવતી નગરી, મા મંછાવટી નગરી
સોળ સહસ્ત્ર ત્યાં સોહીયે (૨) ક્ષમા કરો ગૌરી દયા કરો ગૌરી,
જયો જયો મા જગદંબે ૯

શિવ શકિતની આરતી, જે કોઇ ગાશે, મા જે કોઈ૦ (૨)
ભણે શિવાનંદ સ્વામી (૨) સુખ સંપત થાશે, કૈલાશે જાશે,
જયો જયો મા જગદંબે.

* * *

જય અંબે જગદીશ્વરી જગભરા, યોગેશ્વરી ભોગિની,
ભકતાધિન ભવાની મા ભગવતી, ભોગેશ્વરી ભોગિની.
વંદે આ શિશુબાળ શુદ્ધ મનથી, પ્રેમેથી પરમેશ્વરી.
ઇચ્છા મંડળ આ તણી પુરી કરો, અંબે ઉમા ઇશ્વરી.

# શ્રી ગણેશાય નમઃ

# શ્રી વલ્લભ ગુરવે નમઃ

## શ્રી ગણપતિની લાવણી.

ગણગણા ગણપતિ વંકા, ત્રૈલોકમાં ઊનકા ડંકા. ૧
સરગ મૃત પાતાલ વ્યાપા, તેત્રીશયક્રોડે મલી થાપ્યારે. ૨
અજ્ઞાની છુ મુઢ મતી, કીરપા કરો તમે સરસ્વતીરે. ૩
ઊતપત્ય ગણપત્યની ગાઉ, સીવ કીરપાએ કવી થાઉરે. ૪
મુઢ પંડિત કરયા કાલી, હમારે શ્રી બહુચ્ચર બાલી. ૫
વલવ ભટ છે ગુરૂ સારા, ચલાવે સરસ્વતી ધારારે. ૬

શીવ ગયા મધુવંન મોઝારે, જઈને તપ માંડયું ત્યારેરે. ૧
નંદી ભ્રંગી છે પાસે, ઉમિયા છે એકલ વાસે. ૨
મરજંન સમે મનમાં ધરિ, મંદિરમાં નથી કોઇ વીચારે. ૩
માએ વિચાર મનમાં ધારી, મેલ દક્ષ અંગથી ઉતારી. ૪
અધટીત ધડીઉ તેનું રૂપ, હાથ પગ ટુંક અંગ સ્વરૂપ. ૫
મોટું મુસ્તક ભારે અંગ, ચાર ભુજા શોભે છે સંગ. ૬–૨

કાંધ મોટી ધુંટણ પહાંની, ગૌરવરણ શોભા શાંની. ૧
પીતાંબર મુગટ છે માથે, ભોજન લાડુ આપ્યા હાથેરે. ૨
કુંડલ બાજુબંધ ખુંચીરે, ઉતરીએ સાંકળીએ મંન ખુંચીરે ૩
આપ્યું એટલે આસંન, ઉંદરનું આપ્યું વાહંન ૪
ગ્રથ સીંદુર રંગ ભરી, પુજા પ્રતીષ્ટા ત્યાં કરી. ૫
મહેર કરી ઉમિયા માને, કોની સાથે કરે વાતરે. ૬–૩
મંનસુબો મનમાં ધારી, વાંમ અંગથી મેલ ઉતારી. ૧
કન્યા રૂપ ઘડયો ઘાટે, સુંદર બેસાડયાં પાટે. ૨



# અથ શીવજીની લાવણી.

કઇલાશ ઉપર નિશાન ફરકે શિવશંકરકા,
ત્રઇલોકના ત્યાં ઇશ્ય વસે છે અરધાંગ અંબીકા. ૧
એક સમે શીવ મનમાં ધાર્યું, જાઉં જંગલમાં;
કહું વાત તમે સુણો પારવતી તમે રહેજો ઘરમે. ૨
તપ કરવાની ઇચ્છા થઈ હમને, જાઉ અઘોર વંને;
સ્વામી કારતીક ગણપતી છે રહેજો સ્થીર મંને. ૩
બોલ્યાં પારવતી, સુણો શીવજી, વનમાં ભય ભારે,
અપછરા આવે છે વનમાં, મહામુની વરહારે. ૪
વંનમાં વાળી આસંન બેસુ, આવે મુજ પાસે;
કટાક્ષ દ્રષ્ટ કરૂં તે ઉપર, ત્રાસે મરે નાસે. ૫
મહારાજ એવડી હોડ ન કરીએ,
સહુ નારીથિયો સંકયા, કૈલાસ ઉપર નિશાન ફરક શીવ ૬-૧
જોઇએ પ્રાક્રંમ કેવાં છે નારી જોગી કેમ પરમાણું,
તપ કરતાં ચુકાવે હમને તો નીશ્ચે જાણું. ૧
મહા મોટા મુની ધ્યાંની ગ્યાંની, લપટાયા નારી;
શેષ સુરેશ બ્રહ્મા નારદ ઇંદ્રિ ગયા હારી. ૨
બોલ્યા શીવજી સહુ છળાયા હમને છલે જ્યારે;
નવ છલે તો સર્વ ખોટું બોલો છો ખારે. ૩
જાઓ મહારાજ બોલ્યાં પારવતી, બેસો જંગલમેં;
સમો આવશે ત્યારે કહીશું શું કહેતાં ઘરમેં. ૪
શિવજી જાવા સજ થયા ને, ચેલા નંદી ભ્રંગી;
વીભુતી ગોળો કુદી કપડાં સામાન લીયા સંગી. ૫
અઘોર વનમાં આવ્યા સદાશીવ;
બેઠા દિયારે ડંકા, કૈલાસ ઉપર. ૬-૨
મહા ઝાડી મેદાંન છે રૂડું, ગંગા વહે ચાલી.
ધુણી ઘાલી શીવ ગંગા કાંઠે, બેઠા આસન વાલી. ૧
નીમીસા અરણ્યમાં ક્ષેત્ર છે મોટું. શીવજી તપ કરતા;
નંદી ભ્રંગી કરે ચાકરી, બેઠા ધ્યાન ધરતા. ૨

આસ્યપાસ વાવી છે વીજ્યા, થઇ છે ઘોર ઘટા;
વચે ધ્યાંન ધરે શીવશંકર, છુટી મેલી જટા. ૩
ખટ માસ થયા ત્યાં શીવને, ઉમાએ મંન આણી;
હોડય કરી ગયા શીવશંકર, છલું સારંગ પ્રાંણી, ૪
ભીલીરાંણીનો વ્રેશ ધર્યો, ગયાં શ્રાવણ માસે;
ફાંટો સાલો બગલમાં સુપડી સાવરણી પાસે. ૫
સાંમા જઈને સનમુખ બેઠા,
મલાર કીયા ટઉકા, કૈલાસ ઉપર. ૬—૩
ઘોર ઘટા થઇ વીજલી ચમકે બપઇયા મોર બોલે;
કોયલડી કરે બહુ ટઉકા શીવ નેત્ર ખોલે. ૧
ગડગડગડગડ મેઘા ગાજે શોભા બની સારી;
ચાર દીશાયે જુએ શીવ નજરે, ભીલડી રૂદે ધારી. ૨
રૂપ અનુપ ધર્યું છે ભીલડી, મોહ્યા શાત્ર જોગી;
ધ્યાંન ગ્યાંન સૌ ગયું ઠેકાણે, વાસના થઇ ભોગી. ૩
બોલ્યા શિવજી કોણ છે નારી, કોણ જાત નાતે;
તેડાવો પાસે અમે પુછીએ કરે ખરી વાતે. ૪
નંદી ભ્રંગી દોડા આવ્યા આડ કેરો લાવે;
કોની નારી કયમ તું આવી શિવજી બોલાવે. ૫
ખેચર સાથે આવ્યાં ઉમીયા;
શીવ પાય પડી વંકા, કૈલાસ ઉપર. ૬—૪
પુછે શીવજી સુણોરે નારી ને કોણ તમે જાતે,
શા કારણ અઘોર વંન આવ્યાં માંડી કરો વાતે. ૧
પાય પડી બોલ્યાં ભીલીરાંણી, સ્વરની જાત મારી;
પીઉ હમારો પરદેશ ગયો, કયારે આવે જુઓ રૂદે ધારી. ૨
ખટ માસ થયાં છે, કયારે આવે સ્વામી;
પ્રશ્ન જુઓ તમે જોગ જોગેશ્વર, કહું તમ શીશ નાંમી. ૩
પીઉ કારણ અમે વનમાં આવ્યા, વાટ જોઉં ન્યાળી;
ફકર થઇ હું વનમાં અબલા, દુરથી તમને ભાળી. ૪

કયારે મળશે સ્વામી હમારો, ધારીને બોલો ખરૂં;
સાચી વાત કહો જોગજોગેશ્વર, વન અથડાઈ મરૂં. ૫
બોલ્યા શીવજી સુણો ભીલીરાંણી,
શા મારો ભટકા. કૈલાસ ઉપર. ૬-૫
ગાંમ ગયાની આશા શી કરવી, ઘેલી થઈ નારી;
ગયા મુવાની ફકર ન કરીએ રૂદે જુઓ ધારી. ૧
ધણીનો શો ખપ તમારે, રહો મારે સંગે,
ખાઓ પીઓ તમે પહેરો હોડો રમો રૂડે રંગે. ૨
મહારાજ અમે છું ભીલની જાતે, તમારી જાત મોટી;
તમે છો ઇશ્વર હું છું દાસી, તપશા કરો ખોટી. ૩
બોલ્યા શીવજી વહાલમાં વટાળ ન હોય તે સાચું;
શાંગ મચકરો છો મનમાં સાચું નહીં કાચું. ૪
તમારે ઘેર ગંગા પારવતી, ઘેર વસે નારી;
હમે ભીલડીને તમે શું કરશો તે મેલે કાઢી. ૫
ગંગા પારવતી ઘેર છે નારી તુમ સુચીત અટકા;
કૈલાસ ઉપર. ૬-૬

મહારાજ મુખ સંભાળી બોલો વાત કરો ભારી;
જો હમારો ભીલ જાંણશે તે નાંખશે મારી. ૧
બોલ્યા શીવજી ક્રોધ ભરાણા શું બોલે નારી;
ભીલનો શો ભાર હમારે નાંખ્યો ત્રીપુરાસુર મારી. ૨
કહે ભીલી રાંણી સુણોરે શીવજી મંનની વાત કહેતી;
નાગો થઈ ભીલ નરત કરતો તો તેને રહેતી. ૩
માથે હાથને ગુજ્યે હાથ દઇ નાચતો કોળી;
શીવજી કહે હમે સર્વ કરશું, શીવશંકર ભોલી. ૪
નગ્ન થઇ શીવ નૃત કરે શીવ દે માથે હાથે;
ખડખડીને ઉમીયા હશીયાં તાળીને સાથે. ૫
ભોલા શીવજી ભરમે ભોલવાયા,
ઉમાએ દિયા ડંકા. કૈલાસ ઉપર. ૬-૭

પારવતીને પરહરૂં ગંગા તહારી દાસે,
સરવથી માનીતી કરી રાખુ મહારી પાસે; ૬
જોગીનાં આભુષણ આચરણ દેખીને ડરૂં,
તમારાં લક્ષણ હું સંભલાવું; મુખે કહું ખરૂં. ૨
જેજે શીવ જોગી અમલાયા રોગી, રંગી ભંગી રમતાહે;
આદ્ય આદે સર ભુચર ખેચર, મેલા ચાકર ભમતાહે. ૩
મહાપુરસ છે મોટા ખેંચ, લંગોટા ભંગકા લોટા ભરતા હે;
અબધુતકી ભોલી ભુતકી ટોલી સદા મસાંણે સુણતા હે. ૪
વેસ વીકરાલા સીરપર બાલા ત્રીજે નેત્ર અમી ઝરતા હે;
સર્પ આભુષણ ભસ્મ અંગ લેપંન, વાઘ ચર્મ અંગ ધરતા હે. ૫
હાથમાં ત્રીશુલ બગલમાં ગોલા, ભવીષ્ય દેખુંકુ દીકદકા.
કૈલાશ ઉપર. ૬–૮

આક ધંતુરો પીએ બહુ ભંગા, નીશામાં ચકચુર રહેતા હે;
કાંને દો કુંડળ આણંદરૂખડ, ગળે હલાહલ ધરતા હે. ૧
શંકરધારી રાખમાં પથારી, પાસે તું બાખડ ખડતા હે;
કહે ભીલીરાંણી સારંગ પ્રાંણી શંભુ સભાએ સુણતા હે. ૨
પ્રસંન થયા જોગી તુંને કરૂં ભોગી, ભીલી પાય પડી રાંણી;
મહારાજ મને વીશ્વાસ ન આવે સાક્ષી વીના સૌ ધુળધાંણી. ૩
તેત્રીસ ક્રોડને રાખું પાસે ચંદ્ર સુરજની કરૂં સાખે;
તુંને કરૂં રાંણી કહું સત્ય વાંણી દેવ સરવ નજરે દાખે. ૪
તેડાવ્યા દેવતા ચંદ્ર સુરજ બે થાઓ તૈયાર કરયાં;
ભીલી રાંણીનો વેશ બદલ્યો પારવતી પ્રગટ થયાં. ૫
લાજ્યા શીવ મસ્ટાયા દલથી, મંનથી ચોંસંકા;
કૈલાશ ઉપર. ૯–૯

કોપાંન થઇ ત્યાં ક્રોધ ભરાંણા, કાંમને ભસ્મ કર્યો;
હાં હાં કરતાં આવ્યાં પારવતી પોતે નખમાં ધર્યો. ૧
હસુ કરતાં ખસુ થયું શીવ આવ્યા કૈલાસે;
શીવ વીવાહ જે કોઇ સુણશે સાંભળશે ગાશે. ૨

અરથ ધરમ ને કાંમના છે, તે સરવે પાંમે
મોક્ષ સહીત તે જાય કૈલાશે, જંમ જાત વાંમે. ૩
શંકર કેરી ભક્તી કરજો તરશો સંસારે,
નરક નીવારણ પાપ પ્રજાલણ ઉતારે પારે. ૪
સંવત ૧૮૭૪માં શ્રાવણ માસે,
વદ પખવાડીઉ નાગ પાંચમ, ગાય હરગોવંનદાસે. ૫
જે સીવ જે સીવ બોલો પ્રાંણી,
ત્રઇલોકમાં દીયા ડંકા. કૈલાશ ઉપર. ૧૦

## અથ શીવ કૃષ્ણની લાવણી.

વીષ્નુકા જબ જનમ હુવા, મહાદેવ હુવા મંન પરસંનમે;
શ્રી ક્રીષ્ણકે દરશન કરને આયે સદાશીવ ગોકુલમે. ૧
સેલી સંગી ઝોલીરે ઝંડા, ધરલીયા હે શીવરંગા;
સરપકુ લઇ ડાલે ગલામે ભસ્મ લગાયા શીવ અંગા. ૨
જમણા કરમે લીયા હે તરશુલ ડાબે કર ડમરૂ છાજે,
ત્રીજે હાથમાં બ્રહ્મ કપાળ ચોથે કર હરણી છાજે. ૩
જટા હે છુટી બગલમાં ગોલા, ત્રીજે નેત્રકી હુઈ જાલા;
બાંકડી મુછ વીપરીત વેશ અરધ ચંદ્રકા અજવાલા. ૪
વાળી કછોટા ચઢા પાવડી વાઘ ચમ્ર શીવે ઓઢયા,
પુછે પારવતી સુણોરે શીવજી કીયા મુલક પર કયાં દોડયા. ૫
બોલ્યા શીવજી સુણો પારવતી અબમે જાઉં જંગલમે,
શ્રીક્રીષ્ણકે દર્શન કરને આયે. ૬—૧
કૈલાસસે ચલે આયે સદાશીવ સટક ચલે વાં સટકાયા,
ગોકુલ ગાંમ દરવાજે ચોકી ચોકીદારને અટકાયા. ૧
એસા બેશધર કહાં જાતા હો ક્રીસકા ઘર પર હે ધાંમા,
હમે ખબર જા કહીયે ઘરમેં ચલે આયે મહારાજ સાંહાંમા. ૨

બોલ્યા શીવજી સુણોરે શેવક નહીં ધામા ભીક્ષા લેની,
નંદ તણે ઘેર બાલક ઘરમેં વાં જા કરં ખબર કહેની. ૩
આયા સેવક ચલીયા નંદ ઘર, જસોદાજીકુ જા મળીયા;
આયા દર્શનકુ અબધુત કોઇ બેશ દેખકર હમ છલીયા. ૪
મહા જોરાવર બલીયા જોગી, અમે દરવાજે અટકાયા;
વચંન સુણી બોલી નંદરાણી કહે બાલક ઘર નહી આયા. ૫
ફાલ પડીરે મેરા બાલક બીવે, ગોદ લઇ ચલી ઘરમે;
શ્રીક્રીષ્ણકે દર્શન. ૬-૨

જે માગે સો દયો જોગીકુ, કાડ છોડો હેને જંગલમાં;
પાય પડી કરો પરણીપત મત આનેદો ગોકુલમાં. ૧
આયા છડીદાર કહે જોગીકુ, સી ઇચ્છા તેરે દલમે;
પાય પડુ આયા ત્યાં જાવ, પેસો તો ઠપકો હમને. ૨
શીવજી મંન ક્રોધ ભરાંણા, ત્રીજા નેત્રકી હુઇ જ્વાલા;
નજરબંધી હુઇવાં સબકી, અંધ થયે વાં સબપાલા. ૩
ગોકુલ ગાંમમાં આયા, સદાશીવ ચલે આયેરે નંદજી ઘરકું
અલક શબ્દ ઉચ્ચાર મુખ બોલ્યા, દુનિયા સરવ મનમાં થરકયું. ૪
સંગી નાદ બજાયા જોગી, શંખ નાદ કીયો શીવે;
હાં હાં કરતી આઈ નંદરાંણી ઘર, મેરા બાલક બીવે. ૫
સંતાયા કૃષ્ણને ગોદ ઓઢાયા, દોડ ચલી પેઠી ઘરમે;
શ્રીકૃષ્ણકે દર્શન. ૬-૩

થાલ ભરી મોતનકી લાઇ, લ્યો મહારાજ એમ ન કરતી;
રખે મહારો બાલક માગે, મનમાં એ ઘણું ડરતી. ૧
કયા કરૂં તેરા માણેક મોતી કંકર પથર નહીં લેઉં,
મેરે તો કછુએ ના ચાહીયે બાળક મેં નજરે જોઉં. ૨
એસી બાત નહી હોવે, બાળક બીવે ઘણું એ રોવે;
વેશ તમારો અબધુત જોગી, છલી મરે નજરે જોવે. ૩
પાય પડું ઓઢાડું પીતાંબર, હમેરા સીરપર હાથ ધરો;
રાંક ઘેર રતંન છે મહારે, તે ઉપર શ્રી નજર કરો. ૪

પારણે પોઢયા નાથ જુગતકા, કલો કલો ખાઇ રોવે;
શીવ દર્શનકા ભાવ હે મનમાં, ઊંધા થઇ ચતા સોવે. ૫
સખી સહુ આવિ જસોદાકી, ધાઇ અને પેઠી ઘરમે;
શ્રી ક્રષ્ણકે દર્શન. ૬–૪

એક સખી કહે સુણોરે જસોદા, સીધ મોટા ભારે જોગી:
દેખાડો હેમને આપો હાથમેં, કાયા કરે એ નરોગી. ૧
જોગીનો વીશ્વાસ સો ગણવો, લેઇ જાય તો શું કરીયે;
હાથ લહેણું લેઇ જાયે બાલક, રોઇ રોઇ સર્વે મરીએ. ૨
એક સખી કહે આપો હાથમાં, આપણ સહુ ઉભાં રહીયે;
આપણા સુતને એ લઇ જાય તો તેની સાથે સહુ જઇયે. ૩
હીમત રાખી લીધા હાથમાં, રોઈ રોઇ કલો ખાએ,
હાથે લઈ આપ્યા ઇશ્વરને કરો કીરપા કરાર થાયે. ૪
શીવે લીધા શ્રી ક્રીષ્ણાંને રોતા રહ્યા છે તે ઘડી,
જાદુ કર્યું રોતું રહ્યું બાળક લઇ જાસે એમ ફાલ પડી. ૫
કાલાવાલા કરી લ્યો બાલક લેઈ જાએ એને ઘરમાં,
શ્રી ક્રીષ્ણાંકે દર્શન. ૬–૫

મહારાજ મહારૂં બાલક બીસે, દયા કરી દીજે હમને;
હીરા મણી માણક હું આપું, અન્નદાનન દીજે તમને. ૧
છલસે બીસે રોશે છોકરૂ આપો વચન પાલુ,
બગાસામાં ત્રણ લોક દેખાડયા માત જસોદા સૌ ભાળ્યું, ૨
તેરા બાલક કોઇ દીન નહી રોવે હમેરે દર્શનકા કાંમ,
લે તેરા બાલક દીયા હાથમેં શીવ ચલે કૈલાસ ગાંમ. ૩
સંવત ૧૮૭૩માં શીવ ક્રષ્ણાકા છંદ કીયા,
પરસોતમ માસ સુધ હે પક્ષ એકાદશીકે દીન ડંકા દીયા. ૪
વલ્લવહરી ગુરૂ છે મોહોટા, ઉનકી ક્રપાસે છંદ બના;
અભેરાંમ સુત હરગોવિંદ બાલક, જાણે અજાણે મુખે ભણયા. ૫
જે જે મુખ બોલો પ્રાંણી દયા દાંન દીજે કરમાં;
શ્રી ક્રષ્ણુકે દર્શન. ૬–૬



# અથ કાલકાની લાવણી.

પાવાઘડ પર બડી જોરાવર દેવી મહાકાલી,
દીયા પતાઇકુ રાજ ઉને નહીં ઉનકી સંભાલી. ૧
આયા આસો માસ દેવીકા હે નવરાત રે,
સોલે રાંણી ગરબા ગાવે મલી હે જાત રે. ૨
સતરમી મહાકાલી આઈ નવ સતી સણગારે,
ચલકે ચરણા ચોલી સાળુ તેજ હે અપરંપારે. ૩
મહોલસે રાજા પતાઈ આયા ગરબા દેખનકુ,
સત્તરમી જબ દેખી સુંદરી જા પુછો ઉનકુ. ૪
આયા ખીજમતદાર પુછનકુ, તુમ હો કોણ રાંણી,
રાજા પતાઇએ હમકુ ભેજા બોલો અમ સુ વાંણી. ૫
દેવી ચંચલ હુઇ જબ મનમેં જાઉ મેરા ડેરા,
આગલ આયા પતાઇ રાજા જબ રસ્તા ઘેરા. ૬
બોલ્યા પતાઇ સુણો રે નારી તુમકુ વેણ કહુ;
કોનકી રાંણી કહાં જાતી હે આધી રેહેનકુ. ૭
એમ કહી વા પલ્લા પકડા ખડી રહે મહાકાલી;
દીયા પતાઇકુ રાજ ઉને નહી ઉનકી સંભાલી. ૮-૧
માગ્ય માગ્ય રે પતાઇ રાજા કયા તેરા દલમેં,
જે ઇચ્છા જો હોય તમારે તે દેઉં પલમેં. ૧
કયા માગું રે નારી તુમસે કયા વચંન બોલે,
મેં માગુજી એતના તુમસે ચલો તો મહોલે. ૨
ફટફટ રે પતાઇ રાજ ઘડ તેરા જાશે,
માનજે તું વંચન હમારા હલ્લા હલ થાશે. ૩
છટક છોડાકર ચલી હે મૈયા કોપ કરી મનમેં,
અબમેં કેસી રહું ઘડપર જાપે સુભોમે. ૪
આધી પેઠી ભોમ સદને મઇકા કેશ ગ્રહ્યા,
હમારી કયા વલે રે મૈયા પુખસે વચંન કહ્યા. ૫

સદન પીર તુંમ બેઠો મોજમેં હમ તમ પાસ ખડે,
રાજાકી સબ હુઈ ખરાબી તુમ હો પીર બડે. ૬
પતાઇ રાજો હાથ ઘસે જબ કરમ તો ફુટે,
કાલી મૈયા ન ઓલીખી આપણુ એ દેવી રૂઠે. ૭
પસ્તાયા રાજા આપદ લસે દેવી નહી ભાલી,
દીયા પતાઇકુ રાજ. ૮–૨
એમ કરતાં બહુ દીવસ થયા જે વાત પડી છેડે,
રાજા કચેરી કરકુ બેઠા આયા જાચક ડેરે. ૧
જાચકકે રાજા પતાઇ રીઝો માગ માગે છે શું,
ઘોડા પાલખી સોના કડાં તને સરપાવ આપું હું. ૨
શું કરૂં રે તારાં સોના કડાં ઘોડા પાલખીઓ નહીં;
તેરા સીરકો સરપાવ દેવે તો એ વાત જ સહી. ૩
શું માગ્યું રે જાચક એથી જે માગે તે ખરૂં,
મેરા સીરકો મોલ નમાવે તો મેં પેહેલાં મરૂં. ૪
નહીં નમાવું પાઘ તમેરા ઉતારી સલામ કરૂં,
મારા બાપનો કોલ દઉં તમ વચંન માનો ખરૂં. ૫
લીયા હે સરપાવ પતાઈ રાજાકા જાચક ખુશ હુઆ,
બાંધ્યો સીરપાવ શીરપર જાચક માર સીર ગયા. ૬
આયા અમદાવાદ ગયા ઓ પાછ્યા કે ઠાંમે,
ઢીચણ ઉપર પાઘ ઉતારી પછી કરી સલાંમે. ૭
દીયાતા કોલ પતાઇકા કરમેં વાચા તે પાલી,
દીયા પતાઇકુ રાજ. ૮–૩
બોલ્યા પાછયા સુણો રે જાચક કેસા જાદુ કીયા,
કોણ ગુરૂ તેરા સીરપર એસા મંત્ર દીયા. ૧
બોલ્યા જાચક સુણો રે સાહબ મેં જાચક તેરા,
પાઘ નમાવું તો પાવા પતાઈ સીર કાટે મેરા. ૨

તેડયાં પરધાંન પાછયા એ કાંઇ ખાંચ આઈ દલમેં,
કે સાવડ એ કેસા રાજા દેખાડો હમને. ૩
કરી મનસુબો હલ્લાં કીધી નગારા કીયા,
લાખુ ફોજ લઈ કરી અસવારી મુકામ ડેરા દીયા. ૪
ચઢી અસવારી પાછીયાકી સવા ગજ વાંલીંદ ચઢે.
તોપો બંધુકો વાંણુ જંજાળો નગારાં ધુમ પડે. ૫
કુચપર કુચપર મુકામ કરે તે પાવાઘડકુ અડે,
સાંમા પતાઈ તોપ ચલાવે પાછા પતાઇ વઢે. ૬
તોપો બંધુકો વાંણુ જંજાળો સાંમા સાંમી હોવે,
ફોજકા કાંઇ દસ્ત ન લાગે પાછી યા દલજોવે. ૭
મારે તોપો વાગે પહાડમાં બહાર જાય ખાલી,
દીયા પતાઇકુ રાજ. ૮–૪

છ મહીના જબ હુઇ લડાઇ સુલતાંન મન હારા;
ફોજ ફેરવો પાછી ગુજરાત પરધાંન કુંવારા. ૧
બડા એ ઘડ બડી હે મૈયા દસ્ત નહીં લગા,
કાલીએ ભેજ્યા પતાઇકા ફંટઇયા સગા. ૨
આવી ફંટઇએ સલાંમ કીની બાદશાહ ખુશ હુઆ,
મેરી હીકમતસે ફોજ ચઢાઉં ઉનકુ સીરપાવ દીયા. ૩
બોલ્યા ફંટઇયા સુણો રે પાછયા રસાલકી પોઠ ભરો,
હજાર દો હજાર પોઠી મંગાવો ઉસમેં મુગલાં ભરો. ૪
ભરી હે ગુણો મુગલેકી જબ પોઠા ચાલતી કરી,
બુઢીયે દરવાજે સુરદાસ બેઠા પોલીયા બોલ્યા ફરી. ૫
કહાંકી પોઠ કોણજ લાયા, કયા ઉસમે ભરા,
કોણ હે નાયક કોણ હે સરદાર, હમસુ બોલા ખરા. ૬
માલવ દેશશે ફોજ જબ આઇ ઘઉં જવાર ઉસમે ભરી,
ગણુલ્યો પોઠી રાજાએ બોલાયા અબ ના બોલો ફરી. ૭

ગુણો ઉપર જબ હાથ ફેરવે અંન નહીં ધાલી,
દીયા પતાઇકુ રાજ. ૮–૫

સુરદાસકુ ડગા જબ ભાસ્યા ગુણોમાં સીખ ચાલી,
મુગલેકુજા કાલજે લાગી લહુ નીકવલી. ૧

ફાડી ગુણો જબ મુગલે નીસરે હાથમાં હથીયારાં,
માર્યા પોલીયા મારી ચોકી ચઢી ગયાં અપરંપારા. ૨

ચઢી હે ફોજ ગડ પર બાંધી નીશાન જગાડયા,
મારી ઠાંમો ઠાંમકી ચોકી રજબુત બહુ વાઢયા. ૩

ધડ ઉપર જબ દુંડી ફેરવી મૈયા કાલીકી,
પાછીયા જઇ કાલીકુ નમીયા તસ્મીલ કરો પીરૂંકી. ૪

પતાઇ રાજા કાલી પાસ જઇ વીનતી બહુ કરે,
ખીમા કરો અપરાધ હમેરા ફોજાં પાછા ફરે. ૫

કાલી મોં ફેરવ કર બેઠી, દુષ્ટ જા યાંથી,
પતાઇ રાજા મન મષ્ટાંણો આવ્યો છે કયાંથી. ૬
મનસુબો કરી ઘરની રાંણીઓ કાઢી તલાવે,
ઘંટીઓ મંડાવી મોતી શણગાર ભરડાવે. ૭
મહારો દ્રવ્ય લઇ જાએ બાદશાહ ઘર કર્યું ખાલી,
દીયા પતાઇકુ રાજ. ૮–૬

લુંટાવ્યા ખજાના માલ મીલકત લુંટાવી દીધું,
નીરભે થઇને આવ્યો તલાવે હાથ ખડગ લીધું. ૧
નવસે નવાણું મારી આંખની ચઢી ભમ રે,
દાસીઓનો તાગ નહીં ત્યાં વાઢ્યો ઝમ રે. ૨
કરી કેસરીયાં પતાઇ રાજા આડ હથયાર પડયો,
સાથે રજબુત ખાસ ટુકડી પાછીયા સામો વઢયો. ૩
કરી ઉડાવણી હલાંકી લશ્કરમાં ભેલ પડી,
બોલ્યા પાછીયા અબ કયા દેખો રાજા આયા ચઢી. ૪
ઝુડયા મુગલા માર્યા રજબુત કર્યું કચરઘાંણે,
મુગલે આવી ઘાવ કીયા લીયા પતાઇ પ્રાંણે. ૫

શીર છેદ થાળીમાં ધરકર પાછીયા પાસ લાયા,
સુલતાંન પાછીયા સામું દેખે સીરે મોં ફીરયા. ૬
બોલ્યા પાછીયા સુણોરે પરધાંન સીર નહીં નમતા,
એસા સુરામેં નહીં દેખા સુરા મંન ગમતા. ૭
સુરો સેજ મરાણો જ્યારે કોપી છે કાલી,
દીયા પતાઇકુ રાજ. ૮-૮

પાવાં રાંણી પ્રસંન હોવે પાછયાકા કયા ભારે,
કાલી મૈયા ઉસપર રૂઠી ગયા પતાઇ હારે. ૧
રાવણ બુધી ભ્રષ્ટ થઇરે હરી સીતા નારી,
સોના કેરી લંકા ખોઇ ને જાતે નાંખ્યો મારી. ૨
વીમળ મંનવી બળ થયું ગુરૂની પક્ષ તાણી,
કોપ્યાં અંબાજી આગ ઉઠાડી જાતે તજ્યો પ્રાંણી. ૩
રીધસીધ આપી કાલી રાજા કરી પધરાવ્યો,
કરમ હીણ હીણી છે બુધી માને કહે ઘેર આવો. ૪
કાલી કેરા છંદ બોલે જબ પરસન હોય મૈયાં,
ભાવ ધરી નરનારી ગાવે આપે ધરધંન છૈયાં. ૫
સંવત ૧૮૬૬ વરખે માસ હે ભાદરા,
સુધ પખવાડીઉં સપ્તમી વાર હે બુધવારા. ૬
વલ્લવહરી ગુરૂ દેવ હમારે સીરપર હે ભારે,
ગુલામકા ગુલામ હરગોવંન ગાવે કહું વારંવાર. ૭
કાલી કેરી ભક્તી કરજે પ્રીત વચંન પાલી,
દીયા પતાઇકુ રાજ ઉને નહીં ઉનકી સંભાલી. ૮

## લાવણી અંબાજીની

અંબા અલબેલી માત બીરાજે તખતપર,
માનું ઝગમગ મુખડું ઝળકે હીરા મુખડાપર. ૧

માની જળહળ જોત ઝળકે ચંદ્રમા સરખી,
માનું કમળવદન મુખડું જુઓને નીરખી. ૨
માનું ત્રીગુણરૂપ સરૂપ જુઓને નીરખી,
માને જ્યારે જોઉં ત્યારે નીરખું સદાએ સરખી. ૩
લેઉં બલૈયાં બલ જાઉં વારી મુખડાપર,
માનું ઝગમગ મુખડું ઝળકે હીરો મુખડાપર. ૪-૧
માને શોભે કેસરી આડ બીરાજે ટીલડી,
માને કાંને ઝબુકે ઝાલ ગલામાં દુલડી. ૧
માને હાથે સોવરણ ચુડો ચંદન ચુડી,
માએ ઓઢયો કસુંબલ ઘાટ દીસોછો રૂડી. ૨
માને પાયે ઝાંઝર ઝમકે ઘુઘરાપર,
માનું ઝગમગ મુખડું ઝળકે હીરો મુખડાપર. ૩-૨
માને આરતી ઉતારી લાડ ઘણાં લડાવે,
માને ચંદન ચરચીત પુષ્પ બહુ વધાવે. ૧
માને તાલ તંબુરા નૃત્ય કરી રીઝાવે,
માના શેવક સહુ મળીને માના ગુણ ગવરાવે ૨
બોલો જેજે જુગતંબે આદ્ય જુગતપર,
માનું જગમગ મુખડું. ૩-૩
મા સુરત સેહેર મધ્યે છે ધોઈ ફળીયામાં,
આઈ અંબાજીની પોળ દીસે છે તેમાં. ૧
મા જાહીર જોર ઘણો ભારે મુલકમાં,
મા બ્રાહ્મણ સઘળા વેદ ભણે છે ડેરામાં. ૨
માનું ફરકે છે નીશાન શીખર ઉપર,
માનું ઝગમગ મુખડું. ૩-૪
ગુરૂ રાજગીરી હરીવલ્લવરાંમ તારો,
કરજોડી ને કરે છે ટાળોને ફેરો હમારો. ૧

અષાઢ સાઠ શ્રાવણ સુકલ પક્ષ છે સારો,
તીથી નવમીને ત્યાં વાર આવ્યો છે બુધવારો. ૨
તે સારૂં મેહેર કરોને હરજીવંનપર,
માનું જગમગ મુખડુ. ૩–૫

---

## માતાજીના સાતવાર

બહુચર માતા જુગતકી દાતા વરણવ તેરા કયા કહું,
ઘેલે ગાંડે છંદ બનાયા સાતવાર તેરા ગુણ ગાઉં. ૧
રવીવાર રવી કોટ બીરાજે જગમગ જ્યોત અજુઆલા,
શીશદાંમણી બંદીટીકા ગલે બીચન મોહનમાળા. ૨
ખપર ડમરૂ ત્રીશુળ સોહીએ હાથલીયારે મધુકા પ્યાલા,
દૈતો પુનપુન પુના કીયા મા કરો દેવકા રખવાલા. ૩
ઐસી મા આદ્ય ભવાંની તેરા ચરણ મેં ચીતલાઉં,
ઘેલે ગાંડે છંદ બનાયા સાતવાર તેરા ગુણ ગાઉં. ૧
સોમવાર શક્તીકી શોભા આંગી ચુંદડી બીરાજે,
અણવટ વીંછવા પાયેને પુર ઠમકેસે ઘુઘરી ગાજે. ૨
તાલ પખાજ મરદંગ વેણા ઘડી ઘડી ઘડીયાળ ગાજે,
નોબત ગડગડ ચમર ઉડતી શીશ ઉપર છતર છાજે. ૩
દેખત તેરી શોભારે મા બેર બેર મેં કયા કહું,
ઘેલે ગાંડે છંદ બનાયા સાત વાર તેરે ગુણ ગાઉં. ૩–૨
મંગલવારકુ આદ્ય મહંમાયા, તુમરખના સબપર મેહેરે,
ગરીબ અદના ભુખ્યા પ્યાસા, સબકી દીલમે ફીકરે. ૧
આદ્યભવાંની તુંમ દયાલી, જુગતકી પાલણ હારી,
તીન લોક મંડાયે તું મને શીવ શકતીકા વિસ્તારી. ૨
અપરંપાર તેરારે, મા ધ્યાંન લગ્યા સો કયાં જાઉં,
ઘેલે ગાંડે છંદ બનાયા. ૩–૩
બુધવાર બુધીકી દાતા કાળીદાસ કવીતા કીયે,
મુઢ મતીકું જ્યાંન બતાકર સેજમાં પાર ઉતાર દીયે. ૧

માની જળહળ જોત ઝળકે ચંદ્રમા સરખી,
માનું કમળવદન મુખડું જુઓને નીરખી.
માનું ત્રીગુણરૂપ સરૂપ જુઓને નીરખી,
માને જ્યારે જોઉં ત્યારે નીરખું સદાએ સરખી.

લેઉં બલૈયાં બલ જાઉં વારી મુખડાપર,
માનું ઝગમગ મુખડું ઝળકે હીરા મુખડાપર.

માને શોભે કેસરી આડ બીરાજે ટીલડી,
માને કાંને ઝબુકે ઝાલ ગલામાં દુલડી.

માને હાથે સોવરણ ચુડા ચંદન ચુડી,
માએ ઓઢયો કસુંબલ ઘાટ દીસોછો રૂડી.

માને પાયે ઝાંઝર ઝમકે ઘુઘરાપર,
માનું ઝગમગ મુખડું ઝળકે હીરા મુખડાપર.

માને આરતી ઉતારી લાડ ઘણાં લડાવે,
માને ચંદન ચરચીત પુષ્પ બહુ વધાવે.

માને તાલ તંબુરા નૃત્ય કરી રીઝાવે,
માના શેવક સહુ મળીને માના ગુણ ગવરાવે

ઓલો જેજે જુગતંબે આદ્ય જુગતપર,
માનું જગમગ મુખડું.

મા સુરત સેહેર મધ્યે છે ધીઈ ફળીયા
આઈ અંબાજીની પોળ દીસે છે તે

મા જાહીર જોર ઘણો ભારે મુલક
મા બ્રાહ્મણ સવળા વેદ ભણે છે રે

માનું ફરકે છે નીશાન શીખર ઉપર,
માનું ઝગમગ મુખડું.

ગુરૂ ગજગીરી હરીવલ્લવરાંમ તારો,
કરજોડી ને કરે છે ટાળોને ફેરો હમારો.

લાખુ ફોજ ફરે પાછયાકી, મારે મુલક સબ વશ કીયા;
ભોભાંણું ન મળે દેશમાં, જસ પરતાપસે ડંકા દીયા. ૩
આશા ખાંટઓર ગાંમ આસ્તોડીઉ, સાભરમતી ગંગાજી વહે;
સાંઢ ઘોડો પાછયા કારાવત, મધ્યાન સમે ગંગા પરહે. ૪
પાય ઘોડાં નદીકે તીર પર ઘડી દો ઘડી, મુકામ કરે;
આશાખાંટકી બેટી તેજ બાઇ, શીરપર ગાગર પાંણી ભરે. ૫
તેજ ઉનકા દમયંતી રાંણી, દેવ દાસી જાણે ઇંદ્રપુરી;
નેનુને ન મલે રાવતકુ, સવાર હોકર જાય ફરી. ૬
એક પહોર મેં આવે નદીપર, દુસરે પહોર પટણ જાવે;
ભોગપુરાજ બહુ વારાવતકા, ઘોડા દેખ ન પાછયા આવે. ૭
દેખતાં દેખતાં સબ ઘોડેકુ, સાંઢ ઘોડેપર હાથ ધરા;
સાસ ચાલેજે સીવંમનસે, પરસે નામે ભીજા ભરા. ૮
બોલ્યા પાછયા કયાં ગયા રાવત, કેસા સપાટા ઉનકુ દીયા;
સબસે સવાઇ મશાલા ખાવે, કયા જોરસે ન બલાકીયા. ૯
થરથર ધ્રુજ્યા રાવત મનમે, હાથ જોડ પાસ અનખડા;
કરે તસ્મીલગુના બકસો, દીન દનીકા પાછયા બડા. ૧૦
સચ બોલે તો નહીં દઉં સુલીયે, સચ બોલે હુઆ છુટકા;
વીચાર્યું રાવતે ખરા નહીં બોલું. જીવ જાય અપઘડી મેં ફટકા. ૧૧
કરી સલામ જબ રાવત બોલ્યા, પચાસ ગાવપર પાણી પાતા;
ગાંમ આસ્તોડીઉ પાસ હે ગંગા, પાંણી પાય પીછા આતા ૧૨
આશા ખાંટકી બેટી તેજાં, ઉસપર મેરા ચિત ઠરા;
મેં જાણું સાહબકા ઘરમાં, એસી રાણી લાવું ખરા. ૧૩
રૂપ ઉનકા કયા કહુ મહીમા, આપકા ઘરમેં એ છાજે;
મારો ગરદંન ગુના હમેરા, મેં જાતા આપકે કાજે. ૧૪
ગુના બખસ્યા ભોલા પાછયા, દેખાડદે નજરે મેરી;
આપણાં ઘરમાં આવે ઓ રાણી, મેં સંભાળ રાખું તેરી. ૧૫
દુસરે દીન પાછયાકુ બોલ્યા, દો ઘોડેપર સાજ કીયા;
પાછયા રાવતકી કરી અસ્વારી, દોન ફરેકુ સાથ લીયા. ૧૬
આયા નદીપર પાંણી પીલાયા, મુકાંમ ઉપર જાય ઠરા,

જળ ખીચે પાષાણુ તરાએ પાગ સમુંદર બંધાએ,
દૈત્ય દેખી થરથર ધ્રુજ્યા, રાવણકું માર્યો ધાએ. ૨
અપરંપાર તેરારે મા ક્યાંન લાગ્યા સો કયાં જાઉં,
ઘેલે ગાંડે છંદ બનાકર સાતવાર તેરા ગુણ ગાંઉં ૩-૪
બ્રેસ્પતવારકુ મૈયા તેરા, ભંડાર હોયગા ભરપુરા,
દોલત દુનીય માલ ખજાના દો મૈયા આણીસુરા. ૧
તેત્રીસ ક્રોડ દૈત્ય દેવતા સબખપરકી અંદરે,
સુરીનર મુનીવર નારદ સારદ હરદંમ કરતા જીકારે. ૨
અપરંપાર તેરારે મા કયમ કરી પાલવ સાહુ,
ઘેલે ગાંડે છંદ બનાયા સાતવાર તેરા ગુણ ગાઉ. ૩-૫
શુકરવારકી સુંદીર શોભા મૈયા તેરા ગોખકી,
ચુની ચળકે મોતી લટકે અખંડ જોત દીપકી. ૧
દરશન આવે સબ દુઃખ જાવે પાપ ઘટે કુળ જનમકા,
ભવસાગરકુ પાર ઉતારે મીટે ફેરા ચોરાસીકા. ૨
અપરંપાર તેરારે મા, દર્શનસે મુકતી પાઉ,
ઘેલે ગાંડે છંદ બનાકર સાતવાર તેરા ગુણ ગાઉ. ૩-૬
શનીવારકુ સકળ દુનિયા કરતી હે તેરી આશા,
રાજગીરી ઉસ્તાદ હે અદના ચરણ કમળકા હે પ્યાસા, ૧
સાતવારકું લહુ એકવાર, છંદ બનાના દરખાસા,
પાનાચંદ ઓર મુળજી દોનું મંગત મુગત્તીબાશા. ૨
એતંના હમકુ દેનારે મા બેર બેર મેં કયા કહું,
ઘેલે ગાંડે છંદ બનાકર સાતવાર તેરા ગુણ ગાઉં. ૩-૭

## અથ લાવણી પાદ્છીપાની.

ગણુપત લાગુ પાય કરજોડી, વીનંતી કરૂં મેં ખડા ખડા,
મેહેર કરો આપો મુજ વાંણી, તેત્રીસ કરોડ મે તુમે બડા. ૧
દલ્લી સહેરસે આયારે પાછ્યા, સુલતાંન હેમદનાંમધરા,
ચઉઆલ ચોકમેં પીરહે પાટણ, વાંજા સકર રાજકરા. ૨

લાખુ ફોજ ફરે પાછયાકી, માર મુલક સબ વશ કીયા;
ભોભાંણું ન મળે દેશમાં, જસ પરતાપસે ડંકા દીયા. ૩
આશા ખાંટઓર ગાંમ આસ્તોડીઉ, સાભરમતી ગંગાજી વહે;
સાંઢ ઘોડા પાછયા કારાવત, મક્યાન સમે ગંગા પરહે. ૪
પાય ઘોડાં નદીકે તીર પર ઘડી દો ઘડી, મુકામ કરે;
આશાખાંટકી બેટી તેજ બાઇ, શીરપર ગાગર પાંણી ભરે. ૫
તેજ ઉનકા દમયંતી રાંણી, દેવ દાસી જાણે ઇંદ્રપુરી;
નેનુને ન મલે રાવતકુ, સવાર હોકર જાય ફરી. ૬
એક પહોર મેં આવે નદીપર, દુસરે પહોર પટણ જાવે;
ભોગપુરાજ બહુ વારાવતકા, ઘોડા દેખ ન પાછયા આવે. ૭
દેખતાં દેખતાં સબ ઘોડેકુ, સાંઢ ઘોડેપર હાથ ધરા;
સાસ ચાલેજે સીધંમનસે, પરસે નામે ભીજા ભરા. ૮
બોલ્યા પાછયા કયાં ગયા રાવત, કેસા સપાટા ઉનકુ દીયા;
સબસે સવાઇ મશાલા ખાવે, કયા જોરસે ન બલાકીયા. ૯
થરથર ધ્રુજ્યા રાવત મનમે, હાથ જોડ પાસ અનખડા;
કરે તસ્મીલગુના બકસો, દીન દનીકા પાછયા બડા. ૧૦
સચ બોલે તો નહીં દઉં સુલીયે, સચ બોલે હુઆ છુટકા;
વીચાર્યું રાવતે ખરા નહીં બોલું. જીવ જાય અપઘડી મેં કટકા. ૧૧
કરી સલામ જબ રાવત બોલ્યા, પચાસ ગાવપર પાણી પાતા;
ગાંમ આસ્તોડીઉ પાસ હે ગંગા, પાંણી પાય પીછા આતા ૧૨
આશા ખાંટકી બેટી તેજાં, ઉસપર મેરા ચિત ઠરા;
મેં જાણું સાહબકા ઘરમાં, એસી રાણી લાવું ખરા. ૧૩
રૂપ ઉનકા કયા કહુ મહીમા, આપકા ઘરમેં એ છાજે;
મારો ગરદન ગુના હમેરા, મેં જાતા આપકે કાજે. ૧૪
ગુના બખસ્યા ભોલા પાછયા, દેખાડદે નજરે મેરી;
આપણાં ઘરમાં આવે એ રાણી, મેં સંભાળ રાખું તેરી. ૧૫
દુસરે દીન પાછયાકુ બોલ્યા, દો ઘોડેપર સાજ કીયા;
પાછયા રાવતકી કરી અસ્વારી, દોન ફેરેકુ સાથ લીયા. ૧૬
આયા નદીપર પાંણી પીલાયા, મુકાંમ ઉપર જાય ઠરા;

ઘરસે આઇ તેજાં નારી, બીછલ્ર ગાગરવાં પાંણી ભરા. ૧૭
બોલ્યા રાવત સુણોરે પાછ્યા, ઉનકી ખાતર આંનખડા;
નજરા નજરી દેખાઈ તુમકુ, દલચા હસો તુમે બડા. ૧૮
બોલ્યા પાછ્યા સુણરે રાવત, પકડ લાવ એ બાત ખાસી,
બોલ્યા રાવત એ કયા બોલ્યા, આશા ખાંટ હે મેહેવાસી. ૧૯
ચલો પટણમેં કરો મનસુબો, ફોજ લઈ આવો ભલાં;
મોહોમાં મારીલો એ રાંણી, ફોજ લઇ કરાં હલાં. ૨૦
આયા પટણમેં બેઠા ગાદીપર, ફોજ સબ તૈયાર કરી;
ફોજ ચલીમે વાસમાં આઇ, નદીપર ઢાલાં કરી ખડી. ૨૧
આયા આશા ખાંટ મલીયા પાછીયાકુ, છોટી ગાંમડીપર કયા જોરા;
હજાર રૂપૈયા લો લ્યો ખંડણીકા, નજરાણા મે દઉં ઘોડા. ૨૨
નહીં લઉં નજરાંણા નહીં લઉં ઘોડા, પચીસ હજારકી જાશાં ભરો;
ન મળે રૂપૈયા ખાંટજી, તુમ તુમેરી બેટીકા વીવા કરો. ૨૩
બોલ્યા આશા ખાંટ સુણોરે પાછીયા. એસી વાત કાંઇ નહી હોવે;
મરૂં મરૂં લડું તમ સાથે, દુનીયા સરવ નજરે જોવે. ૨૪
પકડી તરવાર ખાંટ ઉઠયા, ગામમાં આવ્યા તે ઘડી;
ખાંટે જઈ નારીને પુછયું, સાંભળ વાત તે વડી. ૨૫
મારશે ગાંમ મારશે છોકરાં, કહો નાશીને કયાં જાશો;
કીયાં સગાં તારે પછવાડે, કોને લઇને કયાં ધાશો. ૨૬
રૂડી રીતે દોએ દીકરી, દીકરી કેરૂ ભાગ્યે ભળ્યું;
પાછીયા જમાઇ આપણે કયાંથી, જો માનો તો કહું ખરૂં. ૨૭
સમજાવ્યા નારીએ નરને, ભાંજગડ મોકલી છે ખાંટે,
પાછ્યાકા આગળ, જાસબ કહી મંગાઇ મીસરી સકર બાંટે. ૨૮
શુકરવારે આવ્યા મહુરત, તેડયા સહીદ કાજી મુલ્લાં;
ફોજ લઈ ચઢયા વરવાડે, નકા પડયા તેજાં ભલ્લાં. ૨૯
પરણ્યા પાછ્યા રીઝ બુઝસે, ખાંનપાંનમાં ખુશ પાયા;
અબ કાહુ જાવે પટનમે, પટણ સહેરસો અહી આયા. ૩૦
સુણોરે ઉત્પત પાછીયાકી, ભટ હરગોવંનને આપ કીયા;
કરમ ફર્યો જબ આશા ખાંટકો, તેજાં નારી ઉદરીયા. ૩૧

# નવાપરાની લાવણી.

નવાપરામાં બાઇ બીરાજે બહુચર નાંમ ધરાયેહે;
કુરકુટ વાહંન ખપર હાથમેં, ગીરીસ્વેતસે આયેહે. ૧
વાંસેવ કથા બચીયા પાવઇ, વલ્લવભટજી હે પાસે;
નવાપરામાં બાઇ બહુચરા, સૌ કેરી પુરે આસે. ૨
વાંસે કુચકીયા બાઇ બહુચર, પાટણ પરગણુએ ચાલી;
નવખંડ ન્યાહાલે નજર દેવી, ચૌવાલમેં નજર ઘાલી. ૩
તીન ગાંમને તર ભેટે,તેરા વાવ્ય કુંડપર હે ડેરા;
આધસક્ત સલખનપુર વાસી, નાંમ ઉનકા બહુચરા. ૪
ગોખમાં બીરાજે બહુચર, ચાર ખુંટ સહુએ જાંણી;
વાંઝીયાંપારણાં બંધાવે, ખોબડ દેત મધુર વાંણી. ૫
ખોડાં ઢુંઠાં અપંગને લુલાં, આંધળાં જે કોઇ ચાલે;
સાજાં કરે તે સહુએ માતા, અંધને નહીણાં આલે. ૬
નીચ લોક નર ખાવે બાધા, મહીષ અજાએ ચઢાવે;
ઉંચ લોક નર ખાવે બાધા, દુધપાક લાડુ જમાડે. ૭
નવેખંડના શંઘજ આવે, છુટે ચાચર ચોકુમે;
બ્રહ્મભોજ કરે પુજા ચઢાવે, નીસદીન રહેતા જોખુમે. ૮
દેપી બડી દેવ કહે માતા, મારયા દહીતાસુરને;
શુંભ નીશુંભ તેં રણ રગદોળ્યા, ક્રોધ કરી ભરપુરને. ૯
ચંડમુંડ ચાંચણીયા સરખા, મસલી નાંખ્યા તેં દેવી,
રક્તબીજ તેં રણમાં રોળ્યો, મહીષાસુર માર્યો દેવી. ૧૦
ભેંસાસુર ભંમર ખઇ પડીયો, ધડમાંથી દૈત્ય પ્રગટ થયો;
ઢાલ તરૂવાર ખપર લઇને, સનમુખ યુદ્ધ કરાવાને હુઓ. ૧૧
મારયું તરત ત્રીશુળ દેવી, ચીત્ર ચળ્યો અસુર બળીયો;
ભેદયુ અસુરના અંગ મધ્યે, ધરણી ઉપર તે ઢળ્યો. ૧૨
એસીબડી જોરવાર દેવી, દૈત્ય કર્યાહે સંહારે;
દેવતા ઉગારયા શકતો, વરત્યો જેજેકારે. ૧૩
અકલ ગત્ય છે માતાજીની, ભુર લોક શું લહે ભેદ;
શ્રી વીષ્નુ શેવા કરે નીશદીન, બ્રહ્મા મુખે ભણેછે વેદ. ૧૪

દેશ પુંઠળ આદ્ય સ્થાનક છે, માનસરોવર મદમાતી;
વાવ્યકુંડમેં વાસ છે તહારો, ચાચર નીશદીન ગુણ ગાતી. ૧૫
ઉત્પત્યનો છંદ ગાશે સુણશે, સાંભળશે ધરશે કાંને;
ધનધાંન સંસાર સુખ આપે, અંતસમે તેવ્યાં માને. ૧૬
સવત ૧૮૫૪ વરખે, શ્રાવણ પક્ષ છે તે સુધે;
સપ્તમી શનીવાર છે ઉત્તમ, પુરણ છંદ છે તે મધે. ૧૭
આસ્તોડીઉં આશા પુરી મધે, વીશ્વનાથજીની પાસે;
ભટ અભેરાંમ સુત હરગોવંન, જનમ જનમનો છું દાસે. ૧૮

## લાવણુ શેહેરની.

પરથમ સમરૂ ગણપતી, કહું સુધ બુધના સ્વામી;
સેહેર ઉત્પત્ય ગાવા મંન ઇચ્છું, કહું તુમ શીશનાંમી. ૧
પાછ્યાએ મનસુબો કરીને, દલ વીચાર્યું ખરૂં;
સુલતાંન હેમદ મેરા નાંમવાં, અમદા નગ્ર ધરૂ. ૨
પુછે પાછ્યા પરધાંનને, તુમ બડે જોસીકુ લાઓ;
પરધાંન કહે મારૂ વાડમે રહેતા, ઉધડજોસી ઘેર જાઓ. ૩
મોકલ્યા મેવાડા મારૂ વાડમે, જોસી ઘેર જઈ રહ્યા;
બાર બોલ્યા લોગાઇ બોલી, બકરાં ચારણે ગયા. ૪
બેઠા મેવાડા સાંજ પડી, જોશીજી ઘેર આવ્યા;
આગલ ધુર ચલે બકરાકા, ગાડર ખભે લાયા. ૫
જોડા પેહેરકર ભોજન કીનો, જોસી બહાર આવ્યા;
કરી સલામ જબ મેવડા બોલ્યા, પાછ્યાએ બોલાયા. ૬
કાંય કામ પાછ્યાને બોલાયા, બોલો અમસુ વાંણી;
નવું સહેર વસાવે પાછ્યા, મહુરત દયો જાંણી. ૭
સવારે ચલીયા જોસી મેવડા, આંન મુકાંમ કીયા;
નાહી ધોઇ ખોદાયા ચોકા, રસોઇ ભોજંન લીયા. ૮
એમ કરતાં મલીયા પાછ્યાકુ, આંન સલાંમ કરી;
કયા કાંમ હમકુ બોલાયા, દીન ના આવે ફરી. ૯
ખાત મહુરત કરાવો જોશી, લોઢા કાલા ખુટા;
ધારી મહુરત ખુટા ગાડયા, શેષ નાગ સીર ફુટા. ૧૦

જોસી કહે તેરા નગરમે, લક્ષમી નહીં ખુટે;
શેષ નાગકા સીરમેં ખુટા, વસ્તી નહીં તુટે. ૧૧
પાછ્યા કહે ખરા જખ, માનું દીખાવોને ખીલા;
કાઢી ખુટા લહુ દેખાડયા, નાગ પડયારે વીલા. ૧૨
હાં હાં કરતાં ખુટા ગાડયા, પુછપર જા બેઠા;
ભાગ્ય નહીં દુનીયાકા કરમ, કયઉં જાવે હેઠા. ૧૩
સોનાં કડાં સેલાં પાઘડીઓ, જોસીકુ દીનો;
વલાવ્યાં જોસી મારવાડેમેં, વાં શુભ કામ કીનો. ૧૪
કડીઆ બેસાડી કોટ ચણાવે, જા પહોંચે હેઠા;
ગોદડીમાંથી દોરા કાઢે, પડે કોટ હેઠા. ૧૫
નીત્ય ચણે ને નીત્ય પડે, માણેકનાથ દોરાભરે,
મહા ઝાડીમાં બેઠા માણેકનાથ, વાં કરામત્ય કરે. ૧૬
પાછ્યાએ ત્યાં દલ વિચારયું, જમીકા દેવ રહેતા;
રજા હોવે ઉસ દેવકી, પીછે કામ કરતા. ૧૭
ઢુંઢતાં ઢુંઢતાં દોદીન હુઆ, જબ ગફામે પેઠા;
સીવે ગોદડી ધ્યાંન ધરે, વાં માણ્યકનાથ બેઠા. ૧૮
પાછ્યાએ પગે સીર ધરીયા, હુકમ તુમારા;
તુમ પુછા બીન વસ્તી કરતા, ગુના હમારા. ૧૯
બોલ્યા માણ્યકનાથ સુણોરે પાછ્યા, હમારી જગીયા કરો;
છડી લેકર જગીયા બતાઈ, બીચમે ઝંડા ધરો. ૨૦
બડા દેવ તુમ કહો ગંગાકુ, દુર વહે માઈ;
કહો ગંગા જબ દુર વસે, પીછે ખોદાવું ખાઈ. ૨૧
કહ્યું નાથે માન્યું ગંગાએ, દુર વહ્યાં માતા;
નદી કિનારે કોટ ઘાલ્યો, પાછ્યાજી ખુશ થાતા. ૨૨
ઘાલ્યો કોટ બીચે બુરજા, ચૌદ દરવાજા કીયા;
દલ્લી દરવાજે દરીયાપુર, કાલુપુર ડંકા દીઆ. ૨૩
સારંપર રાયપર આસ્તોડીયા, જમાલપર ખરા;
ખાંજા રાયખડ બલાદરી, વાં ખાંનપર સાપર ધરા. ૨૪

બાર દરવાજે બારહે ચકલા, ચૌદ ચોતરા સહી;
ફ્રીયા હે ભદર મંદરસા કારંજો બીચે રહી. ૨૫
કોટવાલી ચબુતરો પાસહે ન ખાસ, પાસ ફીયારે હોડા;
ફ્રીયા ઘડનાળાં પાંણી જાણેકા, પાછયાઇ રસ્તા મોટા. ૨૬
ખાંસા બે ખાંનપર બસાયા, પાછયાસે સાપર બસા;
દલ્લી સહેરકા ઇડરીયા, ઓ પાછયા વાડી ધસ્યા. ૨૭
દરીયાખાં એ દરીયાપર બસાયા, ઉલટ મંન ધરીયા;
કાલુ મીયાંએ કાલુપુર બસાયા, ભંડેરી પોર ભરીયા. ૨૮
સારં મેહેતાએ સારંપર બસાયા, રાયરાયાંએ રાયપર ફીયા;
અસલ ગાંમહે આસ્તોડીઉં, જમાલખાંને જમાલપુર લીયા. ૨૯
રાયખાંને રાયખડ બસાયા, ભદરમાં પોતે વસા;
બારે દરવાજે હુઈ જબ વસ્તી, પાછયા દલ હસ્યા. ૩૦
સહેર વચે માણેકનાથ બેઠા, માણેકચોક ખરા;
આસપાસ લક્ષમી બેઠી, બીચે ઝંડા ધરા. ૩૧
મધ્ય રાતસે આઇ મહાલક્ષમી, માણયકચોક બેઠી;
પડયા જબ રસ્તા કોઈ મલે નહીં, કાનુંગે દીઠી. ૩૨
આયા કાનુંગા પાસ ખડા, તે કયઉં બેઠી નારી;
જારકુ આઇ ઘર નહિ બનતા, દેખીતી સારી. ૩૩
કોણ ચકલે કોણ ઘર તેરા, કુણકી ધણીયાણી;
રીસાઇ કયઉં આઇ બેજારે, બોલો સત્ય વાંણી. ૩૪
નહી મેરે ગામ નહીં મેરે ઠામ, નહીં મેરે ધણી ધોરી;
નહીં આઇ જારકુ નહીં રીસાઇ, નહીં કરી ચોરી. ૩૫
જાય પુછ તેરે પાછયાકુ, મેં હુકમ હોય તો રહું;
આધી રાત્યકુ મેં બેઠી હું, સત્ય વચન કહુ. ૩૬
બોલ્યા કાનુંગા સુણોરે, નારી હમકું વચન દે;
સમાચાર જઈ કહું પાછયાકુ, અહીંયાં બેઠી રહે; ૩૭
દીયા કોલ કહાંનુંગા કરમેં, સત્ય બચંન દીયા;
સત્યકી બાંધી બેઠી મહાલક્ષમી, કહાંનુંગે પ્રણામ ફીયા. ૩૮
દોડયા કહાંનુંગા ઊઠયા પાછયા, વાત કહીરે મીઠી;
કહ્યા સમાચાર આધી રાત્યકા, નારી વાં બેઠી. ૩૯

સુણ્યા સમાચાર ખુશ્ય હુવા પાછ્યા, મનસુબા સબ ભેદયા;
પાછ્યાએ પરમેશ્વરી જાણી, કહાંનુંગા સીર છેદ્યા. ૪૦
વચંનકી બાંધી બેઠી મહાલક્ષમી, વાટય જુએ રહેન ગઇ;
દીયો કોલ કહાંનુંગા કરમે, વચન બાંધી રહી. ૪૧
લક્ષમી એમ મનસુબો કરીને, સવાંગ ફેર કીયા;
આધી રાત્યકુ શેવન બેઠી, તુરકડી વેશ લીયા. ૪૨
રસ્તે આયા આઝા ઓઝા, રોતી દીઠી નારી;
પાસે આવી વાત પુછે, હઇઉ રાખે ધારી. ૪૩
કયમ રૂવે શું દુઃખ તારે, શા માટે બેઠી;
બોલ્ય ખરૂં તું મારી સાથે, વાત કરો હેઠી. ૪૪
મહા દુઃખ મહારે હું અકલાઇ, ગરભ છે મહારે.
મહારૂં દુઃખ કાંઇ તુજથી, ના ભાગે-શું પડયું છે તારે ૪૫
બાઇ બેહેન ઉઠ ઘેર મહારે, તારી ચાકરી કરૂં;
તુંછે બ્રાંહ્મણ હું છું તુરકડી, વચંન કહુ ખરૂં. ૪૬
પરમેશ્વરી પ્રીતે કરૂં ચાકરી, ચાલો મુજ સાથે;
તારો ખરીદદાર કોઇ દીન જાગે, વચંન દે હાથે. ૪૭
વચંન આપ્યું મહાલક્ષમીએ, હોજા ઘેર ગયા;
બાર ઉવડાવ્યાં હોજાએ, ઓઝાને ઓરે રહ્યાં. ૪૮
ગેબી દીવો થયો ઓરામાં, લક્ષમીએ વાસ કરયો;
બધા સેહેરમાં હાકજ વાગી, ઓરોર તન ભરયો. ૪૯
ભાગ્યું ચાંપાનેર વસ્યું અમદાવાદ, પાછયા દલ હરયા;
સેહેર પછવાડે થઇ બહુ વસ્તી, છત્રીસ પરાં વસ્યાં. ૫૦
બાવન બજાર બાર ચકલા, બાર ગાઉ વસ્તી;
ચૌદ દરવાજા બે રહ્યા મુગ્ધા, થઇ ભરાવ સ્રુષ્ટી. ૫૧
માણેકચોકમાં નાણાવટીઓળ, ડોસીઓળ સામી;
મોહોરેવાલા સાંમા સરૈયા, રતંનપોળ નાંમી. ૫૨
રતનપોળમાં ઝવેરી વસે છે, ઓસવાલ છે જાતે;
એપરમાંણે સેહેરમાં વસ્તી, લોક કરે વાતે. ૫૩

નેસ્તી ગાંધી તેલી તંબોળી, સૈ સુતાર સાળવી;
ઘાંચી મોચી કુંભાર કડીયા, સુતાર સહીત ભાળવી. ૫૪
જોઈ વસ્તી ખુશ થયા પાછયા. નગરમેં ધન કેસા;
સેહેરમેં સહુકાર એસા હોવે, હમકુ દે પેસા. ૫૫
પાછયા આગળ વાત થઈ, બ્રાંહ્મણ હે શ્રીમાળી;
ઓઝાઓઝા નામ હે ઉસકા, લક્ષમી બહુ ભાલી. ૫૬
તેડાયા ઓઝાકુ પુછે પાછયા, પેસેકી ખપ પડી;
એસા સાહુકાર મેં નહીં દેખા, તુમસે વાત અડી. ૫૭
બોલ્યા ઓઝા સુણોરે પાછયા, ભેજાઓ સબ ગાડે;
અમારા ઘરસે ભદર સુધી, ભરાઉં ખોદ ખાડે. ૫૮
આયે ગાડે ભરાઇ લક્ષમી, લાહાર ચલી જાતા;
હલોલ આઇ ભદર દરવાજે, પાછયા દેખન આતા. ૫૯
હાંહાં કરી પીછા ફેરો, ઘર લઈ જાઓ ઓઝા;
એસા ગડારી મેરી વસ્તીમેં, પાછયા દલ રીઝા. ૬૦
હોઝા કહે એમેરે ખપે નહીં, ધરમ કરો પેસા:
પાછયા કહે તેરી ધન કમાઇ, નગરમેં એસા વસ્યા. ૬૧
બારે દરવાજે બારમે જંતા, પાછયાને બનાઈ ખરી;
કાકરીઆકા તલાવ બાંધ્યા; પાછયા વાડી કરી. ૬૨
બ્રાંહ્મણ વાણીયા કણબી કંસારા, અઢાડે વરણ રહેતી;
સૌ સૌના ધરમ સંભાળે, દાન ધ્યાન ધરતી. ૬૩
માણેકનાથ પાસે પાછયા વસીયા, સાંહાંમી વસી રાણી;
સેહેર ઉત્પત્ય થઇ સંપુરણ, કહ્યું છે મન જાણી. ૬૪
પાછયાની પાછયાઇ ગઈ, રઇતિ સુખ સાથે;
ત્યાર પછી આવ્યા દક્ષણી, પડી છે હાથે. ૬૫
અમદાવાદ સેહેરની ઉત્પત્ય, પાછયા સહુ સાથે;
મહાલક્ષમીનો માંય નીવાસ, રાણી માણે ૬
અસલ ગાંમહે આસ્તોડીઉં, આશાપુરી
બ્રાંહ્મણ નાતે ભટ મેવાડા, દાસ હરગોવ

# શ્રી
# શકિત ભકિતરસ પદમાળા.

——x—o—x——

या अंबा मधुकैटभ प्रथमनी । यामहिषोन्मूलिनी ॥
या धुम्रेक्षणचंडमुंडमथिनी । यारक्तबीजाशिनी ॥
शक्तिःशुंभनिशुंभदैत्यदलिनी । यासिद्धिलक्ष्मीपरा ॥
साचंडीनवकोटिशक्तिसहिता र मांपातुविश्वेश्वरी ॥१॥

## રાગ ભેરવ દ્રુપદ.

ધન ધર્મ મુરત ગણેશ, બીઘન હરણુ જગતવૌંદન. ધન.
આતમા રૌંજન દુઃખ દરીદ્ર ભૌંજન ગૌરીકો હે નૌંદન,
વક્રતુંડ સૌંડ રૌંઢ મુખ દૌન્ત ઉજ્વળતા મૌઢ હે;
પ્રતાપ તેજ ભાલ દીએ ચૌંદન, કહતહે નાયક ગોપાળ.
શંભુ સુત સુમરન તે મીટે તાપ તનકો નીકૌંદન, સંપૂર્ણ.

## આહાડ

ચાલો ચાચર ચાલી, ભજીએ કાળી,
સંકટ ટાળી; સુખ આપે વણમાપ;
એવી બહુચર બાળી, અંબે દયાળી,
પાપી પ્રજાળી, સુખ આપે વણમાપ. ટેક.
જાપ જપે જનુની તણો, ટળે ત્રીવીધ તાપ;
માપ વધે મહી વીષે ઘણો, એવો એનો પરતાપ,
જુવો પુત્રને પાળી, લેછે સંભાળી,
માત માયાળી, આપે વણમાપ ચાલો.
છાપ છોગાળીની ખરી, પળે પાપ પરીતાપ,
આપો આપ જાયે તરી, જો સેવે માઇ બાપ;
વલ્લભ કુળની દયાળી, મા મતબાલી,
ભક્તોને વાલી, સુખ આપે વણમાપ, ચાલો.

## રાગ ભરથરીનો

ભકતીરે આપો માત બહુચરા, રેજો મારા રદય મોઝારજી;
આશ પુરો દીન દાસની, છો તમે નોંધારાં આધારજી. ભકતી.
ભકતીરે થકી મુકતી મળે, ટળે ત્રીવીધના તાપજી.
પાપ તો સઘળાં પરજળે, ફરે માતુ અમાપજી. ભક્તી. ૧
જપ તપ વૃત તીરથ કરે, ફળે ધામ અનેકજી;
ટેક સહીત ભકતી વીના, ફાંફાં મારે તેતો ફોકજી ભક્તી. ૨
ભાવે કુભાવે તુને ભજે, તજે કામ ને ક્રોધજી;
શોધ કરે આત્મા વીષે, ટળે તીમીરનો રોધજી. ભક્તી. ૩
અનેક ભક્તોને ઉગારીયા, તારિયા ત્રીપુરાયજી;
દુષ્ટ દૈત્યોને મારીયા,એતો તારી સત્તાયજી, ભક્તી, ૪
ઉદભવ સ્થીતી લયના થકી, મુક્ત કરે તું તો ભકતજી;
જકતમાં ફરી તે આવે નહી, શરણે રાખે હરવખ્તજી. ભકતી. ૫
આ ભરરે દરીયા સંસારમાં, ડુબે અજ્ઞાની નરનારજી;
તુજ ચરણરૂપી નાવથી, તરે કોઈ વીરલા ભવપારજી. ભક્તી. ૬
જકત જનુની જાચું તુને, સાચું જાણી તુજ નામજી;
દાસ અંબાલાલ વીનવે, કરો મનવાંછીત શુભ કામજી. ભક્તી. ૭

## રાગ માહાડ

### અંબા સ્તુતી.

આનંદે આવો માત અંબીકા, આપીએ વધાવો માત અંબીકા:
લાડ લડાવો માત અંબીકા
અવગુણ ન મનમાં લાવો માત, કૃપા કરી કર સાહવો. આનંદે. ૧
દાસ તણો છે દાવો માત, પ્રીતે દીલમાં લાવો આનંદે. ૨
કર કરૂણાય, આનંદમય થાય;
માત ભરૂંસે રહ્યોછું કરીએ સહાય; કરીએ સહાય;
શરણે પડયોછું ત્રીભોવની રાય બેડો બુડતો તાર્ય. આનંદે. ૩
વીશ્વંભરી વરદાય માય, મેહેર કરો મહંમાય. આનંદે. ૪

તું છે દયાળ, જન પ્રતીપાળ;
નવનીધ રીધ સીધ આપી મા લો સંભાળ, લો સંભાળ.
કૃપા કરો જાણીને બાળ, ફળ આપો તત્કાળ. આનંદે. ૫
તારા નામની પકડી ઢાલ, આવે નહીં કંઇ આળ. આનંદે. ૬
છો અવિનાશ, વિશ્વ પ્રકાશ;
સુરનાં સંકટ કાપી, પુરી આશ, પુરી આશ;
આપી અભય વર રાખ્યા પાસ, દૈતનો કરીયો નાસ. આનંદે. ૭
તાહરો જેને દ્રઢ વિશ્વાસ, આપો ચરણ નીવાસ. આનંદે. ૮
ત્રીગુણાકાર, સરજનહાર;
ઘટ ઘટમાં વ્યાપીછું, અધમ ઓધાર અધમ ઓધાર;
દામોદરને તું આધાર, આ ભવ પાર ઉતાર આનંદે. ૯
વીનતી કરૂં છું વારંવાર, સર્વે કાર્ય સુધાર. આનંદે. આવો. ૧૦

## શીવ સ્તુતી.

સારૂં સારૂંરે સુરત શહેર મુંબઈ અલબેલી એ રાગ.
જય જય અચળેશ્વર મહારાજ સુખના કરતા છો,
તમો ભકતની રાખો લાજ દુઃખના હરતા છો. ટેક.
સોમે સુર અસુરે સેવ્યા દેવાધીપતી દેવરે,
મનના મનોરથ પુરણ કરીને વર આપ્યા તતખેવ. સુખના. ૧
મંગળે મંગળકારી છો વેદ પુરાણ વખાણેરે,
તરણાનો મેરૂ કરે તું જળ ચઢાવે અજાણે. સુખના. ૨
બુધે બે કર જોડી જાચે ટાંડવ નૃત્ય કરી નાચેરે
જનમ મરણ નાં આવે સામે ભોળો શંકર રાચે. સુખના. ૩
ગુરૂએગુણ ગાએ કરી પ્રીતે જીતે આ સંસારરે,
અંત્યે તો ચડી આવે સાહ્ય કરે ત્રીપુરારર. સુખના. ૪
શુક્રવારે શકત શીરોમણી જગત તણા પ્રતીપાળરે,
ભકતને ભાવે પ્રત્યક્ષ આવે એવા દીન દયાળ. સુખના ૫
મંદે મંદ ગતી છે જેની ઓળખ નહીં અવીનાશરે;
તેનું જીવતર એળે જાએ, નથી જેને વીશ્વાસ. સુખના. ૬

આદીતવારે આશ હમારે ત્રાસ ત્રીવીધી નીવારોરે.
દામોદર પર ક્રીપા કરીને ભવની પાર ઉતારો. સુખના. ૭
આ ગરબો જે ગાએ સાંભળે આનંદ ઉરમાં આણીરે,
સંકટ તેનાં સરવે ટાળી સાહ્ય કરે શુલપાણી.

## રાગ ભેરવ

આજ બનીઠની બેઠાં બહુચર તતખમાં વખ્ત વિલંબ મહામહંમાએ. આ.
સુંદર મુખ શશી લજાએ, માન મન મથેંગ માએ;
વારૂ અન્ય ઓપમાએ કળી ન કળાએ. આજ. ૧
ઉનંદ મંદમંદ મોદ ભરી સોહે,સલખનપુરી માત માયાધરી કરી દયાએ;
સંકટ હર્યાં વીપત્ય ટાળી, સેવકોની સુધ્ય સંભાળી,
ધન્ય ધન્ય ગોખ વાળી, વલભરાઃએ. આજ. ૨

## રાગ ભેરવ.

આજ પ્રાત પ્રભાત માત મુખ નીરખી સખી માહે,
આળસ ભરી આંખરાતી; મહા મનોહર મદમાતી;
છબી છબીલી સોહાતી, સમભર નહી કયાંહે. આજ. ૧
શીશ નખ સોહે શ્રંગાર, કૌસ્તુભ મણી કંઠ હાર.
અદભુત ઓપે અપાર, તદવત્ થઇ ત્યાંહે બહુચર માતુ દાતાર;
ભ્રાંમણુ ભીખે એ દ્વાર.દેવી એહવું દયો દેદાર, વલ્લભને કાં વાહે આજ. ૨

## રાગ ભેરવ

બહુચરાજી માત ભજે ભવની ભીડ ભાગે,
ઈંદ્ર ઇશ વિષ્ણુ અજે જો ઊગર્યાં આગે; બહુ ટેક.
નર નારિએ વીચારી પ્રેમે પાયે લાગે,
સકલ સમૃદ્ધી આપે સારો, ઘેર નીશાન વાગે; બહુ. ૧
આદ્ય અંત અમર કરે, ચરણે ચીત લાગે;
અધમ બુધ્યથી ઊગરે, દુખ દરીદ્ર ત્યાગે. બહુ. ૨
કૃપાસીંધુ કૃપાકીજે ઇશ્વરી અનાગે.
ભટ વલ્લભને ભક્તી દીજે એ ભવોભવ માગે; બહુ ૩

## રાગ ભેરવ.

તે તર્યાં સંસાર જેણે સકત સેવી રે,
ઊતર્યાં ભવપાર બહુચર બાળા દેવી રે; તે તર્યાં. ટેક.
પોષે પાળે ને સંભાળે માત એવી રે,
ખવરાવે ધવરાવે બહુચર જનની જેવી રે, તે તર્યાં. ૧
ચાચર ચામુંડા કરલે ડંડા પલવટ વાળી રે;
પાવા કાળી આરાસુર વાળી, દે છે તાળી રે. તે તર્યાં. ૨
અરજા વેગે આઇજીને નવ કોટી દાસી રે,
મદ ભર્યો મદ છંદે નાવે, વાયડા કાસી રે; તે તર્યાં. ૩

## રાગ ભેરવ. ચોતાળો.

પ્રસન વદનપુરણ પુન્યમ ચંદ્ર આનંદ કંદ દસ કલાએ. પ્રસન.
ગોખે બેઠી ચોખ ચાંહે અલી અલબેલી ત્યાંહે,
સખી બાંએ હાંએ ને સુજસ સરાએ. પ્રસન.
જે જે યે કહે યોગ્યણી અન્ય ઉદો ઉદો કહે,
મહા મુન્ય ધુન્ય અનુ દીન શ્રુતી સદાએ. પ્રસન.
તે બહુચરની બલીહારી ભવ ભાગ ભરનારી,
વીપ્ર વલ્લભને સંભારીને સાહો બાંહે. પ્રસન.

## રાગ બીભાસ.

જેકો પ્રાત મધ્યાન સંધ્યા સેવા જે કરે, માતનુ ધ્યાન મનમાં એ રાખે;
મૃત લોક સદા સુખ તે ભોગવે, બહુચર મા તેને શરણ રાખે. જેકો. ૧
આઈ બ્રહતું રૂદ્રતં ઇંદ્રિતું વેદતું, અકલ જ્વાલામુખી જગત વ્યાપી;
ચૌદ ભોવનમાં જ્યુગ સચરાચર, સર્વ દેવે મળી તુજ થાપી. જેકો. ૨
આઈ ચૌદ બ્રહ્માંડમાં આદ્ય તું ઇશ્વરી, રામ તું કૃષ્ણ અંબે રાહની;
અકલ જ્વાળામુખી સરસ્વતી સારદા, દાસ વલ્લભને આપ્યવાણી. જેકો.૩

## રાગ બીભાસ દ્રુપદ

મન મન સાએ કર ધર્મ ધ્યાન, માતનું પ્રાતમાં રાત્ય દીન એહ રસના રટ;
દેવી દયા નીધ્ય દાતા રિધ્ય સિધ્ય વિવિધ્ય લિવિધ્ય;

સેવીજે જાણે પલમાં પ્રથ્વી કરે ઉલટ સુલટ. મન મન. ૧
આદ્ય એ ઇશ્વરી વીશ્વ પોતે કરી બહુ રંગ, બહુચરી ખરી અપ્રતક્ષ પ્રગટ;
આગ એ આગે પ્રેમે પાયે લાગે, મહા દુઃખ ભાગે ભોળી ભવાની;
ભવોભવ ભકતીય માગે વલભ ભટ. મન મન સાએ કર. ૨

## રાગ બીભાસ દ્રુપદ

અરે જીવ જોને વીચારી થયો દેહધારી કાં ન કાંઈ સમારી;
કામ ક્રોધ માયા મોહ ત્રશ્ના લોભનો ન થોભ ખ્યોભના ન જાણી;
અંધ ધંધેવળુધો સુધો રહ્યો જોઇ પર નારી. રે જીવ. ૧
હવેતો કંઇ કર્ય વીચાર, અલ્પ જાએ અવતાર;
મુઢ મુકય મન વીકાર જીતી બાજી હારી,
ગઇ ગઇ રહી જાણે રાખી તારણ કોઇ ન ચાખી વલભ કહે વેદ સાખી;
ભવ બહુચરાજી ભજતાં અધમ ઉગર્યા નીપટ ભારી. રે જીવ. ૨

## રાગ બીભાસ.

અરે હાં બહુચર જાગોજી, જાગોજી જાગોજી જગ આધાર. બહુ. ટેક.
અરે હાં નીંદ્રા ત્યાગોજી, ત્યાગોજી ત્યાગોજી સરજનહાર.
જુવો પ્રભાત માત નથી રાત્યે, ઉઠો પરમ ઉદાર. બહુચર. ૧
સીતળ થયાં સીંધુ સુત સોનું સારંગ જ્યોત્ય સમાર;
ચાર પાંચ ચાંદરણી દીસે ને હરણી દેખાય. બહુચર. ૨
મધુરા સ્વર સુણીએ સાવજ જનના બોલે વારંવાર;
તમ ચરણ્યે મુખ્ય નામ તમારૂં, તે બહુચરી તું ઉચ્ચાર. બહુચર. ૩
છાપ્યો છપાકર પ્રગટ પ્રભાકર ઉદીત લગાર લગાર,
ફુલ્યાં કમળ કમળ કઈ ભાતે ને ભ્રમર કરે ગુંજાર; બહુચર. ૪
ફુલ્યાં ગુલાબ સંગ્ય સેવંતી ઊત્તમ ભાર અઢાર;
પ્રેમલ પ્રબલ પરમ રૂચ્ય પ્રસર્યો, તે બેહેકે ઠારો ઠાર. બહુચર. ૫
મુખ જોવા મુનીવર સુર આવ્યા, દ્વાર સકત અપાર;
ઊદો ઊદો જૈ જૈ કહે ઊભા તે ભીડ ભર્યો દરબાર. બહુચર. ૬
શૈયાથી ઉઠ્યાં સનખલપુરી, બેઠાં તખત મોઝાર;

નીરખિ વદન સદન સુર વર ત્યાં, તે આપ આપ અધીકાર, બહુચર. ૭
જાગી જનેતા જુગ, તે ભુતળ હરીઓ ભાર;
આપી નવ નીધ્ય નવ ખંડને સુખ પામ્યું સંસાર. બહુચર. ૮
ભુતળ ભુર મુકત તે પામ્યા; વેદ શાસ્ત્ર ભણનાર;
વલ્લભનિ રસનાએ વસીને સફલ કર્યો અવતાર. બહુચર. ૯



## પ્રભાત, રાગ રામકળી,

હુંતો નીચો નમી નમસ્કાર કરૂ મારી અંબા વીના કોહોને,
અંબા વીના કોહોને રે, બહુચરબાઇ વીના કોહોને,
જળ સ્થળ જંતુ ત્રીલોકનું, દઇવ્રત જે જસ છે જેનો. ટેક. ૧
ઇશ્વર વિષ્ણુ વિરંચી નીરંતર આરાધે જેને,
વેદ પુરાણ શાસ્ત્ર સાખ દે છે હુંતો ભજું એને. હુંતો. ૨
એવી જગત જનેતાને, ભકત વિના ન કળાય ગત ગેને;
વલ્લભ ભટ ચીત ચળ્યું, નીરખી ગોખ ચાચરને ચેહેર. હુંતો. ૩

## પ્રભાત, રાગ રામકળી.

હુંતો પાય પડુ પરમેશ્વરીને, મારા પ્રાણ થકી પ્રીતે;
નર્ક નીવારણ નામ નારાયણી, જે જન લે નિત્યે. ટેક. ૧
મા પુરૂષ પ્રમદાનાં પાપ પ્રજાળ્યાં, પાલણ પ્રતી જે;
ન્યાલ કરે નર નાર સંસારમાં રાખો રાજ રીતે. હુંતો. ૨
મા બ્રાહ્મણ થઇને ભજે ના ભવાની ચાહી ચોખે ચીતે;
બહુચર બુદ્ધ પ્રસીદ્ધ કરો, ભટ વલ્લભની રીતે.

## પ્રભાત, રાગ રામકળી.

પ્રભાતે ઊઠીને પંખી બહુચરી મુખ બોલે,
સચરાચરમાં નાવે કોઈ સનખલપુર તોલે. ટેક.
પુરૂષથી તો પંખી સારો મુંઢે જપે માતા,
લોભી દુષ્ટના દીવસ આળસ નિંદ્રામાં જાતા. પ્રભાતે. ૧
અકલ સ્વરૂપે અલબેલી છો ગોખે દૈવત રાજે,

પુજન કરીને પાયે પડશે તેનાં દુખ ભાજે. પ્રભાતે. ૨
વિષ્ણુ વસુધા સમુદ્ર ચરણીયા ઓઢણી આકાશ,
અસ્ટકુલ પરવત ઓપે પયોધર વૈકુંઠ કૈલાસે. પ્રભાતે. ૩
પુરણ અખંડ પુજા શી અરપુ પૃથ્વી ગંધ પોતે,
વાયુ ધુપ ને પુષ્પ આકાશ વહની દિપક જોતે. પ્રભાતે. ૪
જળ અમૃત નૈવદ્ય કરી અર્ક આરતી ઊતારે,
ઊદો ઊદો જેજે કહી વેદ સ્તુતી કરે ચારે. પ્રભાતે. ૫
જેથી જે રાચ્યું તેને તે સાચું મત ન કરો એનો;
દાસ ચદુરામ બહુચર ભજશે ધન મનખો તેનો. પ્રભાતે. ૭

## રાગ પ્રભાત,

મંગળ દરસાવે પ્રાત મંગળ દરસાવે,
માતકે દરબાર પ્રાત મંગળ દરસાવે ટેક.
ઓર ઘેર સાંજ દુપેર આધીરાત કહાવે,
સદા એ ઊદે પ્રભાત બહુચરાને ભાવે. માતકે. ૧
ઓર ગામ એક પ્રગ બોલકે સુનાવે,
બાળા કે અરૂણ શીબા અહરનીસી ગાવે. માતકે. ૨
અવર દેવ મીષ્ટ અન્ન વાર પરવ ખાવે,
બાળાને મોદિક અનેક થાળ આવે. માતકે. ૩
શકતીકો ભકત સોતો જકત ફેર નાવે,
સાર ધાર રહે વાર વાર પદ ધ્યાવે. માતકે. ૪
ચદુરામ દાસકે ઊપાસકુ રીઝાવે,
સનખલપુરી કામ ધામ પુરાણ કહાવે. માતકે. ૫

## પ્રભાત રાગ પંચમ તાલ જેતસાં.

માહારા માથા કેરા હુ મુઆળા લોહુ બહુચરાજીને પાગ્યે. મારા.
ખાલનાં ખાસડાં સીવડાવું જો ભેટે મોહો માગ્યે. મારા.
અંતરથી ઊચાર કરૂ આઇ સાખ્ય અનુરાગે. મારા.
ભુતળ ભુર ભવાની ભજે તેતો મહા મોટે ભાગ્યે. મારા.
વલભ બહુચરમાત મળે મન સુધ્ય લગન લાગ્યે, મારા,

## રાગ કલ્યાણ.

નમું પાય શ્રી ગણપતી ગુણનિધી, સુત ગિરજાધન રાયા. નમું. ટેક.
એક રદન ગજવદન સદન બુદ્ધી મદન કદન સુત ગૌરી નૌંદ,
આનૌંદ કૌંદ જુગઔંદ બ્રૌંદ ધન મેતે સબ સુખદાયા. નમુ. ૧
પ્રથમારંભે સબી કતમે સુભ મંગલ નામ સદાયા,
કર કુરના કુરનાનીધી કહતહે, છોટમ પડ પડ પાયા, નમું. ૨

---

## રાગ બીલાવર.

### અંબાસ્તુતી.

જયતી જગદંબ શ્રીઅંબ દુઃસહ ભવજ,દોશ દુઃખ દલન કુરૂ દેવીદાયા;
વીશ્વ મુલા સીજન સાન કુળા સીકર,શુલ્ર ધારણી માહા મુલ માયા જ.
તડિત ગર્ભાભ્રિ સર્વાંગ સુંદર લસત દિવ્ય પટ ભવ્ય ભુશણ વીરાજે,
ભાલ મ્રગ મંજુ સંજન વિલોચન ચંદ્ર વદન લકી કોટી રતિ માર લાજે. જ.
રૂપ સુખ શીલ સીમાસી ભીમાસી રામાસી વામાસી વર બુદ્ધ વાણી,
છમુક હેરંબ અંબા શ્રીજગદંબીકે શંભુજાયા શ્રીજય જય ભવાની. જ.
ચંડ ભુજદંડ ખંડની વીહંડ નીમુંડ મહીષ મદ ભંગ કરી અંગ તોરે.
શુંભ નિશુંભ કુંભીશ શરણ કેશરીની કોધ વારી ધીવૈરી વ્રંદ બોરે જ.
નિગમ આગમ ગુરૂ વીનન ગુણ કથન ઉરવીધર કરત જય સહસ્ત્રજીવ્હા
દેહીમે મોહી પનપ્રેમ યહ નેમ નિજ રામ ધનશ્યામ તુલસી પપૈહા. જયતી

## રાગ ભેરવ દ્રુપદ.

આઇરે એ બહુચર માત; પ્રાત રમી નવરાત્રી શુભ;
સાથ લીએ આરાસુરી ચાચર, બધુ ટેક.
રૂમ ઝુમ ઘુઘરૂ બાજે; સારંગી પખાજ ગાજે;
નવસત છાજે, અંગ અતી મન ભાઇરે; બહુ. ૧
રંગ રાતી મદમાતી ગાતી ગીત ગાન તાન;
અલ્પ ઉમંગ ભરી ભૈરવ ગાયરે, ચટુરામ જન જાચે
ચરન કમળ રાચે; સાચે ભાવે શેરા આઇ, અભેદ પાયરે. બહુ. ૨

## રાગ ભેરવ

આજ નીશા પ્રીય લાગી, સોહાગી શેરંગ ભરી,
બહુચરમાત છબી નીરખી જુઓ જાગી. આજ નીશા.
શીવ શકતી સેવ્યા નહી જે જન, તે જન હુવા અભાગી;
જકત જનુનીની કૃપા ભઇ તબ, સબથી ભયે સોહાગી. આજ. ૧
કાલ રાત્રી મા મોહ દારૂણા, અસ્ટમી અતી અનુરાગી;
ચરના વંદન કદી યદુરામે, ભકતી અવિચલ માગી. આજ. ૨

## રાગ ભેરવ

ભોર ભયે આઈ જાગે, લાગે બોલન મૃગ સેવક જન;
દરશન કરી કે અનુરાગે. ભોર ૧
સુરી નર મુની જન જે જે ઊચરત, ગુનીજન ગાવન લાગે;
ઊદીત મુદીત કોટી રવી શશી સમ, ભકત કમલ રસ પાગે. ભોર ૨
શેશ મહેશ ગનેશ નીરંતર, ગાવત ગુન રસ નાગે;
યદુરામ જન ઉપર બહુચરમા, કૃપા કરી દુખ ભાગે. ભોર ૩

## રાગ ભેરવ

પ્રાત ભયે પલ ખોલો, તોલો નહી ચૌદ ભોવનમાં,
મંગળકારી વચન અમ્રત મુખ બોલો. પ્રાત ટેક.
માંગ ભરી સુ ધરી નવ સત્યમ, ભુસન વસન અમોલો;
ગહવર ગોખ ગાદી તકીયનપર, સોભીત હેમ હીચોળો. પ્રાત ૧
કનક થાળમાં કેસર કુમ કુમ, સહીત કસ્તુરી ઘોળો;
યદુ ભાળે કરી માત આસીકા,:નવખંડ નીર્ભય ડોલો. પ્રાત ૨

## રાગ ભેરવ

અરૂણ ઉદેભયો આઇ બાળી બહુચરનાં દરસન કરવા.
સુર મુની આવે ધાઇ. અરણ. ૧
ચંદન કુમ કુમ ધુપ દીપશુ, આંગી રહાં કરે સાહી;
પુજન કરતાં પાર ના પામ્યા, મંડપ ઘા ભરાઇ. અરૂણ. ૨

બાળા ત્રીપુરા યંત્ર ગોખમાં, અખીલ લોક ઠકરાઇ;
ચતુરામદાસ પંચ પદી ગાસે, તો જાસે યુગમા કમાઇ. અરૂણ. ૩

## રાગ ભેરવી

જે જે જગત જનુની જાગો જગદંબે,
વિમલ મલુનિ ખીલીત કમલ ખેલત લોલંબે; જે જે. ૧
ગગેન ફગન મગન ભયે અરૂણ કીરણ આઇ,
રજનીકે મેલ ગયો જલતે જોકાઇ; જે જે. ૨
પ્રમુદીત મન હરિત બંધુ આનંદ ઘેતી ફુલી,
દીનકર ઘુતી તીમર ત્યમી ચરકી ગત્ય ભુલી; જે જે. ૩
ઊરઝે તમ પટલ તંતુ પટ જે સુર ભાને,
મીત્ર ઊદે હરખીત સબ કુમુદે મુર જાને; જે જે. ૪
કુજીત સુક મુજીત પીક બોલત મધુર બાની,
સુનો શ્રવન સુખ દીજે જયતી જે ભવાની. જે જે. ૫
દેવી દણુંજદલની મલની નીકર અમર હરખે
જે જે જકત જનુની પેહેપાન કર બરખે; જે જે. ૬
કીનર નર મુનીજન અતી આનંદ સો બાહાડે,
કોણ ગીને કમલા સંન સીરો પત્યસે ઠાડે; જે જે. ૭
અંજન મૃદુ અંગ્ર જળ ભાજ કર લીને
હરખત મન પરીજન રંગ ડોલત રસ ભીને જે જે. ૮
દરશન ભીર ભઇ કોન ખબર લ્યાવે.
સુધ લીજે ગંગાપત્ય એગે દરસ પાવે. જે જે. ૯

## રાગ ભૈરવ તાલ હુસેની

બહુચરાજી માત મોએ ધ્યાન તેરો ભાવે, ટેક
વદન છબી જોતાં સીંધુ સુતુલજ્યા પાવે, બહુ. ૧
દધી સુતા પતી ભગની નાથ બંધુ તાત કાવે.
તા સખા સુત જનની વાહન લધુ કટી સોહાવે; બહુ. ૨

વપુ દ્યુતી હરી સુત સખા સુત કામની માન મટાવે.
સાંકલેશ્વર નીરખી પ્રેમ પુલકીત ગુન ગાવે. બહુ. ૩

## રાગ ભૈરવ તાલ હુસેની

ઊઠી પ્રભાત નામ રટન કીજે બહુચરાકે, ટેક.
સુરીનર મુની શેવે સદા ચરન કમલ જાકે; ઊઠી. ૧
કાલીંદ્રી ભ્રાત તાત સુત રીપુ સખા હે,
સુત રીપુ ઊર હાર પતી વરણવી ગુણ થાકે; ઊઠી. ૨
મદન વૈરી કંઠ ભુષણ, તા પીતા સુતાકે,
પતી અંબુ શુન જનની પ્રમુખ ધ્યાન ધરત વાંકે ઊઠી. ૩
નારદ ગુણ ગાવત નાચત પ્રેમ સુતા છાકે,
સાંકલેશ્વર મા હો સદા ચરણ સરણ તાકે. ઊઠી. ૪

## રાગ બિભાસ તાલ ચાલતી

પ્રાતઃસઈ શ્રીબહુચર જનુની, સનખલપુરીનું દરશન કરીએ ઉદયે ભાન.
ઉદો ઉદોં જે બાળા ત્રીપુરા સકળકળા વિધિ શુભ ગુન ખાન પ્રા. ૧
નિત્ય નેમ કરી ચિત પ્રેમ ધરી, પ્રગટ પીઠ છે આદ્ય સ્થાન;
પુજીએ પ્રીતશુ રાજ રીતશુ, મંગળ આરતી મંગળ ધ્યાન. પ્રા. ૨
ચતુરાનન પંચાનન નારદ, નેતિ નેતિ કરે નિગમ ગાન;
યદુરામ દાસને આસ અધીક છે, ચરણ કમળ રસ અમ્રત પાન. ૩

## રાગ બિભાસ જોટા

અરૂણ ઉદે શ્રી આરાસુરી મા આદ્યશકિત મા દરશન દીજે દીનદયાળ.
જે જે શ્રી જકત શીરોમણી, સકત સદાએ જન પ્રતિપાળ. અરૂણ. ૧
ચર્ણ કમળ ચરણા ચોળી સોરંગ ચુંદડી, અંગ અંગ આભરન રસાલ;
હેમ હાંસડી ઉપર રાજત, રત્ન દામણી ઝાક ઝમાળ. અરૂણ. ૨
ગાલ કપોલ અલક છબી કુંડળ, નથ બેસર મોતનકી ઝાલ.
કુમ કુમ કેસર આડ લલાટે, ચંદ ચાંદલો શોભીત ભાલ.
પ્રાતઃ પુજા કરી પાન પાત્ર ધરી, મંગળ આરતી નૈવેદ્ય થાળ;
યદુરામ જનુની અકળકળા છે, સકળ શીરોમણી પદ નીરમાલ અ. ૪

## રાગ બીભાસ ઠુમરી.

સદા શેવો સૌલ કુમારી, કર કંઠે સોહે ત્રીપુરારી. સદા ટેક.
કૈલાશ વાસની સબ દુખ નાસની, દાસની વિપત વિડારી. સદા ૧
ચદુરામ જનની ચરણે સરણ છે, ગૌર વરણ બલીહારી. સદા. ૨

## રાગ બીભાસ ઠુમરી.

બાઇ અરજ સુની લીજે બહુચર,
જે જે જકત કૃપા કરી કળીયુગમાં, તેસે સબ જુગ કીજે બાઇ. ટેક.
દાસી કુંભ કર પાન પાત્ર લીયે, મધુર મધુર પીજે. બાઇ. ૧
ચદુરામ જનુની ગોખે મદમાતી, દેખ દેખ મન રીઝે. બાઇ. ૨

## પ્રભાત. રાગ રામકળી.

સખી માત પ્રભાતમાં ઊઠી સમર, મારે ભવ સીંધુ તરવું;
નીરમળ નામ ભવાનીનું લઇને, દુખ સકળ હરવું. ટેક. ૧
જેણે માત ભજી નહી તેને, ચોરાશી ફરવું;
દેહનો કુંભ ભરી વારો વારે, અવતરવું મરવું. સખી. ૨
તે માટે તું સાંભળ પ્રાણી, કારજ એ કરવું;
કહે સાંકલેશ્વર બહુચર ચરણે, ચીત સદા ધરવું. સખી. ૩

## પ્રભાત, રાગ રામકળી.

વાણેલુ વાયુરે ચાલો સલખનપુર જઇએ,
બાળા બહુચરીયાંને નીરખી, સુખીયાં થઈએ; ટેક. ૧
ગોખે ચડીને ગાજે મૈયા, જગ્ત તણી જાયા;
દરશનથી દુઃખ કાપે અંબે, મોટી મહંમાયા. વાણેલુ. ૨
માનસરોવર માહાત્મ મોટું, સ્નાન જઇ કરીએ;
વળતી સલખનપુરી માતનું, ધ્યાન રૂદે ધરીએ. વાણેલુ. ૩
ભજતાં ભવસાગરમાં ભવાની, પાર કર્યા પ્રાણી;
ભકત ઓધારણ જગ્ત જનેતા, વેદ વદે વાણી. વાણેલુ. ૪

દરસન આપ્યાં દુખડાં કાપ્યાં, પુર્ણ થઇ આશા;
જોડી કર તુજ પાયે લાગે, સાંકલેશ્વર દાસા. વાણેલુ. ૫

## પ્રભાત રાગ રામકળી

ચાલ સખી સલખનપુર જઈએ, માજીને ભાવે;
જોતાં જકત જનેતાની જોડે, અવર મન નાવે. ટેક. ૧
ચાચર ચોક રહી મા સાનીધી, નીરખી માહારાજે;
દીન દયા જાણી સલખનપુરી, ભીડ માહા ભાજે. ચાલ. ૨
ગાતાં ગુણકારી માહાકાળી, નીર્ભય રેહે પ્રાણી;
ભંજન ભીડ ભવોભવ ભવાની, જકત વીશે જાણી. ચાલ. ૩
જાણે જંતુ જગતને પ્રાણી, ધારીને કાયા;
ચાહી ચોખે ચિત્તે સેવો, સાચી મહંમાયા. ચાલ. ૪
લેતાં નામ સર્યાં સહુ કામ, આપી નવ નીધી;
સાંકલેશ્વર દાસ જાણી પોતાનો, વાંણીરે દીધી. ચાલ. ૫

## પ્રભાત, રાગ રામકળી.

આજતો સ્વપ્નામાં અંબે દરશન આપ્યું,
દુરબળ જાણીને મારૂં દાળીદ્ર કાપ્યું. ટેક.
ચાચરમાં ચાલ્યાંરે કરમાં કંકુડાં ઘોળી,
મંગળ ગાય છે સર્વે શકિતયોની ટોળી. આજ. ૧
જમોદાજીના ચાંલ્લા ઉપર ચાંલ્લારે કીધા,
આપે દ્વાર ઊઘાડીને માયે દેદાર દીધા. આજ. ૨
ક્ષણમાં આંગીને ક્ષણમાં મુરતી તેજ અપાર,
અંગ આભુષણ ઓપતાં કંઠે મોતીના હાર. આજ. ૩
મુસ્તકે મુગટ ને કાને કલા ફુલ કેસરની આડ;
શશી સુરજ જેવો ચાંદલિયો ચોડયો લેલાટ આજ. ૪
ઝવમધ જાતી ને નાકે મોતી કસુંબી સાડી,
શોભા નીરખી દાસ ચદુરામ જાયે બલીહારી. આજ. ૫

## પ્રભાત રાગ રામકળી.

પ્રભાતે ઊઠીને સમરો બહુચર બીરદાળી;
સાચે ભાવે સેવે તેને નીત્ય દીવાળી. ટેક.
આપે આરાસુરી મહાલક્ષ્મી આઇ આપે માહાકાળી,
આપે તુળજા નવદુર્ગા એ સલખનપુર વાળી. પ્રભાતે. ૧
ગાયત્રી સાવીત્રી સરસ્વતી શોભે સ્વરૂપાળી,
ત્રણ ગામ તરભેટે વસીયાં ચુંવાળે ભાળી. પ્રભાતે. ૨
ચાર ભુજા આયુધ ધરીને ગર્વ અસુર ગાળી;
ઈંદ્રને ઈંદ્રાસન આપ્યું દેવ પ્રતી પાળી. પ્રભાતે. ૩
ભવ બ્રહ્મા ભગવતી ચરણને સેવે નીરમાળી,
દાસ ચદુરામ તેજ ચરણસુ લાગી છે તાળી. પ્રભાતે. ૪

## પ્રભાત રાગ રામકળી.

ઊસ્કાલ થયો છે અંબા આરાસુર વાળી,
નીંદ્રા ત્યાગો ઉઠો જાગો બહુચર દાળી. ટેક.
કોણવારના કલોલ કરતા કુરકુટીયા બોલે,
મેનાં પોપટ મધુરી વાણી બોલે મળી ટોળે. ઊ. ૧
વાજંત્રો લેઈ ગાંધર્વ આવ્યા ગુણ ગાયન કરવા,
સેવકજન આવીને ઊભા છત્ર ચંમર ધરવા. ઊ. ૨
છડીદાર ઊભા છે માને ખમા ખમા કરતા,
તુમર પાંણી આવ્યા જાણી કર વેણુ ધરતા. ઊ. ૩
સુરનર મુનીવર સરવે આવ્યા મુખ જોવા માનું,
તીમર હરવા પ્રકાશ કરવા ઊદય થયો ભાનુ. ઊ. ૪
દાસનો સાદ સાંભળી શ્રવણે ત્રીપુરાંબા ત્રુઠયાં,
ગીરધરલાલ તણાં દુખ હરવા દયાળી ઊઠયાં. ઊ. ૫

## પ્રભાત રાગ રામકળી

પ્રાત સમે ઉઠીને માયે દરશન દીધાં,
હાસ્ય વદન હરખે નીરખીને ઓવારણાં લીધાં. ટેક,
કનક કલસ ગંગોદક ભરીયાં દંત ધાવન કરવા,

રત્ન જડીત બાજઠે બેઠાં સ્નાન અનુસરવા. પ્રાત. ૧
ઉષ્નોદક સીતોદક નાહાવા તીરથોદક વારી,
શુધ્ધ આચમન કરવા ભરીયાં જુમનાં જળ જારી. પ્રાત. ૨
સ્નાન કરી ઉઠીને પોતે પાદુકા પેરી,
ખટદસ સોભતા સજીયા અંગે આનંદની લેહેરી. પ્રાત. ૩
બંદીજન જસ બોલવા લાગ્યા ગાંધર્વ ગુણ ગાયે,
વીધ વીધનાં વાજીંત્ર વાગ્યાં ગીત નૃત્ય થાયે. પ્રાત. ૪
બરદ પાળવા બાળા રૂપે ચુંવાળને ચોકે,
ગીરધરલાલ તણાં દુઃખ હરવા બીરાજ્યાં ગોખે.

## પ્રભાત રાગ પંચમ.

હુંતો કરગરૂ બે કર જોડી કરી માહારી બહુચર મા પાસે,
ભાંજણ ભીડ ભવાંની ભવો ભવ ભૂતળ આકાશે. હુંતો. ૧
નર નરીશની આશ કશી કરૂ એક એહેની આશે.
આધ્ય અનાધ્ય અવતરે આવે તે ઇશ્વરી વિશ્વાસે. હુંતો ૨
પોષણ શકય સંહારણ જકત તે કહ્યું વેદ વ્યાસે,
વલભ દુર્લભ દુર કરે દુખ દંદ થતાં દાસે. હુંતો. ૩

## પ્રભાત રાગ પંચમ,

હું શીશ નમુ સલખનપુર રાણી જે સાચી મત્યે જાણી,
સરવ સંસારનું તારણ સકત્ય તે વેદ વદે વાંણી. શીશ. ૧
ભાવ કુભાવ સુ શેવે તે જન બ્રહ્માંણી,
જીવન મુકત તે જીવને જકતમાં તેં કર્યાં કલ્યાણી. શીશ. ૨
આધ્ય અનાધ્ય અબાધ એ ઇશ્વરી વીશ્વ વીશે પ્રાણી;
બ્રાંહ્મણ થઇને વિદ્વિનાં અકલ્પે ભટ વલભે વખાંણી. શીશ. ૩

## પ્રભાત રાગ સીંધુડો

પ્રીત ધરી ધસો ભકત ભીડ ભાગવા, સ્નેહ સાંધો તમો સંત સાથે;
આધ્ય અનાધ્યની ભકત શિર બહુચરી શકિત સાચી કહુ લક્ષ્મી નાથે. પ્રી.૧
રાય બાણાસુરે બાંધ્યો તન રતિ પતી છોડયો છુટે નહી એહ કોથી,
સમરી સલખનપુરી માતને ધાઇ છોડાવ્યો મા કાળામહથી. પ્રી. ૨

વીષ્ણુ જલ મધ્યે જલસાઈ થઇ પોઢીયા ખોળે રાખીને અંત્રીક્ષ બેઠાં,
રાવણ મારી સીતા મળ્યા રઘુપતી જો તુને ભાવ ધરીને ભેટાં. પ્રીત. ૩
ભાવ ધરી સમરી વલ્લભે શ્રીનાથ મા તેને પ્રીતે દરસન આપ્યું,
અસુર સંહાર કરયા તેં માહેશ્વરી અમર તણુ તમે કષ્ટ કાપ્યું. પ્રીત.૪
ભક્ત સંકટ હર્યાં કેંક મા બહુચરા દીન તણી દયા જાણીને ધસીયાં,
પ્રગટ કળી કાળમાં માત સનખલપુરી ચોક ચુવાલને વાસે વશીયાં.પ્રીત.પ
બહુચરી સેવાને ચિત નિરમળ કરી સેજ સુધા સિંધુ માંહે નાહો,
વીપ્ર સાંકલેશ્વર વીનવે કરગરી બુડતાં બાંવડી માત સાહો પ્રીત. ૬

---

## પ્રભાત, રાગ સીંધુડો.

માતને જે ગમે તે ખરૂ માહરે રાખો જમ રીતે તમ રહીએ બાળી,
અકળગતી તાહેરી કોણ કળે બહુચરી જ્યાં જોવું ત્યાં તેવે રૂપે ન્યાળી મા. ૧
સકલ બ્રહ્માંડમાં વાસ છે તાહેરો મનસુખો તમો ધારેલો જેહ,
હરી હર બ્રહ્મ ઈંદ્રાદીક દેવથી ફેરવ્યો ફરે ન માત તેહ. મા. ૨
સ્થાવર જંગમ ભેદ એ તાહેરો વિવિધ પ્રકારે જુગ માંહી વ્યાપી,
રંક રાયે કર્યા બરદે બરદાળીકા કરમ અંક તમે નાખ્યો કાપી. મા. ૩
દેવતા તણી વારે ચઢયાં ઇશ્વરી અસુર તણો તમે અંત લીધો,
રૂકમણી સેવી પ્રેમથી તુજને તેને જગદીશે તેં ઇશ દીધો. મા. ૪
માતતુ તાતતુ ભ્રાતતુ ભગવતી કાંઈ કરૂણા કરો દીન જાંણી,
વિપ્ર સાંકલેશ્વર વીનવે કરગરી સાંભળો સનખલપુર રાણી. મા. પ

---

## પ્રભાત, રાગ સીંધુડો.

ઊઠને અંબીકા સાહ્ય કરો બહુચરા ભકતને કારણે આવો ધાઈ ટેક.
આદ્યતુ અંત્યતુ મધ્ય માહેશ્વરી, તારૂણી ત્રીપુરા સુખદાઇ;
જ્ઞાંનમાં ધ્યાનમાં સકલ વ્યાપી રહી, તાહરૂ રૂપને જોઈ ન્યાહળી. ઊઠને ૧
વીલંબ કીધા થકી વાત વણસે ખરી, જગતમાં શકતીને કોણ નમશે;
કળી કેરા કાળમાં જાગતી તું ખરી, તુજ વીના દુઃખ તે કોણ હરશે.ઊઠને ૨

સીંહ ઉપર ચડી ત્રીશુલ તે કરગ્રહી, ચોસઠ જોગણી સંગ લાવો;
ભકતીભાવે કરી લાલ વીનતી કરે, આપણા ભકતના બિર્દ પાળો ઊઠને.૩

## પ્રભાત રાગ સીંધુડો.

ધ્યાંન ધર ધ્યાંન ધર અંબિકા માતનું,જેને સુરીનર મુનીનર શીશ નામે;
ધ્યાંન શીવજી ધરે વીષ્ણું શેવા કરે, માતનો પાર બ્રહ્મા ન પામે. ધ્યા. ૧
આધ બ્રહ્માણી રૂદ્રાણી માહાલક્ષ્મી, વેદ વિખ્યાત નવખંડ જાણે;
રિધ્યસિધ્ય દાયણીકાયેપાતીક કણી માત ત્રિભોવનધણી અંબે રાણી.ધ્યા.૨
આધ જોગેશ્વરી માત ત્રીપુરેશ્વરી, આધ માહેશ્વરી સુખદાઇ;
દાતા છે શકિત મા ભકિત મુકિતની, જાણી પોતાતણો લે નીભાવી. ધ્યા.૩
દુષ્ટ સીંહારણી દૈત્ય દલ મારણી, ભકતજન તારણી અંબે માતા;
દાસ અમ્રત તણી રાખ્ય સાહ્યત ધણી, બાળ જાણી કરો સુખસાતા. ધ્યા.૪

## પ્રભાત રાગ સીંધુડો.

આશરો એક આધાર સનખલપુરી, અવનીમાં આવીને સર્વે જોયું;
મોટમોટેરાંનાં માન્ય મુકી કરી, આપ જોયાવીના આપ ખોયું આ.૧
ધર થકી ધંધ મન અંધ સમજ્યો નહી, જેરે ધંધે ધંધ સર્વ જાયે;
નામ લેતાં નવેનિધ્ય આવી મળે, નામ લેતાં સહુ લાગે પાયે. આ. ૨
કોડ પુર્યા કંઇવાર મા બહુચરા, કમુદ્ધ થકી મેં તો કંઈ ન જાણ્યું;
માહાત્યમ તાહરૂં મન જાણ્યાવિના બળ કરી શ્વાને જ્યમ સકટ તાણ્યું.આ.૩
બ્રહ્મ તું વિષ્ણુ તું નામ નારાયણી, આધ તું અંત્ય તુ વિશ્વ વ્યાપી;
સ્થાવર જંગમ શકત સચરાચરે, સર્વે દેવે મળી તુને સ્થાપી આ. ૪
હુંપદ ટાળીને તુપદ સેવતાં, અઘ તણો સ્પર્શ ન અંગ લાગે;
જાગતી જ્યોત્યતુ જુગમાં બાઈ બહુચરા,તુજ્નાના અવરકને કોણ માગે. આ.૫
બ્રહ્મ શીવ વિષ્ણુ નિત્ય ધ્યાન તાહરૂં ધરે, સુર તેત્રીસ તે કોણ લેખે;
આધ અનાધ મંડાણ માંડી રહ્યાં, જોગ જોગેશ્વર કોઇ ન પેખે. આ. ૬
પરમ પ્રીતે કરી શેવો સનખલપુરી, મન કરી માનજે સર્વ સાચું;
સંસારમાં શિવશકિત પુજનવિના, સુક્રિત કીધું તે સર્વે કાચું. આ, ૭
લક્ષચોરાશી તે સર્વ મા તમ થકી, વિશ્વ તમથી તમો વિશ્વમાંહી;
રંક ને ટંક કરૂણા કરો માવડી, વેચે હરી વલ્લભ સાહો બાંહી. આ. ૮

# પ્રભાત રાગ સીંધુડો

અંબા કેમ નથી જાગતી દુઃખ નથી ભાગતી, ત્યાગતી કેમ નથી નીદ્ર નેણાં;
નાગરી નાત અમો અટપટુ બોલશું, વાઘ ચડનારી તુને દેઇશું મેણાં. ટેક.
જ્યારે મહીસાસુર મદ ભર્યો મલપતો, ત્યારે તુ વાઘ ચડી વંન ફરતી;
ખડગ ત્રીશુળ લેવાં પડયાં કર વિશે, ક્ષણુ ક્ષણુ મદ્ય મધુપાન કરતી. ૧
મહીષને મારતાં પરાક્રમ અતી કર્યું, શાસ્ત્રમાં પડયું તેતો સબળ સાચું;
તે બળ તાહરૂ કયાં ગયું શ્રી અંબીકા, આવડું આળસ તુને કયાંથી આવ્યું. ૨
શું કળીકાળમાં નથીરે ચુંવાળમાં, કેમ આરાસુરી અવળી બેઠી;
ભકત સંકટ સમે શયન કીધુ તમે, શાને કાજે સતી નાશી પેઠી. ૩
કળી મધ્યે ચંડી વીનાયક સહુ જપે, પ્રસિદ્ધ એ છે તે તો વેદ બોલે;
વેદના બોલનો તોલ રાખો સતી, નહીં જ રાખો તો હવે સૃષ્ટી ડોલે. ૪
આવડી ઊતાવળ આજથી કેમ કરી,, ગંગનો રંગ સ્થીતી વર્ષ સાઠે;
તાહરે માહરે પ્રીત પુરવ તણી, તે કેમ જાએ મારે અંબા નાઠે. ૫
મદનમુખવચનસુણીશીધ્રથયાંશાંભવી, ચડીસીંહધરીત્રીશુળઆવ્યાં.ચાલી.
કાપ દુઃખ આપ સુખ ચરણ કમળેશ્વરી, હે મમ હે મમ પાવાવાળી. ૬



## પ્રભાત રાગ વેલાવલ તાલ એતા.

પ્રાત સમે નીરખું સદા બહુચરીયાં ન્યાળી,
શોભા શી કહુ માતની સ્વર્ગ થકી વિશાળી. પ્રાત. ૧
ભજતાં ભવાંની ભાવથી ચરણે ચિત્ત ધારી,
સાયુજ પદને આપતાં અઘ કોટી પ્રજાળી. પ્રાત. ૨
પલક એક મુખ ઊચરે બહુચરમા બાળી.
સારે કામ તેનાં સહુ બરદે બરદાળી. પ્રાત. ૩
નાહતાં માનસરોવરે સેવ્યાં સુરપાળી,
જન્મ મરણ ભય ટાળતાં સમરી માહાકાળી. પ્રાત. ૪
જુઠું સર્વ માજી વીના જુવો ચિતમાં સંભાળી,
સાંકલેશ્વર એમ ઊચરે શેવો છેક્ષ છોગાળી. પ્રાત. ૫

## પ્રભાત રાગ વેલાવલ.

સાહ્ય કરોને બાળી બહુચરા, અલબેલી દયાળી;
દેહ તણાં દુઃખ ટાળીએ, આશા રાખું તમારી. સાહ્ય. ૧
આદ્ય અંતનું ઇશ્વરી, જકત જનુની કાહાવો;
ભીડ પડે જયાં ભકતને. તતકાળ જ આવો. સાહ્ય. ૨
બાના તણી પત રાખજો, રંક શેવક જાણી;
ભવજળ પાર ઊતારજો, મેહેર મનમાંજ આણી સાહ્ય. ૩
કામ ક્રોધ લોભ બહુ દમે,મમતા મુજને મારે;
આફત વેળા અંબા વીના, આવી કોણ ઉગારે સાહ્ય. ૪
મનુષ્યા દેહમાં હું પડયો, કીધાં કર્મ અનેક;
જેમતેમ કરીને રાખજો, મોતી રંકનો ટેક. સાહ્ય. ૫

## રાગ પ્રભાત.

કોઈ જઈ કહો મારી માતને, દાસને દુઃખ ઝાઝું;
હથ વળી હાવાં શું જુવો, રાખો શરીરને સાજું. કોઇ. ૧
મેહેર કરોને મતબાલી મા, દુષ્ટ વ્યાધીને હરજો;
કોટી અપરાધ ક્ષમા કરી, મુસ્તકે કર ધરજો. કોઈ. ૨
મહીષાસુરને મારીયો, ચંડ મુંડને ચોળ્યો;
ધુમ્ર લોચનને ખોળીયો, રકત બીજને રોળ્યો. કોઇ. ૩
હાથ અગનરે ઊઠી ઘણી, પેટમાં પીડા ભારી;
દીન જાણીને દયા કરો, સુણો અરજ હમારી. કોઇ. ૪
જેવો તેવો છું પણ તાહેરો, માટેલોની ઊગારી;
દાસ મોતીનીરે વીનતી, સુણો બહુચર બાળી. કોઇ. ૫

## પ્રભાત રાગ વેલાવલ.

જ્યમ તું રાખેરે આરાસુરી, તારા ભાવથી રહીએ,
મનની વ્યથા જોણો માતાજી મુખડેથી શું કહીએ. ટેક.

ઊતર દેશ આરાસુરી, પુરવ મહાકાળી;
દક્ષણમાં અષ્ટાદશ ભુજા, ચુંવાળ બહુચરબાળી, જયમ. ૧
માજી ચઉદસ તું વ્યાપી રહી બ્રહ્માંડેરે જાણી,
શીરે શોભા કહુ તાહેરી શીવની પટરાણી. જયમ. ૨
માજી માત તાત તું માહરે મારે આશરો તારો,
ગોખે ચઢી બીરાજતાં જળહળતો પારો જયમ. ૩
ચંડમુડને માથે મારિયા રક્તબીજને રોળી,
તેત્રીસકોટી દેવતા કહે અંબા મોટી તુ ભોળી. જયમ. ૪
સકલ કળસ તાહારા નામના વલ્લભ શીર છાજે,
જુગ રૂડયો કયમ વાપરે શીર અંબા બીરાજે. જયમ, ૫

## પ્રભાત રાગ ભેરવ.

ભજો માત બહુચરાને ભાવશું ભવાંની;
ના પુરુષને પુરૂષ કીધા, પ્રથમ એ નીશાની. ટેક.
શક્તને વશ જગ્ત સર્વે, સુરીનર સુની ગ્યાની;
શકત ગયે ગળે ગર્વ, ચળે ધર્મ ધ્યાની. ભજો. ૧
અવર દેવ અરજ કરે, માત કરે કાંની;
સમર્યા બધ કાજ કરે, સુણો વાત છાની. ભજો. ૨
ભીડ ભાંગી ભુરની, ભુતળ ભવાની;
ભટ વલ્લભની વાત માની, માત મેહેરબાની, ભજો. ૩

## રાગ ભુપાળી

કમળાસન ભવ રમેશ મઘવા અષ્ટૌ દીકપાળગે અંબે,
અષ્ટવસુ આણી યમ મરૂદગણ અશ્વ નિથે બાળ;
પ્રાતઃકાળી નીર્જર એવુની સાધિતાત્તી વેળ.
ગૌતમ વિશ્વામિત્ર પારાશર વશિષ્ઠ ભ્રગુ કપીલ;
વેદ સ્તુતીને સ્તવન કરીત્તી બહુત મંજુલ.
ગંદર્વાદિ સિદ્ધ ચારણ ગાતી ધરૂની તાળ. ચાલ.

અષ્ટ સિદ્ધિ બુદ્ધિ રિદ્ધિ અબ્ધી કુમરા,
પતિવ્રતા સાધ્વી અહીલ્યાદિ તારા;
પાજળુનીયા આર્યા ઊભી તિષ્ટતિ દ્વારા,
અરૂણોદય ઝાલ્યા અંબે લલિતાંબુજ વદને;
ત્રીપુર સુંદરી જગત્ વ્યાપકે ઊઠી કલીમલ દહની,
શ્રી જગદંબે ભકત પાલકે મહિષાસુર મથની. ૧

સાયંકાળી દ્વીજગણ ત્રક્ષિ હોતે તે ઊઠલે,
ભ્રમર પડપદાનીશિગું તલે તેહિ મુકત ઝાલે;
યાત્રીક જન પંથાને સિદ્ધતા કરૂની ચાલળે,
અગ્નિહોત્રી દેતી અહુતી બ્રંહ્મનિષ્ટ આગળે;
સુર્ય ઉપાશક સૌર્ય વૈષ્ણવ વિષ્ણુ તે સ્મરલે.
સૈવ અર્ચિતી શિવ ગજાનન શકિત પુજ નીરતલે. ચાલ.
પશ્ચિમેસી ગેલા રમા બધુ ગગની.
ઊદય કરૂ પાહે ઊદયાદ્રિ તરણી;
દલ વિદલીત નયની ભુવન ત્રય નયની,
દુર્ગે અંબે પ્રણવ રૂપીણી ચંડ મુંડ મથની. ત્રીપુર ૨
ચતુર્ભુજ આયુધે ધરાવે દુષ્ટાચે દમન,
શિષ્ટજના પાળાવે વિઘ્નેના સુનીયા પુંર્ણ;
વિદ્યાર્થ્યાસી વિદ્યારૂપે દ્યાવી ધારણા,
ધનાર્થિયાચે લક્ષ્મીરૂપે પ્રગટાવે સદના;
અપુત્રીકાચે પુત્ર સુલક્ષણ દ્યાવે સંતાન,
સંકટ સમયી શ્રી જગદંબે રક્ષુનીયામાન. ચાલ.
શ્રવણ કરૂની માતા અતિ સત્વર ઊઠલી;
કોટી સુર્ય જ્યોતિ ઐસી મુર્તિ દિશલી,
અમર રૂષિભકત લાગતી પદ કમળી;

ગજર કુંકમાચી પુષ્પ વ્રષ્ટિ સુટલી,
ઇચ્છિત વર સર્વાસી દેતસે વિપરીસ્મીત પદવી,
જનાર્દનાચે હૃદય મંદિરી મધ્વજીચે ચરણી;
શ્રી જગદંબે ભકત પાળકે. સંપુર્ણ.

---

## રાગ જોગી.

જેને રંગ લાગે સતસંગનોજી, અન્ય રંગે મોહોતો નથી ખોટા જાણી ધોહોતો,
માહારૂ તાહારૂ સમ શત્રૂ કાંઇ ન જાણેરે, જીવ જંતુ તંતુ એને સરખાં પ્રમાણે;
સમ દ્રષ્ટીએથી જો. જેને, ૧
વીવેક વીચાર અને પટ સંપતી, એ સાધન વડેથી કરે જીવની ગતી;
એતો તત્વસાર દોહોતો. જેને. ૨
જે ગુરૂ શરણે જાયજી નીર વીકારી થાયજી;
દેખાય રળીયામણો, સોહ્યામણોજી;
ક્રીરપાયે કરીને એ વીકારી દુખ ખોતો. જેને. ૩
ગુરૂનો આધાર લેશ થાય જો કદી, સ્વરૂપ જોઈને તેરે ત્રીવેણી નદી;
તેને કાળ નથી છોતો. જેને. ૪
જય ગુરૂ રાયજી, લાગુ હુ તો પાયજી;
સાહ્ય કરો હું તો કર જોડું, આસ કરી આવે તેને ગર્ભવાસ નાચે;
એવુ દીલ ધારો દામોદરને ઊગારો, મુને આશરો છે મોટો. જેને. ૫

---

## રાગ ભેરવી ચોતાળો

શ્રી ગણેશ ગણિરી બાળ, કોટી ભાનુ તેજ ભાલ.
વક્રટુંડ દીરઘ સુંઢ ચાર ભુજા ધારી હે;
લાભ લક્ષ પુત્ર દોય, રિદ્ધિ સિદ્ધિ અચળ સોય,
લંબોદર રાયનકુ સિદ્ધિ બુદ્ધિ નારીહે. શ્રી ગણેશ. ૧
શ્વેતાંબર શુકલ વરન ભાલચંદ્ર વીઘન હરન,

બારા વરસ બાળા સંગે ફાર ખેલ ખેલલો,
પ્રૌઢ પણાં આલાંતવાં ગ્રહા ધર્મ કેલા;
વ્રધાજાલા પોરા બાઈકિ મણે ગતિ ગેલો,
માઝા અંતરાચી ગોષ્ટી સાંગુ કોણાલો. બાળા. ૧
ગર્ભવાસ જન્મ મર્ણ ત્યાચ્યા દુખભારી,
કાળચા તોડાત નાંહે નીધયાચી બારી;
ચરાચર ભક્ષ કેલે પુઢલે માધારી,
આઈકા વિનતી આતા માલા પ્રતીપાળો. બાળા. ૨
તુમી વશ વરતિ આહે સુરાસુર દેવા,
અંતરાત્મ અભીલેષા પદરજઘેવા;
યદુરામ ભણે ગુણ અમૃતાચા મેવા,
જાએ ઇષ્ટ બાળા ત્યાચે સિદ્ધ અર્થ ઝાલો. બાળા. ૩

## રાગ ભૈરવી.

મેરી અંબા મેં લેતહું બલા; પ્રનત પાઇ પ્રનત પાઇ પ્રસરકે પલા;
મેરી અંબા મેં લેતહું બલા,
સકલ ગુન કલા દાઇની ફલા; સ્મર તમે ભલા, કરત દેતી હેઠલા;
જન્મ જન્મકી બલા બાઇ દેતી તુ જલા. મેરી ટેક;
માડીમે ભવાબ્ધકી જંજાલમે ખલા, લુબ્ધ હોરહો હું શક્ત નાહી મેં હીલા;
ક્રોધ લોભ મોહ મદકે દલા. મેરી. ૧
કામ કછુ કરના રલા, દારા પરીવારા મમ માનમે ફુલા;
[illegible] બ દોસ્તીસે મીલા. મેરી. ૨
[illegible] વારકો ભુલા, તુહી પાપ વાહ્યની મા દાયની ફલા;
[illegible] મનના તુલ્યા. મેરી. ૩
[illegible] કી ચલા, તન મન સબ જાનજીયા તુજપે ડલા;
[illegible] ન લ્યા. મેરી. ૪

## [illegible]ગ ભૈરવીની દેશી.

[illegible]લાય, પાર કોઈ પામે નહી. તોરી. ટેક.

એક દંત કૃપાવંત મુશકી સવારીહે. શ્રી ગણેશ ૨
ગણાધીશ ગનરાજ સમરે તે હોત કાજ,
ગુણ નિધિ ગણપતી, ગીરીધર બલીહારીહે. શ્રી ગણેશ. ૩

## રાગ ભૈરવી ચોતાળો.

સાગર બીચ કમળમાંહી બ્રહ્મ દેવ પ્રગટ ભએ,
તાહીકી તનયા સૌ સ્વરસ્વતી માતાહે. સાગર. ૧
હીન મંત હરનાર, બાની શુધ કરન સાર;
વચનામ્રત રસના સદબુદ્ધિ કેરી દાતાહે. સાગર. ૨
જ્યાકો રટન અષ્ટજામ, કરબેતે સફલ કામ;
અકલ અરૂ ચાતુરતા દેનેકુ બીધાતાહે. સાગર. ૩
ગીરધારી લાલ તારો, ચરન મોહી ચીત ડરો;
કાવ્યશકિત દેનહારો ઓર કોને ત્રાતાહે. સાગર. ૪

---

## રાગ ભૈરવી રીઝ્તો.

મેં કયા તારીફી કરૂં તેરી પાદશાહિ યમા. ટેક.
તેરી બંદગીમે ખુબ આદમ ઓલીયાપીર,
બસ્તી બીરાને અગર ઢુંઢતા ન પાઇ યમા. મેકયા. ૧
મોજુત મગરૂબીમે જમીસે ગડે ગયે હે;
હુવા ન દેદાર જાશે અકલ ગુમાઈ યમા. મેકયા. ૨
ગોરે બદન પર ગેનાં નેહે મોતી પન્નાકે;
ખેદર ખેદરસે બુજે સબસેં હે સવાઇ યમા. મેકયા. ૩
હંમેશાં યાદ લગી નામકી આઠું પેહેર,
કેહેતા યદુ શીર ધરૂ પાઊકી પનાઇ યમા. મેકયા. ૪

## રાગ ભૈરવી દક્ષણીમાં.

બાળાત્રીપુરાચે ચરણે શરણે મીઆલો. ટેક.

બારા વરસ બાળા સંગે ફાર ખેલ ખેલલો,
પ્રૌઢ પણાં આલાંતવાં ગ્રહા ધર્મ કેલો;
વૃધાજાલા પોરા બાઇકિ મણે ગતિ ગેલો,
માઝા અંતરાચી ગોષ્ટી સાંગુ કોણાલો. બાળા. ૧
ગર્ભવાસ જન્મ મર્ણ ત્યાચા દુખભારી,
કાળચા તોડાત નાંહે નીઘયાચી બારી;
ચરાચર ભક્ષ કેલે પુઢલે માઘારી,
આઇકા વિનતી આતા માલા પ્રતીપાળો. બાળા. ૨
તુમી વશ વરતિ આહે સુરાસુર દેવા,
અંતરાત્મ અભીલેપા પદરજધેવા;
યદુરામ ભણે ગુણ અમૃતાચા મેવા,
જાએ ઇષ્ટ બાળા ત્યાચે સિદ્ધ અર્થ ઝાલો. બાળા. ૩

## રાગ ભૈરવી.

મેરી અંબા મેં લેતહું બલા; પ્રનત પાઇ પ્રનત પાઇ પ્રસરકે પલા;
મેરી અંબા મેં લેતહું બલા,
સકલ ગુન કલા દાઇની ફલા; સ્મર તમે ભલા, કરત દેતી હેઠલા;
જન્મ જન્મકી બલા બાઇ દેતી તુ જલા. મેરી ટેક;
માડીમે ભવાબ્ધકી જંજાલમે ખલા, લુબ્ધ હોરહો હું શક્ત નાહી મેં હીલા;
કાન ક્રોધ લોભ મોહ મદઇ ઢલા. મેરી. ૧
સુક્રતીકો કામ કછુ કરના રલા, દારા પરીવારા મમ માનમે ફુલા;
કપટી કુબુધી સબ દોસ્તીસે મીલા. મેરી. ૨
મેં હુ ગુનેગાર વાર વારકો ભુલા, તુહી પાપ વાહની મા દાયની ફલા;
કર કૃપા કૃપાળી કૃતી મનના તુલ્યા. મેરી. ૩
દરસદે તીહારો નજર નેહકી ચલા, તન મન સબ જાનજીયા તુજપે ડલા;
છોટમકો દોષ બાધ મનમે ન લ્યા. મેરી. ૪

## કેરબો રાગ ભૈરવીની દેશી.

મૈયા તોરી અજબ કળા ન કલાય, પાર કોઈ પામે નહી. તોરી. ટેક.

જોતી સ્વરૂપે મહા તત્વહે, બુજેસો આનંદ મય નાય;
નેતી નેતી નીગમ ગુણ ગાય, ગાયરે ગાય નેતી નેતી નીગમ ગુણ ગાય;
ટીલે દુખદાઈ જુગજાઇ મીલે. તોરી. ૧
ભાવશુ ભોળી ભક્ત વછલી, દુર નહી જ્યાકુ દ્રઢ બીસબાસ;
મૈયા દેવે ચરણ નીજ બાસ, બાસરે બાસ મૈયા દેવે ચરણનીજ બાસ,
મહંમાય દામોદર દાસ કર જોડી લાગે પાય. તોરી. ૨

## રાગ ભૈરવી.

બીરાજો મા ચુંવાળમાં સેવકનાં કરવા કાજ, સેવકનાં કરવા કાજ. ટેક.
દીન દયાળી પરમ કૃપાળી બાળી ગરીબનીવાજ,
સાહ્ય કરો સંકટ વેળાએ મહારાજાધીરાજ. સેવક. ૧
દામોદર તારા ગુણ ગાએ ચાહે ભક્તિ સમાજ,
બીના દામનો ગુલામ જાંણી રાખો મારી લાજ. સેવક. ૨

## રાગ ભૈરવી.

બળવંતી બહુચર બાળરે, બળવંતી બહુચરબાળ,સેવકનાંસંકટટાલરે.ટેક.
દાનવદળ હણવાને દોડી, વેશ કરી વીકાળ;
અસુર નીકદંન કીધું આઇએ, સુરનરની પ્રતીપાળ. રે. બળવં. ૧
ત્રીભુવન તારણ નરક નીવારણ, ભુવનતણી ભુપાળ;
નીજ જન રંજન દુરીજન ગંજન, કંટકની છે કાળ રે. બળવં. ૨
નામ રટતાં નીરભય થાએ, જાએ દુઃખ જંજાળ;
ભજનથકી ભવપાર ઉતારે, તારે પરમ કૃપાળ રે. બળવં. ૩
સેવકને સુખ કરવા ધસીયાં, વસીયાં મધ્ય ચુંવાળ;
આફત વેળા આવી લેજો, ગીરજાની સંભાળ રે. બળવં. ૪

## રાગ ઉપર પ્રમાણે.

આરાધુ અંબે માય રે આરાધુ અંબે માય દરશનથી દુઃખ પળાય.રે.આ ટેક.
પ્રાતસમે બાલ્યાને ચોવા મધ્યાંને દેખાય,
વૃદ્ધા જાણે સંધ્યા ટાંણે અકળ કળા ન કળાય રે. આરાધુ. ૧

દેવકીનાં દુઃખ હરવા કરવા કૃષ્ણતણી રક્ષાય,
તડીત રૂપ લઇ ત્રાસ પમાડયો વ્રજ મથુરાનો રાય રે. આરાધુ. ૨
સુરમુની કંસ નીકંદન તે નંદન નંદરાય,
યદુપતી રાણી થઇ રૂક્ષ્માણી મા પુજન મહીમાય રે. આરાધુ. ૩
શક્રાદીકનાં સંકટ હરવા સીંહારૂઢ થઈ ધાય,
ગીરીધરલાલ કહે જગદંબા કઠણ સમે કર સહાય રે. આરાધુ ૪

## રાગ ભેરવી જોટો.

છે લાહાવો આ સંસારમાં, તુને લળી લળી લાગુ પાય. તુને. ટેક.
ઈંદ્રાદીક જન સહુવે જાચી, પામ્યા ફલ સમુદાય;
ભકિત જાણી ઊલટ આણી મેહેર કરી મહંમાય, તુને. ૧
દામોદર કે' નીશ્ચે જાણું શેવકને સુખ થાય,
તરણાનો મેરૂ કરે તું, વેદ પુરાણે ગાય. તુને. ૨

## બાળાષ્ટક રાગ ભેરવીની દેશી.

પરમ પાવનં હંસ વાહનં, દૈત્ય દાવનં ભકત ભાવનં;
વેદ માતુતે પ્રકૃતી પરી, ભજ વીશંભરી માત બહુચરી. ૧
વેણુ પુસ્તકં પંચ સુસ્તકં, મુગટ રાજીતં શુભ્ર ભ્રાજીતં;
શશીકળા સમં ત્રીપુર સુંદરી, ભજ વીશંભરી માત બહુચરી. ૨
કૃષ્ણ વર્ણનં કૃષ્ણ ચંદનં, કૃષ્ણ અંબરં કૃષ્ણ ભુષણં,
સાયં કાળી કે શ્યામ ઊરધરી, ભજ વીશંભરી માત બહુચરી. ૩
સુમન તાદ્રશી કાંત્તી કોમળં, પારી જોતકે કુંદ માલતી;
પુન્ય તે પદં શચી પુરંધરી, ભજ વીશંભરી માત બહુચરી. ૪
સાગરે સુધા પર્યંકાશનં, કુરૂવીલાશનં કષ્ટ નાશનં;
વિધિ હરાહરિ અમિત સહચરી, ભજ વીશંભરી માત બહુચરી. ૫
શરણ વિબુધા અષ્ટ આયુધા, શુભશેયુધા કરી કૃધા વધા;
અતુલ પ્રાક્રમં મુનીલી ઊચરી, ભજ વીશંભરી માત બહુચરી. ૬
શ્રી સ્વરસ્વતી વાણી ભારથી, જન ગતી મતી મા કૃપાવતી;
અંતરાત્મી કે સઊ સહોદરી, ભજ વીશંભરી માત બહુચરી. ૭

માનસર ત્રટે દેવી દેવળં, ગોખ સ્થાપીતં યંત્ર દૈવતં;
મંત્ર સિદ્ધ તે બિંદુ અક્ષરી, ભજ વીશંભરી માત બહુચરી. ૮
શુભ ગુણાકૃતે યદુરામયે, બાળાષ્ટકે પાઠ્ય તે જના;
ચતુર વર્ગદા અંબ ઇશ્વરી, ભજ વીશંભરી માત બહુચરી. ૯

## પદ રાગ ભૈરવીના સુરમાં.

બહુચરી સદારે ભજો બહુચરી સદા, સંસાર તણુ સાર ભજા બહુચરી સદા.
સાચથી સેવે તેને કમી નહી કદા, રિદ્ધ સિદ્ધ ધન્ન ધામ મંગળ મુદા;
ધ્યાન ધરી ગાવે છંદ નાવે આપદા; અધિક પ્રતાપ નીત્ય સુખ સંપદા.સં.૧
ભકત ભવસિંધુ મધ્ય ઝાઝ તારણી સમરતામાં સેવક સંકટ નીવારણી;
પૃથ્વીરૂપપ્રગટ પીઠપરૂપ કારણી, આદ્ય થકી આઈછોઅધમઓધારણી.સં.૨
સાધુ ત્યાગી થઇને કર્મ માંહ્યથી ખસ્યા, તોહેપણછુટી નહી નિંદ્રાક્ષુધાત્રશા;
પેટનાપ્રપંચ સારધારીદુર્દશા,સાચુ જુઠુ બતાવીને માંહીના માહી ફશા. સં.૩
દીન જાણી મેહેર કરી લેહેર જે ઘડી, મુકિત ચાર દ્વાર કર જોડીને ખડી;
નીત્ય કરે પ્રીત તેનાં ચીતમાં ચડી, વેદ કહે ભેદ તેને જોતે ન જડી સં. ૪
જગ્ત સર્વે શકિત વડે સફલ ફળી, સરસ્વતી લક્ષ્મી કાળી પુરાણે પળી;
જીને શેવ્યાં ત્રીપુરાતેનીવેળાવળી, યદુરામ જાણ્યું જારે બહુચરામળી.સં.૫

## રાગ ઉપર પ્રમાણે.

આશરો આધાર મારેબહુચરી તુંહીં સચરાચરમાં શકિત વીનાનચુંહું નહીં,
લક્ષ્મી કીર્તિ તેજ ત્યાંહાં સદા છો સહી, કર્મ વીના પ્રાણીને ફુટી મરે કહીં;
આઈ વીના આબરૂ ગઈ ગયા વહી. આ. ૧
માતની કળામાં સર્વ જગ્ત માત છે, પંચ વર્ષ બાળને આધાર માત છે;
અકરમીનેઓળખ્યાવીનાતાતમાતછે,માહરેતોતાતભ્રાતજાતમાતછે.આ ૨
આથડે અનેક જીવ જાણી જોઇને, અકળ ખેલ આઇનો તેમાં રહ્યામોહીને;
લાભ લેવા જાય આવે મુડી ખોઇને,અવનીમાં અંબાવીના હેતુકોઇનેઆ.૩
કાહુકે આધાર રાજ્ય નન્ન ધામકો, કાહુકે વિદ્યા વેપાર જ્ઞાન ધ્યાનકો;
કાહુકે શૃગીત ગુની ગાન તાનકો, માહારે નામ અમૃત શ્રવણ પાનકો આ૪
એવું જાણીચરણ શરણ આવીયો રમા,સમજે તેનેસવળા છેગુણીનામગાતા;

સુમુતમ મુડાણા તે કરે ધમંધમા, ચદુરાંમ કહે માના ગોખનેખમાં. આ. ૫

### રાગ ઉપર પ્રમાણે

અંબીકા આરાધો તમે એક મને પ્રાંણી,
નવનિધ્ય રિધ્ય સિધ્ય આપે આરાસુર રાણીરે. ટેક.
શેષ સહસ્ત્ર મુખ રટણ કરે મહા સુખ,
ઊદો ઊદો જે જે કહે વેદ ચાર વાણીરે. તમે. ૧
ચાર પદારથ આપે ભજતાં ભવ ભય ભાંગે,
મંત્ર બાળાનો જાપે એકે મને જાંણીરે. તમે. ૨
મોહનને મેહેર કશે કૃપાદ્રષ્ટી કર ધરેશ,
નવખંડ નામ કરો આપને ઓધાણીરે. તમે. ૩

### પદ રાગ ઉપર પ્રમાણે

શેવક સુખદાઇ ભજો બહુચર બાઈ,
ભારતી ભવાની ભૂપ અખીલ ભુવન આઇરે. ટેક.
આપે ધન ધામ કામ પુરણ પવિત્ર પુત્ર,
થાપે ઘરસુત્ર મિત્ર મંગળ મુદાઈરે, ભજો. ૧
જંત્રહ્રીઁ સુ ચક્ર સાર તંત્ર શ્રીઁ પુજા પ્રકાર,
મંત્રકિલીઁ સુધાર ધ્યાન તાન માન ગાઇરે. ભજો. ૨
શીશ નમે પાગ્ય તેનું ભલે માગ્યું મળે,
તાપ ટળે સફળ ફળે મેહર કરે માઇરે. ભજો. ૩
જગતમાં અંદ કંદ સત્ય છે બાળ મુકુંદ;
ચદુરાંમ કહે છે છંદ માત મંન ભાઇરે. ભજો. ૪

### રાગ ભેરવીની દેશી

આજ નેસમેર મારે આજને સમે પ્રગટયું પુરવ પુન્ય મારે આજને સમે ટેક.
ચોગી ધ્યાન ધરેન પામે પાર જુગમે, પ્રેમે તે પધાર્યા અંબા મારા મંદીરમે. પ્ર.૧
પુજી પોખી આદરે મન મનાવ્યાં અમે, મીઠડી મુરત સુરત મારા હૃદે માંરમે પ્ર.૨
દરશને દુઃખ ટળે તાપ તનુના સમે, માનું મોટું બાનું મારે શું કરે જમ. પ્ર ૩
ખરો મુંને ભરૂંસો તારો ખાઇ કહુ સમે, પાલવ સાહ્યો તારો માજી કરશ જેગમે. પ્ર.૪

રાચ્યું તારે રંગે અવર ચિત્તન ભમે, સાંકળેશ્વરદાસ માગે આપજો તમે. પ્ર. ૫

## રાગ ઉપર પ્રમાણે

પ્રેમશું ભરીરેભેટયાં પ્રેમશું ભરી, બહુચરાજી આજભેટયાં પ્રેમશું ભરી. ટેક.
જાંણીતેવી જોઈમોહ્યોકહુંશું વિસ્તારી, રાત દિવસ હૃદે રાખું શૈલકુંવરી બ. ૧
કોમળઅંગકમળાજેમુદતમાધુરી, પ્રસનવદન જોતાંમારી આંખડીઠરી બ. ૨
નીલકમળ નયન અમૃત રહ્યું છે ઝરી, કરૂણાકટાક્ષકરીમનલીધુંહરી બ. ૩
એળે ખોયો જન્મ દુષ્ટસંગતિ કરી, લગન લાગીમાશું તેનીકુમતીનીસ્તરી. ૪.
અવર સાથેકાંમ શું મારે માત એ કરી, સાંકળેશ્વર ચરણ રાખો બહુચરી. ૫

## રાગ ઉપર પ્રમાણે

ચિતડું હર્યુંરેમારૂં ચીતડું હર્યું, જોયાં બરદાળી મારૂં ચિતડું હર્યું. ટેક.
કોટી રવીતેજઅધીક રૂપમાં ખરૂં, વદન છબી જોઈ રતીમાન ઊતર્યું જો. ૧
ભમીજોયું ભુતળેમનકયાંહીનઠર્યું, ચિત્તઅડયું ચરણનેથીકાંમસૌ સર્યું જો. ૨
મોટામુનિવાદવાદી નિશ્ચે એ કર્યું, ભક્તકારણ બાળરૂપમાજીએ ધર્યું. જો. ૩
તારૂં ધાર્યું નિપન્યુ ન બ્રહ્મથી ફર્યું વીશ્વવ્યાપિકવિશ્વમાંહેતેજ તમારૂં જો. ૪
મારકંડમુખમહાત્યમવાંણીઊચર્યું, સાંકળેશ્વરમાત ભજે યમથી નડરૂં જો. ૫

## રાગ ઉપર પ્રમાણે

પ્રેમથીકરજોરે તમે પ્રેમથી કરો, બહુચરાની ભક્તિ તમો પ્રેમથી કરો. ટેક.
ખળનો સંગ કામ ક્રોધ લોભ નાચરો, દ્વારનરકનું છે એહમાટે પરહરો. બ. ૧
મોટાનો ઉપદેશ એહ માનજો ખરો, તાર્યાનો ઉપાયનથી જુગમાં દુસરો. બ. ૨
ભજન પુજન રાત દીવસમાનુ આદરો, લગનલાગેસાચુતોભવસિંધુમાંતરો. ૩
મનુષ્ય જન્મએળેજાયગાફીલશું કરો, કાંઇકસાધન તોય મભયથી ઉગરો. ૪
જેગમે તે કરો માજીહું છું તાહેરો, સાંકળેશ્વરદાસને મા તારો આશરો. બ. ૫

## રાગ ભેરવી

મોએ પ્યારી સુરત તિહારી, લગત ત્રિભુવન મૈયા. ટેક.
દરશકી પ્યાસી નેનાં ચાહત ચકોરી ચંદા, જેસી જલકી બુંદ બપૈયા. મો.
પરમ સુખદાયક રટત નિગમ નિત્ય દેવ વિધ મુની ધ્યાન ધરઇયા,

સાંકળેશ્વર અવીલોકી પ્રેમભર, બેર બેર લેતજું બલૈયા મો.

## રાગ ભેરવી

અંબે આઈબીરાદાઈરે, હોમા મેરીરે, ભવકી ભવાંની માહારાની સુખદાની.
મેંતો પરૂ તોરી પાંઈ માડી બલ બલ જાઈ ટેક.
ભવ દુઃખ હરની કરૂના કરની, દુખતે બચાઈ લેની લેની કર સાઈ. આઈ.
બ્રહ્મ મહેશ હે અંશ તીહારો, સબનકી જ્યાઈ સબ શાસ્ત્રમેં કહાઈ. આઈ.
કષ્ટ નીવારની અધમ ઓધારની, મોયકો નીભાઈકર કર મેરી સાહી આઈ.
છોટમદાસકો લે શરણાંગત, પદરો પસાઈ કાહુ લીજે નીજવાઈ. આઈ



## રાગ ભેરવી

મૈયા તખ્ત બીરાજે નગારી નાદ ગાજે. ટેક.
ચાચર બીરાજે મૈયા મંડપ બીરાજેરે,
છત્ર સોનાનું બહુચરાને શીદ છાજેરે. તખ્ત. ૧
તેરેહી દરબાર સદા રાગ રંગ હોયરે,
સુરિનર મુનીવર મોહે અંબા તોયરે. તખ્ત. ૨
જોગણી સબ જે જે કરે મંગલ ગાવેરે,
મતબાલી માત બહુચરાને ભરકે પ્યાલા પીલાવેરે. તખ્ત. ૩
માતા મુજ મહેર કરો પુરો મનની આશરે,
ભકતનકી સાહ્ય કરો પ્રાગ તોરો દાસરે. તખ્ત. ૪

## રાગ રામકળી

સદા શેવો શ્રી બહુચરા બાઈ, સલખનપુરમા વસે મોરી માઈરે. સદા.
મન ગમતા માજી લાડ લડાવે, રાખે લાજ સવાઈરે સદા.
પ્રતક્ષ પારો ખરો ખેલ ન્યારો, તે ભાવે સંભારજો ભાઈ,
વલ્લભ હરી ફરી કહે છે કરગરી, જગ જીતો યશ ગાઈરે. સદા.

## રાગ રામકળી

તમે ઊદો ઊદો કહો આતારે, તમે આદ્ય સકત્ય ઊરઅંતર આંણીને. તમે.

અખીલ ભુવનપતી બહુચર મા છતી, રાખે સદા રંગ રાતારે. તમે.
દુરમત્ય ટાલે દશા દિનવાળે પાળે પુત્ર જ્યમ માતા,
મન નીશ્ચે કરી સલખનપુરી ખરી હરી વલ્લભ ગુણ ગાતારે. તમે.

## રાગ રામકળી

બાઈ બહુચરા બરદ વહે છે બહુ. બાઇ.
પળ પગ લાગે આપે મોહો માગે, બાઇ.
ગુણ ગાતાં રહે કત્ય કુંડાં દહે વેદ પુરાંણ કહે છે સહુ બાઇ.
વીશમે વીશ્વમાં ઇશ્વરી એ ખરૂ વર કીધો છે હતી જે વહુ,
બાળા સુંદરી બહુરંગ, ભરી હરી વલ્લભશુ લહે છે લહુ. બાઇ.

## રાગ રામકળી

બાઇ બહુચરા બાલ સ્વરૂપ ધર્યું ખોટું ખરૂ કરી માનવા સંતનું. બાઇ.
તરત મનાવે કયમ વસતાવે ભગત તણુ જે કર્યું. બાઈ.
આંગી અવરખની લહે લખની સાચુ મુકત કરી આવર્યું.
વલ્લભ હરી એણે રીઝી બહુચરી કૃપા જગત નિધ્યે ભર્યું. બાઇ.

## રાગ રામકળી

નગરકોટ જવાલામુખી સેવક સાધારણી;
બહુ જનકી આસા પુરે, જે જે જે કારણી. ૧
નારાયણી સબ દુઃખ શીધ વાવ નીવારણી;
આરાસુરી અંબે માન, નોધારાં આધારણી. ૨
હીંગળાજ હરસીધ પ્રતિપાલણી, દક્ષણતુકાઇ માતત્રિભોવન તારૂણી.
કેહેત કુબેર દુધ પુત્ર આપે અપારણી
સલખનપુર સોળા બની, બહુચરા વધામણી. ૪

## રાગ રામકળી

જે કહો જે કહો જે કહો બેરબેર બહુચરાજીકી જે કહો,
અંગ ઊમંગ ભરી હરખ હઇએ ધરી, એ સાથે છે લે કહો. બેર. ૧
દુઃખ સર્વ વાંમી ગોખે શીશ નામી, પાંમી પદ અભે કહો;
કેહે વલ્લભ હરી નારી નર કરી, જમ કીંકરનો ન ભેએ કહો. બેર. ૨

## રાગ રામકળી તાલ હોસેની.

માહારૂ મન માન્યું બહુચરી બાઇ, સાચી જે સલખનપુરમાં. માહારૂ.
નિરખ્યું નેણે સુણ્યું તું જે વેણે, કેહણે કહી તે ભલાઇ. માહારૂ.
અવગુણ તાણી સુખી કર્યાં પ્રાણી, તારી વાણીએ દીધી વડાઇ. માહારૂ.
અરજ સુણી જો દીધી છત દેજો, વલ્લભ લેજો નિભાઈ. માહારૂ.

## રાગ રામકળી.

માહારૂ મન મોહ્યું મા બહુચરા બાઇ, ચાચર ગોખ જોતામાં. મા. ૧
શોભા નીરખી રહ્યું રૂદે હરખી, કે સરખી ન કહેવાઈ. મા. ૨
મુજ મન બાંધ્યું શું સાધન સાધુ, આરાધુ એક આઈ. મા. ૩
સદા સુખી થયો ભય ભવનો ગયો, વલ્લભ રહ્યોછે લુભાઇ મા. ૪

## રાગ રામકળી.

માહારૂ મન વાધ્યું મા બહુચરી બાઈ, મન ક્રમ વચને તારે ચરણે. મા.
ભુતળ ભટકયો કહીં નવ અટકયો, લટકો દેખી સવાઈ. મા.
અચરજ ભાશ્યું કો નહીં બહુચરાશું, આરાશુ. અધિકાપ. મા.
માહા પદમી લહી તારણ તલ મહી, વલ્લભ કહી ગુણ ગાઇ. મા.

## રાગ રામકળી.

માહરૂ મન ભેદુ. મા બહુચરા બાઇ, અગણિત ગુણ ઇશ્વરીને. મા.
બરદ બહુ રખાં માન્યું મે મુરખાં, પુરખાં પીહર કેહેવાઇ. મા.
સાધી આરાધી રાખી તેહેની બાંધી, લાધી તે વાધી નવાઇ. મા.
વલ્લભ નિત્ય નવી મા પ્રત્યે હવી, કવી કહેથી ન કવાઇ. મા.

## રાગ રામકળી.

માહારૂ મન ધ્રાયુ મા બહુચરી બાઇ, અવર ભોગ ભોગવિને. મા.
ખટરસ વ્યાપી ગયું હૃદે સાખી, દાખી દ્રષ્ટ અધાઇ. મા.
આઈની અજીઠી વાણી પડી દીઠી, ખાધી તે મીઠી મીઠાઇ. મા.
મન જોયું મથી વલ્લભ કહે કથી, એથી ન ભુખ ઓલાઇ. મા.

## રાગ તોડી જીવનપુરી દ્રુપદ.

ધન્ય ધન્ય ધન્ય ધન્ય ધોળાચઢ ધણીઆણી ધર્મ ધજા તે ધરાંણી. ધન્ય.
સુરપુર નરપુર નાગપુર નિત્ય નવે નવે સુર,
હાજરા હજુર અકથ કથા ન કહાણી. ધન્ય.
દુઃખ દંદ હરણ સુખ કંદ કરણ,
તારણ તરણ જગત જનની જણાણી. ધન્ય.
સલખનપુરી સાહેબ બહુચરી અષ્ટ સિદ્ધ નવનિધ્ય ભરી,
કરૂણા કટાક્ષ કરી વલ્લવ ધોળાને વાંણી પુરાણે પ્રમાણી. ધન્ય.

---

## રાગ પીલુ ચાલ દક્ષણી લાવણીની.

ચુંવાળેરે બહુચરમા બીરદાળી, પાવાઘડ શ્રી માહાકાળી;
આરાસુરરે અંબેજી મતબાળી, કુરણા સીંધુ છો કૃપાળી. ઝુલ.
શિવકનીક અંગિ છબ બનીરે, એતો જપત નામા છીન છીનીરે,
મમ શુધ લીજે જગ જનીરે, રસીલીરે દુઃખ હરની છો દયાળી. પાવા.
સુરંગીરે માતંગી છો ભવાની, મારકંડે પુરાણે બીખાની;
કલ્યાણીરે જગની તું માહારાની, મદબેની મુનીજને માની. ઝુલ.
શીર સુભટ માલા ઉર ધરીરે, છો અખીલ આદ્ય ઇશ્વરીરે;
જગ સકળશેવિ શુભ કરીરે, સજનારીરે શિવ બ્રહ્મા વનમાળીરે પાવા.
વિધાતારે માતા સુખદાતા, સતી સીતા ગીતા મુની ગાતા;
અખંડેરે બ્રહ્માડે ચંડી માતા, તુને શેવે સફળીત થાતા. ઝુલ.
મૃગનયની છો પીક બેનીરે, સુંદિર ગ્રથ મદ તું દેનીરે;
શિર છત્ર બિરાજી મા રેનીરે, નીગમેરે બિખાની છબી ન્યાળી. પાવા.
તુંહી કરતારે હરતા વેદ વ્યાસી, જળ થળ તુંહી તેજ પ્રકાશી;
શશી દીનેરે ખગ પવને નીવાશી, મમ હે સબ સુખ વીલાશી. ઝુલ.
તુહી કન્યા ધન્યા મહંમાઇરે, છો ભકિત મુકિત વરદાઇરે;
તવ ચરણે નમું શીર નાઇરે, સહાય કીજેરે દામોદર દુઃખટાળી. પાવા.

## રાગ પીલુ ઉપરનો જોટો.

આરાસુરીરે અકળકળા ન કળાણી, મા પાવાઘડ પટરાણી;
તુજ સમાનરે ભુતળ અવર ન જાણી, સાંભળ સલખનપુર રાણી. ઝુલ.
દે દરશન દુઃખ પળાયેરે, નીરખતાં ભવ ભય જાયેરે;
મુખ જોતાં મહા સુખ થાયેરે, ત્રિપુરાયરે ત્રિગુણા વેદ વખાણી. મા પાવા.
ઊર ધરજોરે અંબા વિનતી મારી, હું માગું કરૂણા તાહારી;
તેં માયારે ત્રિભુવનમાં વિસ્તારી, સચરાચર ત્રીશુળાધારી. ઝુલ.
આઇ આવ્યાં વિઘન નીવારશે રે, બગડેલાં કાર્યો સુધારશે રે,
બુડંતો બેડો તાર્યો રે, ઉગારોરે, અંબા આનંદ આણી. મા પાવા.
સુણ શ્યામા રે સુખ માગે છે શ્રૃષ્ટી, તુ કરને કૃપયા દ્રષ્ટી;
અખંડીતરે થાયે અમૃત વૃષ્ટી, ભકતોની ભાગો કષ્ટી.
તેં કીધો પંડીત કાળીરે પરમેશ્વરી પરમ કૃપાળીરે;
પાવન કર પાવાવાળીરે, મહાકાળીરે આપો નીરમળ વાંણી. મા પાવા.
સ્વેતાચળરે નીવાસ ભોળી બાળ, આઈ આવ્યાં ચોક ચુંવાળ;
મેરીનો રે મરદ કર્યો તતકાળ; સુખીયો કીધો ભુપાળ; ઝુલ.
માને માનસરોવર નાહાયરે, અડસઠ તીરથ ફલ થાયરે;
જમકીંકરનો ભય જાયરે, ગુણ ગાય રે ગીરધર જોડી પાણી. પાવા.

## રાગ પીલુ ઉપરનો જોટો.

અલબેલીરે આદ્ય ભવાની માતા, આઇ અભયાવરની દાતા;
ઘટઘટમાંરે વ્યાપી રહી વીક્ષાતા, જનની છો જકતની જાતા. ઝુલ.
ભકતોનાં સંકટ કાપોરે, મનવાંછીત ફલને આપોરે;
પોતાનો કરીને સ્થાપોરે, બીરદાળીરે, દાસને કર્યે સુખ સાતા. આઈ.
મહાદેવીરે, મુખ જોવા મન થાય, દે દરશન વંદુ પાય;
છો અકળીતરે માહેશ્વરી મહંમાય, બ્રહ્માદીકથી ન કળાએ. ઝુલ.
મા કરૂણા દ્રષ્ટી કરને રે, બુડંતા બાવડી ધરને રે;
દુઃખીયાનું દલદર હરને રે, ત્રીપુરાંબારે ગીરધારી ગુણ ગાતા. આઈ.
અલબેલીરે આદ્ય ભવાની માતા, આઇ અભયાવરની દાતા;

## રાગ પીલુ.

આઈ ગુન ગાવોરે ઉમંગ ધરીરે, સજનો મીલીરે;
અવસર નહી આવે જો ફરી,
નીશ્ચે કરી માનો આઇ આદ્ય જાનોરે, માત બહુચરીરે. સજનો.
જબસે જાએ જનમ ગમાએરે, ફોગટના ફંદમે પરી;
જકત જનુની જાની નહી તે મુવા આથરીરે. સજનો.
ઘટસે ગાયે સુફ્ધીત થીએરે, ભવાબ્ધી જોને જાય છે તરી;
દામોદરે આશ કરી, ચરનમે પરીરે. સજનો.

---

## રાગ આશાવરી દ્રુપદ.

દીઠો દરબાર સંસારનું સાર સલખનપુર આરતીઆનો આધાર. દીઠો. ૧
કર્મકરણ કરતાર ધર્મધરણ નીરધાર,
ભર્મ ભરણ ભંડાર ચાર ખુંટ ખાંણ ચ્યાર. દીઠો. ૨
અન્ય નહી અનુહાર મન્ય મહીં મનુ હાર્ય,
ધન્ય અહીં હતું આર હે ફીજદાર;
વલ્લભ કહે એજ ઠાર સુલ્લભ કરે તેજપાર,
દુલ્લભ હરે જેહતાર બહુચરી બહુ પ્રકાર.

## રાગ આશાવરી.

આજ દીન માહા મંગળદાઇ, પ્રેમ ભયો મોયે ઊરન સમાઇ. ટેક.
શિલ્પ શાસ્ત્ર અનુસાર મનોહર, સુત્રધાર પ્રાસાદ બનાઈ. આજ. ૧
અબ મહાલક્ષ્મી સ્થાપન કરનો, એહ બાત મનમેં જબ આઇ;
તબ આમંત્રણ વિપ્રકુ કીનો, વાડવ અપુને ઘરકો પઠાઇ. આજ. ૨.
અત્રિ વશિષ્ટ પરાશર ગૌતમ, કશ્યપ ગુરૂ ભ્રગુ મુની સમતાઈ;
આયે વિપ્ર દીયો અતિ આદર, આસનપર બેઠે સમુદાઇ. આજ ૩.
ધન્ય ધન્ય મુજ ગ્રહ વિપ્ર પધારે, કરી ક્રપા મોએ ગુરવાઇ;
કરી પ્રણામ અતી મધુર વચનસે, કરી વિનતી દોઊ બાંય મીલાઇ.આ. ૪.

એતનો કારજ વિપ્ર હમારો કીજે, મોપર કરિ કુરૂણાઈ;
વામે જો લાગે સોહી મંગન, યથા શકિત મેં દેંઊ મંગાઇ. આજ. ૫
જો માગ્યો સો સ્વાધીન કીનો, યજ્ઞ કામ લાગે દ્વિજ રાઈ;
મંડપ કુંડ વેદી યથા વિધ, રચી રચના મુખ કહી નવ જાઈ. આજ. ૬
ધ્વજા પતાકા દશ દિશ શોભિત, લઘુ ઘટીકા શબ્દ સોહાઈ;
ચોહુ વેદ ધુનિ કરત વિપ્ર જન, હોત મહોત્સવ અતિ સરસાઇ. આજ. ૭
વેદ વિહિત ઉત્તમ વિધિ પુરણુ, કીનો સબજન મનહરખાઇ;
શ્રી વિક્રમ ભુપતિ શક વત્સર, ભુજ ભુજનંદ શશાંક બીતાઈ. આજ ૮
માધવ માસ અષ્ટમિ શુદી ઉત્તમ, ભાનુ પુષ્ય શુભ યોગ કહાઈ;
લગ્ન વ્રષભ ગ્રહ યોગ સુમુરત, માહાલક્ષ્મી માતા પધરાઇ. આજ. ૯
ગૌરવરણુ અતિ સુંદર મુરતી, નિરખી સકલ જન તન પુલ કાઈ;
જયજય ધુનિ જન પ્રતિ મુખ હોતહે, ગાવે સ્ત્રીજન ગીત બધાઇ. આજ ૧૦
આગે પંચામ્રત વિધી કરકે, પિછે શુદ્ધોદક સ્નાન કરાઈ;
મણિ મુકતાયુત કાંચન ભુષણુ, કુંડલ મુકુટ વિચિત્ર બનાઈ. આજ. ૧૧
સાડી મુલ મુહર્ઘ સોરંગી, જરકશી ચરના ચોલી ધરાઈ;
યથાવિધી પૂજન સબ કીનો, આરતી ભોગ સરી ઉતરાઇ. આજ. ૧૨
વિવિધ પ્રકારે બાજાં બાજત, તાલ મ્રદંગ ઝાંઝ સરનાઈ;
અંગ ઉમંગ અધિક નર નારી, ગાયે ગીત તન સુધ બિસરાઇ આજ. ૧૩
ભુરી બ્રાહ્મણુ ભોજન કીનો, દછના દાન દીયો કીનો યુગતાઇ;
જય જયકાર ભયો સબ નગ્રમે, દ્વિજવર આશિશ દે અધિકાઇ. આજ. ૧૪
જન જન મુખપ્રતિ હોતહે બાની, ધન ધન જીવત ધન પુણ્યાઈ;
માત કૃપાસે બેચરદાસકો, ભયો મનોરથ પુરણતાઈ. આજ. ૧૫

## રાગ આશાવરી.

ભવાંની તું મદમાતી, તું મદમાતી છંદે ગાતી દીસતી રાતી; ભવાંની
દેવનકુ પરી ભીર, ભવાની સિંધ ચઢી ધાતિ. ભવાંની.
આનંદી દૈતન દલ ખંડી, મંડી રંગ રાતી. ભવાંની.
વલ્લભ વાયક છો વરદાયક, સમરે દીન રાતી. ભવાંની.

## રાગ દેવગંધાર.

આજ ગીરિરાજકે, ઉમંગ બઢયો હેલી હે હો; આજ ગીરિરાજકે. ટેક.
મેનાં કુખ પ્રગટી તનયા સુભ, રક્ષણ સુર સુર રાજે;
આજ ગીરિ ઉમંગ, હેલી હે હો. આજ. ૧
ઘર ઘર બજત બધાઇ મંગળ, ગીત મનોહર ગાયે.
જય જય સુર બોલત મુખ બાંની, આનંદ ઉર ન સમાયે. આજ. ૨
પુંગી શ્રીફલ દુર્વા હલદી, કર ધરો કંચન થાલ;
ઘર ઘર તે નીકળી સુંદરી, બાજત દુંદુભિ તાલ. આજ. ૩
ચાર વેદ ધુની કરત માહા મુની, દેત આશિષ સોહાઇ;
ચિરંજીવી રહો સકલેશ્વર સ્વામીની, તીન લોક સુખદાઈ.
આજ ગીરિરાજકે ઉમંગ બઢયો હેલી હે હો. આજ. ૪

## રાગ ઉપર પ્રમાણે.

સહીયયોરે બહુચરમાને જોઇએં. એની છબીલી છબી ન સમ કોઇએ.
આંખ અણીઆળી સ્વરૂપ રસીલી, વાળી ભાળીને મન મોહીએ. સ.
ચંદ્ર મુખીને જોતામાં સુખી થઇએ, રહી સુખીને દુઃખ ખોઇએ. સ.
વલ્લભ વરણે સદા તુમ શરણે, ચરણે ચિતડું પરોઇ. સ.

## રાગ ઉપર પ્રમાણે.

સહીરારે બહુચર માને ન્યાહાળો, એહેને નેણ નેણ ભરી ભાળો. સ.
સેહેજે સોહામણ સુધ્ય વિસરામણ કામણગારો ચાળો. સ.
વિમલ ઈંદુ વદન મીટયમાં મોહન, તન મન ધન હરટાલો. સ.
વલ્લભવાણી વદે દયા આણી પોતાનો પ્રતિપાળો. સ.

## રાગ ઉપર પ્રમાણે તાલ રૂપક.

મારે બહુચરાજીને જોયા વિના ના ચાલેરે, ચ્યાઇ અવગતીયાંને ગતે ઘાલેરે.
વરસ એકમાં નિમીષ ન દેખું, તો સલખનપુરી સાલેરે. મારે.
અષ્ટ સિધ્ય નવનિધ્ય વિવિધ વર, ઘર બેઠાં બધ આલેરે. મારે.
વલ્લભ ભવ અરણવ જલ ભેદે, તે બુડતાં બાંવડી ઝાલેરે. મારે.

## રાગ ઉપર પ્રમાણે.

મારે બહૂચરાજીને જોવા જવાની બાધારે, એના અગણીત ગુણ મનેલાધ્યારે.
અમર અવંદીક નીજજન નંદીક, કંટક કેટીક ખાધારે. મારે.
શ્રી સલખનપુરી બહુ ભરદે ભરી, ઇશ્વરી અગમ અગાધારે. મારે.
વલ્લભ જાપ જપે પરતાપે, આપે દુરીજન દાધ્યારે. મારે.

## રાગ ઉપર પ્રમાણે.

મુજ ઘર આવોરે શ્રી બહુચર માએ, મારે મુસ્તકે મુકી પાએ. મુજ.
લોક લાજ તુજ કાજ આજ તજી, રાજ રીઝ મલવાએ. મુજ.
લાગી લગન મગન થઇ મનથી, તનથી તુ ન ટળાએ. મુજ.
અટકે મન મટકે મુખ તાહારે, લટકે લીક વલાએ. મુજ.
ઘો સુખ સુલ્લભ દેવને દુર્લભ, વલ્લભ જન યશ ગાએ. મુજ.

## રાગ ઉપર પ્રમાણે.

મુજ ઘેર આવોરે શ્રી બહુચર બાઇ, તારે લેહેકે આંખ લોભાઇ. મુજ.
મુજ મન ધુરત મીઠડી સુરત, સુરત હ્રદે લખાઇ. મુજ.
ચંપક વરણી મીટ મન હરણી, કરણીમાં ન કલાઇ. મુજ.
જો યશ લીજે આપ આવી જે, વલ્લભ દીજે વડાઇ. મુજ.

## રાગ ઉપર પ્રમાણે.

મુજ ઘેર આવોરે શ્રી બહુચરમાત, તુને સમરૂ સાંજને પ્રાંત. મુજ.
ભોળી ભવાની મારે મન માની, છાની છે એક વાત. મુજ.
શી પડી તાહારે જે મુને સંભારે, માહારે તો તું વીત સાત. મુજ.
વિશ્વ વિખ્યાત વાત બધે જાણે, વલ્લભ માતને તાત. મુજ.

———(०)———

## રાગ દેવગિરિ તાલ રૂપક.

હૂં ભવાંની માને ભામણે જાઉં, એ સાચે સમ ખાઉં; હૂં ૧
શુધ્ય લે સંભાળ ના મૂકે ટાળી, પાળીલે ઠાઉં. હૂં ૨
રાખે પાળી પોતાનો જાણી, તો તાણી નવ્ય સાઉં; હૂં ૩
બહુચર મન ગમતું કરવું, ત્યમ કયમ વલ્લભ પાઉં. હૂં ૪

## રાગ ઉપર પ્રમાણે.

પરમેશ્વરીને પાવલે લાગું, ભવનું ભમતું ભાગું; પર. ૧
મંત્ર જંત્ર નામ નીરંતર અંતર અનુરાગું. પર. ૨
સેવું સદાએ શ્રી બહુચરમા એ કદાએ ન ત્યાગું; પર. ૩
વલ્લભ કહે તુ રહે હૃદેમાં, હાંરે એ મા પાસે માગું. પર. ૪

---

## રાગ વેલાવલ.

આજ ઉલટ અતી ગીરિવર મંન. ટેક.
હિમાસળ રાણિકે કુખમે, પ્રગટી કન્યા રૂપ રતન; આજ.
ભાનુ વાર ભાનુ ઉદયો જબ, ચૈત્ર શુદી અષ્ટમીકો દંન;
બાજે બધાઇ આયે સુરાસુર, મુની જન નીરખી કરે બંદન. આજ.
દેવ દેવાંગના મીલી ગુન ગાવે, વાણી કહે મુખસે ધન્ય ધન્ય;
માગધ બંદીજન સંતોખે, દેત દાન દછના બહુ ધંન. આજ.
બડો ભાગ્ય હિમાચળ રાજકો, પ્રગટયો પૂર્વ જન્મકો પૂન્ય; આજ.
શ્રી સકલેશ્વર સ્વામીની પ્રગટે, કરન ભુમિકો ભાર હરન. આજ.

## રાગ વેલાવલ જોટો.

આજ ભીર ગીરિવરકે દ્વાર. ટેક.
બજત બધાઇ હોત અતિ ઉછવ, ઘર ઘર વરતેં મંગળ ચાર; આજ.
કામિની જુથ મીલી મીલી આવત, કોઉ ગોરી કોઉ સ્યામલ નાર;
ગાવત નાચત હોત કુલાહલ, પ્રેમ ભરે તન પુલકી અપાર. આજ.
જાઇ ભીતર અંચરોલે મુખતે, જોઇ જોઇ મુખ જાયે બલીહાર;
કોઉકુ ચીર પટોલિ પટકુલ, કોઉકુ દેત એકાવળ હાર. આજ.
કામિની સબ સંતોખી હિમાચળ, તીન લોક ભયો જયજયકાર;
સકલેશ્ર સ્વામની પ્રગટ ભઇ, ભકત મનોરથ પુરણ ઉદાર. આજ,

## રાગ વેલાવલ જોટો.

ગીરિવરકે ગૃહ બજત બધાઇ; ટેક.

કાંચન પુલ પુલી સબ નગરી, શોભા મુખ બરણી નવ્ય જાઈ. ગીરી.
અઢારભાર બનસ્પતી ખીલી, ષડરૂતુ શોભા બહુરી સોહાઈ;
પ્રમુદીત નરનારી મીલી ગાવે, નાચત તનમન સુધ બીસરાઈ. ગીરી.
આનંદ બઢયો હિમાચળકે મન, અનેક દાન કોટરી ખોલાઈ;
જાચક જનકો દરિદ્ર કાઢયો, ભયે સબ ધન પતી સમ તાઈ. ગીરી.
ચંદન પુષ્પકી બરખા હોત હે, અમર કરત વીમાન વલાઇ;
કહે સાંકલેશ્વર તીન લોકમે, જયજયકાર ભયો સુખદાઇ. ગીરી.

## રાગ વેલાવળ જોટો.

મેના કુક્ષી રતનકી ખાનિ. ટેક.
જા કુખ પ્રગટી ત્રિભુવન જનની, સકલ કળા ગુણ રૂપ નિધાની. મેના.
માતુ સકલ સિંધુચિ વરાકી, સમર્ધિ સૌભાગ્ય નિદાની;
પ્રગટયો હિમાચળ રાજાકે, કોટી જનમ તપકો ફ્લ જાની. મેના.
અકલકળા ન કળે બ્રહ્માદીક, જાકી કીરત પુરન બખાની;
સોહી મીનકા ગોદમે ખેલત, ધન જીવત જન મુખ અતિવાની. મેના.
ભાગ્ય બઢો હિમાચલ રાજકો, જા ગ્રહ પ્રગટી સુતા વરદાની:
સાંકલેશ્વર સ્વામિનકો મહીમા, પસરો જુગમે બેદ પ્રમાની. મેના.

## રાગ વેલાવળ.

દ્રગન મોરી આઈ દરસકી પ્યાસી. ટેક.
અમલ કમલ દલ નયન વદન છબ, પુરણ ચંદ્ર પ્રકાસી. દ્રગન.
કોમળ અંગે રતિ છબ મોડન, મુરત પરમ ઉલ્લાસી;
મુની જન ધ્યાન ધરત નહી પાવત, સ્વપન બિખે આભાસી. દ્રગન.
જાકો સુકીત ફ્લ સો નર નીરખત, શ્રી સલખન બાસી;
કેહે સાંકલેશ્વર મીટ દરસતે, તન ત્રી તાપ ઉદાસી. દ્રગન.

## રાગ વેલાવલ.

આજ બહુચરી ઉમંગ ભરી રે,
આશ્વિન સુદી બીજે બાળા, જક્ત કુંભ બીજ સ્થાપી કરી રે. આજ.ટેક.
ચરણા ચોળી શોરંગ ચુંદડી, અંગ આભ્રણ ધરી રે;

અષ્ટ ગંધની આડ લલાટે, ત્રીકોણશું અર્ધ શરીરે. આજ.
ચાર વરણ જુગ ચાર વેદમાં, નવરાત્રી નવ ખંડ ખરી રે;
ચતુરાંમ જનુની ત્રીપુરા થઇને, ત્રણ દેવનું તત્વ વરી રે. આજ.

## રાગ વેલાવલ તાલ એતા.

બહુચરમાને ભાંમણે ભવો ભવ થાઊ,
ભોળી ભવાંની માતાના હરખે ગુણ ગાઊ. બહુચર. ૧
તેજ ધર્યું ત્રિભોવન તણુ શોભા સીરાઊ,
તારણ ત્રીપુરેશ્વરી નીરખી ન અંધાઊ. બહુચર. ૨
અવની ઉપર આશરો અવર કાંહાં જાઊ,
માત તાત તું મયા કરે તાહારો કહેવાઊ. બહુચર. ૩
બહુરંગી અંગી તમે છો તો પાલવ સાઊ,
પાદરવાસી પાદશા પાણી પતવ્યાઊ. બહુચર. ૪
અલખ અકલ અંત્ય આધની મથ્ય ન ઠાઊ,
સેવી દેવી દયા થકી પુરશે પંકાઊ. બહુચર. ૫
દાઢી દરશન તાહરાં વીણ મન અવટાઊ,
માત હાથ માથે ધરો રાજ રીતે મંડાઊ. બહુચર. ૬
ભુતલ ભુર ભુલાં ભમે હું ભુલ્યો ન ભમાઊ,
મન કર્મ વચન મને કહું સત્ય તું સમ ખાઊ. બહુચર. ૭
કીજે કૃપા કળી કાળમાં કૃત્ય કુડ ગમાઊ.
વલ્લભ કરચ દીજીએ ચાકરને ચમાઊ. બહુચર. ૮

## રાગ વેલાવલ.

બાળા બહુચર શેવીએ જે સકલ સિધ્ય આપે,
કરણી હોએ કહેવી એ તે કૃપા દ્રષ્ટે કાપે. બાળા. ૧
દેવ દેવી દુનીયાં વીખે પોતાને પ્રતાપે,
બહુ બળ બહુચરનું લખે જે ઊથાપે થાપે, બાળા. ૨
પ્રેમે પુજે પ્રભાતમાં ધરે ધ્યાન ન ધાપે,
મન રાખે જગત માતમાં તે દે જમને જવાપે. બાળા. ૩

કીરત્ય શ્રવણે સુણો સદા ગાયે ગરબા આલાપે,
જે જોઇએ તે યદા તદા આપે વિણ માપે. બાળા. ૪
જીવ જીવાડું યશે કરીને જપું માનો જાપે,
વલ્લભને શીર બહુચરી બધે વીશ્વમાં છાપે. બાળા. ૫

## રાગ વેલાવલ.

બલીહારી બહુચરા તણી જે અકળનાં કળાયાં,
આપી સ્મૃધ્ય આપ આણી ઘણા બરદની બરદની બાહ્યાં. બલી. ૧
કુડાં કરી કાયા ધરી તે કંઈ કાર વાયાં,
સાચે સંભારી બહુચરી તે સ્વરૂપે સોહાયાં. બલી. ૨
ગેહેલાં ગાંડાં ને ગોબરાં પડયે પલટાયાં,
બહુ બુધવંત બરોબરાં થયા આઇ આરાયાં. બલી ૩
કાંણાં ફુલાં ને આંધળાં પડલે દ્રીગ છાયાં,
ત્રાંસાને ટાલ્યાં રતાંધળાં સલખનપુર ધાયાં. બલી. ૪
મુગાં ગુગાં ને તોતળાં બોબડામાં ગણાયાં,
રસનાનાં ગયાં ખપોતળાં તે વલ્યાં ગુણ ગાયાં. બલી. ૫
લુલાં લંગડાં ને પાંગળાં કુબડાં કબડાયાં,
રગતપીતે ગળ્યાં આંગળાં વળ્યાં પારે પળાયાં. બલી. ૬
કોઢી કુસ્ટીકાને રહ્યાં કાયાએ કપાયાં,
પ્રેમ ધરી પારે ગયાં ભાગ્યાં હાડ સંધાયાં. બલી. ૭
દીકરા વીહોણાં વાંઝીયાં, કર્મહીણે લખાયાં,
સ્વલ્પ મળે ન અંન સાંઝીયાં ઘર અભરે ભરાયાં. બલી. ૮
અવર ન દૈવત એ થકી જાણે જને જાયાં,
પુસંક કીધા નપુસંકી જે માનસરોવર નાહ્યાં. બલી. ૯
દીવ્ય થયાં દેહ પામીને જે ભુલાં ન ભમાયાં,
કેહે વલ્લભ શીરનામીને તે કમાઇ કમાયાં. બલી. ૧૦

## રાગ સોરઠીની દેશી.

બહુ બળ દીસે છે અલબેલી બહુચર બાળમાં રે. ટેક.

સેવક દાદ સુણીને કરણે ધોળેગઢથી ધાયાં ચરણે;
અળવે વશીયાં આવી ચોક ચુંવાળમાં રે. બહુ. ૧
બરદની વાહન બરદે ભરીયાં, દોહલ દાસતણાં તે હરીયાં;
પાપી જન ઊદ્ધાર્યા કળી કાળમાં રે. બહુ. ૨
દુષ્ટ દમ્યા દારૂણ દુખ દાતા, નીજ જનને કીધી સુખસાતા;
વીમુખ હતા તે પડીયા ભવદુઃખ જાળમાં રે. બહુ. ૩
અધમ ઓધારણ નામ તમારૂં, સુણી ચીત ચરણે અટક્યું મારૂં;
સાંકલેશ્વર માહા પાપી જાંણી ટાળમાં રે. બહુ. ૪

## રાગ સોરઠી.

મારો પ્રાણ તપે તુજ કારણ કરૂણા કીજીએ રે. ટેક.
ઘો દેદાર અવારન કીજે, સુખડાં દાસલડાંને દીજે;
નીરખી છેલ છોગાળી મનમાં લીજીએ રે. મારો. ૧
બહુજન વળગ્યા માજી તુજને, શી પડી જે સંભારો મુજને;
મારે તો તું એક સત્ય પતીજીએ રે. મારો. ૨
અમૃતદ્રષ્ટે સનમુખં ન્યાળો, ત્રીવીધી દેહનો તાપ નીવારો;
ભક્તિ સુધારસ મધુરૂ પ્રેમે પીજીએ રે. મારો. ૩
સાંકલેશ્વર તુજ પાલવ વલગ્યો, છુમતીમંદન કરશો અલગો;
દાસ પોતાનો જાંણી પાળી લીજીએ રે. મારો. ૪

## રાગ ઉપર પ્રમાણે.

હું તો શરણ પડયો છું તારે આ ભવ તારીયે રે. ટેક.
જપ તપ સાધન કંઇ નવ જાણું, સર્વોપરી તુજ નામ પ્રમાણું;
આ મનુષ્યા દેહનું ટાણું, હવે સુધારીયે રે. હું તો. ૧
તુજ ગુણ ગાણું જાણું નાણું, તે કમાવા ઊમંગ આંણું;
દુર કરો જે હોય કવાણું જાણીબુજી ઊગારીએ રે. હું તો. ૨
રૂદ્ર સરીખા ચોળે રેણું, વિષ્ણુ પથ વજાવે વેણું;
તુલ્યના તારી શી વખાણું કયમ કરી ઊચારિએ રે. હું તો. ૩
જે મતીરહે તુજમાં નિશીવાણું, તેથી કરી અતુલ્ય સુખ માણું;

એ દામોદરનું સાચુ કમાણુ કૃપા કરી વધારીએ રે. હુંતો. ૪

## રાગ ઉપર પ્રમાણે.

હું તો જુઠો ને તું સાચી જુગમાં બહુચરી રે. ટેક.
વેદ વખાંણી વાત ન જાણી, જ્યું બાળકને અટપટી વાંણી;
વિધી હરિહર નિશ્ચે કરી રે.
માયા બ્રહ્મ જીવ સચરાચર, વ્યાપી રહ્યાં સંધળે નિસવાસર;
આદી અંત્ય મધ્ય તું ખરી રે. હુંતો. ૨
પાછળ થાયે પેહેલાં જાયે, તેથી અકળકળા ન કળાયે;
મુરખ મમતમાં ગયા મરી રે. હુંતો ૩
તમથી પર નજરે નવ દીઠું, આપથી અધીક જાણ્યું તે જુઠું;
ચદુરામ કહે પદ ઊર ધરી રે. હુંતો. ૪

## રાગ સોરઠી.

મારી સાહેબ શ્રી સલખનપુરમાં બીરાજતા રે. ટેક.
અર્ક સરખી આંગી શોભે, જોવાને મન મારૂં લોભે;
ચંન્ર છબીપર પુરણ પુષ્પ છાજતાં રે. મારી. ૧
શ્રીજી સનમુખ હિરદે હરખી, શેવક નૃત્ય કરે મા નીરખી;
તાલ મ્રદંગ ઉપંગ વીણાંરસ વાજતાં રે. મારી. ૨
નિજ જન જઇ દેદાર કરે છે, ત્રીવિધ તાપ તનનાજ હરે છે;
આપી નવનિધ્ય રિધ્ય સિધ્ય ભવ દુઃખ ભાંજતાં રે. મારી. ૩
દલસુખ કેહે મુજ મતી ન પહોંચે, મુજ મન ગુણે ગાવાને સોચે;
શૈલ સુતા સિંહાસન બેસી ગાજતાં રે. મારી. ૪

## રાગ સોરઠી.

શ્રી સલખનપુર સાહેબ મુજરો લીજીએ રે; ટેક.
પાપ કરતાં પાછું ન જોયું, પુર્વ તણું સુક્રીત સહુ ખોયું;
જાણો છો મા મુખ થકી શું કીજીએ રે. શ્રી સલ. ૧
જાંણી કીંકર કરૂણો કીજે, ભવ ભયથી ઊગારી લીજે;

કાપી કુમતી સુમતી મુજને દીજીએ રે. શ્રી સલ. ૨
મુજ અવગુણ મનમાં ના લેશો, છોરૂં જાણી છેહ નવ દેશો;
જનુની થઇ બાળ ઉપર નવ ખીજીએ રે. શ્રી સલ. ૩
દીન દલસુખને દરશન આપો, જન્મ મરણનાં સંકટ કાપો;
આપ કૃપા વીના યમ કીંકરથી બીજીએ રે. શ્રી સલ. ૪

## રાગ સોરઠી.

મેંતો જોયાં બહુચર બાળી મઢમાં આવતાંરે. ટેક.
નખસીખ શોભા સુંદીર રાજે, કાંતી કોટી દીવાકર લાજે;
તેજ પુંજ ભરે ડગલાં હંસ લજાવતાંરે, મેંતો. ૧
મંદ હસીત મુખ પંકજ શોભે, જોતાં સુરીનર મુની મન લોભે;
આનંદ ઊર ન સમાયે ભેટયાં ભાવતાંરે. મેંતો. ૨
લેતાં નામ ટળે ભવ પાસે, નાવે જનની જઠર નીવાસે;
પ્રેમ ધરીને ચરણે શીશ નમાવતાંરે. મેંતો. ૩
કરૂણાળી કરૂણા મન આંણી, સકલેશ્વર નીજ શેવક જાણી;
ધન ધન કીધો જુગમે ગુણ ગવરાવતાંરે. મેંતો. ૪

## રાગ સોરઠી.

માજી દરશનથી દુઃખ ટાળ્યાં બહુચર બાળીએ રે. ટેક.
પતીત હતા તે પાવન કીધા, ભવ ભયથી ઊગારી લીધાં;
આપ્યું અભેપદ ભજતાં મા બરદાળીએ રે. માજી. ૧
શરણ ગયા તે ઊતર્યા પારે, મોટે પાલવ વળગ્યો તારે,
છેહ ન દીજે જાંણી કીંકર પાળીએ રે. માજી. ૨
હું અપરાધી દાસ તમારો, અવગુણ મનમાં ન આણો મારો;
ઘો સુખ સુલ્લભ દુખડાં ભવના ટાળીએ રે. માજી. ૩
નામ ઊપર જાઉં બલીહારી, સકલેશ્વર લ્યો માત ઉગારી;
કિંચિત્ કરૂણા દ્રષ્ટે સનમુખ ન્યાળીએ રે. માજી. ૪

## રાગ સોરઠી.

શાંને ચુકો મુસ્તક મુકો માના ગોદમાં રે. ટેક.

વિધી વીષ્ણુ અવારણાં લે છે, ચરણકમળ રજ શીશ ધરે છે;
તે રજ માટે રહે છે શંકર શોધમાં રે. શાને ૧
તેત્રિસ ક્રોડયનો તાપ નિવાર્યો, દુરમતી દાનવદલ સંહાર્યો;
મહીશાસુરને મરડી માર્યો ક્રોધમાં રે. શાને. ૨
સોલંકીનું સંકટ કાપ્યું, પુત્રીને પુરશાતન આપ્યું;
એ કયમ થાય અવરથી વિશ્વ વિરૂદ્ધમાં રે. શાને. ૩
બહુચર બાઇને શરણે રહે છે, તેના ત્રણે તાપ ટળે છે;
ગિરિધર કેહે છે રેહેવું ભજન વીનોદમાં રે.

## રાગ સોરઠી.

મહીમા માતતણો છે મોટા મંન વિચારને રે. ટેક.
માત રૂપ થઇ પ્રગટી માયા, સુક સનકાદીક માહા મુની જાયા;
ઊદર થકી ઉપજાવ્યા દસ અવતારને રે. મહીમા. ૧
જનની વણ જનમ્યો નહીં કોઇ, જનમ ધર્યો કે જનની જોઈ;
પય પાઈને પોષ્યો તે સંભારને રે. મહીમા. ૨
માના ચરણ વિષે ચિત્ત રાખે, ભજ્યનામ્રતરસ નીશદીન ચાખે;
તે તરશે આ ભવસાગર સંસારને રે. મહીમા. ૩
સલખનપુરીનું સમરણ સાચું, ગીરધરલાલ તણું મન રાચ્યું;
જનમ ધરીને જાચુ કૃપયા પારને રે. મહીમા. ૪



## રાગ સોરઠ.

પ્યારી લાગે છે બહુચરમાત, મુને પ્યારી લાગે છેં બહુચરમાત;
ચાત્રુક મોર બપૈયા મેઢક, જમ બાદલ બરસાત. મુને. ૧
અષ્ટ પહોર આઈની છબી ઉપર, નિશદિન પલ સમજાત. મુને. ૨
ચદુરામ દાસ ચરણરજ ચાહત, ધન્ય ધન્ય આજુની રાત. મુને ૩

## રાગ ઉપર પ્રમાણે.

બહુચરમાત ઉપાશી અમે તો શ્રી બહુચરમાત ઊપાશી. ટેક.
કોઇ શેવા કરે ભવ બ્રહ્માંની, કોઇ વૈકુંઠ વિલાશી. અમે. ૧
ચાર ધામ ચત્રુભુજ નીરખી, નાહાવો નરમદા કાશી. અમે. ૨

માનસરોવર મરજન કરતાં, અડસટ તીરથ પ્રકાશી. અમે. ૩
અણીમા મહીમા લઘીમા સિદ્ધિ, તે ત્રીપુરાની દાસી. અમે. ૪
યદુરામ આદ્ય શક્તિની કૃપાયે, દુખદળિદ્ર ગયાં નાશી. અમે. ૫

## રાગ ઉપર પ્રમાણે.

પારાનો પ્રબલ પ્રતાપ માજી તારા પારાનો પ્રબલ પ્રતાપ,
બહુચરી તુ મુખ મૃગ બોલે છે ઇશ્વરી આપો આપ. માજી. ૧
વ્યાસવસીષ્ટ મારકુંડજયમુની, માત મંત્ર કરે જાપ. માજી. ૨
વિશ્વામિત્રને બ્રહ્મપદ આપ્યું, જુગ સચરાચર છાપ. માજી. ૩
અંત્યકાળે લે અંબા આસીકા, તે દે જમને જબાપ. માજી. ૪
યદુરામ સાચે મને આઈ સેવો, સુખ આપે વણ આપ. માજી. ૫

## રાગ ઉપર પ્રમાણે.

ગોખ ઘણો ગુણવાન માજી તારો ગોખ ઘણો ગુણવાન. ટેક.
જઘમઘ જોત્ય જગ્તના ઉપર, કોટી ઊદેભયે ભાન. માજી. ૧
ગોખવીના ઘડીએ નવ ચાલે, ગોખમાં સહુ ગુલતાન. માજી. ૨
એક રૂપમાં તેરં ગોખ છે, સમજો ચતુરસુજાન. માજી. ૩
કોઇ કર્મિ કોઈ જોગી ઊદાસી, કોઇ ધરે છે ધ્યાન. માજી. ૪
શક્તિ આશરે સર્વ પુજાએ, બ્રંહરૂદ્ર ભગવાન. માજી. ૫
વેદમાતનું વચનમાં વીચારે, નેતિ નેતિ કહે ગાન. માજી. ૬
તેના ગુણ કયમ ગાયે મુરખ જન, યદુરામ જીવન પ્રાન. માજી. ૭

## રાગ ઉપર પ્રમાણે.

ગરીબાંનીવાજ બહુચરબાઈ છો, ગરીબાંનીવાજ. ટેક.
મહીષાસુર ભન્ડાસુર વધ કરી, શક્ત અમર શીરતાજ બહુ. ૧
અનેક રંકને રાયો કર્યા છે, વૈશ સુરથનાં કાજ. બહુ. ૨
સધાળસા ઘણુ સમર્યાં ઇશ્વરી, અતી ઘણાં પુર્યાં અનાજ. બહુ. ૩
અતીલઘુનો લઘુ પાટવી, કરે જોધપુર રાજ. બહુ. ૪
ગાયકવાડે ઘણુ પુજન કર્યું, અતિ ઘણુ સોભે સમાંજ. બહુ. ૫

આઇ કૃપા વીના દીન કહેવાએ, આઇ વડે રહે લાજ. બહુ. ૬
ચતુરામ બ્રાહ્મણ થઇને ન ભજે ગાયત્રી, તેનો જન્મ અકાજ. બહુ. ૭

## રાગ ઉપર પ્રમાણે.

અલબેલી મા આશ તારી રે, તમો મેહેર કરો મતબાલીરે. અલ. ટેક.
આરાસુરમાં અંબા બીરાજે, ઘડ પાવે માહાકાળીરે અલ. ૧
દક્ષણમાં દેવી તુળજાભવાની, ચુંવાળ બહુચર બાળીરે. અલ. ૨
રકતબીજને રણમાં રોળ્યો, ક્રોધ કરી માહાકાળીરે. અલ. ૩
દાસ મોતી મૈયા શરણ તીહારે, ચરણ કમળ બલીહારીરે. અલ. ૪

## રાગ ઉપર પ્રમાણે સોરઠ.

ચાલો સલખનપુરમાં જઇએરે, મતબાલી માનાં મુખડાં જોએરે. ચાલો ટેક.
માનસરોવર સ્નાન કરીને, સેવિને સુખીયાં થઇએરે. ચાલો. ૧
કોટી કલપનું મેલું થએલું મન, એક પલકમાં ધોઇએરે. ચાલો. ૨
ભવ સાગર જળ ભગવતિ તારે, નામે નિર્મળ થઇએરે. ચાલો. ૩
દાસ મોતી કેહે અંબા ભજતાં, જન્મ મરણ દુઃખ ખોઇએરે. ચાલો. ૪

## રાગ ઉપર પ્રમાણે સોરઠ–

સુણો અંબે અરજ હમારીરે, સહુજનને આશ તમારીરે. સુણો. ટેક.
સેવા કરતાં મહા સુખ આપે, સહાય કરે ત્રિપુરારીરે. સુણો. ૧
વિમળ વણિકને મહા સુખ આપ્યું, ગાયો ચારી તમારીરે. સુણો. ૨
ઘણા દીવસથી ટે'લ કરૂં છું, બાંહ્ય ગ્રહો બીરદાળીરે. સુણો. ૩
દાસ મોતી કેહે મૈયા માહારે, મોટી ઓથ તમારીરે. સુણો. ૪

---

## રાગ ઉપર પ્રમાણે.

આરાસુરી માત સમર લેની, ઉદો ઉદો મુખસે કેહેની. આરા. ટેક.
આદીતવારે આસ છે તાહારી, માની લેજો વીનતી મારી;
દયા કરો દાસ નિરધારી, કૃપા કરી લ્યોની ઉગારી. આરા. ૧
સોમે શિવશકિતને ન્હાળુ, પેર્યાં માએ ચોળીને સાળુ;
ભકત માજી હાથ માહારો ઝાલો, કોટી કોટી પાપને ટાળો. આરા. ૨

## રાગ સોરઠ

મંગળવારે મુકિતને આલો, આવતા જમ ફ્રીંકરને ખાળો;
જેવો દાસ વલવને ધોળો, એહેવો માજી હું નથી ભોળો. આરા. ૩
બુદ્ધિ રૂપે માત છો મારી, છોરૂ જાંણી લ્યોને ઉગારી;
કાળીદાસને ક્રપા તારી, ક્રપણ મતી હીણ છે મારી. આરા. ૪
ગુંરૂવારે ગાઉ નીરમણ વાંણી, આપો રિદ્ધિસિદ્ધિ સેવક જાંણી;
વિમળદાસે મોજે ઘણી માણી, તેની તો માયે વા'ર ઘણી તાણી. આ. ૫
શુકરે દેવ દૈત્યની રાડયો, ત્રીશુલ લઇ ચંડને માર્યો;
ઝાલી કેશ નિશુંભ પછડાયો, ખડગ મેલી શુંભને કહાડયો. આ. ૬
શનીવારે સ્વર્ગમાં દ્રષ્ટી, કીધી પુષ્પની વ્રષ્ઠી;
જ્યારે માજી દૈત્ય થયા કષ્ટી, ત્યારે તો સુખી સર્વે થઇ શ્રષ્ઠી. આ. ૭
સાતેવાર સુખનો છે ભારો, માહાશંકર દાસ છે તાહારો,
માજી તમને ગીરજો ઘણો પ્યારો, એવું જાણી દાસ ઉગારો. આ. ૮

## રાગ સોરઠ.

ભાવશુ ભોળી ભાવશુ ભોળી, ભાવશુ ભોળી ભજીલ્યો ભાવશુ ભોળી;
કુડા કુલજુગને ધોળી. ભજીલ્યો. ટેક.
બુધારૂપ ધરી બેઠા વહુચરી, શુંભ નિશુંભ જેવા રણમેં રોળી. ભજી. ૧
હંસ ગયા સર્વે માનસરોવર, જ્યાંહાં ફરે છે બગ કાગની ટોલી. ભજી. ૨
દેવી વીના દાતા કોઈ નવ રહ્યું રે, ગ્રસ્થ જાણે જે રૂડી વાળવી ઝોલી. ભજી. ૩
કલજુગ કેરા ભ્રષ્ટ આચારી, જેનોઇયો પેહેરાવી જોને કાછીયા કોળી. ભ. ૪
મુંમતે મુંડાણા તે કાંઈ નવ ભાળ્યું રે, દાંતે દીવાળીને હૈયે હોળી. ભ. ૫
મુઢે કહે જુઠી માયા, માયા સારૂ કષ્ટે કાયા, જુઠુ બોલ્યામાં બાધી જગત બોળી. ૬
શીવ શકિતની જે કોઈ નિંદા કરશે, તીને તે ઓચીંતાની આવશે ગોળી. ૭
જીને જોગ માયાનો મંત્ર ન સાધ્યોરે, તે નર વીખ પીયે અમ્રત ઢોળી. ભ. ૮
યદુરામ માતની ભકિત છે મેઠીરે, જાણીયે ઘ્રતખીર ખાંડને પોળી. ભ. ૮

## રાગ સોરઠી.

ચાલો જોવાને જઇએ બરદાલિ, સજ્યા સોલ શ્રંગાર;

તનુ દ્યુતિ ઉદ્દાર, જોતા માર મોહા મતવાલી વાલી. ચાલો. ટેક.
આસો માત નવરાત કેરી રાત, ઠઠ્ઠિઠાઠ આઠ આઠ મલિ માત;
રમે રાત દીન સાંજને પ્રભાત;
ઉપન્યો ઉમંગ, અંગોઅંગ, બાજે ચંગ, સુર મૃદંગ, તાન તુરંગ, ગતિ
અભંગ, છાયો રંગ, સખી સંગ, ગાયે ગીત બાલી બાલી. ચાલો. ૧
વ્યાપીક રહિ સકલ વિશ્વ માંહે બાધે.
ન લે પાર શેષગુણ નિધિ અગાધે, અકલગત્ય ન કલાયે યોગ સાધે;
પુરાણે પ્રસિદ્ધ, ગાયે વિધ, શેણુ વિવિદ્ધ, નવે નિદ્ધ, સકલ સિદ્ધ, દાતા
રિદ્ધ, દરસ દિદ્ધ, અભયકિદ્ધ દાસ પ્રતિપાલી પાલી. ચાલો. ૨
સકલેશ્વર શરણુ આવ્યો તુજ આઈ, કરૂણા કરી સામુ જુવો મુજમાઈ;
તારો બુડતાં તે બાવડીને સાઈ,
કહુ કરી પ્રણામ, મુકી મામ, રાખી હાંમ, આઠે જાંમ, વીના દામ;
ભજે નામ, સરે કાંમ, પરમ ધામ, રેસ દાખુ સાલી સાલી. ચાલો. ૩

## રાગ સોરઠ.

બાલા ત્રિપુરા ત્રિપુરેસ્વરી મહંમાયા. ટેક.
જનુની આદિ ભવાંની વિસ્વંભરી વિશ્વ વખાણી;
તુને સ્તવે જોડી પાંણી, સક્રાદી રાયા રાયા. બાળા. ૧
શ્રષ્ટી સરજવાને કીધો વિચાર, પ્રથમ ઉચ્ચારનું વાકય વેદ ચ્યાર.
તેને અનુસરીને પુરાણ અરાડ,
બ્રહ્માંદીદેવ ધરે,, બ્રહ્માંદીદેવ ધરે ધ્યાન, મુકી માન્ય, કરે ગાન, અમ્રતપાન-
બોલે બાંન,તુ સમાન્ય અવરકાંન મેહેરબાન આદી માયા માયા. બા. ૨
સુરનું રક્ષણ કીધુ તેં ઘણીવાર, તેવે પ્રસંગે તેં બળ કર્યું અપાર;
અસુર અધરમીનો કીધો સંહાર,
વાધી પ્રૌઢ ક્ષાતા વાધી પ્રૌઢ ક્ષાતા, અતી વીખ્યાતા વીશ્વમાંતા જગ્તજ્ઞતા
સુખદાતા દીન ત્રાત્રા, ગુણ અઘાતા કરો શાતા શાંતીરૂપ છાયા છાયા. બા.
વર્ણન કરવાને સમર્થ નથી શેષ, બ્રહ્માદી નારદાદી રસયાદી અશેષ;
કરે આનંદમાં અરચન સુરેશ,

પુજન વીધી વીસ્તાર,પુજન વીધી વીસ્તાર, ચક્રાકાર સુધાવાર અમૃતસાર
અતી ઉદાર; વારંવાર વાધે પાર સુખ અપાર, આપો મોરી માયા માયા. બા.
મેરીનો મરદ કીધો પ્રથમ એ નીસાંની, પ્રગટયાં સલખનપુર ક્ષેત્રમાં ભવાંની
ગુજર ચંડ ઉપર કરી મેહેરબાની,
આપ્યું સુખ વીલાસ; આપ્યુ સુખવીલાસ,ભોલીબાળ, વસાંચુવાળ રૂપરસાલ
અતીકૃપાળ;દીનદયાળ આઇ ભુપાલ ગીરધરલાલ ગુણ ગાયા ગાયા. બા. ૫.

## રાગ સોરઠ.

બહુચર બાલી દયાલી દીનબંધુ, જુવોને દાસ સામું, કરજોડી શીશ નામું;
ચરણનિ સેવા પામું, અતી ઘણું આનંદુ આનંદુ બહુચર. ટેક.
ચરણ સ્પર્શવાનું મન થાય મુજ, તારે તો ચાકર અતી ઠાકર મારે તો તુજ;
અવરસુ મન રાચે ન પેડે કાંઇ સુજ્ય,
દયા નીધી દયા આણી; દયા નીધી દયા આણી. દીન જાણી ગ્રહો પાણી,
વદુ વાણી, ચુંવાબ રાણી, છો સુજાણી, વેદે વખાણી, ભોળી ભવાની,
વદન સરદ ઈંદુ ઈંદુ. બહુચર. ૧
વિધિ વેદ ચાર શ્રવણ કરાવે વીષ્ણું વાંસળીના નાદથી રીઝવે,
શંકર ડાક અને ડમરૂ બજાવે.
એવી અખંડ લીલા એવી અખંડ લીલા; સોહે મંડપ માંય, નારદરાય,
વેણા વાય,નૃત્ય થાય ગાંધ્રવ ગાય,સમી માય,નમે પાય,કૃપાસિંધુ સિંધુ.બ.૨
તારી શોભાનું વર્ણન નથી થાતું, અલ્પ બુદ્ધિવડે મુખ નથી કેવાતું,
અન્ય ઉંપમાં માંહ્ય એ નથી સમાતું,
નથી તુજ સમાન, નથીતુજ સમાન; અવર અન્ય, ત્રણભુવન, અખુટધંન,
સજીવંન,સુણો વચંન,થઇ પ્રસંન,ઉદો દરશંન ત્રીકુણમધ્યબિંદુબિંદુ.બ.૩
અકલ માયા તારી કાંણે ન કળાય, નીગમનો ઉચ્ચાર, નેતી નેતી થાય,
અવરથી કેમ કરી તુજ ગુણ ગવાય,
માગુ કૃપા તારી, માગુ કૃપા તારી પાસ, મોટી આશ, કરો નિવાસ હૃદયપાસ,
થાય પ્રકાશ, અતી ઉલ્લાસ, સુખ કૈલાસ, ગીરધરદાસ, ચરણ વંદુ વંદુ.બ.૪

## રાગ સોરઠ.

અસ્ટમી અતી રડીયાળી રે આજ અસ્ટમી અતીરડીયાળી,
ઊગ્યો ચંદ્ર નિશા અજુવાળી રે. આજ. ટેક.
તતખર થઇએ પારે જઇએ, વિરક્ષેત્ર બળદાળી રે. આજ. ૧
ભાવી ભકતો ભેગા થઇને, ભજીએ પરમ કૃપાળી રે. આજ. ૨
સાજ સરચ સાથે લેઇ ચાલો, કર ઝાલો કરતાળી રે. આજ. ૩
આનંદ ઓછવ કરવા સરખાં, પુસ્તક લ્યો સંભાળી રે. આજ. ૪
પાહાડી કોતર પાર ઊતારીયા, આઇચરણે ચીત વાળી રે. આજ. ૫
દેવીને દ્વારે ચડીયા, જ્યાંહા વાજે ઘડીયાળી રે. આજ. ૬
ઘંટ નાદથી માતને જણાવ્યું, દરશન કીધાં ન્યાળી રે. આજ. ૭
કેહે ગીરધર મંડળી મન હરખ્યાં, નીરખ્યાં બહુચરબાળી રે. આજ. ૮

## રાગ સોરઠ.

ઊછવ અતી અનુરાગી રે, આજ ઊછવ અતિ અનુરાગી;
માને ચરણે રહુ ચીત લાગી રે. આજ. ટેક.
કુમ કુમ આડય કપાળે કીધી વારૂ થઇ વરણાગી રે. આજ. ૧
મંડળી મળી મંડપમાં બેઠા, વાજાં લીધાં માગી રે. આજ. ૨
તાલ તાંનને માંન્ય મચ્યુ બહુ, સુંદીર સુર સોહાગી રે. આજ. ૩
થાળ ધરાવી કરી આરતી, ગરબાની ધુની લાગી રે. આજ. ૪
ગોખે રહી ઝાંખે જગદંબા, ભક્તની ભાવટ ભાગી રે. આજ. ૫
પુનરપી આવુ માસે માજી, કીરતનની લેહે લાગી રે. આજ. ૬
નવમીના અરૂણોદય ટાંણે, માની આજ્ઞા માગી રે. આજ. ૭
સુંદીર શોભા જોઈ સઊ લોભ્યા, ગીરધરને રડચ લાગી રે. આજ. ૮

---

## રાગ દેશકાળ,

બહુચર માતા આપ વિધાતા, હરી હર ઇંદ્રિ આદ્ય અજ અરાતા. બહુ.
જક્તની જાતા ત્રીભોવંન ત્રાતા, સકલ સિદ્ધિ દાતા;

* શ્રી વડોદરામાં બહુચરાજીમાં દરમાસે અષ્ટમીનો ઉત્સવ થાય છે, તે વીશેનું પદ.

અમર સમરતાં કરી સુખ સાતા, જે યશ ગાતા ન અઘાતા,
ત્રય તન થાતા, રહે રંગ રાતા, સુભગ સોહોતા કવિ કહેવાતા,
જે કાંઇ ન ઠાતા કલયુગમાં વલ્લભ ધોળો ભ્રાતા. બહુ.

---

## રાગ સારંગ ચોતાળો.

રંગ મહેલમાં રમે રંગીલી બહુચર બહુ રંગ રંગ રંગ. રંગ.
રંગ રંગીલી આંગી અંગે રંગ રંગીલી શુથણુ સંગ્ય;
રંગરંગી ઓઢી સુઢંગ્ય ઓઢણી, અમુલ્ય કરંકરંગ;
ઊમગ્યો અંગ્ય અતી ઊમંગ. રંગ. ૧
રંગરંગીલી કર ચુરાહી રંગ ભરી કર પાત્ર સાહી રંગ,
રંગીલી પીએ વ્યાહી માતંગી ઊનમત મતંગ;
રંગ રંગીલાં નેણાં ડોલે રંગ રંગીલી વેણાં બોલે.
રંગ રંગીલી નેંન તોલે, વલ્લભ બહુ રંગ અકલગત્ય;
અભંગ બહુચર બહુ રંગ રંગ. રંગ. ૨

## રાગ સારંગ.

ગ્રીષ્મ રત્ય અતી સોહાવે ભાવે ભવાંની ગોખમાં. ગ્રીષ્મ. ૧
એક અલી રહી વાયુ ઢોળે, એક મળયા ભરે કપોળે;
એક ગુલાબ રસ ઘોળે, છાંટે છબીલીને જગત જનુની જુએ જોખમાં. ગ્રી.
એક અલી કર ચમર કરે, એક પાયે તલાંસી ફરે;
એક અલી સનમુખ મુકરે, રાખી ખુસી બઇ બેઠાં સંસાર સુખ્ય લેવા શોખમાં;
બહુચર સાહેબ સુજાણ, વેદ પુરાંણ કરે વખાંણ;
વલ્લભ ધંન્ય જીવન પ્રાણ જીવત શરણ રાખો શોખમાં. ગ્રીષ્મ. ૩

## રાગ ચોતાળો.

આદ્યે ઈશ્વરી અપરંમપાર
નીરંજન નીરાકાર સાકાર આકાર સંસાર સાર. આ. ૧
નીરાધાર આધાર અવની અંબર અપાર ચાર ખુટ ખાંણ ચાર.
ગીરી ગોહા અઢાર ભાર, નીરમિત નીજ નર નાર;

ચૌદ ભુવન પાર વાર. આ. ૨
ભગવતી ભવમાં ઊદાર, ભગત ભરણ ભંડાર;
દુખ દરિદ્ર હરણ હાર, સેવકાં સાધાર ઠાર;
ગોખ જોખ નિધ્ય દાતાર, પ્રગટ બહુચર બહુ પ્રકાર,
વલ્લભ એ કરારદારને ત્રીપુરે તારનાર. આ. ૩

## રાગ ગોડ સારંગ ચોતાળો.

જગમગ જોત્ય જગમગાત તાત પ્રાત અરૂણ ઊદેશી. જગ.
રાજે રસીલી ગોખે જોખ મુખ્યે શોશે સુધા મહી માહા મદમત્ત મુદેશી. જગ.
ખેલ ખેલ ખરી ખેલ બરાબરી ખીજમતદાર ખવાસ ખુદેશી.,
મુની મન ભમણ કહે કવિ કમણ બહુચર બેમણી વલ્લભ રૂદેશી. જગ.

## રાગ સારંગ.

મધ્યાન સંધ્યા સાવિત્રી આપ. ટેક.
સુકલાંગી અંબર શુકલ ભુષણ, શ્વેત ચંદન કર ડાક;
પંચ વદન ત્રીનેત્ર બીરાજે, ત્રીસુલા યુદ્ધ ત્રૈલોક્યમાં હાક. મ. ૧
રૂદ્ર રૂપી રૂંઢમાળા ઉર ઉપર, યજુરવેદ પ્રષવા રૂડાય;
વાયુ તત્વ ઊત્તર વાહની, મહાલક્ષ્મી છે અધિક પ્રતાપ. મ. ૨
કાળ રહીત રોગાતુર પંથે, બ્રાહ્મણ દંદ કરે આલાપ;
તે જન પામે ફેળ સધ્યાનું, યદુરામ દાસ તણી માબાપ. મ. ૩

## રાગ સારંગ.

આસોકી અષ્ટમી અજુવારી, શરદ કે મંગળ ઉછવ ભયેહે;
સચરાચર સુખકારી.
નવે ખંડ નવરાત્રી નવે દીન, નવદુરગા કે વીહારી;
નયે નાથ અરૂ સિધ ચોરાશી, પુજત પદ ઉર- ધારી. આસોકી. ૧
નયે અન્ન ફલ ફુલ ભયેહે, કીયે નૈવેદ્ય અપારી;
પ્રથમ ભવાની ભોગ આરોગે, પાછે સકલ સંસારી. આસોકી. ૨
અખીલ બ્રહ્માંડકો કુંભ સ્થાપીકે, જીવ સકલ હે જવારી;

આપે દાતા ભુક્તા આપે, રચી પાળે સંહારી. આસોકી. ૩
શક્ત આશરે સર્વે શોભા છે, સુરીનર મુની સબ જારી;
યદુરામ્ દાસ તવ ચરણ પ્રતાપે, અવગુણ વિપત્તિ વિડારી. આસોકી. ૪

## રાગ સારંગ.

અષ્ટમી આજ આનંદ બધાઈ, અશ્વિન શુકલપક્ષ નવરાત્રી;
વે દ પુ રા ને ગા ઇ. અષ્ટમી. ટેક.
આદી સપ્તદીન અંત્ય સપ્તદીન, મધ્ય વસે મહંમાઈ;
તાકો વિધિ શું વર્ત કરે જન, મન વાંછીત ફળ પાઈ. અષ્ટમી. ૧
તીર્થ સ્નાન અરૂ પાઠ પુજન કરી, નીરાહર મન લાઈ;
હોમ ઊછવ નિશી જાગ્રણ કરીકે, ગાવે છંદ સુખદાઈ. અષ્ટમી. ૨
નુમી પ્રાત પારનો કરીકે, નવ કુમારીકા જીમાઈ;
વસ્ત્ર આભુષણ યથાશક્તિશું, પુજી કે પદ શીર નાઈ. અષ્ટમી. ૩
યા વિધુ શું વ્રત કરે નારીનર, ભવસાગર તરી જાઈ;
વિધ્ર હરીહરને યા વ્રત કીનો, તવ અવિચળ પદમી પાઈ. અષ્ટમી. ૪
ભગવતી ભાગવત ત્રિતીય સ્કંધે, વ્યાસ વર્ણિ મન ભાઈ;
ગુહ્ય વારતા પ્રગટ કરીકે, માહાલક્ષ્મીને બતાઈ. અષ્ટમી. ૫
ધન ધન અષ્ટમી રેન આજુ દીન, ધન ધન નવદુરગાઈ;
ધન ધન જન જે ચરણ શરણ ભયો, વાકી સફલ કમાઈ. અષ્ટમી. ૬
શેષ સહસ્ત્ર મુખ રટત નીરંતર, પાર ન પાવત યાહી;
યદુરામદાસે જો કછુ બરન્યો, તુમરી કૃપા ત્રીપુરાઈ. અષ્ટમી. ૭

## રાગ સારંગ વધાઇનાં પદ.

આજ ગીરીરાજ કે મન મોદ ભયો. હેલી હે હો.
સુની સુતા પ્રગટી મેના કુખ, મંગળ છાઇ રહો. હેલી હે હો. ૧
આવતસુર લલના જુથ ગુણ યશ,ગાબત બજત બધાઇ;
શ્રીફલ કુંભ કુંભ દુર્વા હલદી, કંચન થાલ ધરાઇ. હેલી હે હો. ૨
આગે શ્રીફલ ધરકે કીનો, તીલક હીમાચળ ભાલે;
હલદી દુર્વા શીર પર અરપત, ઉપજત અંતર વાલે. હેલી હે હો. ૩

દેત દાન અગણિત ગિરિ નાયક હય ગજરથ સુખપાલે;
લે લે દાન જાચક જન હરખે, કરત કીરત પંથ ચાલે. હેલી હે હો. ૪
બેદ બચન આશિષ્ય દેતહે, મુનિજનકો સુખદાઇ;
ચિરંજીઓ શ્રી સકલેશ્વર સ્વામીની, તીનલોક સુખદાઇ. હેલી હે હો. ૫

## રાગ સારંગ.

હું તો રાગરંગ બીદ્યાનાદ કયઊકર સેવા માગુ,
સરસ્સતી દીજે કીપા કર પ્રસાદ. હું તો.
જેતે સુરતાંન તાલ અછર ઉગત જ્યુગત બનાવત રી ઓર કંઠ સ્વાદ,
જ્યો સુરપાઊતો ગાઊ અતી સંગીતકી આંની લીએ બાજબંન;
જાઇથે ચંતામન તેરી મઆતે, બાકબાંની ભવાંની જકત ઊસ્તાદ. હું તો.

———(૦)———

## રાગ નારાયણી.

નમામિ મહિપાસુર મર્દિનિ, મહિષ મસ્તક નટન ભેદ વિનોદિનિ;
મોદિની માનિની, ભામિની, પ્રણતજન સૌભાગ્ય જનની;
મહિષાસુર મર્દિની. ધ્રૂ.
શંખ ચક્ર શુલાંકુશપણિ, શકિત, શયને, મધુર વાંણી, પંકજ નયનિ,
પંન્નગવેણિ, વર્ણિત ગુરૂગુહાપુરાણિ, શંકરાદિશરણ સમસ્તદેવ સ્વરૂપિણિ,
કંકણાલકંતે, જનનિ કાત્યાયનિ, નારાયણિ, મહિષાસુર મર્દિનિ.

## રાગ દેસી હાલારી.

કહ્યું હમારૂરે કાને ધરજો મા દારૂણ નવ ઝીલાયરે,
બહુચર મારી અરજ સાંભળી મા વેગે વેહેલી આવરે. ટેક.
અંગ થકી ઉપનાવ્યાં અમને મોહોટાં કીધાં મોરી માયરે,
આપ્યાં ત્રીશુલ હાથમાં આંનાની લજા જાયરે. કહું. ૧
ભીખ જઈ ભંડારે નાખી મા ગાફીલ કાંમાદારરે,
સીહાજીરાવને સ્વપ્નું દીધું મા એહવી બહુચર બાળરે. કહું. ૨
ભંડાસુરનાં ભક્ષણ કીધાં મા ખપ્પર લીધાં છે હાથરે,

રક્તબીજને રણમાં રોળો મા એવી અંબે માતરે. કહું. ૩
મહીપાસુરને મરડી મારો મા એહેવાં ઉમયા માયરે,
ઈંદ્ર ઈંદ્રાસન સોંપીયુંને અનભય કીધેલ રાયરે. કહું. ૪
ખડગ તો ખપ્પર લઇને ચઢો બહુચર માયરે,
સેવક જનની સહાય કરવા આવો આરાસુર રાયરે. કહું. ૫
મૃગે ચઢીનેરે આવો માડી હાવાં કરવા સેવકની સાહ્યરે,
દાસ રૂપો અરજ કરે મા ગોળો ટાઢો પાડયરે. કહું. ૬

## રાગ દેસી હાલારી.

આફત વેળાએ અરજ કરૂ છું મા શ્રવણે ધરીને કર સાહોરે,
સીંહ ઉપર વાહન કરીને આઈ અંબે વારે ધાઓરે.
સોલંકીનીરે શોભા રાખી મા નારીનો કીધો નરરાયરે,
વેવારીયાનાં વાંણુજ તાર્યાં મા એવી અંબે માયરે.
આફતવેળાએ અળગાં નાં રહીએ મા સમર્યાં કરીએ સાહાયરે,
આ વેળા આળસ કરશે તો બાંનાની લજ્યા જાયરે.
ભવસાગર જળ પુરણ ભેર્યું મા સુખ નહીં નવલેશરે,
ખારા જળમાં મીઠી વેરી એક નામ તણો ઉપદેશરે.
અધર્મના મેં તો ઓઘજ ભરીયા મા ભુતળ નવ સહે ભારરે.
કર્મ કુડાંરે કાંઇ અઘટીત ભરીયાં ભુંડાઇના ભંડારરે.
સરણે પડોછુરે મા સકત તમારે હાવા કષ્ટ કળીદળ કાપેરે,
દાસ મોતી અરજ કરે મા સેવકને સુખ આપેરે. આફત.

———(૦)———

## રાગ મલાર ચોતાળ.

પાવ સરત્ય અતી સોહાવે ભાવે આનંદ અપાર. પા.
ગરજ ઘટા ઘનઘોર બીજ ચમકે ચૌંઊઓર મોર કરે સોર,
દાદુર બોલે કોકીલા કરે કીલકોર.
સરસ બરસે બરસાત હરિ ભોમ્ય ઉદીત ધાન વૃક્ષ બેલી પુષ્પપાન–
ભાર અઢાર, એહેવે સમે આનંદી આઇદેવને તે દે દેખાઇ સેવકાંની

સુખદાઇ, સુલભ વલ્લભ બહુચર દો દીદાર. પા ૨

## રાગ સોરઠી મલ્હાર તાલ દૂતાલો.

સઘન ઘન ગરજે બરસે મેહ નેંહ બાદલ દલ છાઈ. સઘન. ૧
દાદુર મોર કોકીલા બોલે, પપીઆ પરમ સુખદાઇ. સઘન. ૨
નાળા નદી અવધી બધી અધિકી જલથલ સકલ ભરાઈ,
એ દીવશે નીશે દે વલ્લભ વરવર બહુચરબાઇ. સઘન. ૩

## રાગ મલ્હાર નરસીમેતાનો તાલ ફાકતા

આવી વરખા રતી પાંચવે અધિપતિ છતી અછતિ વસ્ત પ્રગટ કરતી. આ.
અંમૃત્યેં શીંચીને અગ્નીએ મીંચી નીચી ઊંચી પ્રસિદ્ધ નિધિ પ્રવર્તિં. આ.
પર ઉપકાર સંસારને ભરતી, શકલ શ્રણગાર શું ધરતી ધરતી; આ. ૨
યુગ્મ ખટમાસ ખગ આસ એજ, ત્રિશિત તન તત્ય તજી તરત
થયા ત્રપતી; આ. ૩
કોકિ કોકિલ કરે કલ્લોલ ફરતી, કૂંજે કાન ન વિખે વિરહ તન હરતી; આ. ૪
અન્ય અવતાર જે અયોન્યની ઊતપતી, અલપ આયુષ્ય સુલપ
ભોગ ભોગવતી; આ. ૫
ક્રત્ત કર્મંકો નીરાકાર નીરવતી, સ્વયેં સાકાર સલખનપુરી ઠરતી; આ. ૬
અંશ ઇશ્વરીઓ અપાર અણ ગણતી, જકતમાં જોતાં જકત
એજ ચણતી; આ. ૭
બહુચરા અવર ચર ચરિત્ર વિસ્તરતી, નીરખ્યું નજરે નીકટ
ન્યારી નીસ્તરતી; આ. ૮
આરત્યેં અધીક અમૃતમાં વરશતી, વિવિધ્ય વર વર વલ્લભાચે
હરસતી આ. ૯

## રાગ મલાર.

બહુચરીયાં મોરીરે. બહુચરીયાં. ટેક.
તુજ છબ ઘટ માંહી ધટાવે, સો જન મન વાંછીત ફલ પાવે. બહુ. ૧
ચીતડુ લગાવે આઈ ગુન ગાવે, ક્ષણ માંહી તર જાવે;
બીના દામસે નામ મીલાવે. વેદ માહી દરસાવે.

ભાવે કભાવે આઇ દરબારે, જે જન ફેરા ખાવે;
દામોદર કે નીચે માનો, મૈયા લાડ લડાવે. બહુ. ૩

## રાગ મલાર, ટપાના સુર.

ભજી લે તુ. મનવા શ્રીબહુચર આઇરે,ભકત ભયે વાકી સફલ કમાઇરે.ભજી.
ફુડ કપટ કરે મુંઢ મમત ધરે, અર્થ નાં સરે કાંઈ કામકો રે;
હકના હકતું જન્મ ગમાવે, ખરી બાજી ખેલ નાવત દુખ દાઇરે. ભજી.
શકત સ્મરણ કર અંતરમેં ધ્યાન ધર, દામોદર મન દ્રઢતા થકીરે;
ભક્તિ ભાવે આઈ કર સાહાવે, આશા ઉમેદ પુરત મહંમાઇરે; ભજી.

———(૦)———

## રાગ ધનાશ્રી.

બાનાની પત રાખ્ય બહુચર મૈયા બાનાની પત રાખ્ય,
બાનાની પત નહી રાખે તો, જાયે તારી સાખ્ય. બહુ. ટેક.
અધમ ઓધાર નામ સાંભળી, શરણે આવ્યો છું માત;
જાણી પોતાનો પાળો બાળા, જેમ મધૂને રાખે સાખ્ય. બહુ. ૧
હું કામી ક્રોધી લંપટ લોભી, અવગુણનો નહીં પાર;
દાસ જાણી દયા ઉર લાવો, જો હોય ગુના કોટી લાખ. બહુ. ૨
સાધન રાધન હું નવ જાણું, ના જાણું વીવેક વીચાર;
અધમ જાણી તારો મૈયા, પાપ બાળી કરો રાખ. બહુ. ૩
ઈંદ્રાદીક સુર મુની આદે, બ્રંહ્મા જપે તારે જાપ;
તેત્રિસ કોટિ દેવતા આરાધે, માહાદેવે ચોળી ખાખ. બહુ. ૪
એક આશરો તારા નામ તણો, મૈયા આપો ચરણ નીવાસ;
દામોદરને નીરમળ કરીએ, જેવું કંચન હોય સુલાખ. બહુ. ૫

## રાગ ધનાશ્રી, તાલ દાદરો.

દેખો અદભુત અતી છબ બની છબીલી માઇરી.
અમીત સુભંગ સબહી અંગે, બારડારૂ કોટી અનંગ;
ચંચલ દ્રગ જીત કુરંગ, ખંજન ચપલાઇરી. દેખો. ૧
અર્ધ ઈંદુ લલીત ભાલં, ભ્રગુટી કુટીલ ધનુ વીશાલં,

અધર બીંબક પ્રવાળ, અવની સુત લજાઇરી. દેખો. ૨
ગૌર બરન ચારૂ ગાત્ર રતી શચી છબ કુણુ માત્ર;
માતું શોભા સીંધુ પાત્ર, સુખ નજાત કહાઇરી. દેખો. ૩
તીમર રીપુ દ્યુતિ ઊદાર, જાકો વેદ ન પાયો પાર;
સકલેશ્વર પુરન ભાગ્ય, નીરખી સુખદાઇરી. દેખો. ૪

## રાગ ધનાશ્રી કાલીંગડો, ત્રીતાલ કેરબો.

કૃપા માત કરી આજ મંદીર પધારીયાં, દાસનકો દાસ જાની કામ સર્વ સારીયાં. કૃપા. ટેક.
મીઠડી સુરત અતિ સુખ દાયક, રવી શશી કોટી કામ વારીયાં. કૃપા. ૧
નખશીખશોભા વર્ણવી નાવે, રમા ઊમા રતી શચિ માન ઊતારીયાં. કૃપા. ૨
સકલેશ્વરને કૃતારથ કીધો, દરસન આપી ભવ તાપ નીવારીયાં. કૃપા. ૩

## રાગ ધનાશ્રી.

કહો રે બાઇ કયંમ કીજે, મુજ મન વશીયાં માય,
રશીયાં શ્રી બહુચર રાય, તન મન ધન દીજે. કહો રે. ૧
અંતર અતીસે એસુ અલુજે, બુજે નહી કો આપદાય;
કાળજ છેદે કહોને ન સુઝે, રૂઝે એથી કદાય. કહો રે. ૨
લાગી લગન મગન થઇ મનથી, તનથી તુ ન ટળાય;
ન રાચ્યુ અન્યથી જોવા વદનથી, આધીન થઈ અબળાય. કહો રે. ૩
ચેટક લાગુ રાત્ય દીન જાગુ, ત્યાગુ ભુખ ત્રપાય.
ભવ ભય ભાગુ શું અનુરાગુ માગુ એ મંછાય. કહો રે. ૪
ભુલાં ભમાણી કારજ વણસાણી; એળે આયુષ્ય જાય;
પાગ નમાલું કાજી વાણી, લાણી તુજ સીશ સોહાય. કહો રે. ૫
અટકયું મન લટકાળીને લટકે, ભટકયો ભવ બાધાય;
ઠઠકયુ ચિત ચાચરને ચટકે, ખટકયું હૈડા માય. કહો રે. ૬
બાળા શ્રીજ રખ્યુ બધે આકરશ્યું, હરખ્યું હેત જોવાય;
પારખુ પરખ્યું પતીતમાં નરખ્યું, સરખું બીરદ બીહાય. કહો રે. ૭
શશી વદનવાળી સ્વરૂપે રસાળી, બાળી બહુચરી માય;

તુજ સંગ તાળી જોવા મુખ ન્યાળી, પાળી લ્યો આપ પસાય. કહો રે. ૮
આઇ આપો એવું અવર ન સેવું, કહેવું કો કહેવાય;
દરશન દેવું શ્રી મુખે બોલવું જેહેવું વલ્લભ ગાય. કહો રે. ૯

## રાગ બીલાવર ધનાશ્રી.

બીન જગતંબ નહી કોઊ અપનો. ટેક.
માત પીતા સુત દારા બંધુ, યહી જગત સબ રેનકો સપનો. બીન. ૧
માયા મોહ મમતામેં મગન ભયો, વૃથા જનમ ગમાયોરી અપનો;
કહા કીનો મનુશા દેહ ધરકે, દુરીજન સંગતી કાળજું કંપનો. બીન. ૨
ત્રીપુરા મહીમા સપને ન સુન્યો, સો નર પશુ સમાન કલપનો;
કહે સકલેશ્વર જો સુખ ચાહે તો, નીશદીન નામ ભવાનીકો જપનો. બીન. ૩

## ઉપરનો જોડો.

બીન જગતંબ અવર મેં ન ચાઊ, ટેક.
જાકે ભજનસે ભવ ભય છુટત, પરમહી પદવી રે પાઊ. બીન. ૧
ધન ચત કવત નામ નીરંતર, અહી રસ રસના સહાઊ;
છેલ છબીલીની છબી અતી સુંદર, હૃદય કમળમે ધરાઊ. બીન. ૨
શેશ ગનેશ પાર નહીં પાવત, મંદ મતી મે. કહા ગુન ગાઊ;
કહે સકલેશ્વર એહી કૃપા ફલ, ચરણ કમલકો દાસ કહાઊ. બીન. ૩

## રાગ ધનાશ્રી.

મા આદ્ય શક્તિ અંબાય, હું નમુ તમારે પાય. ૧
કરૂં વીનતી કરજોડી, મા ખેમા કરાવું ખોડી. ૨
જનુની જઠર દસ માસ, ઊગારી પુરી આશ. ૩
દુધ આરોપી દંત જ દીધા, ઊછેરી બાળક કીધા. ૪
મા બાળપણાનો રોગ, તે ટાળી આપ્યા ભોગ. ૫
તે ભોગ ભોગવતાં દહાડા, તે હસતાં રમતાં કાઢયા. ૬
મા યોવન મદ છે માઠો, મેં ચાખ્યો મીઠો ખાટો. ૭
તે રસમાં બુડી કાય, હવાંતો થઇ જરાય. ૮
બહુ વીધશું પોખ્યાં અંગ, તુને નવ્ય ઓળખી માતંગ. ૯

ત્યારે કયાંથી થાય સાર્યં, ઘણું કીધું મારૂં કાર્યં. ૧૦
બાળ જોબન જરાને રૂપે, મને નાંખ્યો અંધારે કુપે. ૧૧
તેમાંથી કાઢણ હાર, તુજ પાખે નહીં કો લગાર. ૧૨
મેં અવગુણ કરીયા અનેક, તુજ કૃપાએ છુટું છેક. ૧૩
મા છોરૂ કછોરૂ કહાવે, માવીત્ર તે દુઃખ ના લાવે. ૧૪
મા શુંભ નિશુંભને મારી, દેવને લીધા ઊગારી. ૧૫
મા રક્ત બીજનું રકત, તે પીધું જાણે જકત. ૧૬
મા મહીષાસુર મહા બળીઓ, તે ભું મંડળથી ટળીયો. ૧૭
મા ચંડ મુંડ વધ કર્યા, ધુમ્ર લોચનને નિસ્તર્યા. ૧૮
મા બ્રહ્મસદન બ્રહ્માંણી, રૂદ્ર સંગે તું રૂદ્રાણી. ૧૯
મા લક્ષ્મી સરખો વાસ, તું સોહં રૂપ પ્રકાશ. ૨૦
મા ઘટ ઘટ માંહે વ્યાપી, શકિત રૂપે સઘળે સ્થાપી. ૨૧
મા હું તો ચરણે વળગ્યો, ના થાઊં ક્ષણુએ અળગો. ૨૨
મા વીનવે મંછારામ, આઇ પુરે મનોરથ કામ. ૨૩

## રાગ ધનાશ્રી.

મમતા કાહેકુ કરે રે મુરખ મનુવા મમતા કાહેકુ. કરે,
આઇ બીન દુખ ન હરે રે મુરખ મનુવા મમતા કાહેકુ. કરે. ટેક.
જો ચીત ચાયે નીર્માંત થાયે, પસ્તાયે અર્થ ના સરે રે. મુરખ. ૧
કરે વાંછનાયે નીષ્ફલ જાયે, ઊલટો સોચમે પરે રે. મુરખ. ૨
લેખ લીખાયે કયું પલટાયે, બ્રહ્માદીકે ના ફીરે રે. મુરખ. ૩
રહે દ્રઢતાયે, આઈ કૃપાયે, દામોદરકે તરે રે. મુરખ. ૪

## રાગ ધનાશ્રી.

બહુચરીયા હો બાળી જે જે બરદાળી બરદાળી બરદાળી મા. બહુચર. ૧
મહા માઇ મહેશ્વરી મઇયા, સુરત મંગળકારી મા;
મહીષાસુરનું મરદન કીધું તુંજ બળને બલીહારી મા..બહુચર. ૨
અનુભવ આણી વેદ વખાણી, સલખનપુરની રાણી મા:
તું બ્રહ્માણી તું રૂદ્રાણી તુંથી અવર ન જાણી મા. બહુચર. ૩

પ''ગ બ્રહ્માંડ પ્રતિપાળ કંટકાં રણકાળ સેવકલેવા સંભાળ વરવરદાંની,
ત્ર દેવી ઇષ્ટ બહુચર સહુથી બળીષ્ટ,
મેદ્ધ પીઠ દીઠ જે વશ વહ્લભાંની. દેવી.

## રાગ માલવ.

ી બાળા તુને આવડી નીંદ્રા;
છું, આવડી નીંદ્રા કયમ આવીરે. ટેક.
દેવ રાખે, વેદ પુરાણમાં સાખરે;
એમ આ અવસર રાખરે. આવડી. ૧
મધુકૈટભને માર્યારે;
ેસિક્રોડને તાર્યારે. આવડી. ૨
, મુજ ગરીબને ગયાં ભુલીરે;
ક છો જ્યમ જળકમોદની ખીલીરે.
આવડી. ૩
વણીક વિમળશાની વાતરે;
ીયુગમાં જાુગ માતરે. આવડી. ૪
ાન માતાનાં ના આવ્યાંરે;
ોળમાં પેસવા ન ફાવ્યારે,

અવર ન રાચું તુજને જાચું અકળીત રૂપ તમારૂં મા,
સુરીનર મુનીવર મરમ ન જાણે, શું ગજુ છે મારૂ મા. બહુચર. ૪
કહુ કરજોડી હે કરૂણા નીધી, તુજ ચરણામૃત ચાખે મા;
તુજ કૃપાથી જમનો ડર તે ગીરીધર લેસ ન રાખે મા. બહુચર. ૫

## રાગ ધનાશ્રી.

માજી હોએ પ્રસંન, જેને બહુચરબાઇ હોએ પ્રસંન;
ઘેર એહાં નવનીધ્ય ધન આપે, ભુખ્યાને ભાવતાં અંન. જેને. ૧
પુજા અરચા નીત્ય વેદની ચરચા, ઘેર આવે મોટા જંન;
સદા તેહેને ઘેર હોએ દીવાળી, નિત્ય નિત્ય નવલા રંગ. જેને. ૨
જકત માતા રીધ્ય સીધ્યની દાતા, એકાગ્રે રાખોને મંન.
કહે માવદાસ જેણે શકિતને સેવી, જીવત તેનું ધન્ય. જેને. ૩

## રાગ ધનાશ્રી.

તુજ વીના કો નહી મારે, જે જેને જુગદીશ જ જાણે તે તેને સંભારે. તુજ. ૧
આ કુળી કાળ હળાહળ માંહી, બાંહે ગ્રહીને ઉગારે;
વલ્લભને વિશ્વાસ આશ દ્રઢ, તુજ વીના કો નવ તારે. તુજ. ૨



## રાગ ભરવો.

ભાવે ભજસે બહુચરબાઇ, ધન્ય વાકી એ સફલ કમાઇ. ભાવે. ટેક.
નામ જપત આઇ બંધન છુટ જાઇ અભય મીલે એ માનો નવાઇ. ભાવે. ૧
ઘટમાં ઘટાઇ ભવતર જાઇ, જુગ જુગ માંહીસો માત ગવાઇ. ભાવે. ૨
મોક્ષ ફલદાઇ મા મહંમાઇ, અંતકાળે કરે જોને સવાઇ. ભાવે. ૩
જય જુગ જાઇ ગ્રહો મમમાઇ, દાસ દામોદર કહે સીરનાઈ. ભાવે. ૪
ભાવે ભજસે બહુચરબાઈ ધન્ય વાકી એ સફળ કમાઇ. ભાવે. ૫

## રાગ જેતશ્રી ચોતાળો.

દેવી દયાની દેવ દેવાની, ભવો ભવ ભકત વત્છલ એ ભવાની. દેવી.
કોટય તેત્રીસ નામે શિશ નિશ દિશ ઘે આશીશ
અમો તમ આધીશ ઇશમાની. દેવી.

પંડય બ્રહ્માંડ પ્રતિપાળ કંટકાં રણકાળ સેવકલેવા સંભાળ વરવરદાંની,
અન્યદેવ દેવી ઇષ્ટ બહુચર સહુથી બળીષ્ટ,
પ્રગટ પ્રસિદ્ધ પીઠ દીઠ જે વશ વલ્લભાંની. દેવી.

## રાગ માલવ.

આવડી નીંદ્રા કયમ આવી બાળા તુને આવડી નીંદ્રા;
આરાસુરી મા અરજ કરૂં છું, આવડી નીંદ્રા કયમ આવીરે. ટેક.
જાગતી જોત તાહારૂ બર્દ દેવ રાખે, વેદ પુરાણમાં સાખરે;
લાખાગ્રહમાં પાંડવ રાખ્યા, એમ આ અવસર રાખરે. આવડી. ૧
ભવ બ્રહ્માની ભાવટ ભાગી, મધુકૈટભને માર્યારે;
દુષ્ટ હમ્યા દેવીજી જોતાં, તેત્રીસક્રોડને તાર્યારે. આવડી. ૨
કોણ દ્વીપે ગયાં સનખલપુરથી, મુજ ગરીબને ગયાં ભુલીરે;
તમારે તો અનેક મારે તમે એક છો જ્યમ જળકમોદની ખીલીરે.
આવડી. ૩
વરસ ઘણાં થયાં વીસરી ગઇતી, વણીક વિમળશાની વાતરે;
તે પરચો આજ પ્રતક્ષ જોતાં, કળીયુગમાં જુગ માતરે. આવડી. ૪
જીનના જીવને દીનજ કીધા, દરશન માતાનાં ના આપ્યાંરે;
સંગનો ભંગ કર્યો રંગ શેળમાં, પોળમાં પેસવા ન ફાવ્યારે,
આવડી. ૫
અન્ન ન મળીયું પાંણી ન મળીયું, મુઊ ન પામ્યું આગરે;
આદ્ય શક્તિની નિંદ્યા કરશે., તેનો એ રીતે અભાગરે. આવડી. ૬
કરમ છોટા અભીમાન મોટા, સર્વે પાખંડી કેહેવાયરે;
કરડી આંખે જ્યારે ખપ્પર ધરશો, ત્યારે દુષ્ટનો અગ્રસમાયરે.
આવડી. ૭
ભુડું કરે ભલુ ન થાયે, સઊને દીધી શાખરે;
આદ્ય શક્તિની નિંદા કરશે, તે ઘણી માગશે ભીખરે. આવડી. ૮
છોરૂ કછોરૂ બહુ કળજુગમાં માતુ કુમાતુ ન થાયરે;
ચદુરાંમ જન કહે કોમળ ચીત કરો, તારા ચર્ણ મુકીને કયાં જાયરે.
આવડી. ૯

## રાગ માલવ.

નારાયણી નવરાત્રી ખેલે સનખલપુરની રાણીરે.  ટેક.
બ્રહ્માદિક ઇંદ્રાદિક સુરમુની, વેદે વાત વખાણીરે;
ભવભય ભજતાં ભેદ ન પામ્યાં, અવિગત્ય ગત્ય નવ જાણીરે. ના. ૧
વ્યાસવશિષ્ટ માર્કંડજ્યમુની, ભટ્ટ વલ્લભની વાણીરે;
દાસ યદુરાંમ બહુચર ભજશે, તે તરી જાશે પ્રાણીરે. નારાય. ૨

## રાગ ઉપર પ્રમાણે માલવ.

સુધા સમુદ્ર સુધામ બીરાજીત ઇચ્છા શકિત આપરે. સુધા. ટેક.
કૃપાદ્રષ્ટિએ શ્રૃષ્ટી નીપાઇ, ચોવીશ તત્વ પ્રતાપરે;
પ્રણવાતીત બિંદુ છે બાળા, ઓળખીને કરજો જાપરે. સુધા ૧
બ્રાહ્મણ થઇને ન ભજે ગાયત્રી શીર પ્રતિગ્રહનું પાપરે;
દાસ યદુરાંમ નામ આધારે, બાળાછો માબાપરે. સુધા. ૨

## રાગ ઉપર પ્રમાણે માલવ.

બહુચર બાઇ સદા સુખદાઇ, જાણે તે સુખ માણેરે,
આપ સરસ્વતિ મુલ સર્વનું, વાંચો વેદ પુરાણરે;
ખટ દરશન પાખંડ પ્રપંચથી, સઊ સઊનો મત તાણેરે. બહુચર. ૧
પૃથ્વી આધાર અઢારભાર જ્યમ, પંડીત સમજો સુજાણરે;
વાણિ આધારે સર્વ વિદ્યા છે શાસ્ત્ર પ્રબંધ બંધાણરે. બહુચર. ૨
આઇને ઓળખ્યા વીના અથડાયે, લખચોરાશી ખાણરે;
હજુ સમજી લે ઉત્તમ અવસર, મનુશા દેહિને ટાણેરે. બહુચર. ૩
વિશ્વ વ્યાપિછો વિશ્વાંભરી જનુની, મુરખ મનમાં ન આણેરે;
દાસ યદુરાંમ નિશ્ચે કરી, ઓળખ્યાં એ એંધાણરે. બહુચર. ૪

## રાગ ઉપર પ્રમાખે માલવ.

તારણ-તરણ જગ્તનું ત્રીપુરા, ત્રીપુરારી જશ ગાવેરે. ટેક.
નામ નારાયણી નાવ નીરંતર, સમરેથી સુખ પાવેરે;
ઇંદ્રાદિક કરે અરજ નીરંતર, ઇંદ્રાણી પદ ધ્યાવેરે; તારણ. ૧
બ્રહ્મા તો બહુ ભેદમાં ભુલ્યા, બ્રહ્માંણી મન ભાવેરે;
લક્ષ્મી લક્ષ આશ બાળાપર, વિષ્ણુ વેણું વજાવેરે. તારણ ૨

મનુંશ રંકનું કાંણુ ગજુ છે, માહા મેટા મુંઝાય રે,
શેષ સહસ્ત્ર મુખ રટત નિરંતર, અજ હું અંત ન આવેરે. તારણ. ૩
કળજુગમાં મા કલ્પ વ્રક્ષ છો; આશી નીરાશી ન થાવે રે;
યદુરામ જન કરે કાલાવાલા, બાળા માને રીઝાવે રે. તારણ. ૪

## રાગ ઉપર પ્રમાણે માલવ.

અંબા બહુચર એક રૂપ છે, મન અંતર નવ આણો રે;
કરમ ઊદે કરસે કરૂણા કરી, જગતજનુનીને જાણો રે. અંબા. ટેક.
ભક્ત ભવાંનીનો થયો ન જે જન તે જન જુગમાં નકમાણોરે;
આશિકા આરાસુરીની ન લીધી, એળે મનખો ગમાણો રે. અંબા ૧.
માર્કંડ જૈમુની કહે મહાત્મ, વેદપુરાણે વખાણ્યો રે;
યદુરામ ધન્ય જેહની માત પિતાને આઇનો દાસ કહેવાણો રે. અંબા. ૨

## રાગ ઉપરનો માલવ,

બહુચરબાઇનું બરદ સાંભળી, છોરૂ શરણે આવ્યો રે;
દીન જાણી દયા તેં આણી, ઊર માતાને મન ભાવ્યો રે. બહુ. ટેક.
સચરાચરમાં ભમી ભમી થાકયો, અવર કયાંહી નવ ફાવ્યો રે;
ગાયત્રી ગાયાં નહી પ્રાણી, એળે આયુ ગમાવ્યો રે. બહુ. ૧
પરચો જોતાં પેટ વગોવ્યું, પાપી પય ન ભાવ્યો રે;
યદુરામ દાસ વાણીએ વેદનો માર્ગ બતાવ્યો રે. બહુ. ૨

## રાગ ઉપરનો જોડો માલવ.

સનખલપુરીનું સમરણ કરતાં, ભવનાં બંધન કાપે રે;
સાચે મને સેવે જે નીશ દીન, અવીચળ પદવી આપે રે. સન. ૧
મધ્ય રાતે મુખ મુન્ય ધરીને, ત્રીપુરેનો જાપ કર જાપે રે;
રિદ્ધ સિદ્ધ આપે નિત્ય નવ નવી, પ્રભુ અવિચળ કરી થાપે રે. સન. ૨
પ્રગટ પ્રતાપ પ્રત્યક્ષ પારાનો, દુષ્ટ દમ્યા કરી દાપે રે;
યદુરામ દાસ તણું દુખ ભાગ્યું, બહુચર ચરણ પ્રતાપે રે. સન. ૩

## રાગ ઉપર પ્રમાણે માલવ.

મહીતળ નામ ભવાંનીનું સાચું, અવર સવર છે સુન્ય રે;
હરી બ્રહ્માદીક જેહ રટે છે, મોટા મોટા મુન્ય રે. મહીતળ. ટેક. ૧

નામને સગરી રાવણ માર્યો, જાનકી પામ્યા રામ રે;
ભીમક તનયા રામ રટેથી, વર પામી ઘનશ્યામ રે. મહીતળ. ૨
નામ રટે ભવપાર ઊતરીયે, ફરી નવ ધરીયે કાયા રે;
નામ લેતાં નીરભય પદ આપે, દીનદયાનિધી માયા રે. મહીતળ. ૩
સકલેશ્વર કરજોડીને માગે, અભય પદારથ લેવા રે;
કરૂણા કરી એ મુજને આપો, ચરણ કમળ નિજ સેવા રે. મહીતળ. ૪

## રાગ ઉપરનો જોડો માલવ.

અવની તળ શ્રી બહુચર માતની, ભક્તિ વિના સહુ ખોટું રે;
ભક્તિ કરે ભવ ભિતિનાં લાગે, ભક્તિનું કારણ મોટું રે. અવની. ટેક. ૧
એનો ભેદ મહેશ્વર જાણે, કાંઇક જાણે વિધાતા રે.
પુરસોતમ તે પુરણ જાણે, નીશદિન મા ગુણ ગાતા રે. અવની. ૨
દેવને દુર્લભ ભક્તિ રે માની, નીગમ નિરંતર ગાય રે;
માર્કંડ માની ભક્તિ કરી અમર કીધી કાયા રે. અવની. ૩
ત્રિપુરા ભવમાં ભક્તિ રે પુરણ, પ્રેમ વિના તે ન આપે રે;
ભક્તિથી ભવ સિંધુ તરીયે, જનમ મરણ કાપે રે. અવની. ૪
સેવકજન હોય તે એમ ઇચ્છે,જન્મો જનમ માનીભકિત રે;
ભક્તિ કરેથી સકળ સુખ આપે, આદ્ય નિરંજન શક્તિ રે અવની. ૫
માટે કર જોડી હું માગું પુરો અબુદ્ધની આશ રે;
ભક્તિ મુને આપો જાણી, સાંકલેશ્વર નિજ દાસ રે. અવની. ૬

## રાગ ઉપરનો જોડો માલવ.

આજ સખી સલખનપુર ગ્યાંતાં, જોવા શ્રી મહારાજ રે:
બહુચર બાળી બહુ બરદાળી ગોખે ચઢીને ગાજે રે. આજ. ૧
જોતાં જગ્ત જનેતાને જુગતે, મુજ મનડાના ચોર રે;
શોભા નીરખી રહુ મન હરખી, જેવા ચંદ્ર ચકોર રે. આજ. ૨
દરશન દાખી દાસલડાને, ચિત્ત હરી મુજ લીધું રે;
પલક એક નવ થાયે અળગુ, જાણે કામણ કીધું રે. આજ. ૩

ગાતાં ગુણ સુખ આપે સુલ્લભ, રાખો મન જો સાચું રે;
કહે સકલેશ્વર ભક્તિ રે આપો, માત અવરનાં જાચું રે. આજ. ૪

———(०)———

## રાગ પુર્વિ.

બહુચર માને જોવા જઇએ, માજીને સુખ દુઃખ જઇને કહીએ. બહુ.ટેક.
આવો હેલીઓ બનવેલી અલબેલી સંગે રહીએ. બહુ.
ઉન્મદ મદ માતા થઇ માલે, સંકટ તે કહોની સહીએ,
પાયે લાગીએ લ્યો વલ્લભને નીબહીએ. બહુ.

## ઉપરનો રાગ.

બહુચર માને જોવા આવો, સહીયર સહીયરને સંભળાવો;
કરો શ્રંગાર વારને ચ્યારે વારેવાર મનાવો બહુ.
સખીય સમાણી વદે એમ વાણી, પાગ ચલાવો;
સનમુખ રહીએ એહ જઈ કહીએ, વલ્લભને તો નિભાવો. બહુ.

## ઉપરનો જોડો.

બહુચર માને જોવા આવ્યાં, માજીને નિરખી મન મનાવ્યાં. બહુ.
આદ્યે વંદી અરચી આનંદી, ચંદન પુષ્પ ચઢાવ્યાં. બહુ.
જોડી હાથ સાથ સહુ સાથ્યે, એમ કહી શીશ નમાવ્યાં; બહુ.
પરમ પવિત્ર ચરિત્ર તારાં, વલ્લભ મુખ ગવરાવ્યાં. બહુ.

## રાગ ઉપર પ્રમાણે.

વંદુ આદ્ય ઇશ્વરી આઇને, જપુ જગ જાઇને. વંદુ.
નામુ શીશ દીશ નિશ નેમે પ્રેમે શામ મહાઇને. વંદુ.
શ્રી બહુચર સમરણ અમર નર હરીહર વિધ્ય કહે ગાઇને. વંદુ.
અન્ય મન્ય ન ધરે જન એવી વલ્લભ ધન કમાઇને. વંદુ.

## રાગ પુર્વિ ચમન તાલ રૂપક.

અરે જન બહુચરમા જઇ આવો રે, સમજુ મન સમજાવો રે. અરે

માસ એક દીન દશ રહેતાં, રહેવું દશ માસ ગુમાવો રે. અરે.
નીરખો ગોખ રહો શોખ જોખમાં, જન્મ જરાને નિબહાવો રે;
ભૂર થઈ ભૂતળ આ ભવમાં વલ્લભ ભક્ત કહાવો રે. અરે.

## રાગ પુર્વિ ચમન તાલ હોસની.

સેવો શ્રી બહુચર માત માને. સેવો.
સાચ મને કરી સનખલપુરી સાહેબ;
સુખ દાની માની મુનીવર જન જાત માને. સેવો.
ભકત્ય મુકત્ય સકત્ય તે આપે;
કાપે ત્રીવીધ તન તાપ આપ અવિનાસી વાસી;
વસુધા વિશે વિવેક પુજે નિત્ય પ્રતિ પરભાત માને. સેવો.
જગ યશ જાણે વાણી વીખાણે, પરમાણે પ્રાણી માત્ર;
શાસ્ત્ર દે સાખી વિવિધ વદે વાત,
જીવન મુકત જકતમાં તે તે જન;
ભકત થઇ ભજે એ ભવાની વલ્લભ દ્રઢ વશ કરી આત્માને. સેવો.

## રાગ પુર્વિ.

ચાલ જોવા જઇએ હાં રે ચાલ જોવા જઇએ;
મારી બહુચરમાને જઇને કહીએ રે. ચાલ.
સલખનપુરી સુરનર મુની વંદન નીકંદન પાપ બધાં કરવાને. ચાલ.
આપે વર ઘર પુત્ર સુત્ર ફલ, નવે નિધ્ય રિધ્ય સિધ્ય અભરે ભરવાને રે. ચાલ.
નાવે કદા આપદા દુઃખ દુર્લભ સુલ્લભ વલ્લભ ભવ તરવાને રે. ચાલ.

## રાગ પુર્વિ.

જેજેકાર પુજુ ઘોલાં ઘડકી રાણીકુ એ રાણીકુ એ રાણીકુ. જેજેકાર.
ચુવા. ચંદન ઓર અગરજ્યા, ધુપ દીપ બાક બાનીકુ. જેજેકાર
નાદ નીવેદ માજીને ધરાવો, આરતી પુજા બાક બાનીકુ. જેજેકાર.
તાનસેન તોરા ગુન ગાવે, વાણી દો દીન જાણીકુ. જેજેકાર.

## રાગ પુર્વિ.

ભવાની થાય તમારૂ કર્યું, મારે ઠાઠ ઠઠે ન ઠર્યું રે. ભવાની.

અંતરસુ અવીલોકન કરતાં, શકત વીના ન સર્યું;
ભટ્ટ વલ્લભ કહે ભવાંની ભજે તેનું, ભાગ્ય સૌભાગ્ય ભર્યું.
મારી માજી થાય તમારૂં કર્યું.

## રાગ પુરવી.

થયું તમારૂં કર્યું માજી થયું તમારૂં કર્યું;
તમે જે તાર્યું તે તો તર્યું, મારી માજી થયું તમારૂં કર્યું,
વેદ પુરાણુ શાસ્ત્ર બધ સાખ, સંકટ સુરનું હર્યું રે. મારી.
મનક્રમ વચને માનવ થઇને, ધ્યાન તમારૂં ધર્યું;
ભટ વલ્લભ કહે નર નારી તણું, કર્મ અકર્મ ફર્યું રે. મારી.

## રાગ પુરવી.

મારી માજીને વારણે, કંગાલ પોકારે બારણે. મારી. ટેક.
સુણો એ સલખનપુર ધણીયાંણી,
મારો પ્રાણ તપે તુજ કારણે, મારી માજી માને વારણે. ૧
દીજે દેદાર વાર કસી કરો, તારૂં નામ અધમ ઓધારણે; મારી. ૨
હાલરની લકડી જ્યમ ત્યમ તું મા વલ્લભને સંભારણે. મારી. ૩

## રાગ પુરવી.

મારી માજી માને ભામણે મન મોહ્યું ગોખ સોહામણે. મારી. ટેક.
દર્શન દીધું માયે મન હરી લીધું, તન મન કીધું કામણે. મારી.
બહુ બરદારી પતીત પતપાળી, ટાળી મન અકલાંમણે. મારી.
આવ્યો હું વળગ્યો ન થાઊં અળગો, વલ્લભ વળગ્યો દામણે. મારી.



## રાગ ગોડી.

સાયં સંધ્યા રૂપ સરસ્વતી સાયં સંધ્યા રૂપ. ટેક.
કૃષ્ણ વર્ણ કૃષ્ણાગર ચંદન, કૃષ્ણ ભરણ અનુપ; સ્વર. ૧
ગરૂડ વાહની શામ વેદ, ઓર ચૌઊદ ભુજા વિષ્ણું સ્વરૂપ;
શંખ ચક્ર ગદા પદ્મ બીરાજે, અખીલ ભુવનની ભુપ. સ્વર. ૨

યદુરામ ચંદન પુષ્પાક્ષતશું, કરે આરતી ધુપ;
બહુ લક્ષ ગાયત્રિ ધ્યાન ધરી પુજે, જન થાયે તદરૂપ. સ્વર. ૩

## રાગ ગોડી.

ભકત ભવાંનીના થાઓ, ભાવી જન ભકત ભવાનીનાં થાઓં; ટેક.
સાચ ધરી સેવો સલખનપુરી, નીશદીન આઇ ગુણ ગાવો. ભાવી.
ગાયત્રી ગંગોદક તજીને, અંધ કુપ કહાં નહાવો,
યદુરામ જનુની જન્મ સફલ કરવાને, માત ચરણ ચીત ચહાવો. ભાવી.

## રાગ ગોડી.

માત ભરૂંસો ભારી શ્રી બહુચર માત ભરૂંસો ભારી; ટેક.
નામ માતનું નીગમ ન જાણે, અનેક અધર્મિંને તારે. શ્રી.
દયા કરી દેવાં પર દેવી, શુંભ નિશુંભ સંહારે;
યદુરામ જન બહુચર છબી ઉપર, તન મન ધન સબ વારે. શ્રી.

## રાગ ગોડી.

ત્રીપુરાની લેહે લાગી, જેને બાળા ત્રીપુરાની લેહે લાગી; ટેક.
તે નર દુઃખ વામે સુખ પામે; તેની ભવની ભાવટ ભાગી. જેને.
પંચ પદારથ પાંમે પરતક્ષ, આઇ ચરણ અનુરાગી;
યદુરામ સકત વિના નવ શોભે, કોણ ગૃહસ્થ કોણ ત્યાગી. જેને.

## રાગ ગોડી ત્રણ તાલ ચોતાળો.

પુણ બ્રંહ્મ સનાતન એ પરમેશ્વરી અપરંપાર અકળગત્ય; પુરણ.
પુરૂષ પુરાણ પરમ શીવ જે થકે,
બ્રહ્મા વિશ્નું રૂદ્ર ઇંદ્રિ આદ્ય સુર શકત શંચુતિ ઉતપત્ય; પુરણ.
ચૌદ ભુવન નવ ખંડ અખંડ જે પંડય બ્રહ્માંડ જોએ છે છત્ય;
વલ્લભ કહે જો વીચારી, આદ્ય પુરૂષ પહેલી નારી;
બહુચરી લીલા વીસ્તારી વેદ પુરાણ કહે સત્ય.

## રાગ ઉપર પ્રમાણે.

આદ્ય અનાદ્ય ઇશ્વરી એક એહ વિશેક અનેકમાં; આદ્ય.

પશુ પંખી જીવ જંત લક્ષ ચોરાસી નોનતંત, અવીલોકતો અનંહ;
અંત ન આવે વિસ્મે થયો એ વિવેકમાં. આદ્ય.
પવન પાંણી ને પહાડ ધરા અંબરવેલ ઝાડ, તરૂણ તરણ જાલજાડ,
વ્યાપિક છત છે અછેકમાં, વલ્લભ કહે વિશ્વ વિશે સકત્ય સંયુકત
સર્વ દીશે;
જક્ષ કીનર અમરીશે બહુચરી બળીષ્ટ ઇષ્ટ છેકમાં. આદ્ય.

## રાગ ગોડી તાલ રૂપક.

માહારી બહુચર બાઈ સહુ માંહે રમે,
જ્યાંહા જ્યમ ત્યાંહા ત્યમ રૂપ થઈ ભમે. મારી. ૧
લક્ષ ચોરાશી વાસ વપુ મધ્ય, લઘુ દિરઘ કહી વેશ વરધ્ય; મારી. ૨
ગૌર શ્યામને શ્વેત આ રકત, જુજુઆ રંગ ધરી કરીયું જકત મારી ૩
કહી ઠાકુર કહી ચાકર ચોર, કહિ શાહ સાહુકાર હરામખોર; મારી. ૪
કહી દાતા કહી માગણ દીન, કહી સ્વચિત્ત કહી પરાધીન; મારી. ૫
કહી કુડી કહી સત્ય અસત્ય, છળ છભેદ સ્વજે ઉત્યપત્ય; મારી. ૬
કહી સુરી પુરી કહી સતી, યોગી ભોગી ભગવતિ; મારી. ૭
કહી ડાહી વહી નવ્ય જાએ, કહીં ગેહેલીત્ર ગેહેલ કહેવાએ; મારી. ૮
બહુ બળ કળ છળ બહુચર બાઈ, કીડી કુંજર મધ્ય રહ્યાં સમાઈ; મારી. ૯
અવર અંશ ચોરાશિ લક્ષ, નર નારી પોતે પ્રત્યક્ષ. મારી. ૧૦
સકત્ય સરવ ઘટ શ્વાસોશ્વાસ, તુને લહે કો તાહારો દાસ. મારી. ૧૧
સમરથ આદ્ય બહુચર બાઈ, ભટ વલ્લભ જીવે ગુણ ગાઈ; મારી. ૧૨

## રાગ ગોડી પરજ તાલ રૂપક.

બહુચરાજી ત્રીભુવન તારણ તું, મા બહુ, તે માટે કહુ છું હું. બહુ. ૧
સલખનપુર સાહેબ સાંભળીએ સરસ નરસ છું. મા બહુ. ૨
વાકું ધરમ કરમ વાંકુ તે, ટાળી કીજે સમુ;
વલ્લભને તુ માત તાત તે માટે માત નમું. મા બહુ. ૩

## રાગ ગોડી.

બહુચરાજી બરદની બાહન છો, તુ વિણ કોણ કહો. બહુ. ૧
નિજ જન પોષણ વિશ્વ સંતોષણ, દોષણ દરદ દહો. બહુ. ૨

મહાતમ, મોક્ષ પુરશાતન વાતમાં વાત વહો;
વાંક ટાંક તજી અધમ આજ હજી વલ્લભને નિબાહો. બહુ. ૩

## રાગ ગોડી.

બહુચરાજી મનશાની દાતા, મા તુ સમર્યાં સુખ સાતા. મા. ૧
આદ્ય અનાદ્ય આદ્ય ઇશ્વરી, વીશ્વંભરી માતા. મા. ૨
સુર સુરેસ શ્રીપત્ય મહેશ નિત્ય ધ્યાન ધરે ધાતા; મા. ૩
વલ્લભ તે જન જગ જીત્યા, મન સુધ્યે ગુણ ગાતા. મા. ૪

## રાગ ગોડી.

ભવાંની ભજતાં તે ભાવટ જાયે રે, ભવાની, તે બાળી બહુચરીયાયેરે. ભવાંની.
ભવ ભય હરણ તારણ ભવ સાગર, જન્મ મરણ નવ થાયેરે. ભવાંની.
અંબા બહુચર ને માહાકાળી, ચોથાં તે તુળજા માયે રે. ભવાંની.
નર નારી શિશુ શિપ નમે સહુ, બહુજન લાગે પાયે રે. ભવાંની.
વલ્લભ જે જન જુગત એ, મન મન સુધ્યેથી ગુણ ગાયે રે. ભવાંની.

## રાગ ગોડી.

બહચરાજી સહુમાં રહ્યાં સમાઇ, આપે આવો યુગ માંઈ. ૧
ઘટ ઘટ પ્રગટ સુઘટ જે વિકટ રટ અટપટી અદ્ભુત આઇ. ૨
ત્રીગુણાતિત સહીત ક્ષરાક્ષર અગણિત ગુણ ન ગણાંઈ;
વલ્લભ વિધવિધ રચના રચતાં મુકી ન રચે મણાઈ; ૩

## રાગ ગોડી તાલ રૂપક.

મંગળ નામ માતહે તેરો, સલખનપુરકી સાહેબ બહુચરા;
દીન દીન તેજ પ્રતાપ ધનેરો. મંગળ. ૧
આયે ધાયે મયા કર માતા બેઠી તખ્ત બનાએ અનેરો;
મેં બલ બલ જાઉ માત મેહેરબાની, કીરપા કરી હરી વલ્લભ ચેરો. મંગળ. ૨

## રાગ ગોડી.

મંગળ આદ્ય બહુચરા બાઈ. મંગળ. ૧
મંગળ નજ મંગળ યસ ગાવે, મંગળ નામ પરમ સુખદાઇ. મંગળ. ૨

મંગળ દરસ સરસ મૃદુ બરખે, મંગળ દેત પુરષ પુરષાઈ. મંગળ. ૩
મંગળ હરી વલ્લભ કહા બરને તનક તનકકી મંગળતાઈ. મંગળ. ૪

## રાગ ગોડી.

બીરાજે શ્રી સલખનમેં આઇ. ટેક.
પશ્ચિમ પંથ દેડાંણા નેડે, ચોક ચુંવાળ કહાઈ. બીરાજે. ૧
જ્યોતી સ્વરૂપ રૂપ અખંડાનંદી, નિગમ નીરંતર ગાઇ;
દુરીજન ગંજન ભવ ભય મોચન, નીજ જનકુ સુખદાઇ. બીરાજે. ૨
વ્યાપીક જુગ સચરાચર વિધ વિધ, અકળ કળા ન કળાઈ;
ભક્ત સુધારણ, કામ ઇશ્વરી, બાળ સ્વરૂપ ધરાઈ. બીરાજે. ૩
ત્રિભુવનપતિ સેવી જન વાકે, જન્મ મરણ દુઃખ જાઇ;
સાંકલેશ્વર ચાહત સોહી દીજે, ચરણ પ્રેમ અધિકાઈ. બીરાજે. ૪

## રાગ ગોડી જોટો.

શ્રી બહુચર પ્રેમે ભજો તમે ભૈયા. ટેક.
શુક શનકાદિક વિધિ સુર સેવી, હરિહર ધ્યાન ધરૈયા. શ્રી બહુ. ૧
ગુણ યશ ગાવત સારદ નારદ, ફણી પત્ય નામ રચૈયા;
દુરમત હરની મહા સુખ કરની, અખિલ ભુવન પતિ મૈયા. શ્રી બહુ. ૨
વેદ વ્યાસ માર્કંડ મહા મુનિ, મહાતમ મુખ પઢૈયા;
ચિદાનંદ લહેરી અગણિત ગુણ, નિગમ ન પાર પરૈયા. શ્રી બહુ. ૩
સોહિ સદા ભક્તન કે સન્મુખ, બાળ સ્વરૂપ રહૈયા;
કહે સાંકલેશ્વર કહા ગુન બરનું, મત મેરી અમુઝૈયા. શ્રી બહુ. ૪

## રાગ ગોડી જોટો.

શ્રી બહુચર ચૌદ ભુવન મહારાજે. ટેક.
ચોહુ ભુજા ચોહુ આયુધ ધારે, પાલન સુર રાજે. શ્રી.
ખડગ ધર્યો દક્ષિણ કર નિજ જન, તાપ નિવારણ કાજે;
શુળ ધર્યો ભુજ વામ હરનકું, નિશિચર અસુર સમાજે. શ્રી.
ચર્મ ધર્યો નિર્ભય પદ કારણ, દર્શન તેં ભય ભાજે;
ઘંટા ધરી જન પાતક નાશન, આનંદમય છબી છાજે. શ્રી.

કુરણામય મુરત અતી સુંદર, સલખનપુરમેં બીરાજે;
શ્રી સકલેશ્વર દાસ સ્વામીની, ભક્તનકે શિર ગાજે. શ્રી.

## રાગ ગોડી જોટો.

સમર લે તું બહુચર મહા સુખકારી. ટેક.
અવર નહી દાતા કો ઉમા સમ, જુગમે પરમ ઉદારી. સમર.
પાવો નવેનિધ્ય રિધ્ય સકળ સિધ્ય, ગાતા ગુણ ઉચારી;
સેવો સદા નિર્ભય પદ દાયક, દુર્લભ નર તનુ ધારી. સમર.
જાકે ગુણ યશ ગાવે નારદ, સારદ વિધિ વિસ્તારી;
માત ભજન બિન ગતિ ન તનકી, કહત પુરાન પુંકારી. સમર.
સલેખનપુરી સમરી જન સોહી, સહજ ભયે ભવ પારી;
પર ઉપકારં કરણ પરમેશ્વરી, સકલેશ્વર બલીહારી. સમર.

## રાગ ગોડી.

શ્રી બહુચર જે જે નમો નમો, શ્રી બહુચર જે જે નમો નમો. ટેક.
જે જ્યોતિ સ્વરૂપ અનુપ ભુપ એ, ગોખ જોખ નિધ્ય નમો નમો. શ્રી.
નિરાકાર સાકાર વિશ્વ મઈ, વ્યાપીક વિધ વિધ નમો નમો. શ્રી.
આધ આસન પાક સિંહાસન, લહે કોણ કહે નમો નમો. શ્રી
નિગમ અગમ નિત્ય ચિત રટતા રહે, હરિહર વિધિવશ નમો નમો. શ્રી.
માનસરોવર મહત મહાતમ, મોક્ષ પ્રદાયક નમો નમો. શ્રી.
સ્નાન કરે પામે પુરશાતન; બરદ બીહાયક નમો નમો. શ્રી.
વાવ્ય કુંડ બ્રહ્માંડ માંહે રિધ્ય, ભુતળ અદભુત નમો નમો. શ્રી.
નહાય ગાય ગુણ થાય સકળ સિધ્ય, નિધ્ય નવે યુત નમો નમો. શ્રી.
ચાચર ચૌદ ભુવન પતિ નિત્ય રમે, રંગ રંગ ભરી નમો નમો. શ્રી.
શોભા સકળ અકળ સુર મન ગમે, નમે ધ્યાન ધરિ નમો નમો. શ્રી.
પ્રગટ પંચ તિર્થિનું પદ એ, પરમ પવિત્રને નમો નમો. શ્રી.
સક્ત વિના સંસાર સરવ રદ્ય, હદ્ય ચરિત્રને નમો નમો. શ્રી.
આધ્ય શક્તિ સત્ય જક્ત શિરોમણી, ઇષ્ટ આશ બધ્ય નમો નમો. શ્રી.
શેશ સુરેશ નરેશ સિવિધિ શેવી, સિધ્ય રિધ્યને નમો નમો. શ્રી.

સનક સનંદન મુનિવર વંદન વંદન, દૈત્ય નિકંદન નમો નમો. શ્રી.
ભવ ભય ભંજન નિજ જન રંજન. દુરિજન ગંજન નમો નમો. શ્રી.
કીજે કૃપા વલ્લભ સમરે અતિ, રૂપ રસાલને નમો નમો. શ્રી.
પર્મ દયાળ કૃપાળ પાળ પતિ, બહુચર બાળને નમો નમો. શ્રી.

## રાગ ગોડી.

જય જય જગ જનની નમો નમો, મણી દ્વિપ ભુવનની નમો નમો;
શ્વેતાચલ ગડની નમો નમો, ચુંવાળના ભડની નમો નમો.
વિધિ વેદ વખાણી નમો નમો, સલખનપુર રાણી નમો નમો;
જય પરમ કૃપાળી નમો નમો, બહુચર બરદાળી નમો નમો.
જય અકલ અજીતા નમો નમો, જય પરમ પુનિતા નમો નમો;
સેવક સુખ દાયક નમો નમો, ત્રિભુવનની નાયક નમો નમો.
જય સુર મુનિ સેવી નમો, જય જય મહાદેવી નમો નમો;
વસુધા વિક્ષાતા નમો નમો, સહુ જગતની માતા નમો નમો.
જય અસરણ શરણી નમો નમો, જય ભવ ભય હરણી નમો નમો;
સુર શુકની સહાયક નમો નમો, વિધ્ય વિધ્ય વર દાયક નમો નમો.
જય નિજ જન રંજયન નમો નમો, જય દુરિજન ગંજન નમો નમો;
વિધુ રૂપે પોશણી નમો નમો, સવિતા થઇ સોશણી નમો નમો.
જય કલીમલ હરણી નમો નમો, વિધિ હરિહર વરણી નમો નમો;
ભવ પાર ઉતારણી નમો નમો, જય નરક નિવારણી નમો નમો.
ત્રિશુલાશુલ ધારી નમો નમો, અતિ આનંદકારી નમો નમો;
જય અમિત સહચરી નમો નમો, જય બાલ બહુચરી નમો નમો.
વાહન કુરકુટનિ નમો નમો, મણી જડીત મુકુટની નમો નમો;
અષ્ટાયુદ્ધ ધારી નમો નમો, સેવક સુખકારી નમો નમો.
નિશુંભ વિડારણ નમો નમો, મહીષાસુર મારણ નમો નમો;
ત્રિભુવની માલક નમો નમો, સૃષ્ટિની પાલક નમો નમો.
સચરાચર વ્યાપક નમો નમો, કંટકની તાપક નમો નમો;
જય વિધન નિવારણ નમો નમો, જય ઊદ્ધા ઊદ્ધારણ નમો નમો.

શરણાંગત સહાયક નમો નમો, વાંછીત ફલ દાયક નમો નમો;
જય પરમ પાવની નમો નમો, જય ભક્ત ભવાની નમો નમો.
યમ દંડ નિવારણ નમો નમો, ગીરીધરને તારણ નમો નમો;
જય જય મહા માયા નમો નમો, ગીરીધર ગુણ ગાયા નમો નમો.

## રાગ ગોડી.

અંબા પુજન જાવું, આરાસુરી અંબા પુજન જાવું;
માને વારી વારી શિશ નમાવું. આરા. ટેક.
આરાસુરમાં અંબા બિરાજે, ચરણ કમળ ચિત્ત લાવું;
ધૂપ દીપ નૈવેદ્ય આરતી, ચંદન પુષ્પ ચડાવું. આરા. ૧
માને પારે હવન થાય, ત્યાં ચંગ મૃદંગ બજાવું;
ઊભો રહીને સ્તુતિ કરૂં મા, મૈયા તણા જશ ગાવું. આરા. ૨
માત તાત સુત કુટુંબ સહોદરે, લંપટ થઇ લલચાવું;
પાર કરો ભવ સાગર મૈયા, તુજ વિના કોને કહાવું. આરા. ૩
નામે નિર્મળ નિશ્ચળ થઇને, સાચા પદને સહાવું;
મહેર કરો મોતી કહે મુજ પર, સેવક તારો કહાવું. આરા. ૪

## રાગ ગોડી.

ત્રિપુરેના સ્મર્ણથી સુખ થાય, મહા વ્યાધિ ભય દુઃખ જાય. ત્રિપુરે ટેક.
આયુષ્ય ખટરસ રિદ્ધ સિદ્ધ આપે મા, વ્યાધિ પાપ પળાય;
કાળ પાશનું બંધન તોડે, પુનરપિ ન થાય કાય. ત્રિપુરે.૧
ઘોડીનો ઘોડો સ્રીનો પુરૂષ, માનસરોવર ન્હાય;
મુંગા બહેરાં અપંગ અંધ કુષ્ટા, નામે નવ પીડે કાય. ત્રિપુરે.૨
કામ કુંવર કાળાગ્રહથી છુટયો, રૂક્ષમણી રમણ મોરાર;
પાંડુ પુત્રનું મહા દુઃખ જાય, તારા નામ તણો મહીમાય. ત્રિપુરે.૩
અમરને અભય દાન આપ્યું, સુર સંકટ હર્યું માય;
વલ્લભ અમર ભજન પ્રતાપે, ભવાની કરોને કૃપાય. ત્રિપુરે.૪

## રાગ ગોડી.

અંબે મૈયા ભક્ત વત્સળ પ્રતિપાળા, બહુનામી શ્રી બહુચરબાળો. અંબે.ટેક.

અંબે નામ અધમ ઓધારણ, ભક્ત અભક્તોને તાર્યા;
પંચાક્ષરી બાળા જપ જપતાં, જન્મ મરણ ભવ ટાળ્યા. અંબે. ૧
પુજન અર્ચન વીધી ન જાણું મા, કરૂં છું કાલાવાલા;
શેષ સારદા નિગમ નેતિ ગાયે, લીલા અગમ ઉજીઆલા. અંબે. ૨
પ્રકૃતી પુરૂષ રૂપે કારજ સાર્યા, ને ભોમીના ભાર ઉતાર્યા;
અમરને અભયદાન આપ્યું, માહાકાળી માહાકાળા. અંબે. ૩
જડચૈતન ત્રિભુવનમાં વ્યાપી, જોતી રૂપ ઉજીઆળા;
જીવન મુક્તિ વલ્લભ પદ પામ્યાં, ભવાની કરો રખવાળા. અંબે. ૪

## રાગ ગોડી.

બહુચર મૈયા નામ તણે પ્રતાપે, અષ્ટ સિદ્ધિ નવે નિદ્ધિ આપે. બહુચર.ટેક.
સેવા કરે તેને મહા સુખ આપે, ભવનાં સંકટ કાપે;
દાસ પોતાનો જાણી ઉરમાં, કર શીર બાળા સ્થાપે. બહુચર. ૧
વ્યાસ વસિષ્ટ ને વલ્લભ તરીયા, પંચાક્ષરી બાળા જાપે;
જાપ થકી યદુરામને મલીયાં, દર્શન દીધાં આપે. બહુચર. ૨
વિમળ વણિકને મહા સુખ આપ્યું, બાલપણે મુકયો બાપે;
ગાયો ચારંતા જ્ઞાન ઉપન્યું, પ્રલય થયા સહુ પાપે. બહુચર. ૩
વહેવારીઆનાં વહાણુજ તાર્યાં, અંબે નામ આલાપે;
મોતી કહે મતબાલી મૈયા, ભજતાં મહા સુખ આપે. બહુચર. ૪

## રાગ ગોડી.

સુણો મારી અરજ આરાસુર રાણી, દીન દાસ પોતાનો જાણી. સુણો.ટેક.
અમરને અભયદાન આપ્યું, હસ્તી ચડી ઇંદ્રાણી;
બોતેર કોટી દાનવ હણીયા, ચંડી રૂપે ક્રોધ આણી. સુણો. ૧
સંસારનું સુખ સ્વપ્ના જેવું, ઝાંઝવાનું જેમ પાણી;
ભવસાગરમાં મૈયા પાર ઉતારો, દુર્બળ સેવક જાણી. સુણો. ૨
ઘણા દીવસથી ટે'લ કરૂં છું, વાત નથી કંઇ અજાણી;
હથવાળી હાવાં સંકટ ટાળો, હર્ષ હૈયામાં આણી. સુણો. ૩
કળીજુગમાં જાગતી જોત અંબા, વેદ પુરાણે પ્રમાણી;

## રાગ યમન કલ્યાણ.

શ્વેત ચાંદની માંહે શ્વેત બીછાંનાં શ્વેદ ગાદી શ્વેત તકીયા. શ્વેત.
શ્વેત અંગ સુભ વરણ શ્વેત હીરાનાં આભરણ શ્વેત સુંદર પાંગરણ;
શ્વેત મઇ થઇ બેઠાં બહુચરમાત શ્વેતા સામાન્ય સુરકીયા. શ્વેત.
શ્વેત જાએ જુઇનાં હાર શ્વેત તન ધન સાર,
શ્વેત સોભાનો ન પાર શ્વેત સખી શ્વકીયા;
આદ્ય ગીરી શ્વેત વાળી શ્વેત નજરે નિહાળી,
શ્વેત કીધ્રા શ્યામ ટાળી શ્વેત યશ વલ્લભ કીયા. શ્વેત.

## રાગ યમન કલ્યાણ.

હું તો ચરણ કમળનો ચેરો, હું સમરૂં સાંજ સવેરો. હુંતો. ૧
ઘર થકી ઘોળા ગઢવાળી બાળી પાળી પોખીને ઉછેરો, હુંતો ૨
ચરણ પ્રતાપ તાપ ત્રય કાપી આપી યશ આયુશ સુબેરો;
વલ્લભવર વખુવલ્યો બહુંચર ગુણગાએ મલ્યો યરા,
જગતે સાંભળ્યો રળ્યો સફલ ફળ્યો ફેરો. હુંતો. ૩

## રાગ યમન કલ્યાણ.

માની સકળ સુરદાની અકળ વરસાંની સમરતે એ ભવાંની. માની. ૧
છાનીન ત્રયપુર ધ્યાની મુની નર જ્ઞાની હરીહર અકથ કહાની. માની. ૨
પાની સુધ્રા રસ આંની આનંદ તરઠાંની અપરપર નિપટ સયાંની;
તાંની અચર સ્થાની ગોખ આચર બાનીએ બહુચર વશ વલ્લભાની. ૩

## રાગ હમીર કલ્યાણ તાલ ચોતાળો.

સકલસુખ કારણહો બહુચરમાત ભરણ પોપણ હરણ વિકટ સંકટ. સકલ.
સુરનર સંસારં સાખી રાજકુમારીની લાજ રાખીએ મન થાએ;
આઈ પાખી આ અવ્યની મધ્ય નર કીધો નારી તણો ઘટ. સકલ.
આપે પદારથ ચાર થાપે શિરપર વાર કાંપે અઘ અપાર પાળેપત્ય પ્રગટ.
શકત સાથે સાચું હશે તો એ કહ્યું તે થશે જુઠ જનમાંથી,
જશે કરજોડી કહે વલ્લભ ભટ. સકલ.

મહેર કરો મોતી કહે મુજ પર, આપો અવીચળ વાણી. સુણો. ૪

## રાગ ગોડી.

માજી બહુચર બ્રંહ્મ સ્વરૂપી રાયા, માજી મેરૂ શીખર મહંમાયા. માજી. ટેક.
અવ્યકત અક્ષર અજ. અવીનાસી ત્રીગુણ માજી તે જાયા;
મહાકાળી મહાલક્ષ્મી સરસ્વતી ત્રણ લોકમાં તે છાયા. માજી. ૧
પંચતત્વ પચીસ ઉપજાવે પડ ઉરમી તારી માયા;
મન બુદ્ધિ ચિત અહંકારે ચૈતન શકિત ધરી કાયા. માજી. ૨
સ્થુલ સુક્ષ્મ કારણ મહા કારણ, કૈવલ્યમાં પદ પાયા;
જાગ્રત સ્વપ્ન સુસુપ્તિ તુરિયા, તેથી પરીબ્રંહ્મ પાયા. માજી. ૩
અકલ સ્વરૂપી અરૂપી મહંમાયા, જ્યોતિ રૂપે ગોખ ઠરાયા;
જ્ઞાનિ ધ્યાનિ વલ્લભાને ચરણે બ્રંહ્મ ભવાનીએ ગાયા. માજી. ૪

## રાગ ગોડી.

મંગલ આપ બહુચર માતા, મંગલ ખુંટ ચાર સચરાચર;
મંગલ ખુંટ ચાર સચરાચર, મંગલ ચારૂ ચાર ફલ દાતા. મંગલ ૧
મંગલ આદ્ય મધ્ય અવસાંનક, જાયે ધાયે વીશ્નુ ભવ ધાતા;
મંગલ ઊદીત મુદીત મનભર કરય, હરી વલ્લભ પાએ સુખ સાતા. મંગલ. ૨

## રાગ ગોડી.

શ્રીબહુચરાજી મનસાની દાતા, બહુતું સમર્યાં સુખ સ્યાતા. મા બહુ. ૧
આદ્ય અનાદ્ય અધાદ્ય એ ઇશ્વરી, વીશ્વંભરી વીશ્વની માતા. મા બહુ ૨
સુરે સુરેસ્ય શ્રીપત્ય મહેસ્ય નિત્ય ધ્યાન ધરે તારૂ ધાતા;
વલ્લભ તે જન યુગ જીતે મન મન્ય શુધ્ધે, ગુણ તારા ગાતા. મા બહુ. ૩

## રાગ ગોડી.

મંગલ બહુચરમાત ભવાંની, મંગલ ચાચર ગોખ બીરાજે;
મંગલ જગબંદન જગ જાની. મંગલ. ૧
મંગલ આદ્ય ગોખ માંનસર, વાચ્ય કુંડકી અકથ કહાની. મંગલ. ૨
મંગલ હરી વલ્લભ દુમતમચર મંગલ જે પરસે નીત પ્રાણી. મંગલ. ૩

## રાગ યમન કલ્યાણ.

શ્વેત ચાંદની માંહે શ્વેત બીછાંનાં શ્વેદ ગાદી શ્વેત તકીયા. શ્વેત.
શ્વેત અંગ સુભ વરણ શ્વેત હીરાનાં આભરણ શ્વેત સુંદર પાંગરણ;
શ્વેત મઇ થઇ બેઠાં બહુચરમાત શ્વેતા સામાન્ય સુરકીયા. શ્વેત.
શ્વેત જાએ જુઇનાં હાર શ્વેત તન ધન સાર,
શ્વેત સોભાનો ન પાર શ્વેત સખી શ્વકીયા;
આદ્ય ગીરી શ્વેત વાળી શ્વેત નજરે નિહાળી,
શ્વેત કીધા શ્યામ ટાળી શ્વેત યશ વલ્લભ કીયા. શ્વેત.

## રાગ યમન કલ્યાણ.

હું તો ચરણ કમળનો ચેરો, હું સમરૂં સાંજ સવેરો. હુંતો. ૧
ઘર થકી ધોળા ગઢવાળી બાળી પાળી પોખીને ઉછેરો, હુંતો ૨
ચરણ પ્રતાપ તાપ ત્રય કાપી આપી યશ આયુશ યુબેરો;
વલ્લભવર વખુવલ્યો બહુંચર ગુણગાએ મલ્યો યશ,
જગતે સાંભળ્યો રળ્યો સફલ ફળ્યો ફેરો. હુંતો. ૩

## રાગ યમન કલ્યાણ.

માની સકળ સુરદાની અકળ વરસાંની સમરતે એ ભવાંની. માની. ૧
છાનીન ત્રયપુર ધ્યાની મુની નર જ્ઞાની હરીહર અકથ કહાની. માની. ૨
પાની સૂધા રસ આંની આનંદ તરઠાંની અપરપર નિપટ સયાંની;
તાંની અચર સ્થાની ગોખ આચર બાનીએ બહુચર યશ વલ્લભાની. ૩

## રાગ હમીર કલ્યાણ તાલ ચોતાળો.

સકલસુખ કારણહો બહુચરમાત ભરણ પોપણ હરણ વિકટ સંકટ. સકલ.
સુરનર સંસારં સાખી રાજકુમારીની લાજ રાખીએ મન થાએ;
આઈ પાખી આ અવ્યની મધ્ય નર કીધો નારી તણો ઘટ. સકલ.
આપે પદારથ ચાર થાપે શિરપર વાર કાંપે અઘ અપાર પાળેપત્ય પ્રગટ.
શકત સાથે સાચું હશે તો એ કહ્યું તે થશે જુઠ જનમાંથી,
જશે કરજોડી કહે વલ્લભ ભટ. સકલ.

## રાગ હમીર કલ્યાણ.

બરદનીભાનહો બહુચરમાત વિશ્વ વિખ્યાત વાત જાત જન જાણે. બર.
કળીમાં ચંડી કુમાર આદ્ય મુગો અવતાર કરૂણા કરી અપાર,
ભાટ કુવેરને રસના વશી તે કવી પ્રમાણે. બરદની.
વળીતેશું શું વખાણું નજરેદીઠું કહેવાણું પુરશરતમેપ્રમાણું કહ્યું ગ્રંથગાણે
વલ્લભ કહે જુઓ જઈ આરાધી ઉઠાડયા કઇ;
દ્રવીથી દોલત થઇ એમ વદે વેદ પુરાણે. બરદની.

## રાગ કલ્યાણ તાલ સુરફાગ.

અરે મૂઢ મન કરલે સાધન, ધરી ભાવ દ્રઢ ત્રીપુરા ભજરે. ટેક,
સનકાદીકસુ સુકદેવ અખંડલ વંદત જાકી ચરણ રજરે. અરે મૂઢ. ૧
નારદ સરદ શેષ ગુન ગાવત, ધરત ધ્યાન સદા અજરે;
કહે સાંકલેશ્વર ભજી જગદંબા અભીમાન કુવાસના તજરે. અરે મૂઢ. ૨

## રાગ યમન કલ્યાણ.

બહુચર હમારે ભરૂસો છે ભારે. બહુ ટેક.
અધમ ઓધારે મા દોષ નીવારે, દયા લાવીને ઉગારે, બહુ. ૧
શત્રુ સંહારે કીરતી વધારે, સર્વે કાર્ય સુધારે. બહુ. ૨
એવી દીલદારે, નહી આ સંસારે, પોતાનો જાણી તારે. બહુ. ૩
આઈ ખેલ ન્યારે વેદમાં ઉચ્ચારે, દામોદરની ચઢો વાહારે. બહુ. ૪

## રાગ કલ્યાણ.

હો મૈયા મોરીરે તોરી છબી પરવારી, વારી જાઉ વારી;
તીહારી છબ ન્યારી ન્યારી, નીહારી બાળ કીસોરી. મૈયા.
જાની મૈયા માની, સેવે જુઆની બાની, ભવાંની તારે ભવભોરી મૈયા.
આઈ ચીત ચાઈ, દામોદર શીરનાઈ, ના ધ્યાઇ વાકી મતી થોરી;
મૈયા મોરીરે તોરી છબીપર વારી મૈયા મોરીરે;
ધ્યાનમાં ધારીએરે હો મહા માયા મુરતી. મૈયા.

ધ્યાનમાં ધારીએ, તન મન વારીએ, આઈ ચરણે,
ચિત ઠારીએ હો મહા માયા મુરતી; ધ્યાનમાં.
બાળારૂપે બીરાજે માજી, જયજય સબ ઉચ્ચારીયે હો મહા માયામુરતી;
ધ્યાનમાં.
માનસીક માહા પૂજા કરીને,
આનંદે આરતી ઉતારીએ હો મહા માયા મુરતી; ધ્યાનમાં.
ગીરધરલાલ ઊલટ ઊર આણી, નીશદીન સ્વરૂપ સંભારીએ;
હો મહા માયા મુરતી ધ્યાનમાં ધારીએ હો મહા માયા.

## રાગ કલ્યાણ.

અકલીત માયા રે હો આનંદ આઇ, અકલીત. ટેક. ૧
અકલીતમાયા સુરનર વાહાયા મુનીવર, પાર ન પાયારે હો આનંદા આઈ;
સચરાચરવ્યાપીકસણુખનપુરી,જળ સ્થળ તરૂત્રણછાયારે હો આનંદાઆઈ.
ઇંદ્રાદિકને અનુભવ નાહી, વિધિ હરીહર ભરમાયા હો આનંદા આઈ.
ગીરધરલાલ તણે શીર છાજો, માત તાત ત્રીપુરાયારે. હો આનંદા આઇ.

## રાગ કલ્યાણ.

ગફ્લત મે મનુવા નહી રહેના, હરવખ્ત મૈયા મુખસે કહેના. ગફ્લત. ટેક.
આજુ કાલુકી ખબર ન જાને, કાલ પીરે સીર ધરી ફેના; ગફ્લત. ૧
પંચમા ભુતકા દેહ બનાયા, કાળ ડસે ફીર જીવેના; ૨
કાયા માયા તેરે સંગ ન આવે, સુક્રીતકો કછુ કર લેના; ગફ્લત. ૩
આસા ઉમેદમેં જો નહી રેહેના, એ જુઠા ફંદ માયા મેના; ગફ્લત. ૪
કર્મ સંજોગે મીલે સહોદર, ટુટે સંબંધ રૂવે નેનાં; ગફ્લત. ૫
સુખ દુઃખ જો કરણી વત હોયે, દોપ કીસીકુ નહીં દેના; ગફ્લત. ૬
કહન દામોદર સબ દુઃખદાઈ, સાચી સગાઇ આઇ રટ રસના; ગફ્લત. ૭

## રાગ હમીર કલ્યાણ જોટો.

ચાલો બહુચરનું દર્શન કરવા આ જન્મ મરણનુ દુઃખ હરવા; ચાલો. ટેક.
એ છે ઉદભવ સ્થીતી લયની કરતા, સેવક જનનાં દુઃખડાં હરતા; ચાલો. ૧
માજી આર્યધર્મ કામ મોક્ષદાતા, આપી સેવકને કરે સુખ સાતા. ચાલો. ૨
એવી ગોખે દયાળી બીરાજે છે, દાસ દયા જાણી નીવાજે છે; ચાલો. ૩

જુવો બાળ સ્વરૂપ આનંદકારી, દામોદર કે જાઉ બલીહારી; ચાલો. ૪

## રાગ ચમન કલ્યાણ.

અરે જન બહુચરમા જઇ આવોરે, અરેજન સમજુ મન સમજાવોરે; અરેજન.
માસ એક દીન દસ રહેતા, રહેવું દસ માસ ગમાવોરે, અરે જન.
નીરખી ગોખ રહો સ્યોખ જ્યોખમાં, આનંદ ઉરમાં સમાવોરે;
ભુતલ ભુર ભલા થઇ જ્યુગમાં વલ્લભ ભકત કહાવોરે;
ચારે જન બહુચરમાં જઇ આવોરે. ૩



## રાગ ગુજરી કેરબો.

સાચી મનુવા સમરલે ભવાની મા ભોળી! ભવાની,
ભય છુટે લેતાં નામ સુખ પાયો લેતાં નામ, સાચી. મા ભોળી ભવાની. ૧
માત પીતા સબે સુખ તંગી, આખર બખત ન આવે કોઉ કામ; સાચી. ૨
કાચી કાયા કાચકો કુપો, ફુટજાયગો તમ મન મામ; સાચી. ૩
સાંકલેશ્વર દાસકી મૈયા, સબ લોકન કે બીસરામ; સાચી. ૪



## રાગ ઝંઝોટી

બહુચર બાળી ભોળી હો, સલખનપુરી આરાસુર વશિયાં;
દરશન કરી દુઃખ દુર ખસીયાં, બહુ ટેક.
શ્વેત ગિરિથી સકળ શીરોમણી, અકળ કયા ત્રીપુરાં ધશીયાં; બહુ. ૧
યદુરામ દાસ ચરણ ચીત લાગ્યું, જસ કંચન કસણી કશીયાં. બહુ. ૨



## રાગ જંગણો.

નવ દુરગા મીલી ખેલન આઇ, સલખનપુરી જાહોં બહુચરબાઇ; નવ ટેક.
આદ્યશક્તિ અંબે યોગમાયા, કાળી તુળજા અરૂ કુમુદાઇ; નવ. ૧
ગાયત્રી મહાલક્ષ્મી સરસ્વતી, હીંગોળી જ્વાળા કાત્યાઇ; નવ. ૨
બ્રહ્માંણી રૂદ્રાણી વૈષ્ણવી, ઇંદ્રાની આદ્ય લીયે સંગે આઇ; નવ. ૩
રથ તે ઉતરી ગયે મંડપમેં, ઉઠે આપ આનંદકી અધીકાઇ; નવ. ૪

આદરદાન દીયો બહુ બાળા, એકએક સન ભેટત ધાઇ; નવ. ૫
આવાહન આસંન અરૂ અર્ગદે, ધુપ દીપ નૈવેદ ધરાઈ; નવ. ૬
મધુર મધુ પીયે પાન પાત્ર કર, હાસ્ય વિનોદ કરત હરખાઇ. નવ. ૭
આસપાસ સબ દાસી સેવા કરે, ચદુરામદાસે બીરી બનાઇ;
નવદુર્ગા મીલી ખેલન આઇ, સનખલપુરી જહાં બહુચરબાઇ. નવ. ૮

## રાગ જંગલો જોટો.

માત ખેલે નવ દીન માતી, ભાવ ભેદ ગુન સુ બહુ ભાતી; માત. ૧
ચાચર ફીરત કરત અલાપી, આપ કે છંદ અનુપમ ગાતી, માત. ૨
તાન તાલ ગતી લેત માનશું, એક એક કર અગનીત જાતી; માત. ૩
લેત હંબોડા ફુદડી હોડશું, જેય શું જોડ હરખ હુલ સાતી. માત. ૪
ખાંતશું ખેની ત્રમ થયાં ત્રીપુરા, શકત વડે તે જકત રંગરાતી; માત. ૫
કુસુમ વરષી સુર જેજે ઉદે કહી, ચદુરામ કહે ધનધન નવરાત્રી. માત. ૬

## રાગ જંગલો જોડો.

પુષ્પમંડપ પરમેશ્વરીરાજત, દર્શન કરી ભવ ભય દુઃખ ભાજત. પુષ્પ. ટેક.
કામ કસુમ કળી ચુન ચુન કરસેં, રચી મંડળી અધીક સમાજત; પુ. ૧
કેતકી કમળ માલતી મોગરો, કુંદમંદાર જુઇ પારીજાતક; પુ. ૨
અશ્વીન શુકલપક્ષ શુભ મંગળ, પંચદક્ષા તીથી તુમ પ્રીય લાગત; પુ. ૩
તા મધ્યે અષ્ટમી નવમી ચતુરદશી, શર્દપુર્ણિમા સબ શીરછાજત પુ. ૪
પંદર દીન પુજે મા પ્રેમશું, તા જનકો જુગ જુગે જસ બાસત. પુ. ૫
જહાં જીન રાચ્યું તહાં તીન સાચું, ચદુરામદાસ ગોખ ગુણ ગાજત. પુ. ૬

## રાગ જંગલો જોટો.

આજ બહુચરી બહુ છબી પાવત, નીરખત સુરમુની શીશ નમાવત;
આજ, ટેક.
વિધી પુજા કરે વિવિધ્ય ભાતશું, અંગઅંગ રચી આંગી બનાવત; આજ. ૨
ચરણ ચોળી સોરંગ ચુંદડી, અરૂણ ચરણ કર જુત જનું જાવત; આજ. ૩
મનીગનરચીતખચીત ભુષણ સબ, ભગવતી જસ હરીહર મનભાવત આ. ૪
ઈંદ્રાદિક કરે અરજ નીરંતર, નાચે અપ્સરા બાજા બજાવત; આજ. ૫

આઇની અગમગતી વેદ ન વરની, ચદુરામ દાસ યથા મતીગાવત. આજ. ૬

## રાગ જંગલો.

તું તો અધમ ઓધારણી રે માતા તું તો, અધમ; ટેક.
ઓંકારણી આરાસુરી અંબા, તારણી હરી હર ધાતા. તું તો. ૧
પંચ તત્વમાં પ્રથિવ રૂપે મનવાંચિત ફલ દાતા; તું તો. ૨
ચદુરામ બળાત્રીપુરા માહાત્મ, માર્કંડમુની ગાતા; તું તો. ૪

## રાગ જંગલો જોટો.

આપે રાસ વિલાસનીરે રામા તુ તો આપે, ટેક.
રાધીકા રૂપે રંગે રસીલી, સંગે સખી બહુ શ્યામા; આપે. ૧
વિષ્ણુ વશ થઇ વેણું વજાવે, રટત નીરંતર નામા; આપે. ૨
ચદુરામ દાસને આસ અધીક છે, સેવું ચરણ સુખ ધામા. આપે. ૩

## રાગ જંગલો

હમારાં દુઃખ દુર ગયાં, તેતો બહુચર કાળી પ્રતાપ. ટેક.
એવિચળ ઓથ્ય છે અલબેલીની, હાંરે મારે ટળ્યાં ત્રીવિધીનાતાપ; હમારાં. ૧
દેવીભકત દુનિયામાં કહેવાણો, હાંરે માયે મ્હોટા કરોધણો માપ હમારાં. ૨
શકિત વિના સિદ્ધિ નવ પામે, હાંરે બીજા કોટી કરોને પલાપ હમારાં. ૩
ચદુરામ તો જનુની વડેજીવે, હાંરે મારે બાળામુકુંદ માનેબાપ. હમારાં. ૪

## રાગ જંગલો ઉપર પ્રમાણે.

જેને જગદંબ ધણી, તે ન કરે અવરની આશ; ટેક.
દુઃખ દારિદ્ર તેનું દુર થયું છે, હાંરે મારે પારસ લાધ્યો પાસ; જેને. ૧
રૂપ મેલી મહા રૂપે મળીયો, હાંરે જ્યમ ઘટાકાશ આકાશ; જેને ૨
તરત પીડા તે પ્રાણી ન પામે, હાંરે જેને મીઠો મહેરાંમણ વાસ. જેને. ૩
જગત શિરોમણી શકત સદા છે, હાંરે ગુણ ગાયે ચદુરામ દાસ; જેને ૪

## રાગ જંગલો

કૃપાનીધાનકી આઇ અંબામા કાહાવેરી,
પૃથ્વી તારણ સર્વ ગીરીવર ગીરજા, માને સુરપતી ધ્યાવેરી. કૃપા. ૧

દક્ષણમાં દેવી તુળજાભવાની, મહાકાળી પાવેરી; કૃપા. ૨
પીઠ પુજન આધાર શક્તીનો, માને વેદ વખાણેરી; કૃપા. ૩
યદુરાંમદાસે નીરખી નારાયણી, ન્યાળુ નજરે ન આવેરી; કૃપા. ૪

## રાગ જંગલો ઉપર પ્રમાણે.

ભવ ભય નાશની ભજો ભગવતી ભાવેરી; ટેક.
અવર નારી નર નીર વલોવેમા, હાંહાંરે તેથી નવનીધ્ર નાવેરી; ભવ. ૧
રાંક રાતં દીન રેતી પીલે છે, તેથી તેલ ન પાવેરી; ભવ ભય. ૨
જોગમાયા વિના જુગ સહુ સુનો, અંત્યે અરથ ન આવેરી; ભવ ભય. ૩
નિત્ય તારણ સરવે ગીરીવર ગીરજા, ન્યાળુ નજરે ન આવેરી; ભવ ભય. ૪
યદુરાંમદાસના અંતરમાં ઈશ્વરી, વાંણી થઈને બતાવેરી. ભવ ભય. ૫

## રાગ જંગલો.

બહુચર બાઈને ભજને, તું મન મોરારે; બહુચર. ટેક.
સનખલપુરી સાહેબને સેવતાં, વિધન કરે તેને તજને; તું મન. બહુ. ૧
આઈકૃપા વિના એળે આયુ ગઈ, ટેવ પડી જ્યમ ગજને; તું મન. બહુ. ૨
હરિ હર ભવ આરાધે નિશદિન, શ્રી ભગવતી પદ રજને; તું મન. બહુ. ૩
યદુરાંમ દાસ પરમપદ મળવા, સુભ આચરણ સર્વ સજને; તું મન. બહુ. ૪

## રાગ જંગલો ઉપર પ્રમાણે.

માત સુનો મોરી અરજી, અંબે આરાસુરી હો; માત. ટેક.
સુર નર તારણ અસુરકુ મારણ, જગત ઉધ્ધારણ સરજી; અંબે. ૧
પરમારથ સ્વારથ નહી સમજે, શકત શેવે સર્વ ગરજી; અંબે, ૨
મૃગ ત્રષ્યા જલ ધાવે ચહુ દીશી, આગે અમૃત દ્રહ બરજી; અંબે. ૩
યદુરામ હું આશ ચરણકી, કરીએ કૃપા શુભ મરજી; અંબેઆરાસુરી હો. ૪

## રાગ જંગલો ઉપર પ્રમાણે.

ત્રીપુરેનો મંત્ર જાપે ભવ તરેહો, ત્રીપુરે. ટેક.
જુગત કરી જપતાં જોગ માયા, મનવાંછિત ફ્લ આપે નવનિધ્ય ભરેહો; ત્રી.૧
શીશ થયો જે સનખલપુરીનો, ધ્રુઅવિચળ કરી થાપે સહુ કાજ સરેહો; ત્રી.૨

યદુરામદાસ દેવી દરશનથી, દુઃખદાળીદ્ર સર્વ કાપે મા મેહેર કરે હો; ત્રી૩

## રાગ જંગલો ઉપર પ્રમાણે.

ગાયત્રીના ગુણ ગાયા મા બરદ સુની હો. ટેક.
વાત વખાણી માત ન જાણી, વાણી વેદજીને ગાયા; મા બરદ. ૧
પંચ શીખા પટ કુક્ષિ ત્રિપદ, અનંત બ્રંહ્માંડ ઉપાયા; મા બરદ. ૨
વિશ્વામિત્ર વશિષ્ટ અઠયાસી, સહસ્ર ધ્યાન ધરી ધાયા; મા બરદ, ૩
યદુરામ દાસની સબ દુખ નાશની, જનની છો જોગમાયા; મા બરદ. ૪

## રાગ જંગલો.

મે સરન આયો બહુચર બાઇરિ, સાહ કરો સલખનપુરી; મે સરન. ટેક.
સર્વ કુટુંબ મોયે હોતમ ત્રીપુરે, માત પીતા ભગની ભાઇરે; સાહ. ૧
ભવસાગરમાં બુડતાં બાળા, આઈ ઉગારશો મુજ બાંહી સાહીરે; સાહ. ૨
જપ તપ સાધંન આરાધન, મંત્ર યંત્ર ન જાણું કાંઈ રે; સાહ. ૩
કષ્ટ નીવારણી માત કૃપાળી, દલસુખ કે દીલ ભાઇ ગાઈરે; સાહ. ૪

## રાગ કાફી.

એ દુખ મેરો હરોરે અલબેલી અંબા, એ દુખ મેરો હરો રે; ટેક.
ધુપદીપ નૈવેદ આરતી, ચંદન પુષ્પ ધરોરે અલબેલી અંબા એ દુખ.
કામ ક્રોધ મદ લોભહી નીંદ્રા મમતાકુ દુર કરોરે અલબેલી અંબા એ દુખ.
ખડગને ત્રીશુલ કરમાં લેઇને દુષ્ટોને દુર કરોરે અલબેલી અંબા એ દુખ.
વલ્લભ ધોળા વીનતી કરે મા સેવક સાહ કરો રે, અલબેલી અંબા દુખ.
શ્રી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી

## રાગ કાફી.

બહુચર બાળીરે દીન તણી દાતા, આપે દીવાળીરે વેદ તણી માતા ટેક,
બહુ આંધળાંને આંખો આપી બેહેરાં સાંભળે કાંન,
જેહેની પુરષમાં ગણુતી નહોતી, તે પાંમ્યા બહુ માન;
કોડીઆ અંગેરે, તે થયા રંગ રાતા. બહુ. ૧
અનેક નિર્ધન લક્ષ્મી પાંમ્યા, વાંઝીયાને થયા પુત્ર,
અનેક વાંઢાને સીઓ પરણાવી, રાખ્યા છે ઘરસુત્ર;

દુખીયા જાણીરે, કરી તેને સુખ શાતા. બહુ. ૨
કલ્પ વ્રક્ષછો કળજુગમાંહી, શેવે તેને સુખ થાય;
ઊદ્યમ આળશે જે નર ભુલ્યા, એળે જન્મ તેનો જાય;
અમૃત મુકીનેરે, તે નર વીખ ખાતા. બહુ. ૩
ગોખે ગરીબ અનેક નીવાજે, વદે, વેદપુરાંણ;
સચરાંચરમાં સરખી નીરખી, પરચો પ્રગટ પ્રમાંણ;
દાસ ચંદુરાંમરે નીશદીન ગુણ ગાતા. બહુ. ૪

## રાગ કાફી.

ત્રીપુરે ભજે તો તરે, અવરથી રાચે નહી મન ત્રીપુરે. ટેક.
પ્રથ્વીરૂપે માહાકાળીવિના, બેસે ઊઠે કયાં ફરે. અવરથી. ૧
લક્ષ્મીવીના કાંઈ અરથ ન સરીયો, ઊદ્યમ કયાંથી કરે. અવરથી. ૨
સ્વરસ્વતિ વિના સિદ્ધિ ન પામે, બુદ્ધિથી ઊદર ભરે. અવરથી. ૩
ચંદુરાંમદાસ એવું જાણી મા, તન મન ચરણે ધરે. અવરથી. ૪

## રાગ કાફી.

બ્રંહાંણી તુ ભરપુર, વિશ્વમાં વ્યાપિ રહીમા. બ્રંહાંણી. ટેક.
સૌભાગ્ય ભાગ્ય ઊદે જ્યાંહાં દેખું, સઘળે નારાયણીનું નુર. વિશ્વમાં. ૧
ત્રણ દેવને ત્રીપુરા વરીયાં, આદ્યથી ધરીયાં ઊર. વિશ્વમાં. ૨
સ્ત્રી દ્રવ્યનું રૂપ જોઇને, છનમાં છળી ગયા સુર વિશ્વમાં. ૩
જન્મથી રાંક દલિદ્ર કેહેવાયો, દેવિ પ્રસાદથી દુર વિશ્વમાં. ૪
ચંદુરાંમ દાસે સરખી નીરખી તે રહે સદાએ હજુર. વિશ્વમાં. ૫

## રાગ કાફી જંગલો.

પ્રેમે જોયાં પુરણ સુખદાઇરે, બીરદાળી બહુચરબાઇ ટેક.
પ્રસન્ન વદન નીરખી મન અટકયું, લટકો દેખી સવાઇરે. બીરદાળી. ૧
વર્ણ ઊજ્વળ વપુ માધુરી મુરત, સુરત હ્રદેમાં લખાઇરે. બીરદાળી. ૨
કહે સાંકલેશ્વર ભેદ ન લાધે, ગાઊ શું ગુણ અધીકાઇરે. બીરદાળી. ૩

## રાગ કાફી જંગલો.

સેવો ભાવ ધરીને આઇરે, મતબાલી ત્રીભુવન રાઈ. ટેક.

આળસમાં કયાં એળે ગમાવો, દુલ્લભ નર તનું પાઇરે. મતબાલી. ૧
ભાવે કુભાવે ભજંતાં ભવાની, રાંખે લાજ સવાઇરે. મતબાલી. ૨
સાંકલેશ્વર તુજ દાસ ચરણ રજ, જાણી લ્યોને નીભાઇરે. મતબાલી. ૩

## રાગ કાફી જંગલો.

અંત્યે બેલી વીના કોણ માઇરે, મન જુવો વીચારી ભાઇરે. ટેક.
મંત્ર યંત્ર જપ તપનું સાધન, આદી કારણ મહમાઇરે. મન. ૧
માત કૃપાવીના અવર ઉપાસી, કુણ તર્યો જુગ જાઇરે. મન. ૨
કહે સાંકલેશ્વર ત્રીપુરા સેવી, પાંમ્યા ઇશ્વર તાઇરે. મન. ૩

## રાગ કાફી જંગલો

શ્રી સલખનપુર રાઇરે, આજ ભેટયાં પ્રેમ ભરાઈ. ટેક.
જોયાં જુગત જનેતાને જુગતે, તન મન શુધ બીસરાઇરે. આજ. ૧
મહેર કરી મુજ મંદીર પધાર્યાં, દાસને આપી વડાઇરે. આજ. ૨
કહે સાંકલેશ્વર દીન જાણી ભવ, પાર કરો કર સાઇરે. આજ. ૩

## રાગ કાફી.

આસરો તારો કીજે જે કૃપાદીન થઈ મા,
વીનતિ કરૂ લ્યોને મુજરો મારો. આસરો. ૧
કીજે કૃપાળ સંભાળ બાળપર, હરતાં ફરતાં વારો;
વલ્લભ દુર્લભતો પાંમે મા સેહેજે સંભારો. આસરો. ૨

## રાગ કાફી.

આપથી આપો મુને શાંને સંતાપો. ટેક.
ઘો દેદાર મા વાર કશો કરો, સંકટ બધ કાપો. આપથી. ૧
રાખો લાજ આજ આવી કરી પોતાનો કરી થાપો;
વલ્લભ દુર્લભ દુર કરો મા, માઈ તુ માબાપો.

## રાગ કાફી.

આપસો તે જાણું તેતો પુરાપુર્વે પ્રમાણું. આપશો. ટેક.
દેવી દાતા કરણ સુખ સાતા, વેદે બીરદે વખાંણ્યુ; આપ. ૧

કંઇ કંગાલ હતા તેને ન્યાલ કર્યા મા, તેનું નિમત્ય મનમાં નાંણ્યું;
કે વલ્લભ મારી વેળા આવવું કયમ તાંણ્યું. આપશો.

## રાગ કાફી.

આપશો તે તમો સાંને માગું અમે. ટેક.
લાડુ લાડપાડ તુજ ઉપર, ખુંધા સર્વ ખમે. આપશો. ૨
ભ્રાંત ન ભાગી ભાવ ન ઉપન્યો, દેવા દેવ ભમે;
કહે વલ્લભ સલખનપુરી સાચી, ખાતે તે સુઝુ સમે. આપશો. ૩

## રાગ કાફી ત્રીતાળ.

સહજ કરણ ભવપાર. જુગમે જગત જનેતા; સહજ. ટેક.
નામ સમરતાં નવનિધિ આપી, અધમ કર્યા ઉદ્ધાર. જુગમે. ૧
પરમ દયાળ અભય વરદાયક, કરણ પરમ ઉપકાર;
સાંકલેશ્વર સ્વામીની સમ કો નહી, કહત નીગમ પોકાર. જુગમે. ૨

## રાગ કાફી જોટો,

કુણ કુટીલ મતી હીન, મોસમ,. ટેક.
સુનીએ બીનતી ત્રીભુવન જનની, તુમહો પાલન દીન. મોસમ;
નીર્દય લોભી ખલ અન્યાયી, પરદારા મન લીન;
સાંકલેશ્વર તુજ નામ આલંબન, તાતે કાહાયો પ્રબીન. મોસમ કુણ.

## રાગ કાફી જોટો.

કોટી દીવાકર ધામ, બહુચર છબી મન મોહન. ટેક.
ગૌર બદન અતી માધુરી સુરત, ત્રીભુવન જન અભીરામ. બહુચર. ૧
શ્વેતગીરીસે આપ પધારે, ભકત સુધારણ કામ;
પરમ પ્રેમ સાંકલેશ્વર ચાહત, તવપદ આઠુ જામ. બહુચર. ૨

## રાગ કાફી જોટો.

શરણે આવ્યો મે તીહારી, ત્રીપુરે અબ કહાં જાઊ; સરણે ટેક.
તુજ સેવા બસ સુર સબ ત્યાગે, કહુકો આગે પુકારી. ત્રીપુરે. ૧
અલગ કરૂણા મોપેન કીની, કોહો કુણ અગત્ય હમારી;

કહે સાંકલેશ્વર સુનીએ કૃપાનીધી, મોયે ભરૂસો તુજ ભારી. ત્રીપુરે. ૧

## રાગ કાફી

ત્રીપુરા રાખણ ટેક જુગમાં ત્રીપુરા રાખણ ટેક.
તારે તો માજી બહુ જન વળગ્યા, મારે તો તુ એક. જુગમે ૧
ધર્મધજા ધોળા ધઢવાળી, એમ ન કરીએ છેક; જુગમે ત્રીપુરા. ૨
કહે વલ્લભ હું તો કયાંય ન સમજું રાખણ સર્વ વિવેક,
જુગમે ત્રિપુરા ત્રીપુરા રાખણ ટેક. ૩

## રાગ કાફી.

સેવક સામું ભાળ્ય હો માજી સુખ કરવાને સેવક.
તું તારા બરદ સામું જોજે, કીંકર કરણી ન ન્યાલરે ચરણે ચીત ઠરવાને શે.
પોતાનો જાણીને પધારે,કુરકુટ બેસી માત રેદાસનાં દુઃખ હરવાને. શેવક.
અધમ ઉધારણ આળસ તજીને,આપજો સબળ આધારરે ભવસાગરતરવાને;
વહારે ચડવા વીસમ વેલાએ, આવજો આપો આપરે;
ગીરીધર કર ધરવાને, સેવક સામું. શ્રી.

## રાગ કાફી.

દરસન આપો દયાળ હો માજી દુઃખ ખોવાને. દરસન.
સમયનું સારે પ્રથકરૂપછો સંધ્યા ભોર બપોરરે, આતુર છું જોવાને. દરસન.
નયણાં ભરી ભરી નીરખતાં માને, હઇડે હાંસ અપારરે ચરણેચીતપ્રોવાને.દ.
અણમાગે આવો આપવાને, જનની આવે જેમરે; નીજ બાલક રોવાને.
બરદ પાસવા બાળારૂપે, હૃદયે કરજો નીવાસરે; ગીરીધર અઘ ખોવાને.
દરશન આપો દયાળ હો માજી દુઃખ ખોવાને. દરસન.

## રાગ કાફી.

બહુચરના ગુણ ગાવોરે આવો નહી આવે અવસર, બહુ. ટેક.
શકિતની ભકિત કરી મૂકીને પામો, સુધા સીંધુમાં નાહાવોરે. આવો. ૧
મનુસાદેહ મહા મોંઘો મળીયો, તે નીંદ્રામાં ગમાવોરે. આવો. ૨
અન્ય ઉપાસના અળગી કરીને, ભક્ત ભવાનીના થાઓરે. આવો ૩
કહે દલસુખ જમનો ભય ભાગે, શ્રીજીને શરણે જાઓરે. આવો. ૪

———(૦)———

## રાગ ખમોયચી.

ખમાખમારે શોભા ખુબ બની, ખુબ બની શોભા અજબ બનીછે; ખમા. ટેક.
ગરૂડે ચઢી ગાયત્રીજી આવ્યાં, પ્રેમે પધાર્યાં છે પારાભણી; ખમાખમા. ૧
કુંમકુંમ પગલાં ચાચર રાચે, મદમાતી મૂકે છે ઘણીરે; ખમાખમા. ૨
કોટી સુરજની કાંતિ ઝળકે, કીરણ પ્રકાશી છે તેજ તણીરે; ખમાખમા. ૩
અવિગત્ય ગત્યછે અલબેલીની, સકળદેવ શીર આપ મણીરે; ખમાખમા. ૪
ચદુરામદાસ તણે શીર રાજે, બળીયો ઇષ્ટ છે બાળા ધણીરે; ખમખમા. ૫

## રાગ ખમાયચી જોટો.

ઇંદ્રાણીરે હસ્તી બીરાજે છે રે બીરાજે છે, ઇંદ્રાણી. ટેક.
પીતવરણ પીતાંબર ભૂષણ, કુળીશા યુદ્ધ કર છાજે છે; ઇંદ્રાણીરે. ૧
અથર્વ વેદ ઉર દક્ષિણ વાહની, ઘંટ ઐરાવત ગાજે છે; ઇંદ્રાણીરે. ૨
ચદુરામદાસની મધ્ય નીશા સમે, સંધ્યા ગરીબ નીવાજે છે; ઇંદ્રાણીરે. ૩

## રાગ ખમાયચ ઠુંમરી.

જાઉ બલીહારી બહુચર બીરદાળી રે, જાઉ બલીહારી. ટેક.
જે જન મૈયા પાર આવે, દયા કરો છો દયાળી; જાઉ બલીહારી. ૧
જય જુગ જાઈ બહુચર બાઇ, સેવક જાણી લ્યો ઉગારી,
જનમો જનમ દુઃખ ટાળી ટાળી, જાઉ બલીહારી. ૨
દામોદરને આશ તીહારી, દરશન આપો મા દોષ નીવારી;
નીરખી નીરખી જાઉ વારી વારી, બલીહારી બહુચર. ૩

## રાગ ખમાચ ટપો.

ભવ પાર ઉતારી તાર, ભવ પાર; મતબાલી મૈયા, ભવ. ટેક.
દેદેદાર દયાળી અરજુદા, ટેંડી આશ કરી નમું સર્વદા;
દીન જાણી દયા આણી ટાળો આપદા, ભવ પાર. ૧
બુદ્ધિ બઢાવો માત સારદા, માફ કરો ગુન્હા હોયે કોટીદા;
દામોદર દાસ જાચે રાચો વર પ્રદા, ભવ ઉતારી તાર. ૨

## રાગ ખમાચ ઠુમરી.

બલીહારી વારી જાઉં રે, મોરી બાળી બહુચરા;
કરાંમત મે તીહારી ના લહુ, બુજુ ના જરા. બલી ટેક.
બ્રહ્મા સરીખા ભેદ ન પાયા, હરવખ્ત ગાયા ગુન હરીને હરા; બલી. ૧
દામોદર કરધર મહંમાયા, જકત તણી જાયાછોજી બાળા ત્રીપુરા; બલી. ૨

## રાગ ખમાચની મારૂ.

માને સે નવ રટે મુઢમતી માને સે નવ રટે, તારૂ આયુપ ઘડીઘડી ઘટે મુ.
જન્મ ધરી જનની નવ જોયાં, માન સરોવર ત્રટે;
સલખનપુરીનું સમરણ ન કર્યું, ખોયો વખત ખટપટે; મુઢમતી. ૧
જાય જુવાની જર જોડયામાં, તે જર જ્યુવતી જટે;
સુજે નહીં સ્મરણ કે કીરતન, પ્રપંચપણે વટવટે; મુઢમતી. ૨
માત તણું માહાત્મ છે મોટું, જાણી લ્યે ઝટપટે;
જેના ચરણ કમળ સેવ્યાથી, જમનાં કીંકર હટે; મુઢમતી. ૩
ભોળી બાળા ભાવે ભજતાં, કરમનાં બંધન કટે;
કહે ગીરધર બહુચરને સરણે, લક્ષ ચોર્યાસી મટે; મુઢમતી. ૪

## રાગ જોટો.

ભજ્ય ભોળી ભગવતી, ભાવથી ભજ્ય ભોળી ભગવતી;
જે થકી થાય સુખ સંપતી, ભાવથી ટેક.
સકલ વિશ્વ ઉપનાવ્યું એણે, અદભુત રચના અતી;
અમર સર્વથી આદ્ય અકળ છે ત્રીપુરા ત્રીભુવન પતી ભાવથી. ૧
ઈંદ્રાદિક આરાધે આઈને, જુવો શાસ્ત્ર સંમતી;
સરવાધાર સર્વમાં વ્યાપક, વદે વેદ શ્રુતી. ભાવથી. ૨
અઘના ઓઘ ટગે એક પલમાં, રોગ રહે નહી રતી;
જીવન મુકત કરે જુગદંબા, શરણ થાઓ શુભ મતી. ભાવથી; ૩
માત મહેરથી અગણીત ઉધર્યા, સીધ થઈ સદગતી;
બાળી બહુચર માને ચરણે, ગીરીધરની વીનતી;
ભાવથી ભજ ભોળી ભગવતી, જે થકી થાય સુખ સંપતી. ભાવથી. ૪

——(૦)——

## રાગ નટ તાલ ઝંપક.

બહુચર માતની પ્રાત સંધ્યા કરો સાત જોગણી નવરાત માતી;
રક્ત મલ્યાંબર રક્ત અંગભુષણ, રક્ત કર ડંડ ચંદન સોહાતી. બહુ. ૧
ગાયત્રી નામની બ્રંહરૂપી સદા ચાર મુખ ચાર ભુજ અષ્ટ નેનાં;
હંસ વાહન કરી રધવેદ ઊર ધરી, ગોત્ર સંખ્યા ચનપીક બેનાં; બહુ ૨
પુરવ શિખર સદા બ્રંહપુર વાસની સુર્યમંડળ પ્રકાશે બીરાજે;
ચદુરામદાસની આઈ જને જોખમાં, શોખમાં દેવ ગોખે ગાજે, બહુ. ૩

---

## રાગ કાહાનરો તાલ ચોતાળો.

તપત ગઈ તનની જપત જગત જનની; તપત.
સમરત સંક્ત ભકત મુક્તદાયક જકત જીવન નીજ જનમ નરંજન;
આશા પુરે જે અશનની. તપત.
જોતાં ચાચર ગોખ નિશદિન નિત્ય નિત્ય જોખ જન્મ જરા લગે;
જાણે જે મનની તે બહુચર માત આજમા માહારાજા ધિરાજ;
વલ્લભ નિરધનીયાને ધનની. તપત.

## રાગ કાંહાંનરો તાલ હોસેની.

જોવા મન મારૂ થયુ, સલખનપુરી સાહેબને; જોવા૦
રૂપ જોવા સુખ થઈ શાતા સુખ દુઃખ દલિદ્ર ગયું. જોવા૦
લેતાં નામે સર્યાં સર્વ કામે ભમે ચિત ન રહ્યું જોવા૦
ધન્ય તે પ્રાણી બહુચર ઊર આંણી વલ્લભ વાણી કહ્યું. જોવા૦

## રાગ કાનડી તાલ ચરચરી

ભજો બહુચરાજી ધરી ભાવ ભક્તિ,
સદા સેવકાં સુખકારી આદ્ય સકતી; ભજો ૧
સક્ત સકલ સંસારનું સુખ દુખ આપે,
કરે અધમ ઊધારે દુઃખ દંદ કાપે; ભજો. ૨
નીરખી ગોખ હરખી હાથ જોડી નમ્યો,
મળી ટોળી સરખી દ્વારય ગરબે રમ્યો; ભજો. ૩

પડયો પાય્ય વારંવાર પરમ પ્રીત્યે,
કરશે સાર સંસારમાં સકળ રીત્યે.
ધંરા ધ્યાન બાળી બહુચરાનું,
મહા કલ્યાણકારી જનમથી જરાનું;
અકલ સકલ વ્યાપીક વાસ વિશ્વ મધ્યે,
આધ અંત્ય સ્થાપીક સકત જકત બધ્યે;
અમર સમરતાં સાર કે વાર કીધી,
ધરી આપ અવનાર અતિ કિર્ત્ય લિધી;
દીર્ઘ દૈત્ય દલ રાખી દેહવટ વાલ્યું,
ભલી ભકત પ્રત્ય રાખી પ્રત્ય પણ પાળ્યું;
મહીસાસુર અસુર માહા સુભટ સબળા,
હણ્યાં સુંદીર ત્રીપુરે થઇ આપ અબળા;
રકતબીજ રણ રોળીને રૂધીર પીધું,
ચંડ મુંડ તન ચોળી સુભ કાજ કીધું; ભ
ધંધોળીઓ ધુમ્રલોચન ધાઈ,
અસુર માન મોચન મદમત્ત આઈ; ભ
શુંભ નિશુંભ સરખા દૈત્ય દહન કીધા,
હણ્યા હાથ્ય સેન્યા સહીત શરણ લીધા; ભજો
ધરે ધરણીધર તાહારૂ તે માતા,
સમરે પીઠ ઊધાન શિવ સકત ધાતા; ભજો.
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં વાસ પોતે,
બધે બહુચરા બાળ બળવંત જોતે; ભજો. ૧
ભલી ભકત પ્રતિપાળ ભુતળ વિખાણું,
કળીકાળમાં બહુચરા સત્ય જાણું; ભજો. ૧
સદા સેવો સનખલપુરી સકલ સાર,
વદે વાંણ્ય વલ્લભ હરી વારંવાર. ભજો. ૧૬

---

## રાગ અડાણો તાલ ચોતાળ.

અરે જન જાણે જો જીવશું જકતને જીતવું ચીતવ્યું કામ કરીશરે. અરે.
તો તો તું એક મંત્ર સાધ્ય સાધે મન્ય ધરય સમાધ્ય;
આધ ઇશ્વરી આરાધ્ય નિત્ય નામ શીશરે. અરે.
જીવત તંન મુક્ત કાયે પંડય પુજનીક થાયે;
સકલ સમૃધ્ય સંપદાયે નમે નર નરીશરે. અરે.
વલ્લભ કેહે એ ઉપાયે સકત્ય સેવે બહુચરાયે;
નીગમ નેતી નેતી ગાયે નામ્યે ઊધરીશરે. અરે.

## રાગ અડાણો તાલ ચોતાળ.

ભજ મન ભોળી ભવાંની માહા વરદાંની છાણી નહી નવખંડ. ભજ.
પતીત હુતા તે પાવન કીધા દુષ્ટ દૈત્યને દંડ દીધા;
અમર નર ઊગારી લીધા પ્રાક્રમે પ્રચંડ. ભજ મન.
જડ ચઇતન જકત વિશે શકત સંયુત વેદ લખે;
પરમેશ્વરિ અન પખે ભાલ્યું બ્રહ્માંડ.
તેત્રીપુરે ત્રીગુણ તાજી પ્રયત્ક્ષ પ્રગટ બહુચરાજી;
ભટ વલ્લભને નિવાજી પાવન કીધો પંડ ભજ મન.

## રાગ અડાણો.

સરણે આયેકી રાખો લાજ, ત્રીપુરે શરણે આયેકી રાખો લાજ. ટેક.
ભાવે કુભાવે મા તુજને સેવે, તેનાં સર્યાં સરવે કાજ ત્રીપુરે. ૧
વણીક વિમળસીને રાજ કરાવ્યાં, ગુંરૂ વાંણી કરી તાજ. ત્રીપુરે. ૨
કેહે ભટ વલ્લભ બેહુ કરજોડી માજી માહારાધીરાજ. ત્રીપુરે. ૩

## રાગ અડાણો.

મુજરો લેજો હમારો. ત્રીપુરે. ટેક.
સકત તે સાચુ અવર ન રાચુ, હું મુરખદાસ તમારો. ત્રીપુરે. ૧
આવી હું વળગ્યો કયમ થાઉ અળગો, પાલવ સાહ્યો તમારો. ત્રીપુરે. ૨
કેહે ભટવલ્લભ બેહુકર જોડી, પલકમાં પાર ઊતારો. ત્રીપુરે. ૨

---

પડચો પાગ્ય વારંવાર પરમ પ્રીત્યે,
કરશે સાર સંસારમાં સકળ રીત્યે. ભજો. ૪

ધરો ધ્યાન બાળી બહુચરાનું,
મહા કલ્યાણકારી જનમથી જરાનું; ભજો. ૫

અકલ સકલ વ્યાપીક વાસ વિશ્વ મધ્યે,
આદ્ય અંત્ય સ્થાપીક સકત જકત બધ્યે; ભજો. ૬

અમર સમરતાં સાર કે વાર કીધી,
ધરી આપ અવતાર અતિ કિર્ત્ય લિધી; ભજો. ૭

દીર્ઘ દૈત્ય દલ રાખી દેહવટ વાલ્યું,
ભલી ભકત પ્રત્ય રાખી પ્રત્ય પણ પાળ્યું; ભજો. ૮

મહીસાસુર અસુર માહા સુભટ સબળા,
હણ્યાં સુંદીર ત્રીપુરે થઇ આપ અબળા; ભજો. ૯

રકતબીજ રણ રોળીને રૂધીર પીધું,
ચંડ મુંડ તન ચોળી સુભ કાજ કીધું; ભજો. ૧૦

ધંધોળીઓ ધુમ્રલોચન ધાઈ,
અસુર માન મોચન મદમત્ત આઈ; ભજો. ૧૧

શુંભ નિશુંભ સરખા દૈત્ય દહન કીધા,
હણ્યા હાથ્ય સૈન્યા સહીત શરણ લીધા; ભજો. ૧૨

ધરે ધરણીધર તાહારૂ તે માતા,
સમરે પીઠ ઊધાન શિવ સકત ધાતા; ભજો. ૧૩

સ્વર્ગ મૃત્યુ પાતાળમાં વાસ પોતે,
બધે બહુચરા બાળ બળવંત જોતે; ભજો. ૧૪

ભલી ભકત પ્રતિપાળ ભુતળ વિખાણું,
કળીકાળમાં બહુચરા સત્ય જાણું; ભજો. ૧૫

સદા સેવો સનખલપુરી સકલ સાર,
વદે વાંણ્ય વલ્લભ હરી વારંવાર. ભજો. ૧૬

---

## રાગ અડાણો તાલ ચોતાળ.

અરે જન જાણે જે જીવશું જકતને જીતવું ચીતવ્યું કામ કરીશરે. અરે.
તો તો તું એક મંત્ર સાધ્ય સાધે મન્ય ધરય સમાધ્ય;
આદ્ય ઇશ્વરી આરાધ્ય નિત્ય નામ શીશરે. અરે.
જીવત તંન મુક્ત કાયે પંડય પુજનીક થાયે;
સકલ સ્મૃધ્ય સંપદાયે નમે નર નરીશરે. અરે.
વલ્લભ કેહે એ ઉપાયે સકત્ય સેવે બહુચરાયે;
નીગમ નેતી નેતી ગાયે નામ્યે ઊધરીશરે. અરે.

## રાગ અડાણો તાલ ચોતાળ.

ભજ મન ભોળી ભવાંની માહા વરદાંની છાણી નહી નવખંડ. ભજ.
પતીત હુતા તે પાવન કીધા દુષ્ટ દૈત્યને દંડ દીધા;
અમર નર ઊગારી લીધા પ્રાક્રમે પ્રચંડ. ભજ મન.
જડ ચઇતન જકત વિશે શકત સંયુત વેદ લખે;
પરમેશ્વરિ અન પખે ભાલ્યું બ્રહ્માંડ.
તેત્રીપુરે ત્રીગુણ તાજી પ્રયત્ક્ષ પ્રગટ બહુચરાજી;
ભટ વલ્લભને નિવાજી પાવન કીધો પંડ ભજ મન.

## રાગ અડાણો.

સરણે આયેકી રાખો લાજ, ત્રીપુરે શરણે આયેકી રાખો લાજ. ટેક.
ભાવે કુભાવે મા તુજને સેવે, તેનાં સર્યાં સરવે કાજ ત્રીપુરે. ૧
વણીક વિમળસીને રાજ કરાવ્યાં, ગુરૂ વાંણી કરી તાજ. ત્રીપુરે. ૨
કેહે ભટ વલ્લભ બેહુ કરજોડી માજી માહારાધીરાજ. ત્રીપુરે. ૩

## રાગ અડાણો.

મુજરો લેજો હમારો. ત્રીપુરે. ટેક.
સકત તે સાચુ અવર ન રાચુ. હું મુરખદાસ તમારો. ત્રીપુરે. ૧
આવી હું વળગ્યો ક્યમ થાઉં અળગો, પાલવ સાહ્યો તમારો. ત્રીપુરે. ૨
કેહે ભટવલ્લભ બેહુકર જોડી, પલકમાં પાર ઊતારો. ત્રીપુરે. ૨

## રાગ બીહાગ.

માતનું માહાત્મા ન જાણે મુઢમતી, માતનું માહાત્મ ન જાણે, ટેક.
પુરૂષના પેટમાં કોઈ ના પ્રગટયું, માયાને પુરૂપ વખાણે. મુઢ. ૧
નવમાસ જેણે ઉર ધરીઓરે, પય પાન પાઇને ઉછેર્યો,
ભીનેથી કોરે શયન કરાવ્યું, કોણ અનુગ્રહ તેરો. મુઢ મતી. ૨
માને ઊરથી વિષ્ણુ પ્રગટયા, રામકૃષ્ણ બળી ભુપ;
જંસોદા દેવકી કૌશલ્યા શુભ, પ્રસ્વી ગર્ભ અનુપ. મુઢ મતી. ૩
રૂકમાણી જાંબુવતી સતભામા, રાધીકા જાનકી વરીયા;
ભાર્યા થઇને ભોગ કરાવ્યા, જનુની થઈ ઊર ધરીયા. મુઢ મતી. ૪
બહુ સ્વરૂપેણી બહુ ગુણવંતી, માટે બહુચરી નામ;
ભુતળ ભકતને મુકત કરાવ્યા, ગોખ જોખ નિજ ધામ. મુઢ મતી. ૫
લક્ષ્મી વીનાના નર હરી જેવા, લક્ષ્મીની પુંઠે ધાય;
અભીમાને થઇ એવી માતુને નિંદે, સાત પેઢી નર્કે જાય. મુઢ મતી. ૬
ચદુરાંમ સાચે મને આઈ સેવો, સુખ સંપદા આપે;
કર્મ ઊદે કરશે કરૂણા કરી, ભવના બંધન કાપે. મુઢ મતી. ૭

## રાગ બીહાગ.

સુખ તણી દાતા બહુચર મોરી માત, તુને સેવે સદા સુખી થાતા; સુખ. ટેક.
તારે પારે જે કોઈ આવે, ગુણ અંબાના ગાતા; સુખ. ૧
કોટી તીરથનું ફળ એક પળમાં, માનસરોવર નાહાતા; સુખ. ૨
પશ્ચિમ દીશાયે આદ્ય સ્થાનક છે, સનખલપુરી સહુ જાતા. સુખ. ૩
ચદુરાંમદાસ જેણે આઈ ગુણ નવ ગાયા, અમ્રત મુકીને વીખ ખાતા. ૪

## રાગ બીહાગ.

હું બલીહારી તમો પરવારી, આશ પુરોને હમારી; હું બલી. ટેક.
અંગો અંગ આભુષણ ઓપે, બેઠાં નવસત ધારી. હું બલી. ૧
ઊર હાંસડી બેસર લેહેકે, નાકે વેસરવાળી. હું બલી. ૨
જરકસી કોર કસુંબલ લેધો, શોભા બની અતી સારી. હું બલી. ૩
ચદુરાંમદાસ કંઈ માત છબીપર, કોટી રતી પતી વારી. હું બલી. ૪

## રાગ બીહાગ.

હે બહુચરી દીન જાણી દયા કરરે, બહુચરી. ટેક.
અભય કરન તવ ચરણ સરણ લીયે;
અનીમાદીક નીસદીન અવીચળ ભરરે બહુચરી. ૧
ઈંદ્ર ચંદ્ર સનકાદિક નારદ સેવે સૈલ્ય સુતાવરરે;
નેતી નેતી કહે નિગમ નિરંતર, અંત ન લહે વસુધા ધરરે. બહુચરી. ૨
બાળા રૂપે બહુ ગુણંતી, કર સારંગ ધનુપ ધર્યું સરરે;
માર્યા દુષ્ટને કષ્ટ નીવારણ, શ્રૃષ્ટિ સુધારણ શક્ત સુરીનરરે. બહુચરી. ૩
શબ્દ બ્રહ્મ પરબ્રહ્મ પ્રણવપર, ત્રિપુરે તું તારણ તરરે;
યદુરામ જનની ગોખે બીરાજો, અષ્ઠ પોહોર વચને અમૃત ઝરરે. બહુ. ૪

## રાગ બીહાગ.

ભગવતી ભગવત એક, ભુલ્યા મન એ ભગવતી ભગવત એક ટેક.
સચરાચરમાં એક સુરત કરી, જોતન ન મુકે ટેક; ભુલ્યા મન. ૧
શકત વડે છે શોભા સારી, દાતા ભકતને સુર;
ક્ષુધા ત્રસ્યાને નિંદ્રા રૂપે, બ્રહ્માણી ભરપુર; ભુલ્યા મન. ૨
વિષ્ણું માયા શ્રદ્ધા મેધા, દયા શાંતિ પુષ્ટિ;
માત્રા ધૃતિ તૃષ્ણા ભ્રાંતિ, ત્રીગુણ સ્વરૂપે તુષ્ટિ. ભુલ્યા મન. ૩
પ્રકૃતિ માયા વિના પુરૂપ ન હોયે, ઘટ ઘટ પ્રત્યે રાજે;
યદુરામ જનની સર્વોપરી છે, અર્ધ માત્રા છબી બીંદુ છાજે. ભુલ્યા મન. ૪

## રાગ બીહાગ.

કલ્પવૃક્ષ કહેવાએ, માજી તું તો કલ્પવૃક્ષ કહેવાયે;
તું છે મન વાંછીત ફલદાય, માજી. ટેક.
આંધળાંને આંખ્યો આપે, પાંગળાને પાયે;
નીરધનીઆને તું ધન આપે, રંકનો તું કરે રાયે. માજી. ૧
વાંઢા વાંઝીયાને પુત્ર દારા, તું પુરૂપ પીહર મહમાયે;
વીશ્વાસે રહી આસ કરે છે, તે ઘેર પારણાં બંધાયે. માજી. ૨
રકત કોડ આદી અનેક દરદી, માનસરોવર નહાયે;

જન્મો જન્મનાં પ્રાશ્ચિત જાએ, દરસન દુખ પસાયે. માજી. ૩
સાચે મને આઇ જે જન સેવે, તેને જન્મ મરણ નવ થાયે;
અંતકાળે મા સાહ્ય કરો છો, તારા જસ જુગ જુગમાં ગવાયે. માજી. ૪
છોરૂ કછોરૂ થાએ પળપળમાં, માતુ કમાતુ ન થાયે;
દામોદર પર દયા કરો મા, તારી ભક્તિમાં ચીત ચાહે. માજી. ૫

## રાગ બીહાગ.

શેવો બહુચરબાઇ સકલ સુખદાઈ, તન મન ધન ત્રીપુરાઇ;
શેવો બાલા બાઈ, સદા સુખ દાઇ;
અનેક જન્મનાં અઘ અલગાં કરો, માનસરોવર નાહાઈ શેવો. ૧
થાઓ કૃતારથ કરીને દરશણ, બાળ રૂપ બરદાઇ; શેવો. ૨
ત્રીવિધિ તાપ સંતાપ ન વળગે, અભય કરે માહામાઈ. શેવો. ૩
ગીરીધર જેવા અગણીત ઊધરયા, જન્મમરણથી મુકાઈ; શેવો. ૪

## રાગ બીહાગ.

ભાવે ભજો ભાઇ શ્રી બહુચરબાઇ, કરી લ્યોને અચળ કમાઈ; ભાવે. ટેક.
નીશદીન નામ રટણમાં રહીને. સમરો શ્રી ત્રીપુરાઇ; ભાવે. ૧
જન્મ મરણનું જોખમ જાએ, સંચિત કરમ કપાઇ; ભાવે. ૨
જમકીંકર ડર દૂર કરી દયો, જનનીના જશ ગાઇ; ભાવે. ૩
અંત્ય સમે લેસે ઊગારી, ગીરીધરને કર સાહાઇ; ભાવે. ૪

---

## રાગ બીહાગડો ચોતાળો.

હો વારી જાઉ ભવાની, તમાદી હારી માહારી મત્ય જોતે; હોવારી.
નીલપીતરક્ત શ્યામ શ્વેત, જક્ત વ્યક્ત અવ્યક્ત ગુપ્ત પ્રગટ પોતે; હોવારી.
જળથળ સકળ અકળ આકાશ સર્વ, સજીવ જે સકત્ય સમાંતે;
વલ્લભ ધારી વદે એવી વરી તાહારી, બહુચર માત;
અગણીત ગુણ ગત્ય ગોતે, હો વારી જાઉ.

## રાગ બીહાગડો.

મારી બહુચર બાઇ તે બહુ રંગી, માના રંગ તણો નહી પારરે;
પુરણ પ્રેમ ધરીને નીરખો, માની શોભા અકળ અપારરે. મારી. ૧

જળહળ જોત જક્તમાં એહેની, જે કરણી જુગ આદ્ય રે;
જોતાં જનને સર્વે સુખ આપે, સેવકની સુખ દાઈ રે. મારી. ૨
કમળ વદન જોતાં મન હરખે, વરસે અમૃત નીર રે;
કુમ કુમં કેસર આડ વીરાજે, પહેર્યાં નૌતમ ચીર રે. મારી. ૩
નવ દાડા મતબાલી બાલ, ખેલે નવરાત રે;
ઠામ ઠામ પુજા ચડાવે, હવન કરાવે માત રે. મારી. ૪
સદા રંગ મરદંગ નાદ નીત્ય, ઊદો ઊદો કહેવાય રે;
આનંદી આનંદ કરતી, ચાલી ચાચર જાય રે. મારી. ૫
સર્વ દેવી ટોળે મળી રમવા, લાગી કરવા હાસ્ય રે;
નીલ વિલાસ આશ તમ પુરો, કહે કુબેરીઓ દાસ રે. મારી. ૬

## રાગ બીહાગડો.

તુને વેદ વખાણી રે સંખલપુરની રાણી; તુને નવખંડે જાણી રે. સં.
સદા કુસળ કલ્યાણી રે, સં. જે જે બહુચરા ભવાની રે. સં.
સકળબ્રહ્માંડ દેવી આદ્ય યુગ જાયા, બ્રહ્મા વિષ્ણુ મહારૂદ્ર;
તેતો તે નીપાયા રે. સં. ૧
મુની જન દેવ સેવે પારકો નવ પામે, લંકાવડ જીત્યો;
ત્યાં આરાધી માને રામે રે. સં. ૨
મ્હારે મનોહર વન માતાજીનું દીસે, વાવ્ય કુંડ મરજન કરતાં;
મ્હારૂં મન હાસે રે. સં. ૩
ચાચર ચોક આવી દેવી ઉત્તમ ગરબા ગાયે, સરોવરની શોભા માની;
સુંદર સોહાય રે. સં. ૪
નવ રે દાડા નવરાત કેરા રમે, વાયે યોગણી વાંસળી;
પાયે ઘુઘરીઓ ઘમઘમે રે. સં. ૫
કાશી ઢોલ ડાક ડમરૂ નાદભેરી વાજે, બહુચરબાળા સુંદરી;
ત્યાં બાઇજી બીરાજે રે. સં. ૬
પંચામૃત કેરાં નૈવેદ માને કીજે, તેતો પ્યાર પ્રેમે કરી પોતે;
ભોગ લીજે રે. સં. ૭
વાંઝીયાને દ્વારે દેવી પારણાં બંધાવે, ભાંગ્યા ગાતર હોય;
તેને સકળ સંધાવે રે. સં. ૮

પુરૂષ તણુ પીહર છો મા રાખો મુખ પાણી, લીલાતો અકળ તહારી;
કોણે ન કળાણી રે. સં. ૯
સેવકાંની સાર કરો કુશળ કલ્યાણી, દાસ કુબેરીઆને;
આપો અવિચળ વાણી રે. સં. ૧૦

## રાગ બીહાગડો.

મારી બહુચર બાઈ બહુ રંગ ભરી, માની શોભા શી કહુંસર્વોપરી.૧
સુંદર વદન ન સમસર નહી કોએ, જળજળ જ્યોતિ જગતમાંજોએ.૨
આંગી અનોપમ અંગ સોહાએ, સુથણ સુંદર શોભીત પાય. ૩
પહેરણુ નીપટ અટપટો ચાલ, ઓઢણી ઓઢી લાલ ગુલાલ. ૪
આભુષણ અંગ અંગ અપાર, કંઠે જાયે જુઇના હાર. ૫
અબીલ ગુલાલ અતિ કુમ કુમ રોલ, નિત્ય નિત્ય નવ રંગ ઝાકમઝોલ.૬
આદ્ય શક્તિ આરાધે ઇશ, વિષ્ણુ વીરંચી નમાવે શીશ. ૭
જગત માત જન જન પ્રત્યે જાણ, સત્ય સત્ય વદે વેદ પુરાણ. ૮
ગોખ ચોખ મધ્ય કીધો વાસ, ભાવે ભજે ભટ વલ્લભદાસ. ૯

## રાગ બીહાગડો.

મારી બહુચરબાઈ મન સહુને ગમે, જેને જોવા જ્યોગેશ્વર દેહ દમે. ૧
રૂપ ન રંગ ન અંગ જણાએ, ગોખ જોખ નવનીધ્ય દાતાએ. ૨
આદ્ય પુરૂષ જશ વશ્ય વરતાએ, ઇંદ્રિ ઇશ્ય અજ કૈ આરાએ. ૩
નિગમ અગમ ન સુગમ ગમ માત, સ્મૃતિ પુરાણે જાણે વાત. ૪
અમર અજર અન સહન અનાશ્ય, ઘટ ઘટ મધ્યે જ્યોતિ પ્રકાશ.૫
લક્ષ ચોરાશી જંત લે લીન, ભોળી ભવાંની ભક્ત આધીન. ૬
સક્ત શેવતાં સર્વ સુખ થાયે, સમરે દુઃખ દાલીદ્ર જાએ. ૭
ભવ ભે હરણ એ ભગવતી આપ, પાયે પડતાં પ્રજલે પાપ. ૮
આપે લક્ષ લાભ સંતાન, કરે કીપા કરતાં ગુણ ગાન. ૯
મન કર્મ વચન ચરણ ચીત વિત્ત, ભટ વલ્લભ સમરે નીત્ય નીત્ય. ૧૦

## રાગ બીહાગડો.

માહારી બહુચરબાઇ લઘુ રૂપ ધરયું, તેજ તત્વ ત્રીભોવનનું કરીયું. ૧

પ્રાક્રમ પ્રબલ સબલ પરચંડ, જાણે ચૌદભોવન નવખંડ ૨
પુરૂષપણાનું પાલે પોણ, નારી નર કરે તુમ વીણ કોણ. ૩
સ્ત્રી પુરૂષ્યે તુ નીમત હણો બાલ, આપો વણીક સુત સાહાસગાળ. ૪
જાંનુ નહી સચરાચર છાપ, આપી આરાધી ઊઠાડે આપ. ૫
સમરયાં ક્રીર્ત્ય સમાંન સુમેર, કવી કરયો કળીમાં કુબેર. ૬
વિધ્ય વિધ્ય સુખ નીધ્ય એહ વિવેક, પ્રાણી માત્ર પ્રતીપાલણ ટેક. ૭
બહુ જીવે બહુચર જે કેહતાં, તંન તંન પ્રાણી માત્ર માત હેત. ૮
જાણી જનુની કહુ જ્યમ ત્યમ, ભટ વલ્લભ વીસારયો કયમ. ૯

## રાગ બીહાગડો.

મારી બહુચરબાઇ કહુ તે સુણો, માજી પાપી જાંણીને કાં ન પુણો. ૧
અધમ ઊધાર કરી ખરી આદ્ય, સલખનપુરી સુણીએ ફરીયાદ્ય. ૨
અબધ લબધ કરીને કાં વાહો, બાળાબાળી બાંહ્ય સે ન સાહો. ૩
પર્મ ધર્મ નવ્ય જાણુ કર્મ, શર્ણ આવ્યાની રાખો શર્મ. ૪
સુક્રીત સંભારી સરમાઊ, ભલો ભુડો તાહારો કેહેવાઊ. ૫
જો ઢીજવર ઘર દીધી દેહ, છોરૂ જાણી નવ્ય દેસ્યો છેહ. ૬
ક્રીજે દુર દાસનાં દર્દ, ભક્ત વત્સલ ભગવતીનું બર્દ. ૭
અવર ઇષ્ટ આરાધે સહું, પરતક્ષ પરતો બહુચર બહુ. ૮
આપી દરશણ પુરો આશ; માત મુને તાહારો વિસવાસ. ૯
સમરથ સકલ ધારણી શકત, ભટ વલ્લભ વદે જો નીજ ભક્ત. ૧૦

## રાગ બીહાગડો.

હું વારી વારી જાવું રે હું વારી વારી જાવું રે, ભવાંની તમારી;
હારી હારી માહરી મત્ય જ્યોતે, હું. ૧
નીલપીત રકત શ્યામસ્વેત જકત વ્યકત અવ્યકત, ગુપ્ત પ્રગટ રટ પોતે;
જલથલ સકલ અકલ આકાશ સર્વ જીવજો શકત, સમો તે;
વલ્લભ ધારી વદે એ વીચારી. ૨
તાહારી બહુચરમાત અગણીત ગુણ ગત ગોતે. હું વારી. ૩

——(૦)——

## રાગ પરજ.

જાગો મૈયા રેહેન રહી થોરીરે. જા. ટેક.
ભોર ભયે ભાવી જન આયે, પૈયાં પરત કર જોરીરે. જા. ૧
જયજયકારી કહત નરનારી, ચહત ચરણુજ તોરીરે. જા. ૨
અધમ ઓધારની દુઃખ નિવારની, તારની તુ માત મોરીરે. જા. ૩
કહુ કરજોરી ઓ માત મોરી, દામોદરને ન મુકો તરછોરીરે. જા. ૪

## રાગ પરજ.

મંડપ રૂડેરો જણાય છે મોરી સાહબાહો, દરશણ રૂડેરો જણાય છે
મોરી સાહેબા હો. ટેક.
મુખરે મૈયા તેરો અજબ બીરાજે, હાથે સોના ચુડો સોહાય છે
મોરી સાહેબાહો. મંડપ. ૧
ચક્ર ત્રીસુલ લેઈ કરમાં પાત્ર ગ્રહી, ભકતને લાડ લડાય છે. મોરી. મંડ. ૨
ખડગ ખપર ભરી સિંહવાહને ચડી, દુષ્ટનાં દલણ દળાય છે. મો. મંડ. ૩
કહે ભટ વલ્લભ ભજતાં ભવાંનીને, ભવની તે ભાવટ જાય છે. મો. મંડ. ૪

## રાગ પરજ સોરઠ તાલ દીપચંદી.

સામુ જુઓ ન્યાળીરે અંબા મુજ સાંમુ જુવો ન્યાળી. ટેક.
સેવક જાણી પોતા કેરો, સાહ્ય કરો બાળી. અંબા. ૧
કોણ આગળ જઈ દીલની વાતો, કહીએ તમ ટાળી અંબા. ૨
સાંકલેશ્વર તમ શરણે મા, લ્યોને સંભાળી. અંબા. ૩

## રાગ પરજ સોરઠ.

માન્યુ મા નીરખી મારૂ મન માંન્યુ મા નીરખી. ટેક.
કરૂણા કટાક્ષ કમળ દળ લોચન, અમૃત રહ્યું વર્ષિ. મારૂં. ૧
પ્રેમે બંધાણો તે ના થાઉ અળગો, રહ્યું રૂદે હર્ષિ. મારૂં. ૨
કેહે સાંકલેશ્વર જુગમાં દાતા, નહી અંબા સરખી. મારૂં. ૩

## રાગ પરજ સોરઠ.

શર્ણે આવ્યો તાહારે, અંબા હુંતો શર્ણે આવ્યો તાહારે. ટેક.
ગાંડો ઘેલો પણ દાસ તમારો, જાંણી કરો સાહાય; અંબા. ૧

મહાપાપી જન નામ સમરતાં, પાંમ્યા ભવ પારે; અંબા. ૨
સકલેશ્વરને તમ વીના બેલી, કો નહી સંસારે: અંબા. ૩

## રાગ પરજ સોરઠ.

મુજ દીલ રહોને વશી, અંબા તમો મુજ દીલ રહોને વશી ટેક.
જેમ રાખો તેમ રહીએ માજી, મા ચિંતારે કશી; અંબા તમો. ૧
અસુર હણ્યા મહિષાસુર સરખા, અમરની વારે ધશી; અંબા. ૨
સાકલેશ્વર ભવ બુડતાં બાંવડી, જાલો મારી માત હશી, અંબા. ૩

## રાગ પરજ સોરઠ.

પાવડીઓ પુજુ અંબામાની પાવડીઓ પુજુ, હાવાં મુને એવુંયે સુઝયું અંબા ટેક.
જે દીઠે દુઃખ દાલીદ્ર ગયું બધું દેહનું દરદ રૂઝયું; અંબા. ૧
જોતાં સુરત માજીની તુરત. અકળકળા બુજું. અંબા. ૨
કહે કીશોર અંબા નિત્ય રૂપ બદલે ત્રણ વખત જુ જુ. અંબામાની. ૩

## રાગ પરજ સોહણી.

બહુચર નામ તણી લેહે લાગી, અંબે નામ તણી લેહે લાગી. ટેક.
સચરાચરની શોભા વૈભવ, દેખી સુણી સહુ ત્યાગી; બહુચર. ૧
ચદુરામદાસ જનુનીને જોતાં, વારી જાઊ વરણાગી;
બહુચર નામ તણી લેહે લાગી અંબે નામ તણી લેહે લાગી. ૨

## રાગ પરજ જોટો

ભગવતી ભાવ ધરીને ભજીએ, ભાવ ધરીને ભજીએ ભગવતી ભાવ ધરીને ભજીએ. ટેક.
કામી ક્રોધી લોભી દુરીજન, દુર થકી તીને તજીએ; ભગવતી. ૧
ચદુરામ જન્મ સફલ કરવાને, જગતજનુનીને જાચીએ. ભગવતી. ૨



## રાગ સોહણી.

બહુચરમા બલીહારી તારી છબીપરરે બહું. ટેક.

## રાગ સોહણી.

બેની ચાલો જનુની જોવા જઇએ રે. બેની. ટેક.
જનુનીને જોવા જઇએ, કરજોડી ઉભા રહીએ;
સુખ દુઃખ સહુ કહીએ રે, હો બેની ચાલો. ૧
માનસરોવરે નહીએ, દાન દીજને તો દઇએ;
લાહાવો તો લાખેણો લહીએ રે. હો બેની. ૨
દલસુખ દીન થઇએ, શ્રીજીના તો ગુણ ગઇએ,
અવિચળ પદ પઇએરે. હો બેની ચાલો. ૩

## રાગ સોહણી.

સલખનપુરી સાહેબ મેરો; બીન દામ ગુલામ મે તેરોરે; સલખન ટેક.
મૈયા સરન તીહારે મેં આયો, મેને પાલવ તેરો સાહ્યો;
મેં તો બાલાકે બાલક કાહાયો રે. સલખન. ૧
મોયે એક અચંબો ભારી, નહી નીરમળ બુદ્ધિ હમારી;
કેસે ગાઉમે કરતી તીહારી રે. સલખન. ૨
આઇજી અવિદ્યા ટાળો, અધકોટી જનમકે બાળો;
કૃપાદ્રષ્ટીએ મુજ ભણી ભાળો રે. સલખન. ૩
દીન દલસુખ કહે કરજોડી. ત્રીપુરા દ્યો બંધન તોડી;
મેં હું પાંમર મુજ મતી થોડી રે. સલખન. ૪

———(૦)———

## રાગ કાલીંગડો.

માડી સાડી કીનારી જવમઘીયાંરે. માડી. ટેક
દામણી દુલરી ટીલડી સોહત, મોહન મણી લગીયાં રે. માડી. ૧
આડસુ કેશર નાસીકા બેસર, દેખ કે હરીહર ઠગીયાં રે. માડી. ૨
મોતી કે હાર મનોહર ઉપર, પાયે ઘુઘરૂ ઘમઘમીયાં રે. માડી. ૩
જ્ઞાન સુની રૂપી અન્તર હરખી, જેસી જુગત બની બગીયાં રે. માડી. ૪
ચદુરામ દાસ કે માત પ્રતાપસે, આપસે સબ દુખ ભગીયાં રે. માડી. ૫

શર્દ શશી સમ વદન વીરાજે, મોતીયન માંગ સવારી; તારી. બહુ. ૧
અંગોઅંગ આભુપણ ઓપે, કોટી રતિ પતી વારી; તારી. બહુ ૨
તાંબોળ મુખ ભરી અધુર અરૂણ કરી, દાંતે રેખ રત ન્યારી; તા. બહુ. ૩
ચદુરામ માત નેત્ર મૃગ ખંજન, કીકિએ કાજળ સારી; તારી બહુ. ૪

## રાગ સોહણી જોડા

આંગી અતી ઘણું રાજે, હીરા રતન જડી; આંગી. ટેક.
આ પુષ્પમંડળી પરમ પવિત્ર, નીરખતાં ભવ ભય ભાગે; હી. આં. ૧
સુરીનર મુનીજન શકતને સેવે, સકળ લોક શીરતાજે; હી. આં. ૨
ચદુરામ જનુની માત બહુચરા, ગોખે ચડી ઘણું ગાજે; હીરા. આં. ૩

## રાગ સોહણી જોડા.

પુજન પારાનું કરીએ, અર્ધ નિશા સમેરે. પુજન ટેક.
માનસરોવર સ્નાન કરીને, માત ચરણે ચીત ધરીએ; અર્ધ પુજ. ૧
ચંદન કુમ કુમ ધુપ દીપશું, પુષ્પાક્ષતે આવરીએ; અર્ધ પુજ. ૨
આરતી મંત્ર પુષ્પાંજળી ચદુ ભણી, ગાયત્રી જપી ભવ તરીએ; અ. પુ. ૩

## રાગ સોહણી જોડા.

અષ્ટમી આઇજી પધારો, આરાસુર ભણીરે; અષ્ટમી. ટેક.
ખેચર આવી મા સ્તુતિ કરે છે, રથ રાખ્યો રાજદ્વારો; અ. અષ્ટ. ૧
ખાનપાન કરી ગાનતાન શું, સર્વે કાર્ય સુધારો; આરા. અષ્ટ. ૨
કલ્યાણ કરજો મા વેહેલાં વળજો, આશો સુદી પડવે સવારો; આ. અષ્ટ. ૩
ચદુરામ જનને આશ અધીક છે, બહુચર માજી તીહારો; આરા. અષ્ટ. ૪

## રાગ સોહણી પરજ.

આજ અષ્ટમીરો લઇએ લાવો રે. ટેક.
ઉમંગ ધરી મૈયારા ગુન ગાવો, વિનતિ કરીને રીઝાવો; આજ. ૧
સ્તુતીરે ટાણે માને શીશ નમાવો, આછેરા ફુલડે વધાવો; આજ. ૨
ચાચરવાલી બહુચરા ચીત ચાહાવો, તો ભવસિંધુ તર જાવો; આજ. ૩
દીન દયાલી મા દયા પર લાવો, દામોદરને સોહાવો; આજ. ૪

## રાગ સોહણી.

બેની ચાલો જનુની જોવા જઈએ રે. બેની. ટેક.
જનુનીને જોવા જઈએ, કરજોડી ઉભા રહીએ;
સુખ દુઃખ સહુ કહીએ રે, હો બેની ચાલો. ૧
માનસરોવરે નહીએ, દાન દીજને તો દઈએ;
લાહાવો તો લાખેણો લહીએ રે. હો બેની. ૨
દલસુખ દીન થઈએ, શ્રીજીના તો ગુણ ગઈએ,
અવિચળ પદ પઇએરે. હો બેની ચાલો. ૩

## રાગ સોહણી.

સલખનપુરી સાહેબ મેરો; બીન દામ ગુલામ મે તેરોરે; સલખન ટેક.
મૈયા સરન તીહારે મેં આયો, મેને પાલવ તેરો સાહ્યો;
મેં તો બાલાકે બાલક કાહાયો રે. સલખન. ૧
મોયે એક અચંબો ભારી, નહી નીરમળ બુદ્ધિ હમારી;
કેસે ગાઉંમે કરતી તીહારી રે. સલખન. ૨
આઈજી અવિદ્યા ટાળો, અધકોટી જનમકે બાળો;
કૃપાદ્રષ્ટીએ મુજ ભણી ભાળો રે. સલખન. ૩
દીન દલસુખ કહે કરજોડી. ત્રીપુરા દ્યો બંધન તોડી;
મેં હું પાંમર મુજ મતી થોડી રે. સલખન. ૪

———(૦)———

## રાગ કાલીંગડો.

માડી સાડી કીનારી જયમઘીયાંરે. માડી. ટેક
દામણી દુલરી ટીલડી સોહત, મોહન મણી લગીયાં રે. માડી. ૧
આડસુ કેશર નાસીકા બેસર, દેખ કે હરીહર ઠગીયાં રે. માડી. ૨
મોતી કે હાર મનોહર ઉપર, પાયે ઘુઘરૂ ઘમઘમીયાં રે. માડી. ૩
જ્ઞાન સુની રૂપીઅન્તર હરખી, જેસી જુગત બની બગીયાં રે. માડી. ૪
ચદુરામ દાસ કે માત પ્રતાપસે, આપસે સબ દુખ ભગીયાં રે. માડી. ૫

## રાગ કાલીંગડો જોટો.

બહુચર કે ચરણ સુખકારીરે, બહુચર કે. ટેક.
ચરણ સરણ ભએો રાય સુદરસન. અનેક આપદા ટારીરે. બહુ. ૧
શશી કળા સેવ્યા પદ પંકજ, પતી મળીયો સકુમારી રે. બહુ. ૨
માર્કન્ડ ભયો ચરણ કે શરણે, અમર ક્રીયો ભવ તારીરે. બહુ. ૩
વિશ્વામિત્ર ચરણ શિર ધરીયા, કરીયા બ્રહ્મ ઋષિ ભારીરે. બહુ. ૪
વલ્લભ દાસ પામ્યા પદ દુર્લભ, માત ચરણ શિરધારીરે. બહુ. ૫
ચદુરામદાસ એ ચરણ છબી પર, તન મન ધન સબ વારીરે. બહુ. ૬

## રાગ કાલીંગડો.

બાળા બેઠી બરખડીકી છૈયાં રે, બહુચર નામ ધરૈયારે. બાળા. ટેક.
છોટીસી ડેરી મે માત હમારી, આદ્ય સ્થાનક કેહેવૈયારે. બાળા. ૧
સુંદરતાઇતિ ગોખ બીરાજે. દીપક દોનું જલૈયાં રે. બાળા. ૨
મંત્ર અનોપમ અંગ સૌ નૌતમ, જેસો અરૂણ તપૈયા રે. બાળા. ૩
દીન દલસુખકી મા મતબાલી, સેવક જન સુખ દૈયાં રે. બાળા. ૪

## રાગ કાલીંગડો જોડો.

શેવો શેવો શ્રી બહુચર બાઈ, શૈલ સુતા સુખ દાઇ રે. શેવો. ટેક.
નીગમ ચારમેં શાસ્ત્ર પુરાને, ગુનીજન ગ્રંથમે ગાઇરે. શેવો. ૧
ભકત કરન કાજ કૃપાળી, ધોળેવડથી ધાઇરે. શેવો. ૨
નાશ કીઓ સબહી દાનકો, અમરકી વારે ધાઇરે. શેવો. ૩
ભુતળમાં એ ભોળી ભવાંની, દલસુખ દીન બલ જાઇરે. શેવો. ૪

## રાગ કાલીંગડો.

મુજરો માનજો મારોરે, બાળા ત્રીપુરાઈ; મુજરો. ટેક.
અવગુણ ભરીયો આઇ શરણે છું, જેડા થેડા જદી ચારો. મુજરો. ૧
ભવસાગરમાં બુડતાં બહુચર, હાથ ગ્રહીને ઊગારો. મુજરો. ૨
કોટી તીરથ જપ સાધન કીજે, જનુની ભજેથી જેવારો. મુજરો. ૩
ચદુરામદાસને મન વસ્યાં માતા, તબથી ભયો ઊજીયારો. મુજરો. ૪

## રાગ સોહાગી કાલીંગડો કેરબો.

મોરી અંબે બીરાજે બડે પાડનમે, બડે પાડનમે મૈયા ઝાડનમે. મોરી.
આરાસુરમે અંબે બીરાજે, ભકત લડાવત લાડનમે. મોરી. ૧
દેશ દેશકા સંગજ આવે, માજીકું રીઝાવત ગાવનમે. મોરી. ૨
નીશ્ચે મને નારાયણી શેવે, અભયા વર દેવે દાનનમે મોરી. ૩
દાસદામોદર ચરણરજ ચાહત, બુદ્ધિ બઢાવો તેરા ધ્યાનનમે. મોરી. ૪

## રાગ સોહાગી કાલીંગડો કેરબો જોટો.

સ્વેતાગિરીસેઆયેચુવાલનમે,મેરેચુવાલનમેરેચુવાલનમે.સ્વેતાગિરીસે. ટેક
પ્રગટ ભઈ ભંડારસુ મારે, પ્રબળ બળ તેરા ખડગનમે સ્વેતા. ૧
ગોવાલીયન કે ઘટમે બસકે, ગોખે બીરાજી ભડલીલનમે. સ્વેતા. ૨
સુંદીર શોભીત કળી ન કળાએ, આંગી જડી જડાવનમે. સ્વેતા. ૩
દામોદર મૈયા તેરા ગુન ગાવે, સાહ્ય કરો એક પલ છનમે. સ્વેતા. ૪



## રાગ મારૂ.

થેં મારા સાહેબછોજી સુજાંણ, માજી મુને આપ આપરી આંણ. થેં મારા. ૧
મે બલહારી બહુચર તારી, વારી તન મન પ્રાંણ. થેં મારા. ૨
બહુચરા બાયક બહુ બુદ્ધિ લાયક, વાયક વેદ પુરાંણ;
વલ્લભ ગાય ગુણ ગત્યછુ મહા મુઢ મત્ય રાખણ પત્ય પરીમાણ. થેં મારા. ૩

## રાગ મારૂ.

માજી તારા દાસ દાસરો દાસ, સમરૂ સ્વાસો સ્વાસ. માજી. ટેક.
થેં મારે જુગદીશ ઇશ્વરી, આદ્ય શકત અવિનાશ. માજી. ૧
તીનથેં ફરકે મારી નર અમરાંરી પુરણ આશ. માજી. ૨
દેવી દાતા ઓરન વિધાતા, વલ્લભ દ્રઢ વીસ્વાશ. માજી. ૩

## રાગ મારૂ.

હો સલખનપુરી સાહેબા હો રાય, જગમગ જ્યોત્ય અજાએબાહો રાજ્ય. હો.
થેં પાદશારાપત્ય માહારાય, બહુચર બડે બખત્ય; માહા.

નૌરંગથે નીત્ય નીત્ય માહારાય, હો સલખન. ૧
તખત બણાયો હો, ત્રીપુરે તાહરો, હો રાય;
રાયજી બીરાજેજી, માહા. ગોખોમેં ગાજેજી; માહા.
અમરાંમે આછોજી, માહા; હો સલખન. ૨
થાહન પાયો હો, થારા થાકરો હો રાય, અકળ કહાં અત્ય; મા.
અવગત્ય થારાગત્યની, મા. જીણેરેં નમરત્ય; મા. હો સલખન. ૩
સુજે સુસરાઈ હો, શેષ કાંયુશકે હો રાય, અઘરી શકત્ય; મા.
જોઈજે જગત્ય, માહા. સમરત્ય કરે શક્ત્ય; મા. હો સલખન. ૪
ઉત્પત્ય આઈ હો, જળથળ રીજકે હો રાય, થેંબીન કાંયુ સાહારા રાય;
ત્રિભુવન તાંયુ, મા. કેંહેણે કહાંયુ; મા. હો સલખન. ૫
વેદ વિખાંણે હો અરદ બઢાઈરા હો રાય; થેંબોહો નાંમી; મા.
દુસરો ન દામી, અંતરયામી; મા. હો સલખન. ૬
જગ જસ જાણે હો, બહુચરબાયરા હો રાય, પુરખાં પીહર; મા
મેહેલાંરી મીહર, મા. ઊચરે હરીહર; મા. હો સલખન. ૭
પ્રાક્રમ પુરાં હો, થેં પરમેશ્વરી હો રાય, પ્રગટ જણાઓ; મા.
સુગુણ ગણાઓ, મા. નીગુણાંરા રાઓ; મા. હો સલખન. ૮
સમરથ શ્રૂરાંહો, વર વિશ્વેશ્વરી હો રાય દૈત્યાંરી દલણ; મા.
અવલાંરી વલણ, મા. છેલાંરી છલણ; મા. હો સલખન. ૯
દુરથ કાંઈ હો; દેવળ દાખતે હો રાય, ધરમરી ધજા; મા.
રજ ખરી રજા, મા. પાલણ પ્રજા માહારાય; હો સલખન. ૧૦
શાહાંજશ બાઈ હો, જો ગુણ ભાખતે હો રાય, પતીતારી તારણ; મા.
નરક નીવારણ, મા. દુખરી વિશારણ; મા. હો સલખન. ૧૧
ચાર પદારથ હો, થારેં ચાચરે હો રાય, પુન્યવંત પાવે; મા.
જે યશ ગાવે, મા. નિત્ય શિર નાવે; મા. હો સલખન. ૧૨
જીવતરો શારથ હો, જો પ્રેમ આચરે હો રાય, સુફલ ફલીજે; મા.
ગરવ ગળીજે, મા. માતરે મળી જે; મા. હો સલખન. ૧૩
અરજ સુણીજે હો, મેહેતે. થારા ઓળગુ હો રાય; માતરાંમી રાશી; મા.
ખીજમત ખાસી, મા. મકરો ઉદાશી મા. હો સલખન. ૧૪

દુસરનદીજેહો, મોહોનેમોલશુ હો રાય દેવીજી કાહાવો માહા દરશ દિખાઓ માહા; વલ્લભારો ચાહો, મા. હો સનખલપુરી સાહેબા હો રાય. હો. ૧૫

---

## રાગ મેવાડો.

તમે નાંધારાં આધાર બહુચરાજી, તમે નાંધારાં આધાર;
અરે બહુચરાજી એ છબી છાજી માત તમે નાંધારાં આધાર;
તમે નાંધારાં આધારરે હારયાંને હારય. મા તમે.
તમે આ સંસારનું સારરે પારાવાર; મા તમે.
ગોખે સમાજિરે ગાજિ જોખમાં,
આજ ખુદ થૈ પાદશાજિ અનુહારીરે, બ્રંહ્મ અવતાર. મા તમે.
નિજ જનને નિવાજિરે ભાંગી આપદા.
ભરયા જિવવા રીધ્ય સિધ્ય ભંડારરે, બહુ અંબાર. મા તમે.
મા માંગણમાં માજિરે નિરમ્યા જિવ જે,
જે ગયા તાજિ બધ દરબારરે, પારાપાર; મા તમે.
તેં કરયા રાજીરે ઢાઠી ડુમડા,
દેવી દેઈ વાજિ હજારરે તીખા ટાર; મા તમે.
સીવજે સીવાજિરે ઓચર્યા જિભશું,
જે કહેવાયા જિવ અયોન્યા આકારરે, વિધિ વદનાર; મા તમે.
પંડીતને કાજિરે બુધ્યે બાજિ આ;
એ રહ્યાં લાજિ લહ્યા ન લગાર શકત્ય શુમાર; મા તમે.
તે કો કહે બાજિરે સાજિ તાહેરી,
ભાજિ વિકર્મ કરે ફેરફારરે એ આ વાર; મા તમે.
વલ્લભને વાજિરે ઝાઝી ઝીભ છે,
બરદ બીરાજિ થો દેદારરે આણી એ આર; મા તમે.

## રાગ મેવાડો.

નાથજી નીરખ્યારે નઇણે શ્રીનાથજી, નીરખ્યા નેહસુરે પોતી હઇયાની હાંમ;
હાંમરે વાલોજી છે પુરણ કાંમરે, ત્રીજવીનતાનો વીસરાંમરે;

એવા ગિરીવર ધારી નામરે. શ્રી નાથજી. ૧
રૂપે રૂડોરે હો રસીયોજી રૂપે રૂડો, વાલમોરે સુદર ભીનેવાન;
વાનરે મકરાકૃત કુંડલ કાંનરે, ઝલકે રવિ શશી સમાંનરે;
સુખ સાગર રૂપની ધ્યાનરે શ્રી નાથજી. ૨
શીસ્ય બીરાજેરે હો સોરંગી શીસ્ય બીરાજે, પાઘડીરે ઊપર ચંદ્રીકા મોર;
મોરરે ચંચલ જાત્યે ચીત ચોરંરે, વાજે મુખ મોરલી ધનઘોરરે;
હેવા નગ ધર નંદ કીસોરરે. શ્રી નાથજી. ૩
સરબંધ લટકેરે હો મોતીના સરખંધ લટકે, બે કાન આગળ વાંકડાવાલરે;
રસ અધુર બીંબ રસાલરે, કેસરની આડય કપાલરે;
આંખ્ય કમળ ભમર અણીઆલરે. શ્રી નાથજી. ૪
ગલ દુગદુગીરે હો વાહાલાને ગળે દુગદુગી, મોહનમાલા મોતીનાહાર;
હારરે ચતુર ભુજ ભુજા છે ચ્યારરે, કડાં સાંકલાં બાજુબંધ અપારરે;
પુચી વેઢ વીંટીઓ શણગારરે. શ્રી નાથજી. ૫
પાયે ઝાંઝરરે હો વાહાલાને છે પાયે ઝાંઝર, ઘુઘરાનો ઘમકાર ઘમકારરે;
સોના પાવડી પગે રસાલરે, પીતાંબર પલવટ સારરે;
કટી મેખલા કેડે ઝલકારરે. શ્રી નાથજી. ૬
કેસરીઓ વાઘોરે હો વાલાને કેસરીઓ વાઘો, શોભીતોરે બેસ પટકા ધન્ય ધન્ય; ધન્યરે તુલસી દલ ચઢે પાવનરે, ગોપીજન પ્રાંણજીવંનરે;
હેને સમરે મોક્ષ એક મંન્યરે. શ્રી નાથજી. ૭
છત્ર બીરાજેરેહો સોનાનુ છત્ર બીરાજે, સીંગાસન જડીત્ર છે સારરે;
સારરે બેઠા નોધારાં આધારરે, દરસંન કરે નરનારયરે।
આવે દેશથીસંઘ અપારરે, તેતો પાંમે પદારથ ચારરે. શ્રી નાથજી, ૮
દરશન આપ્યાંરેહો દીન જાણી દરસંન આપ્યાં, નાથજીરે તાપ કરયા દુર;
દુરરે જશ ગાતાં વાધે સૂરરે, કર રાયજી કીરપા ભરપૂરરે;
હેવા વલ્લભ ભાગ્યના ભૂરરે, નાથ રહો રૂદે નહી દૂરરે. શ્રી નાથજી. ૯

## રાગ ખમાયચી માહાડ.

સાચી સનખવપુરી સેવોરે, મીઠડા અમ્રીતનો મેવો. અમ્રીતનો ટેક.
આદ્ય થકી અંબે નવ જાંણ્યાં, જાચે છે જશ લેવા;

સાચુ જુઠું કહી પેટ ભરે પણ, એકજ દીન છે દેવોરે. સાચી. ૧
બ્રાહ્મણને પુજો ને ભોજન કરાવો, કર દક્ષણા દેવો;
ગાયત્રીમાના ગુણ ન જાણ્યા, એક અક્ષર કેવોરે. સાચી. ૨
તે માટે ત્રપુરાને ભજિએ, તારે વ્રત એવો;
ચદુરામને કૃપા કરી મા, જાણી જેવો તેવોરે. સાચી. ૩

## રાગ ખમાયચી માહાડ.

જે કોઇ બાળા ત્રીપુરા જાપ જાપે તેને મોક્ષ પદારથ આપે; જે કોઈ. ટેક.
અન્ય મંત્ર જંત્ર સર્વે નીસ્ફલ થયા છે જુવો સીવજીતણા એ શ્રાપે;
મુળ મંત્રને આંચ ન લાગી એ હેવો એનો પરતાપે, જે કોઈ. ૧
શક્ત આધારે જક્ત રહ્યું છે તેનો કહી નાં સકાયે માપે,
એના હુકમ વીના એક પત્રનાં હાલે, એમ વેદપુરાંણમે છાપે. કોઇ. ૨
એવી આદ્યે અનાદ્યેની માતને જે કોઇ ગાયે કરી અળાપે.
તેનાં સર્વે તરેનાં સંકટ ટાળી, પોતાનો કરીને થાપે. જે કોઈ. ૩
દાસ દામોદર આસ કરે છે મા કૈંડાને સઘળાં પાપે,
કમીનાં રાખો હવે કશી વાતની બાળા છો માબાપે. જે કોઇ. ૪

## રાગ ખમાયચી માહાડ.

માત માહારાણી મણીપુરવાળી, જક્તની જાઇ છો બાઈ પ્રતીપાળી; ટેક.
સચરાચરમાં વ્યાપી રહ્યાં છો મા, સત્ય સ્વરૂપે દયાળી;
જુજવે રૂપે દરસન દેઇને નાંખો છો પાપો પ્રજાળી. માતા માહા. ૧
આરાતેસુરમાં અંબે કહાવો છો, પાવાને ડુંગરે કાળી;
દક્ષીણમાંહી છો તુળજાભવાંની, ચુવાળે બહુચરબાળી. માત માહા. ૨
ભક્તોને કાજે કસ્ટ નીવારણે, ધાવો છો વેળા નીહાળી;
વાહાલ ધરીને મા વારે ચડો છો, દુખડાં દોછો ટાળી. માત માહા. ૩
વાહાણો વણીકનાં ડુબતાં ડુબતાં, દરોએથા લીધાં સંભાળી;
નીચે રહીને ત્રીશુલ ગ્રહીને મા, અણીએથી નાખ્યા ઊછાળી. માત માહા ૪
નારી ફીટાવી બનાવી પુરૂષ, કરી વિશ્વમાં કીરતી વીસાળી;
ઘોડીનો ઘોડો નીપાવ્યો ઘડીકમાં, એવાં છો મયા મયાળી માત મહા. ૫

ભક્ષ કરેલો બોલાવી ઊદરમાં, કુકડા રાખ્યો છે ખાળી;
પાપનો પીંડ પતંન પમાડીને, નાંખ્યો છે ધરણીએ ઢાળી. માત માહા. ૬
છોટમદાસ હું શરણે પડયો છું, લો બાનાની એ પતપાળી;
બે કર જોડીને માગું છું એ દો મા, તાપો ત્રીવિધીના બાળી;
માત માહારાણી મણીપુરવાળી,જકતની જાઇછો મા પ્રતીપાળી.માતમાહા૭

## રાગ મહાડ.

રીઝોરી અંબે માત આશ થારી તો ખરી, આશ થારી તો ખરી; રીઝે.
મેછાં મૈયા જેડા થેડા આપરા દાસરોદાસ,
સુખરી કરતા દુખરી હરતા તેડો પારારીપાસ. આસ.
કોટી સુરજરી કાંતી ઝલકે કીરણે તેજ પ્રકાસ,
મે બલીહારી જાઊ વારણેરે, દેદાર દીજીએ ખાસ. આસ.
કલ્પના પુરણ કીજીએરે, ઘટ ઘટ થારો વાસ,
વાંછિતરો ફલ દીજીએરે, થારો છે વિસવાસ. આસ.
અરજી દામોદરરી માજી, સુણી જે અવીનાશ;
બાંનારી પત રાખીએરે, નહીંતો થાશે હાસ. આસ થારી તો ખરી.

## રાગ મારવાડી માહાડ.

હદ રાખી હીંદુ વાણ, હો બહુચર પ્રગટ પાડ્યાં બાણ;
ત્રીપુરા ટેકજ રાખી હદ રાખી હીંદુ વાણ. ટેક.
મોટુ દલ મમ્લેછનું આવ્યું, જોર ભરેલું જેહ;
ખડગે પુતળાં ખંડીત કીધાં, સામુ ન જોયું તે. ત્રીપુરા. ૧
બધી જગતના દેવ ચળાવ્યા, જોયું દેવાતણ દેવ;
ભુલે ચુવાલમાં આવી મલ્યાં, એના પાપ મલ્યાં તતખેવ. ત્રીપુરા. ૨
કુકડા રમતા મંડપ માંહી, ઝાલ્યા અસુરે જેહ;
વધ કરીને ભક્ષજ કરીયા; સાંમુ ન જોયું તેહ. ત્રીપુરા. ૩
ભક્ષ કરીને નીદ્રા પાંમ્યા. પાછલી રાત પરોડ;
ઊદર ફાડીને કુકડા નીસર્યા, કરવા લાગ્યા કલોલ. ત્રીપુરા. ૪
નમી નમીને મુગલા નાહા, જીવ લેઈ ઘેર જાય;
કરજોડીને કહેવા લાગ્યા, સાચી તુ બહુચર માય. ત્રીપુરા. ૫

મોતીરામ મા દાસ તમારો, જેહવા તેવા ગુણ ગાય;
કાળ કળીના કષ્ટજ કાપ્યાં, મેહેર કરો મહમાય. ત્રીપુરા. ૬

## રાગ દેશી માહાડ.

મારી અંબાને ગમે તેતો થાયરે, મિથ્યા હું તો ભુલાં ભમું છું; ટેક.
સુ જાણુ સવારે કયમરે નીપજશે, ગઈ તે લાખ સવાઈરે; મિથ્યા.
મારી બહુચરને ગમે તેતો થાય રે. મિથ્યા. ૧
કાલ્ય કાલ્ય કરતાં કાળ નીપજશે, માટે સેને નાં ભજો મહમાઈરે મિથ્યા.૨
પંચમા ભુત બ્રંહ્માયેરે બાંધ્યું, શક્તિ વડે હીડાયરે. મિથ્યા. ૩
કહે ભટ વલ્લભ કાંઈએ ન સમજુ, પણ ચરણ શરણ પડો માયરે મિથ્યા.૪

---

## રાગ મોરમનો પદ.

માન મનુવા મંમાઆ શબસે બડી હે, મંમાઆ શબસે બડી હે;
એતો જગત માલક ધણી હે, માન મનુવા મંમાઆ શબશે બડી હે. ૧
હાંરે જઠરા અગનીમાં શુરે કહેતોતો, ભજન ચુકીશ નહી બાર કાહાડોતો;
હાં રે એ ભુલી ગયો તે વાતો. માન. ૨
હાં રે બાહાર કાહાડો, વચન જ્યારે લીધું; દંત નોતા તે પયપાન દીધું,
મુરખા આવી શાધન શુ કીધુ. માન મનવા. ૩
હાં રે તું તો આવ્યો તો બાંધીરે મુઠી, ભજન વીના તો ખરચી ખુટી;
અવસર ચુકયો ને મુરખા દોરી તુટી. માન મનવા. ૪
હાં રે તું તો આવ્યો તો લાભને લેવા, બેઠો ગાંઠની મુડી ગમાવા;
પાસે કોડી નથી સમ ખાવા. મન. ૫
બાળપણું તો એળે ગમાયું, ભરજવાનીમાં નવ જોયું;
મુરખા તારૂણી શું મન મોહ્યું. માન. ૬
સંસારરૂપી તે સાગર ભરીઓ, કાયારૂપી મેલો માંહી દરીઓ;
તેતો માજી તારેતો દરીઓ. માન. ૭
હું તો કરજોડીનેરે કહું છું, સદા માત ભજનમાં રહું છું;
બેહેચર કહે છે માજીનો કહેવવું છું. માન. ૮

માન મુરખા શક્તીથી સૌનો સુધારો, શક્તીથી સૌનો સુધારો;
એતો આધાર છે નોધારો, માન મુરખા શકતીથી સૌનો સુધારો. ૧
સ્વારથ જંગમ જોને તપાસી, બાલા ગટગટમાં પ્રકાશી;
સત્ય એમ કહે અવીનાશી. માન. ૨
હાં રે કાષ્ટ કોટી જનમનુરે કાપે, વેદ પુરાંણમાં જેની છે છાપે;
આદ્ય બ્રંમા જપે એનો જાપે. માન. ૩
હાં રે મુરખા શક્તીનું કારણ મોટું, શમ ખાઈ કહું નહી ખોટું.
મુરખા શક્તી વીના કયાં છુટું, માન. ૪
હાં રે મુરખા શક્તીથી નાવુંને ધોવુ, હાંરે મુરખા શક્તીથી ખાવુંને પીવુ;
હાં રે મુરખા શકતી વીના કયાંથી જીવું. માન. ૫
હાં રે મુરખા પુત્રને માની સગાઇ, હાં રે મુરખા ઉછેરે અપાન પાઇ;
હાં રે મુરખા પીતા ખોળે છે કમાઈ. માન. ૬
હાં રે મુરખા ભેનેથી કોરેરે કીધો, પુત્ર જાણીને ઉરમાં લીધો;
ભવ દુખથી ઉગારી લીધો. માન. ૭
હાં રે હું તો કહું છું કરજોડી, હાંરે મારાં બંધન નાંખો તોડી;
હાં રે બેહેચર કહે છે મારી મતી થોડી, માન. ૮



માગ મુરખા શકતી વીના કોઈ નહી આપે, છેવટ પોતાને રૂપે કરી થાપે;
માગ મુરખા.શકતી વીના કોઇ નહી આપે.
માગ્યું માર્કંડે મારીને હાક, ભજન કરતાં પડયો નહી વાંક;
તારે ફેરવ્યા કરમના આંક. માગ. ૨
ભીમકસુતા લાવી વીવીધ મેવા, એતો અખંડ હેવાતન લેવા;
માગ્યું રૂદે કૃષ્નવર લેવા. માગ. ૩
એવું કહીને પાએ લાગે, બાલા, રથ વાળી લાવ્યા કૃષ્નકાળા;
એતો પ્રાક્રમ અંબામા તમારાં. માગ. ૪
જોયું રાવણે કુદ્રષ્ટ જ્યારે, બુદ્ધિ થઈ ભ્રષ્ટ ત્યારે;
બહુ પડયું એને કષ્ટ તેવારે. માગ. ૫
માગ્યું કામ કુંવર કરજોડી, મારા બંધન નાખોને તોડી;

મૈયા તારી ગતી નહિ થોડી. માગ. ૬

દાદ સુણી આવ્યાં સીંહ ચડી, વર આપી ગયાં તે માવડી;
તમે બુડતાં સાહાજ્યો બાવડી. માગ. ૭

તમે સાંભળજો શૈલ સુતા, પ્રભુ પ્રાગવડ પાંદડે સુતા;
તેની આશે અંબામા તમે હુતા. માગ. ૮

હાંરે માગ્યુ આપો છો તમેરે માજી, તમ પ્રતાપે મુલાને કાજી;
ગુણ ગતા થયા બેહેચર રાજી. માગ. ૯

---

આદ્ય અંબા કહેને તુ પ્રાણી પ્રભાતે, કહેને તુ પ્રાણી પ્રભાતે;
મુરખા શીદને વદે છે તું વાતે; આદ્ય અંબા કહેને તું પ્રાણી પ્રભાતે.

તારી કાયા નહી આવે તારી સાથે, તારૂ ધનતો વાવર તારા હાથે;
ભે ભારે છે જમડાનો માથે. આદ્ય અંબા. ૨

તુને કહેતાં આવે છે શરમ, નથી જાણતો મુળનો તે મરમ,
આદ્યે મંમાયા આપે ધરમ. આદ્ય અંબા. ૩

તુતો કહે છેરે મારૂરે મારૂ, બેઠો કરવા ધોળા ઉપર કાળુ;
છેવટ દેવરાવીશ દુકાને તાળુ. આદ્ય અંબા. ૪

પ્રાણી ઠેઠનો સવાલ કયાં ભુલ્યો, પેટની વેઠમાં તુતો ડુલ્યો,
પડશે સોટો ને સુજશે ફુલો. આદ્ય અંબા. ૫

બ્રહ્મા વીષ્નુ ને શીવજી જાયા, ગુણ વેદ પુરાણે ગવાયા;
અંબા નામ થકી અમર કાયા. આદ્ય અંબા. ૬

વણીક વીમલને રાજ કરાવ્યું, ધનદારા તે સુતે ભરાવ્યું;
ગુરૂ ગોરજીથી સરવે ગમાયું. આદ્ય અંબા. ૭

અંબા બીચર કહને તુ પ્રાણી, ભટ વલ્લવ દેઇ ગયા વાણી;
એતો સાર સંસારનું જાણી. આદ્ય અંબા. ૮

રાગ લીધો છે મેતો મોહોરમનો, નથી જાણતો ભેદ ભરમનો,
અંક ફેરવો બેહેચર કરમનો. આદ્ય અંબા. ૯

---

## રાગ હોરી ધુમાર વસંતપંચમીની.

બાળા ત્રીપુરારી તુ રાજે રૂપ, મળી આવે શકતી સબ ભુવન ભુપ. ટેક.
આવ્યાં અંબા હરસીધ કાળી માત, હીંગોળી તુળજા જ્વાલા સાથ;
ભાવે ભેટીને પુછી કુશળ વાત, બેઠાં વસંતપંચમી દીવસ પ્રભાત.બાળા.૧
પેહેર્યાં વીધવીધ ભાત શણગાર અંગ, સાળુ ચરણાં ચોળી છાંટ્યાં રંગ;
સબસખીયો જોગણીયો સાથ સંગ, મુખતંબોલ ભરીયાં અતી ઊમંગ. ૨
ત્યાં અનેક ભાત્ય પુજા પ્રકાર, કુમકુમ કેસરને પુષ્પ હાર;
ત્યાં ધુપ દીપ નૈવેદ્ય સાર, મળી આવે ઇંદ્રાદીક સુર અપાર. બાળા. ૩
હેમકનક કળસ જળ અંબ મોર, જળ પુરી પટંતર નવલકીશોર;
બોલે કોકીલાદી મેનાં ચકોર, નાચે અપ્સરા આવિ બસંત જોર. બાળા.૪
ગુણ ગાંધર્વ ગાયે અતી રસાળ, બાજત મૃદંગ ડફ વેણુ તાળ;
ઊડે અબીલ સુધોને ગુલાલ, ભગવતી ભક્તજન ભયે હે લાલ. બાળા. ૫
ફુલે કેસુ કુસુમ બનબનમે બાસ, એ ક્ષકતીવડે શોભા વીલાસ;
કરજોડી કહે ચદુરામદાસ, માગુ મનવાંછિત મા પુરો આશ. બાળા. ૬

## રાગ વસંતપંચમીનાં.

આજ મનોહર વસંતપંચતી, સુરબધુ કરત બધાઇ;
સૌરભ બિબિધ ઊચ્ચર કહે બહુચર, ધન રસ તાતે નવાઇ. આજ. ૧
સાળુ શ્વેત બનાયે કેસરી, પુરન પ્રેમ પેરાઇ;
રતન ખચીત સૃંગાર અનોપમ, ભાતુ ભાતુકે ધરાઇ. આજ. ૨
સ્વર્ગ ભોવન તે સુખની તાજુથ મીલી, સનખલપુર આઇ;
અંબ માત યુત કુસુમ મંજરી, કંચન કુંભ બનાઇ. આજ. ૩
ચુવાચુવા ચંદન અગર કુંકમા અબીલ ગુલાલ ઊડાઇ;
પુલકીત છીરકત ત્રીભુવન રાણીકું, કેસર રંગ મીલાઇ. આજ. ૪
ઝાંઝ મૃદંગ તાલ ડફ બાજત, શોભા બરની ન જાઇ;
કોકીલ કંઠ સોહાવત ગાવત, આનંદ બઢાઇ. આજ. ૫
તન મન ધન ન્નુછાવર વારત, નીરખી તન પુલકાઇ;
શ્રી સાંકળેશ્વર સીરપર રાજત, ભક્તનકે સુખદાઇ. આજ. ૬

## રાગ વસંતપંચમી.

મદન મોહોચ્છવ સુભંગપંચમી, પરમ મંગળ દીન આજ;
વસંત બનાઇ પુજાકો સાજકર, ચલી સુર જુવંતી સમાજ. મદન. ૧
કંચન કલસ અમલ જળ પુરીત, ગ્રહીત પ્રમોદ ભરાઇ;
અંબ મોર કે કુસુમ મંજરી, તા પર ધરી સુવાઈ. મદન. ૨
અગર કુંમકુમા ચુવાચંદન, કેસર નીર રસાલી;
છીરકત અબીલ ગુલાલ સુદીતસે, સુરવધુ પરમદયાળી. મદન. ૩
પુલકીત અંગ અનંગ લજાવત, હસીત વદન મંદ મંદ;
માનુ ગગન ગ્રહ તારા મંડળમેં, રાજત પુરન ચંદ. મદન. ૪
બાજત વીણા તાલ ઝાંઝ ડફ, ચંગ મૃદંગ ઊપંગ;
ગાવત ગીત અતી મધુરા સ્વર, ઊપજત તાન તુરંગ. મદન. ૫
એહી બીધી મીલી જગદંબ બધાઇ, આનંદ ઊર ન સમાઈ;
શ્રી સાંકળેશ્વર દાસ સ્વામીની, જય જય ત્રીભુવન રાઇ. મદન. ૬

## રાગ કાફી હોરી.

સુણો અલબેલી અરજ હમારી, હું છું રંક શેવક આશા રાખુ તમારી. સુ. ટેક.
આરાસુરમાંઅંબેબીરાજે,સીંહઉપર અસવારી;મૈયાસીંહ.હું છું રંક.સુણો.૧
રક્તબીજને રણમાં રોળો, ખડગ ત્રીશુળ કર ધારી; હું છું રંક. સુણો. ૨
બ્રંહ્મા વિશણુ ઓર શદાશીવ, શેવા કરતહે તીહારી; હું છું રંક. સુણો ૩
વલ્લભધોળો વીનતી કરે છે, ચરણકમળ બલીહારી; હું છું રંક. સુણો. ૪

## રાગ કાફી હોરી.

હોરી ખેલે અંબા મતવાલી, ખેલે સનખલપુર બહુચર મહાકાળી;
હોળી ખેલે અંબા. ટેક.
અબીલ ગુલાલકા બાદુલ છાયા, કેસર કુમ કુમ ભારી; મૈયા કેસર.
ખેલે સલખનપુર. હોરી ખેલે. ૧
તાલ મ્રદગ ઝાંઝ ડફ વાજે, ચંગ સારંગી રસાલી; મૈયા ચંગ.
ખેલે. હોરી ખેલે. ૨
બ્રંહ્મા આગે બેદ પડત હે. નાચત હે બનમાળી; ખેલે, હોરી. ૩

સીવ સનકાદીક તાંડવ ગાવે, વલ્લભભટ્ટ જાએ વારી; મૈયા ખેલે હોરી. ૪

## રાગ હોરી.

હાંરે સંસાર તારણી શકિત બડી રંગ રસ સામા ખેલત હોરી. ૧
કાળી બહુચરાને અંબા તુળજા. હરસીધને હીંગોળી. હારે. ૧
અબ્યની સબ ગુલાલકી કીની, મારે ભરી ભરી ઝોળી;
સંસાર તારણી શકત બડી, રંગ રસમાં ખેલત હોરી. ૨
કેસર કેસુ સાગર બધ ભરીયો, કુમ કુમ છાંટત ઘોળી;
સંસાર તારણી શકત બડી રંગ રસમાં ખેલત હોરી. ૩
નવદુરગાને ચોસઠ છપન, સહુએની મળી ટોળી;
દાસનો દાસ હરગોવીંદ ગાવે, વાણી આપો દલ ખોલી.
સંસાર તારણી શકત બડી રંગ રસમાં ખેલત હોરી ૪

## રાગ હોરી.

હાંરે હોરી ખેલત સનખલપુર રાણી, આરાસુરમાં આઇ;
જમ જમ ખબર હુઈ દેવીકું, મુકી ધામ સબ ધાઈ. ૧
ઈંદ્રિપુરી ઈંદ્રાસન સરખી, શોભા અંબાને બનાઇ;
શક્તનું સાજન સહુ મળી બેઠુ, શોભા સકળ માંહાંમાઈ હાંરે હોરી. ૨
તાલ પખાજ ઝાંઝ ડફ વાજે, સારંગી શરણાઇ;
ગાવત ફાગ રાગ રંગ તાંનો, અનહદ ધુમ મચાઇ. હાંરે હોળી. ૩
ચુવા ચંદન અતર અરગજા, કસ્તુરી સુ બનાઈ;
અબીલ ગુલાલ ઉડાવત દેવી, અરૂણ બીંબ રહ્યા છાઈ. હાંરે હોળી. ૪
રસ કેસુને કસુંબો, કલસ ભરી ગેલાઈ;
રસ બસ ભીનાં સહુએ દેવી, લાલમાં લાલ બનાઈ. હાંરે હોળી. ૫
શક્તને સેવો ભકતને આપે, સંતાપ ટાલે સુખદાઈ;
સદા સુખ થાઇ, જન ભેચે જાઇ;
હરગોવીંદ ગુણ ગાઇ, હાંરે હોળી ખેલત સનખલપુર રાંણી ૬

## હોરી રાગ કાફી.

કરૂણા કરો બહુચર બાળી, કપાળી કરૂણા કરો બહુચર બાળી;

આરાસુરમા અંબે બીરાજે, ધડપાવે માહાકાળી;
દક્ષણમાં દેવી તુળજાભવાંની, ચુવાળ બહુચરબાળી; બીરાજે મા
મતબાળી. કરૂણા. ૧
દેવ સરવનું દુઃખ ટાળવા, ચંડી રૂપ પ્રકાશી;
ખડગ ત્રીશુળ લીયો કર ભારી, દુષ્ટ દૈત્યને મારી;
દેવને લીધા ઉગારી. કરૂણા. ૨
રક્તબીજને રણમાં રોળ્યો, ક્રોધ કરી માહાકાળી;
મહીશાસુર મહાબળીયો માર્યો, ચંડમુંડ નાંખ્યો ચોળી;
શુંભને મા નાંખ્યો રોળી. કરૂણા. ૩
જ્યાંહાં જ્યાંહાં ભીડ પડે શેવકને, સાહ્ય કરે મતબાલી;
વલ્લભ ધોળો વીનતી કરે મા, એવી બહુચરબાળી;
સાહ્ય કરી લ્યો સંભાળી કરૂણા. ૪

---

## રાગ હોરી કાફી.

મૈયાસેં મન ધ્યાન મીલાવે, ટેક.
ધુપ દીપ નૈવેદ આરતી, ચંદન પુષ્પ ચડાવે;
અબીલ ગુલાલ ઊડત નીત્ય ભારી, કુમકુમ છોડ ઊડાવે,
દેવ સબ દરશન આવે. મૈયા. ૧
કામ ક્રોધ મદ લોભહી નીંદ્રા, મમતાકુ માર હઠાવે;
કાળ તાહીકુ નીકટ ન આવે, અંબાકે ગુન ગાવે;
દુખ સબહી મીટ જાવે. મૈયા. ૨
જ્ઞાન ધ્યાનકી ભરી પીચકારી, સ્મરણ ચોટ ચલાવે;
પાપ તાપ વાકુ પાસ ન આવે, ભવસાગર તર જાવે;
ફેરવાકુ જનમ ન પાવે. મૈયા. ૩
એકે મને આરાસુરી સમરલે, જગત જનુની કહાવે;
ભીડ પડે તતકાળજ આવે, આવ્યાં વીઘન બચાવે;
મોતી મૈયાકે જસ ગાવે. મૈયા. ૪

---

## હોરી રાગ કાફી.

હોરીયાં રંગ ધુમ મચાઇ, મચાઇ હોરીયાં રંગ ધુમ મચાઇ. ટેક.
શકતી સમાજ ભયે સલખનપુર, બીચે આરાસુરરાઇ;
ઇતધાવત ઊત મુદીત ભઈ સબ, ગાવત ગારી સોહાઈ;
તન મન સુધ બીસરાઈ. હોરીયાં. ૧
કંચનકર પીચકારી હરસીધ, કેસર કેસુ ભરાઇ;
છીરકત કુસુમ ગીદ અરૂ મારત, હોહો હોરી કહાઇ;
દેવી સબ તન પુલકાઈ.
બાજે મૃદંગ ઝાંઝ ડફ ભૌવર, સારંગી સરણાઇ,
ચરચત ચુવાચંદન મૃગમદ, એક એક તન લપટાઇ;
ગુલાલ અરગજા ઊડાઈ. હોરીયાં. ૩
માંગત ફગુવા રહ્યો રંગ છાઇ, આયે અમર સબ ધાઇ;
કુસુમ ચંદનકી બરખા બરખત, જેય જેય કહે સીરનાઇ;
આનંદી માહા વરદાઈ. હોરીયાં. ૪
પાયો અભયવર અમર ગયે સબ, આસન રાજત આઇ;
ચરનશીર નાવત સાંકલેશ્વર, દોઊ બાંય મીલાઇ;
કૃપા અબ કીજીએ માઈ. હોરીયાં. ૫

## હોરી રાગ કાફી.

આઇ અદભુત ખેલત હોરી. ટેક.
નવલ સોહાગી સજી જુવંતી જુથ, મીલી સનખલપુર પોરી;
કરત કુલાહલ ચકીત હોત મન, ગાવત ગીત બહોરી;
બહનસે ન જાત કહ્યોરી. આઈ. ૧
બાજત ઝાંઝ પખાજ તાલ ડફ, ઉમંગ અંગ બઢોરી;
છીરકત કેસર ઊડત કુંમ કુંમ, મ્રગમદ છુવત કપોરી;
રસીક રસ ભીની ટોરી. આઇ, ૨
હસીત પીતાંબર ત્રીભુવન 'રાનીકું', મુખસેં કહે પકરોરી;
આયે અચાનક નવલ નાગરી, ગગરી રંગ સીર ઢોરી;

પીત પટ અંગ ભીજેરી. આઈ. ૩
નીસીદીન કરત બીલાસ રાસી સુખ, ધીરન જાત ધરોરી;
કોહા કહું કછુ કહત ન આવત, એહ બીધ જીનની રચ્યોરી;
દેહ ત્રય તાપ હરેરી. આઈ. ૪
મેં બીનદામ ગુલામ નામસેં, સાંકલેસ્વર કરજોડી;
બાર બાર મુખ તેંયું કહત હે, બાંહ ધરો સીર મોરી;
સરન મેં આયો તોરી. આઈ. ૫

## હોરી રાગ કાફી.

રંગ રચ્યો રંગ ધુમ મચ્યોરી, સલખનપુર રંગ રચ્યોરી- ટેક.
ઘોળેઘડથી રંભા પધાર્યાં, અંબા સહીત અલબેલી;
ચુંવાળમાં ટોળે મળીરે નવ બાળા ખેલે હોળી;
સંગે ખેલે માહાકાળી. સનખલ. ૧
ચાંમુડા તુળજાભવાંની, સાથે અમર ધાઈ;
સબ સખીયન સાંમગ્રી લાઈ, હાથ પચકારી ચલાઈ. સલ. ૨
તાલ મ્રદંગ વેણાયંત્ર બાજે, ભુંગળ શબ્દે ન્યારી;
અંતરીક્ષ દેવતા પુષ્પ વધાવે, તો વલ્લભ ગુન ગાવે;
ફરી ગર્ભવાસ નાં આવે. સલ. ૩

## હોરી રાગ કાફી ત્રીતાલ.

સનખલપુર બહુચર બાઈ, મીલ ખેલે ફાગ. ટેક.
અબિલગુલાલ ઉડાવત હરખત, બિચ આરાસુર રાઇ. મીલ. ૧
ઢોલત શિર ભરરંગ ગગરીયાં, ચંડી અરૂ સિંધવાઇ; મીલ. ૨
ભરપીચકારી મારત કેસર, કાલી સબભીંજાઇ. મીલ. ૩
મારત કુસુમ ગીત અરૂધાવત, અનહદ ધુમ મચાઇ; મીલ. ૪
વાજત ચંગ મૃદંગ તાલ ડફ, ઝાંઝની કો સરણાઈ; મીલ. ૫
હે હોરી મુખ-બોલત છિરકત, કસુંબ ગુલાલ મિલાઈ; મીલ. ૬
નિકો નિકો નીશદીન ખેલત ગાવત મુખસે ન જાત કહાઈ. મીલ. ૭
જોડી કર સાંકલેશ્વર ચાત, માત લહોને નિભાઈ. મીલ. ૮

# હોરી: રાગ કાફી તાલ દીપચંદી ઘુમાર

રસ હોરી ખેલે બહુચરા હો,હો મેરી લલના ખેલત બહુચરબાઇ. રસ.ટેક.
આલ થકી આઇ બાહારજ આવ્યાં, બેઠાં મંડપ માંહી લલના;
સખી સઊ આવી પાય પડે છે, પુછે છે આગના કયાંહી. રસ. ૧
વળતી વચન માતાજી બોલ્યાં, જાઓ અંબા દરબાર લલના;
જાવો કહો બહુ દેવી તેડાવો, કસી ન લગાડો વાર. રસ. ૨
વચન સુણી સુંદરીઓ દોડી, આવ્યાં અંબાને વાસ લલના;
દેવિયો સર્વે તેડીને ચાલો, બાઇ બહુચરાને પાસ. રસ. ૩
અંબા બોલ્યાં સુણોરે સખીયો, હું મોકલું ત્યાં જાવ લલના;
જાવો સરવ દેવીને દેરે, સરવેને તેડીને આવો. રસ. ૪
પાવેથી કાળીને લાવો, ભરૂચથી સીધનાઇ લલના;
હીંગોળી હરસીદ્ધને લાવો, શેગેથી લાવો વારાહી. રસ. ૫
કામરૂથી કામાક્ષાઈ લાવો, સોજંત્રથી ખોજાઇ લલના;
તોતળા માતને તેડીને લાવો, તેડી લાવ્યા દેવી ચૌકાઇ. રસ. ૬
ગત્રાડથી ગાત્રેશ્વરી લાવો, મારવાડથી ચામુંડાય લલના;
કાસીથી કુંતા તેડી લાવો, દક્ષીણથી તુળજાય. રસ. ૭
દાસીઓ સહુ દેવીઓ તેડી લાવ્યાં, જ્વાલામુખી સહુ સાથ લલના;
સહુ શક્તિઓ આરાસુર આવ્યાં, મલે છે સહુ હાથોહાથ. રસ. ૮
દેવીઓ પુછે છે અંબાને, કેમ તેડાવ્યાં માય લલના;
અંબા કહે બહુચરે તેડાવ્યા, તેડું મોકલ્યું હોરી રંબાય. રસ. ૯
વચન સુણી સહુ હરખજ પામ્યા ધનધન આપણું ભાગ્ય લલના;
અંબા બહુચર સાથ ખેલીશું, ખેલીશું મનમાન્યો ફાગ. રસ. ૧૦
અંબાએ ત્યાં રથ જોડાવ્યા, વેગે પવન પલાય લલના;
દેવીઓ સહુ ભરાઇને બેઠાં, આકાશ મારગ જાય. રસ. ૧૧
રથ આવી આંબલિયોમાં છુટયા, બહુચરને વધામણી જાય લલના;
ખેચર કહે સુણોરે માતા, શક્તિ સહુ આવ્યાં અંબાય.. રસ. ૧૨
કેહે ભટ વલ્લભ અંબા આવ્યાં, શક્તિઓ સહિત સમાય લલના;
સેવક જાણીને કૃપા કરજો, કરજોડી લાગુ છું પાય. રસ. ૧૩

# રાગ કાફી હોરી ઘુમાર.

હોરી ખેલન આયે અંબિકા હો, હો મેરી લલના,
લાયે હે દેવી સખ સંગ, હોરી ખેલન આયે અંબિકા હો. ૧
શ્રી સનખલપુરી સાંમાં આવ્યા, ઊતરયો દેવી સાથ લલના;
જેજે કહી ત્યાં દેવિ મલિયાં, મળિયાં છે સહુ હાથો હાથ. હોરી. ૨
બહુચર કહે સુણોરે અંબા, ચાલી ચાચર માંહી લલના;
ચાલો સહુ દેવિ પારામાં, સનમાન કરી બોલ્યાં ત્યાંહી. હોરી. ૩
વચન સુણી ત્યાં અંબા ઊઠયાં, હીડ્યાં પાગ પલાઈ લલના;
આવીને મંડપમાં ઉભાં, આસન આપ્યાં મહંમાય. હોરી. ૪
બહુચર બોલ્યાં સુણોરે સખીયો, લાવો પુજાપો સાર લલના;
ચુવાચંદન અબીલ અરગજે, જાઈ જુઈ ચંબેલીના હાર. હોરી. ૫
વચન સુણી સુંદરીઓ લાવી, કનકથાળ મોઝાર લલના;
ગુલાબ ફુલ છાબો ભરી આણી, અનેક પુષ્પ અપાર. હોરી. ૬
અંબા કહે અભંગ હું આપું, ચંડી ચંદન સાર લલના;
કાળી આડ કુંમકુંમે કાઢે, હીંગોળી સમરપે હાર. હોરી. ૭
માતર પાત્ર ભરી આપે, હરસિદ્ધ દેવી પાય લલના;
પાય પીયે તરપત થઇ દેવી, ચાચર ખેલવા જાય. હોરી. ૮
ઉન્મદ થઇ ઇશ્વરીયો આવ્યા, શક્તિયો ટોલે વલાઇ લલના;
સહુ સહુનાં વાજાં સંભાળ્યાં, અનહદ ધુમ મચાઇ. હોરી. ૯
બહુચર અંબાએ સ્વર ભરીયા, આલાપીને ગાય લલના;
પછે તે તુક શક્તિયો બોલે, જેવી બોલ્યાં અંબા બહુચરાય. હોરી. ૧૦
માતરમા મરદંગ વજાડે, તુલજા દેવી તાલ લલના;
વારાહી મા વીણા વજાડે, ગત વાજે મધુરી રસાલ. હોરી. ૧૧
ઝાંઝ ડફ ડાક ડમરૂ વાજે, ઓર વાજે કડતાલ લલના;
ઘુઘુરા ગત અતી સુંદર વાજે, બાજત મૌવર રસાલ. હોરી. ૧૨
ફાગ બોલે સનખલપુર રાણી, મુકી લાજ મરજાદ લલના;
વચન ઊઘાડાં બોલે શક્તિઓ, ભરૂવા તો કેતાં આવે શ્વાદ. હોરી. ૧૩
ચુવાચંદન અત્તર અરગજા, અબીલ ગુલાલ ભરી ઝોળી લલના;

ફ્રીજે રાત દીવસ રંગ રોલી, કરે છે ફુમ ફુમ રોલી. હોરી. ૧૪
ફુમ ફુમ કેસર કેસુ ઘોલી, માનસરોવર નીર લલના;
કાલી કર પીચકારી કનકની, ભીજાયાં દેવીયોનાં ચીર. હોરી. ૧૫
હરસીધ આવ્યાં કલસ ભરીને, ઢોલે શકત્યોને શીશ લલના:
વલગા વલગીને ઝુમા ઝુમી, કોયને ચઢે નહિ રીસ, હોરી. ૧૬
ફુલદડા મારે સહુ સહુને, ઊડાડે અબીલ ગુલાલ લલના;
રસ બસ ભીનાં સહુવે દેવી, થઈ ગયાં લાલમ લાલ. હોરી. ૧૭
ભરૂવા ભરૂવા મુખથી બોલે, દેત હે આનંદ ગારિ લલના;
સોભા સ્વર્ગના સરખી બની છે, જોઈ જોઈ જાયે બલીહારી. હોરી. ૧૮
ઈંદ્રાસનથી ઈંદ્ર પધારે, કૈલાશથી ત્રીપુરાર લલના;
વૈકુંઠથી શ્રી કૃષ્ણજી આયે, અવર દેવે અપાર. હોરી. ૧૯
વૈમામ બેશી દેવાંગનાં આવ્યાં, જોવા દેવીનો ફાગ લલના;
જે જે જે મુખ શબ્દ કહે છે, જોઈ જોઇ લાગે છે પાગ. હોરી. ૨૦
ફાગ ખેલી સલખનપુરી બેઠાં, સહુ દેવ નમિયા પાય લલના;
ધન ભાગ્ય દરશન તમે આપ્યાં, કૃપા કરી માત મહંમાય. હોરી. ૨૧
પુજા કરે છે દેવ દેવીની, પુષ્પ વૃષ્ટી કરે નાર લલના;
ધુપ દીપ ને નૈવેદ ધરીને, કૃપા કરજો ત્રીપુરાર. હોરી. ૨૨
શીવ ઊભા ઊભા ડાક વજાડે, કૃષ્ણે કર્યો શંખનાદ લલના;
બ્રહ્મા ચાર મુખે વેદ ભણે છે, ગાઢે ગાઢે કાઢીને સાદ. હોરી. ૨૩
બહુચર અંબા મુખથી બોલ્યાં, જાવો અમર કરો સિદ્ધ લલના;
તમને વર પરશન થઇ આપ્યો, અષ્ટમા સિદ્ધ નવનીધ્ય. હોરી. ૨૪
પાગ લાગી સહુ દેવ પધારે, ચાલો સઘલો સંગ લલના;
દેવી સહુ ટોલે મળી બેઠાં, ખેલ ખેલો બહુ બહુ રંગ. હોરી. ૨૫
બહુચર કહે સુણોરે શકત્યો, કરાવું રસોઈ લલના;
શાકપાક મગદલને મીઠાઇ, અનેક ભાતનાં હોઇ. હોરી. ૨૬
નીરાંતે સહુ સકત્યો બેઠા, ભોજન કરવા માય લલના;
પાણી પાત્ર પતરાળી આપી, પીરસણાં ચાલતાં થાય. હોરી. ૨૭
શાકપાક દેવીયોને મુકયાં, મીઠાઈ મેવા સાર લલના;

ભાત દુધ શાકરમાં ભેલી, મુકે છે વારંમવાર. હોરી. ૨૮
ત્રપ્ત થઈ ત્યાં દેવી ઊઠયાં. મુખવાસ આપે બાઇ લલના;
સહુને અંબા ગોઠજ આપે, જે જેને જેવી જુગતાઇ. હોરી. ૨૯
ગોઠ સહુને આપી અંબા, બોલ્યાં બહુચર સાથ લલના;
આગના માતા અમને આપો, સાંમસાંમાં જોડીને હાંથ. હોરી. ૩૦
બહુચર બોલ્યાં સુણોરે શકત્યો, મુજથી કયમ કેહેવાય લલના;
આગના તમને એહજ આપી, વેહેલાં સઉ આવજો માય. હોરી. ૩૧
અંબા કહે તમે બહુચર સુણજો, હું આરાસુર જાઊ લલના;
કામ પડે તેડુ મોકલજો, ક્ષણુ માત્રમાં અહીં આવું. હોરી. ૩૨
બહુચર કેહે છે સુણોરે અંબા, તુજ મુજમાં નહિ ભેદ લલના;
એ સ્વરૂપને એકજ જાણજો. એમ બોલે મુખથી વેદ. હોરી. ૩૩
પાગ લાગીને રથ જોડાવ્યા, ચાલી સઘળી શકત્ય લલના;
સહુ સહુના મોલોમાં પધાર્યાં, ભલિ કરિ દેવિયોની ભકત. હોરી. ૩૪
બાઇ બહુચરા આશન બેઠાં, વલ્લભ નમીયો પાંય લલના;
મુજને ગોઠમાં શું આપો છો, મન વિચારોને માય. હોરી. ૩૫
પ્રેમ ધરી માતાજી બોલ્યાં, આણી મન ઊલ્લાસ લલના;
ગાંઠમાં તુજને ભકતીરે આપી, સમરજે શ્વાસો શ્વાસ. હોરી. ૩૬

---

## રાગ કાફી હોરી ધુમાર.

ફાગજુ ખેલે ઇશ્વરી હો, હો મેરી લલનાં; ખેલત બહુચરાબાઈ, ફાગ. ટેક.
દેવી મીલ સબ સંનખલપુરમાં આયે આરાસુરી રાય લલકા;
ચાચર ચોકમાં ખેલ મચાયો, શોભા મુખ વરણી ન જાઇ. ફાગ. ૧
રંગ ઊડાવત ફાગહી ગાવંત, બહુચર સખીયો બીચ લલના;
ઊડત સુરંગ પતંગ કેસુ જળ, ભયો હે રંગ કો કીચ. ફાગ. ૨
ચામુંડા ભર કનક ગગરીયાં, ઢાળે કસુંબકો નીર લલના;
લથ પથ વસન વસન ભઇ સબ સજની, ભીંજાએ કોમળ શરીર ફાગ. ૩
અબીલ ગુલાલકી ભર ભર ઝોરી, ડારત શ્રી સીંધવાઈ લલના;

ચુવાચંદન ચરચત હરસિધ, વિધ વિધ સુગંધ મીલાઇ. ફા. ૪
ભર પીચકારી મુખપર ડારી, કરત આરાસુરી હાસિ લલના;
નીરખત વ્યોમ વિમાન વલાઇ, અમરપુર કે વાસી. ફા. ૫
ઝાંઝ મૃદંગ ચંગ ડફ બાજત, ઓર બાજે કરતાલ લલના;
સલખનપુર વિચ ધુમ મચાઇ, ત્રીભુવનકે પ્રતિપાળ. ફા. ૬
કીનો બીલાસ પધારે દેવી, આયે અપને ઠોર લલના;
ગોખ બીરાજત બહુચર બાળા, આયે સુર વંદન ભોર. ફા. ૭
સન્મુખ ઠાડે રહે હરિહર વિધ, દોનું બાંય મીલાઇ લલના;
જગ જય જય મુખ બોલે વાણિ, રિઝાવત બહુચર બાઇ. ફા. ૮
લીનો વર પધારે સુર સબ, આયે અપને બાસ લલના;
સાંકલેશ્વર કરજોડી માગત, દીજે તુમ ચરણકો વાસ. ફા. ૯

## હોરી રાગ સોહણી.

ફાગુનમે મદમાત્તી હો, બહુચર બીરદાળી; ફાગુન. ટેક.
બસંત સ્વરૂપી બન બન ખીલી, રૂપ અનુપ સોહાતી હો; બહુ. ૧
અંબે આદ્ય સકતી સકલ મીલી, બેહુચર ચાચર આતી હો. બહુ. ૨
ખેલત ફાગ સોહાગ સુંદરી, મંદ મંદ મુસકાતી હો, બહુ. ૩
ચુવા ચુવા ચંદન કેસર કુમ કુમ, ભર પીચકારી લગાતી હો. બહુ. ૪
એક એક કર કંઠ ગ્રહી ગ્રહી, પાન પાત્ર ભરી પાતીહો. બહુ. ૫
બાવરાં બોલે બોલ પરસ્પર, હરખ હરખ હુલસાતી હો. બહુ. ૬
સકતી વીના સમદ્યાનવ શોભે, જતન કરો બહુ ભાત્તી હો. બહુ. ૭
દાસીઓ સબ મીલી વાજા વજાવે, ધુનસુ ધુમારો ગાતી હો. બહુ. ૮
રમીયાં રસીલી રાજ રીતશું, માનસરોવર નાહાતી હો. બહુ. ૯
ભોજન કરીયાં ભાત્ય ભાત્યનાં, મંડપમાં પધરાતી હો. બહુ. ૧૦
યદુરાંમ જનુની બાળા ત્રીપુરા, સેવે સફલીત થાતી હો. બહુ. ૧૧

## હોરી રાગ સોહણી દીપચંદી.

અદભુત ખેલ મચાયોરે, આજ સનખલપરમે; અદ. ટેક.

ચાર પાંચ ભીલ ત્રિભુવન રાંણી, પ્રેમ પયોધી ન્હાયોરે;
આજ સનખલપુરમે. ૧
ઊડત ગુલાલ લાલ ભયો બાદુર, દીવસ જામીની બનાયોરે; આ. ૨
કસ્તુરી કેસર ગુલાબ સારધન, વિવિધ સુરભ તે મીલીયોરે; આ. ૩
લલિત અંગ રંગ ચંદન ચર્ચિ, ત વદનહિમા શુ લજાયોરે. આ. ૪
બાજત ચગ મૃદંગ બંસરી, દુદંભી નાદ સોહાયોરે. આ. ૫
શ્રી સાંકલેશ્વર મુદિત પ્રેમ રસ, માત વિલમ જશ ગાયોરે. આ. ૬

## હોરી રાગ સોહણી જોટો.

બહુચર ખેલત હોરીરે, સખી સંગ સોહાગી. ટેક.
દશ દીશા તે મિલિ જુથ જોગણિ, આઇ નગરાજ કિશોરીરે; સખી. ૧
બાજાં બિધબિધ બજાવત ગાવત, કરત કુલાહલ ભોરીરે; સ. ૨
ઝુકી ઝુકી લપટિત અંગ પરસ્પર, મુદીત કરત બલ જોરીરે; સ. ૩
ઉડત રંગ ધનસાર કેશરી, કર્દમ ચક્ષ બહોરિરે; સ. ૪
કહા બરનુ જાકો નિગમ ન પાયો, પારમતી મુજ થોરીરે; સ. ૫
સાંકલેશ્વર સ્વામિની અવિલોકિ, વાકો ભાગ્ય બઢયોરીરે; સ. ૬

## હોરી રાગ સોહણી જોટો.

ફાગુન ખેલ મચૈયારે, અતિ રસિક રસિલી. ટેક.
ઊન્મદ મદપુરીત રસ ભોગિણી, થૈ થૈ નાચ નચૈયારે; અતી. ૧
ચુવા ચંદન બુકા બંદન, અબિલ ગુલાલ ઉડૈયારે, અતી. ૨
દુંદભિ ડફ મોર ચંગ પખાવજ, ઝલ્લરી ઝાંઝ બજૈયારે; અતી. ૩
ઇત ઊતતે ધાઇ દશ વિશ ઘેરી, બહુચર મંદ હસૈયારે; અતી. ૪
ડારદીયો અરગજા સીરપે, નચલ ગુલાલ ભરૈયારે; અતી. ૫
સાંકલેશ્વર અવિલોકિ એહ વિધ, પુલકીત લેત બલૈયારે; અતી. ૬

## હોરી રાગ સોહણી જોટો.

બહુચર ખેલે ફાગરે, સખી સંગ મનોહર. ટેક.
હાસવીલાસ બીનોદ મોદભર, સુંદરતાઈ અત્યાગરે; સખી. ૧

ભુષણ ભુષીત તનુ બહુ ભાતીં, પેહેરે બસન સોહાગરે; સ. ૨
બહત સમીર મલય મૃદુ કુંજત, મધુકર મુદીત પરાગરે; સ. ૩
બાજે પખાજ તાલ તાન ઉપજત, ગાવત રાગ બીહાગરે; સ. ૪
ધુની સુનિ ચકિત ભયે સુરનર મુની જય જય કહે અનુરાગરે; સ. ૫
કહે સાંકલેશ્વર ત્રીપુરા નીરખી, વાકો માનુ બડ ભાગરે. સ. ૬

## હોરી રાગ ધનાસરી તાલજેત.

ચાચર ચોકમાં બહુચરી, હોળી ખેલે હીગોળી સાથ;
જોડી યોગ્યણીયોની કરી, હસી તાળી લ્યે હાથોહાથ. ચાચર. ૧
પાવેથી કાળી પધારીયાં, આવ્યાં આરાસુરથી અંબાય;
ભુશણ વસન સુધારીયાં, હીડયે હરખે હોળી રંબાય. ચા. ૨
કાસીથી કુંતા આવીયાં, આવ્યાં અવધેથી આઇ અંક્ષાઈ;
તોતળ તેડીને લાવીયાં, આવ્યાં કામરૂથી માકાંમાક્ષાઇ. ચા. ૩
દક્ષિણથી તુળજા પળ્યાં, આવ્યાં ભરૂચથકી મા સીંધવાઈ;
માતર માતરમાં મલ્યાં, આવ્યાં સોજીત્રેથી ખોજાઇ. ચા. ૪
ચામુંડ ચાલ્યાં ચાહીને, મઢ મુકી મધ્યે મારૂવાડ;
વેગેથી લાવ્યાં વારાહીને, ગયાં ગાત્રેશ્વરી તજી ગતરાડય. ચા. ૫
ઝાલણાપુરથી જ્વાળામુખી, જેહની જોત્યે શશીસુર લજાએ;
મળતાં માહોમાં થયાં સુખી, બાળી બહુચરા કહે કીધો પશાય. ચા. ૬
જોગે જોગણી આવ્યાં સહુ, જશ જેના છે ઠામોઠામ;
સંગ સાંમ્રગી લાવ્યાં બહુ, રંગે રમવા સનખલપુર ગામ. ચા. ૭
મળીયાં મહંમાયા મોદમાં, માનાં મુખડાં પુન્યમના ચંદ્ર;
વિધ્ય વિધ્ય વિલાસ વિનોદમાં, અંગ ઉમંગ્યો હો અતી આનંદકંદ. ૮
વાજાં વજાડે વિશ્વેશ્વરી, છંદે છંદે છત્રીસ રસાલ;
એકેકાં કર લેઇ ઇશ્વરી, આઈ ઉગત્યે અટપટીઓ તાળ. ચા. ૯
માન ન ચુકે માહા માઈઓ, મીંટયે માજી મધુર મુસકાએ;
અતી રંગ ભીનાં આઇઓ, તાંનો ત્રીપુરે અલાપે ગાએ. ચા. ૧૦
રાગ રંગ ઘેંઘટ રચ્યો, મઢ મોંહાડા આગલ્ય દરબારય;
માહા રસ ચાચરમાં મચ્યો, મોહ્યા બ્રંહ્મા વિષ્ણુ ત્રીપુરાર. ચા. ૧૧

ચુવાચંદન ચરચે ચીતે, પ્રીતે અરચે અંગોઅંગ સુગંધ;
હોરી કહેને રમે હીતે, નીત્ય નીત્ય નવલા પ્રતીબંધ. ચા. ૧૨
અબીલ ગુલાલ ઊડાડતાં, ભરી મારે રંગ કેસુ પતંગ;
વીલસતાં વદન સંતાડતાં કર ગાઢા ગ્રહી ઘુંઘટ બંધ્ય. ચા. ૧૩
કનક કળશ ભરી કુમકુમે, કાળી ઢોળે સકત્યોને શીશ;
આંનન નીચુના કરે ઊભા, રૂચે રંગે કરે નહીં રીશ. ચા. ૧૪
કંચન કર પીચકારીઓ, રસ કેસુ કેસર ને કસુંબ;
ભરી ભરી લ્યે સુકુમારીઓ, છાંટે છાકી કરે લુબા ઝુંલુબ. ચા. ૧૫
દેવી દડા લેઇ પુલના, મારે માંહો માંહે મન સ્વાદ;
અકેકા બોલ અબોલના, બંધ બોલે મુકી મરજાદ. ચા. ૧૬
ઊનમદ ઇશ્વરીઓ રમે, મદમાતી મધુરૂ કરે હાસ;
શકતયો સકલ સબલુ ગમે, ફુલી ફુલી ફરે પાદાપાશ. ચા. ૧૭
આરાસુરી એમ ઉચર્યાં, અતી આનંદે રમ્યાં ઘણું ઓણુ;
સાચી બોલો બાઈ બહુચરી, સખી સરવે માંહો હોરીનું કેણુ. ચા. ૧૮
બહુચરી બોલ્યાં સુણો અંબા, સમ સહુને પરવરતુ પરવ;
ભાવે ભવાની આવ્યાં રંબા, ભોળી ટોળી હોળીની સર્વ. ચા. ૧૯
સરસ વચન સુણી સુંદરી, સહુ સાથે હરખ્યા સકુમાર;
બાળાને બુધ્ય બરાબરી, બંધ્ય બોલ્યાં બહુચર બલીહાર. ચા. ૨૦
રસ બસ લીની ભવાંનીઓ, અંગે ચુવે પટ તેલ ગુલાલ,
મગન થઇ મનમાંનીઓ, ખાંતે ખેલ્યાં હોળીના ખ્યાલ. ચા. ૨૧
પુરણુ પ્રેમ પ્રતાપથી, માહામાયા મોહ્યાં તંન મન;
અલબેલીઓ આપો આપથી, અન્યો અન્યે લે આલીંગન. ચા. ૨૨
રાત્ય દિવસ રમ્યાં રંગમાં, સોસાથે સઘળી મળી સકત્ય;
બહુચર આવ્યાં ઊમંગમાં, બંધ બેહેન્યોની ભલી કરે ભકત્ય ચા. ૨૩
ખાન પાન પરીધાંનશું, પ્રેમે પુન્ત્યા પરમેશ્વરી પાએ;
શીખ દીધી સનમાનશુ, માતા મોહોલે જાવા મન થાય. ચા. ૨૪
ફાગ ખેલી સફલે ફલ્યાં, સેહેજે સાર્યાં શેવકનાં કાજ;
દાન દેવા દેવી વલ્યાં, માંહે માગ્યાં આપ્યાં માહારાજ. ચા. ·

દેવદેવાંગના નીરખતાં, આવી ઊભાં વ્યોમે વેમાન;
પુસ્પ ચંદન કર વરખતાં, મુખ બોલે જે જે જે ધન્ય. ચા. ૨૬
ભક્તવચ્છલ મા ભગવતી, મઢય પોહેતાં પોતાને આઇ;
સાચે શેવે પામે સદગતી, બધ્ય મધ્યે હ્રદ્ય બહુચર બાઇ. ચા. ૨૭
મોહેલે વલ્યાં મા વોલાવીને, આવી બેઠાં બાઇ બહુચરી તખ્ત;
શેવક છેડયા ખોળાવીને, ગોઠ્ય આપી જેહેનું જેવું વક્ત. ચા. ૨૮
નવગુણ નિરખી નારાયણી, અવગુણ અંશે નવ્ય આણ્યા હોઠ્ય;
વલ્લભવર વરદાયણી, ગુણ ગાજે એ દીધી ગોઠ્ય. ચા. ૨૯

## હોરી રાગ ધનાશ્રી ત્રીતાલ.

બહુચરીયાં ખેલત ફાગુ, અતી સોહાવનો;
ત્રિભુવન જીવન આધાર, મદન લજાવનો. ૧
સંગે રાજત અંબા ચંડી, સખી સમાજહી;
ડફ ઝાંઝ પખાવજ તાલ, મનોહર વાજહિ. ૨
સબ ચલિ સજકે સાજ, સખિ સોહાગની;
પ્રમુદીત ગાવત ગીત, મનોહર રાગની. ૩
મૃગ મદ કેસરી નીર, સુરંગ ઊદારહિ;
કંચન કર પીચકારી, ભરી ભરી મારહિ. ૪
ઊત તે મિલિ જુથ આઈ, ચારૂ હાસની;
તિનમે નગ રાજદુલારી, વિવિધ વિલાસની. ૫
મોદ ભરી બહુ રંગી, કિયો સંકેતહિ;
ઇત હસત ઊત આનંદ, ગારી દેતહિ. ૬
ધુની સુની ચકિત ભયે સુર મુની, ભુલે ધ્યાનહિ;
શેષ તે વરણો ન જાત, એહિ ઉપમા નહિ. ૭
કુમ કુમ ઘોરી ખેલનકુ, બહુચર શું ભાવહિ;
ઊલસી કનક કટોરી, ભરિ સબ આવહિ. ૮
છિરકે પરસ્પર શક્તિ, ત્રિભોવન સ્વામિની;
ઊડત અબિર ગુલાલ, દિવસ કિયો જામિની. ૯

સુજત નહિ ભંગ સખિયન, કોન કહા વહિ;
મલિ સબ ટેરિ અચાનક, બરદાલિ ગ્રહિ. ૧૦
ઘેરિ આઇ દશ વિશ, નવલ નાગરિ;
દિયો હે અરગજા ડારિ, શિપ તે બહુચરી. ૧૧
કાલિ પરસ્પર અંગ લપટ રહિ સ્વામિની;
રાજત જ્યોતિ અનૂપ, સજલ ઘન દામિની. ૧૨
ફગુવા માગત રંગ, બઢયો સુખ સાગરે;
એહિ વિધિ નિરખિ કોન જુ, ધીરજ મન ધરે. ૧૩
જય જય મુખ કહે બાનિ, અમર જુથ અમરી;
વરપેત કુસુમ સુગંધ, પુરન. પ્રેમભરી. ૧૪
ખેલિ ફાગ સહુ આગ, ભરે આનંદસું;
અભય દિયો વરદાન, અમર વ્રંદસું. ૧૫
શ્રી સાંકલેશ્વર દાસ, કહત અનુરાગસુ;
ગાવત એહિ વિલાસ, વાકો બડ ભાગસુ. ૧૬

———(૦)———

## હોરી અથ ફાગકે પદ રાગ વંદરાવની સારંગ ત્રીતાળ.

ખેલે હોરિ મૈયા સનખલપુરમે ખેલે હોરી. ટેક.
સબ સખિયો મિલ અંબા આયે, ખેલત ઊલટ ભયો મનમે. ખેલે. ૧
ભર પીચકારી મારત હરસિદ્ધ, સબ સખિયનકે બ્રદમે. ખેલે. ૨
અબિલ ગુલાલ ઊડાવત ગાવત, બીચ બહુચર આનંદ ભરમે. ખેલે. ૩
ભર ભર કનક કળસ શિર ઢોળત, રસ બસ સબ ભયે તનમે. ખેલે. ૪
વ્યોમ પ્રભાકર રંગ છપાયો, જેસો છપે જળ યુત ઘનમે. ખેલે. ૫
તાલ મૃદંગ ઝાંઝ ડફ વાજત, વિણા સ્વર ગર્જત ધુનમે. ખેલે. ૬
વિવિધ વિલાસ કરત નિસદીન સબ, બરસે કુસુમ સુરવ્યો મનમે. ખેલે. ૭
કહે સાંકલેશ્વર એહિજન ગાવત, સોહિ તરે ભવસાગરમે. ખેલે. ૮

## હોરી રાગ વંદરાવની સારંગ

સનખલપુર ફાગ ખેલે મૈયા, સનખલપુર. ટેક.

સખિયો બિચ બિચ અંબા બહુચર, ખેલત હે હેરિ કૈયા. સન. ૧
છિરકત મૃગ મદ કેસુ કેસર, અબિલ ગુલાલ ઉડૈયા. સન. ૨
કાલિ ગુલાબ કસુંબ ભર ગગરી, બહુચર શીર ઢોલૈયા. સન. ૩
ચંગ મૃદંગ ઊપંગ બજાવત, તાલ સખો કર સો હૈયા. સન. ૪
કુસુમ ગીદ મારત અરૂ ગાવત, હરસિદ્ધ સખિયન બિચ રૈયા. સન. ૫
હાસ વિલાસ કરિ કરૂણા નિધ, નિજ ભક્ત ન પાર પરૈયા. સન. ૬
કહે સાંકલેશ્વર ગાવો જશ ગુન, સુખ સંપત પાવો મૈયા. સન. ૭

## હોરી ફાગ રાગે વંદરાવની સારંગ.

સુર રંજની માત રમે હોરી, સુર રંજની. ટેક.
સબ સખિયન મીલ ચાચર આયે, ખેલનકું અંબા ગોરી. સુર. ૧
કાળી રંગ પતંગ ઊડાવત, અબિર ગુલાલ ભરન ઝોરિ. સુર. ૨
ઢોલત રંગ બહાવત સરિતા, મૃગમદ કુમ કુમ શું ઘોરિ. સુર. ૩
બાજાં બજાવત ફાગજુ ગાવત, ભરૂવા સબ મુખસે બોરી. સુર. ૪
હોરિ કહત પીચકારી મારત, બિચ સખિયન કે હીગોરિ. સુર. ૫
ચંડિ ચંદન ચરચત અંગસુ, લાલંમ લાલ ભઇ ટોરી. સુર. ૬
ભરભર હરસિદ્ધ રંગ ગગરિયાં. બહુચર માકે શિર ઢોરિ. સુર. ૭
ખેલિ ફાગ બિરાજત આશન, સુરવંદન આયે ભોરિ. સુર. ૮
બરણત ફણિપત્ય પાર ન પાવત, કયા મે લઊ મેરિ મત્ય થોરિ. સુર. ૯
નિજ શેવક જાંણી ભવ તારે, કહે સાંકલેશ્વર કરજોરી. સુર. ૧૦

## હોરી રાગ નિલબરીખટ તાલદીપચંદી ધુમાર.

સનખલપુર સખી સંગ ભવાની, ખેલત હોરિ મહા-વરદાની. સન. ૧
અંબા બહુચર લલિતા આલિ, ચંડી ચામુંડા પીતાંબરા કાલિ. સન. ૨
અંનપુર્ણા હરસિદ્ધ વારાહી, તુલજા તોતલા કામાક્ષાઇ. સન. ૩
કાત્યાયની ચદ્રઘંટા હિંગોલિ, અવર શક્તી જનકિ મિલિ ટોલિ. સન. ૪
રચો ખેલ કછુ કહ્યો ન જાઇ, ચાચર ચોકમે ધુમ મચાઇ. સન. ૫
અબિર ગુલાલકી ભર ભર ઝોરી, ડારત સુખસે કહત હોહોરી. સન. ૬
છુવત પરસ્પર ચુવા ચંદન, ઔર અરગજા બુકાબંદન. સન. ૭

રંગ સુરંગ એણુ મદ ઘોરિ, છિરકત ભર ભર કનક કટોરી. સન: ૮
કેશર કેસુ ગુલાબકો વારી, ભર ભર ગગરી શિરપર ડાડી. સન. ૯
કાલિ કંચન કર પીચકારી, તકી તકી મારે ભીજી તન સારી. સન. ૧૦
ગાવત ગિત ઘેરિ બિચ બાલી, દેદે તાલી હસત સબ આલિ. સન. ૧૧
કિંકરી કરગ્રહિ બાજાં બજાવે, તાન તુરંગ અતિ ઉપજાવે. સન. ૧૨
ઉન્મદ મદપુરીત પુલકાઇ, દેત ગારિયાં શુધ્ધ બિસરાઇ. સન. ૧૩
કરત કુલાહલ બરન્યો ન જાઇ, સુરિનર મુનિવર ધ્યાન ભુલાઇ. સન. ૧૪
એહ વિધ ફાગ રમિ રંગરાતી, આસનરાજત માહા મદમાતિ. સન. ૧૫
ગોઠ દેત આરાસુર રાની, ભુવન ભુવન પ્રતિ ચલિ બરદાની. સન. ૧૬
પુરન પ્રેમ બિલાસ એ ગાવે, સો નર પુનરપિ જન્મ ન પાવે. સન. ૧૭
સાંકલેશ્વર દાઉ બાંય મિલાઇ. કહત કૃપા અબ કીજે માઇ. સન. ૧૮

## રાગ હોરી.

સોરંગી બહુચર ખેલત હોરી, ચાચર બિચ ખેલ મચ્ચોરી. ટેક.
દસદીસ તે ધાઇ મીલી સખી સબ, બીચ ગીરીરાજ કીશોરી;
ઉડત ગુલાલ લાલ ભયો બાદુલ, દીનકર ગગન છુપોરી. સોરંગી. ૧
ઝડત કુંમકુમા ચુવાચંદન, મ્રગ મદ કેસર ઘોરી,
તકી તકી મારત ભર પીચકારી, તન સબ રંગ ભીંજોરી. સોરંગી. ૨
બાજત ડફ કરતાલ દુંદભી, ચંગ ઉમંગ બઢયોરી;
કોકીલાકંઠ સોહાવત ગાવત, ગારી ગીત અહોરી. સોરંગી. ૩
કરત બીલાસ બીબધ તન પુલકીત, જાત ન મુખસે કહ્યોરી,
અપનો દાસ જાની સાંકલેશ્વર, બુડત બાંહ્ય ધરારી. સોરંગી. ૪

## રાગ હોરી.

સનખલપુર બહુચર બાઈ, રસ હોરી રમે સખી સંગ ભવાની. સલખન. ટેક.
ઉડત સુરંગ રંગ રસ ભીનિ, ઉન્મદ મોદ ભરાઈ. રસ. સન. ૧
હસીત પીતાંબરા મુખપેડારી, અબીરકી મુઠ ભરાઇ. રસ, સન. ૨
ભર ભર ઝોરી ગુલાબકી ડારત, એક એકપે સરસાઇ. રસ. સન ૩
કેસર કેસુ ગુલાબકો વારી, છીરકત ભર પીચકારી. રસ સન ૪

કરત કુલાહલ ઉત ધાવત, ગાવત ગારી સોહાઇ. સન. ૫
એહી બીધી કરત બીલાસ દીવાનીસ, શેષ તે વર્ણિ ન જાઇ. રસ. સન. ૬
સાંકલેશ્વર કવી અપનો જાનકે, કરૂણા કીજે માઈ. રસ. સન. ૭

## રાગ વસંત તાળ રૂપક.

આવ્યો વસંત અનંત સંત મિલિ બહુચરને ખેલાવે,
ગોખ જોખ નીરખી હરખી જન મન રંગમાં રેલાવે. આ. ૧
પ્રથમ શ્રંગાર હાર પટભુષણ પ્રેમ ધરી પેહેરાવે,
શુથણ આંગી અનુપ ઓઢણી લાલ રંગ ગેહેરાવે. આ. ૨
વસ્ત્ર સમગ્ર સમરપી દીપ દેઇ દીવ્ય અગ્ર દેહરાવે.
રતન જડીત્ર ધુપદાની ધરી ધુપ ધુમ્ર વેંહેંવરાવે. આ. ૩
નાહાના પ્રકાર પુષ્પ આરોપે ને પાન પાત્ર ભરાવે,
મધુ મેવા પકવાન મીઠાઈ આઇ આગળ થાળ ધરાવે. આ. ૪
ભાવે ભોગ ભવાંની ભોળી લીધાં જે મન ભાવે,
સરસ બરાસ વાસ યુત બીડી બાંહે ગ્રહી આરોગાવે. આ. ૫
વખતે વીલંદ તખ્ત ચડી બેઠી ચૌહોંદિશ ચમર કરાવે,
જળહળ સબળ જ્યોત્ય નીરમળ સમ રવી શશીકોટી હરાવે. આ. ૬
કરી કપુર આરતી વારે જોડી કર જોડાવે,
પાયે પડુ કેહેતાં પરમેશ્વરી પુરવ પાપ છોડાવે આ. ૭
ચુવાચંદન અત્તર અરગજો કસ્તુરી સું બનાવે,
સરવ સુગંધ સાધુજન અરપે ને માજી સુ મન મનાવે. આ. ૮
કેસર કેસુ ગુલાબ કસુંબ જલ મધ્ય અતી ઘોળાવે,
કનક કળશ રસ ભરી કરી કર ધરી બહુચર સિર ઢોળાવે. આ. ૯
અબીલ ગુલાલ લાલ બહુચરને છાંટે ને છંટાવે,
મંકર મધ્ય મુખ અવી લોકાવણ એક આગલ્ય અંટાવે. આ. ૧૦
તાલ મૃદંગ ઉપંગ ચંગ સંગ વાજા બહુ વજડાવે,
ખેલો બસંત અનંત આઇ ગુણ ગાએ ને જન ગવડાવે. આ. ૧૧
શેવક જે વગતા યુગતા યશ રસીયાને તેડાવે,
છેલ છયબીલીની છયબી બરનત અમૃત રસ રેડાવે. આ. ૧૨

રંગ રંગીલાં થઇ આઈ આગળ આપ રહે રહેવરાવે,
હાશ કરે હઇએ હુલશે હશી હેં હોરી કેહેવરાવે. આ. ૧૩
અલ્પ માત્ર અણસમજે સમઝે અંશેક શીશ નમાવે,
આપે અષ્ટસિદ્ધ નવનિધ્ય તન ત્રણે તાપ શમાવે. આ. ૧૪
ત્રિભોવનરાણી વખાણે વાણી સુરમુની સુણવા આવે,
કહે વલ્લભ સલખનપુરી સેવ્યે સકળ પદારથ પાવે. આ. ૧૫

## રાગ વસંત તાલ જેત.

બહુચરમા ખેલે સખીયો સંગ, આજ આનંદ ઉમંગ્યો અધીક અંગ.બ.૧
આવી રૂતુ વસંત હરખત માત, મોહોર્યાંનુ તન બલડુમ પાતપાત. બ.૨
ચંપક ગુલાબ જાએ જુયી પાશ, કંદ કરણી કેતકી કુશુમ સુવાશ બ.૩
મધુકર ગુંજીત રંજીત અપાર, ફુલ્યુબન સલખનપુર બહુ પ્રકાર. બ.૪
વહે મંદ સુગંદ સીતળ સમીર, બોલે પંખી અસંખ્ય કોલીલા કીર.બ.૫
મળી ભોળી ભવાની પાંસ સાત, રમે રાતદીવસ સમીસાંજ પ્રાત. બ.૬
કરે ગાનતાન પાગ હાથ, બોલે હોહોહો હોળી હીંગોળી સાથ. બ.૭
વાહે વાજાં વીવીધ્ય વીધ્ય મત્યુ રસાલ, સંગ્ય ચંગ મૃદંગ ઉપંગ તાળ.બ.૮
ચુવાચંદન ચરચે માવડી કાંઇ, છાંટે અબીલ ગુલાલ અંબાજી આઇ. બ.૯
કાળી કનક કળશ કેસર ભરી, ઢોળે ને ઢોળાવે સીર બહુચરી. બ.૧૦
તોતળા તુળજા દેછે તાળીઓ, મઢય વીલસે બાળા બાળીઓ. બ.૧૧
લીધાં ખટરસ ભોગ ભવાની આપ, કીધા સેવક સુખીયા હરી સંતાપ. બ.૧૨
નિરખે વિમાન સુર હરખે મન, બરખે કુસુમ કહે ધંન ધંન. બ.૧૩
એમ વસંત રમતી શક્ત, સુરીનર મુનીવર જેન સેવે જગ્ત. બ.૧૪
ભજે બહુચરાજી ધરી પ્રેડ વીશ્વાસ, વદે વલ્લભ પુરણ વીસ્વઆશ. બ.૧૫

———(૦)———

## રાગ વસંત તાળ રૂપક.

બહુચરબાળાજી રંગ ભરી રમતા હોળી, બહુ.
માસ વસંત માત મદમાતી, મળી ભવાનીની ટોળી બહુ. ૧
અબીલ ગુલાલ ઉડાડે અંબા, છાંટે ચંદન ઘોળી;
પાણ ગ્રહી પીચકારી મારીને, હાસ્ય કરે હીંગોળી. બહુ. ૨

ચંદન ચરચીત અંગ ચંડીકા, ચંપક વરણી ચોળી;
સાળુ શ્વેત કેશરી કીધા, બધા રંગમાં બોળી. બહુ. ૩
વિવિધ્ય વિલાસ કરે સલખનપુર, રાતદિવસ રંગ રોળી;
વલ્લભને વસરામ ઠામ તુ, માત ભવાની ભોળી. બહુ. ૪

———(૦)———

## રાગ વસંત તાળ રૂપક.

બહુચર બાળી બહુ બરદાળી, હોળી રમે રસાળી;
રત્ય રંગીલી ભવાની ભોળી, તે રીઝીયાં રૂપાળી. બહુ. ૧
સખી સકળ સનખલપુર સાથે, સરદ શશી વદનાળી;
સરવ સુગંધ બધ સંગાથે, તે લીધા કર લટકાળી. બહુ. ૨
આલે તજી પરવરી પારેં, રચી રમત રઢીઆળી;
હોળી હેહે કહેને નવ્ય હારે, પુરણુ પલવટ વાળી. બહુ. ૩
તાલ મૃદુંગ ઝાંઝ ડફ વાજે, મઊઅર મધુર સુરાળી;
સર્વે શક્ત કરીને શમાજે, ગવરાવે ગરનાળી. બહુ. ૪
ચાર પાંચ મળી ચાચર આવ્યાં, આઠ અઠાં અમલાલી;
દુરગા ચોગણી દેખી ફાવ્યાં, નાંહાની બેહેને નીહાળી. બહુ. ૫
અબીલ ગુલાલ અગરજો આણી, કેસર રંગ ઓગાળી;
સાહામાં સામી સલખનપુર રાણી, છાંટેલ છેલ છોગાળી બહુ. ૬
ચુવા ચંદન બુકા બંદન, આનંદી ઉછાળી;
ભડુઓ હું કહે ત્રીભુવન વંદન, ત્રીપુરે કર લેઇ તાળી. બહુ. ૭
કરે વિલાસ હાસ વિશ્વેશ્વરી, દુઃખ દરદ દહનાળી;
વલ્લભ શીર બહુચર એ ઇશ્વરી, કાંણુ રાખે તમ ટાળી. બહુ. ૮

## હોરી રાગ વસંત.

ચાલ સખી સલખનપુર જઇએ, હોલિ ખેલે આઇ;
દોહો દશાથી દેવિ તેડાવ્યાં, મધ્યે અંબા આઇ. ચાલ. ૧
અન્નપુરણાને આદ્ય અજાઈ, દેવિ આવ્યાં ખોજાઈ;
કામાક્ષા કાંકરેશ્વરી આવ્યાં, કાળીને સિદ્ધવાઇ. ચાલ, ૨
હીંગોળીને ગાત્રેશ્વરી આવ્યાં, હરસિદ્ધિને ચૌકાઈ;

ચામુંડા જ્વાળામુખી આવ્યાં, ભલે આવ્યાં ભુજાઇ. ચાલ. ૩
સરવે દેવિ સનખલપુર આવ્યાં, બેઠાં બહુચર બાઇ;
સામાં સામાં સઊ દેવિ મલિયાં, એકએક કરસાઇ. ચાલ. ૪
ચાચર ખેલ મચ્યો સલખનપુરી, દેવિકુ ચેતાઈ;
રખે છુટાં કો નવ પડશો, રહેજો ટોલે વલાઇ ચાલ. ૫
તાલ મૃદંગ ઝાંઝ ડફ વાજે, સારંગી શરણાઈ;
મયુર મધુરી વાંસલી વાજે; ભારે ધુમ મચાઇ. ચાલ. ૬
પહેલાં ફાગ બોલ્યાં સલખનપુરી, બોલ્યાં અંબા આઇ;
પછે બોલ્યાં સર્વે દેવિ, જે તુક બોલ્યાં બાઇ. ચાલ. ૭
અબીલ ગુલાલ ઊડાડે માતા, નાખે મુઠ ભરાઈ;
ચુવાચંદન દેવિને અરચે, હેમ કુમ રોલ રોલાઈ. ચાલ. ૮
અગર કપૂર અરગજો આણી, ધુપ દિપ ધરાઇ;
ગુલાબ રસ કેસરનો કસુંબો, માતા સીર ઢોલાઇ. ચાલ. ૯
કર કંકણુ પીચકારી કનકની, ચામુડા હાથ સોહાઇ;
નાંખે રસ ભરી ભરી કેસરના, દેવિ સઊ ભીંજાઇ. ચાલ ૧૦
કાલી કરમાં પ્યાલા કનકના, મધુપાનેરે ભરાઈ;
આપે હાથો હાથ સઊ દેવી, પીયેને પવરાઈ. ચાલ. ૧૧
ઊનમદ થઇ ઇશ્વરીઓ ખેલે, શોભા અતિ બનાઇ;
જે જે ભડુવા હીંગોળી બોલે, ધંન ધંનરે મહંમાઈ. ચાલ. ૧૨
પુલદ઼ડો ઊછાળે હરસિદ્ધ, માહો માં સરસાઇ;
વચન ઊઘાડાં બોલે મોતા, ભડુવા બોલે બાઈ. ચાલ. ૧૩
ફાગ પુરો ખેલી સહુ શકતો, બેઠી સહુ ભરાઈ;
ગોઠ દેવા સનખલપુરી આવ્યાં, જે જેવી જુગતાઇ. ચાલ. ૧૪
દેવિએ દેવિ સંતોખ્યાં, અનેક સુખડી મીઠાઇ;
તરપત થયાં ત્યાં સહુવે દેવિ, ચાલ્યાં માગી વિદાઇ. ચાલ. ૧૫
સઉ સઉના મોહોલોમાં પધાર્યાં, મોટી માત મહંમાઈ;
બેઠાં બહુચર આવ્યાં એકાંત્યે, ફાગ ખેલ્યાં સફલાઈ. ચાલ. ૧૬
આ ફાગ ગાય સુણે જે શીખે, તેને નહી ન્યુનતાઈ;

હું માગુછું અંબા પાસે, વલ્લભ લેજો નીભાઇ. ચાલ. ૧૭

---

## રાગ વસંત હોરી.

આજ રાજરાજેશ્વરી ખેલે, સનખલપુરમાં હોળી;
વિવિદ્ધ પ્રકારનાં અંબર ધાર્યાં, જાઝે રંગ ઝકોલિ. આજ. ૧
કુસુંબ ગુલાબ કલસ ભરિ અંબા, હાસ્ય કરે શીર ઢોલિ;
અખિલ ગુલાલ ઉડાડે હરખે, કાલી કર ગ્રહિ ઝોલી. આજ. ૨
ભરી પિચકારી મારે હરસિદ્ધ, મૃગમદ કેશર ઘોલી;
છાંટે ને છંટાવે સુ ચંદન, રંગ રંગીલી ટોલિ. આજ. ૩
અંગ સુગંધ સમરપીત બહુચર, રંગ રસ ભીની ચોલી,
રંગ પતંગ ઉડાડે ચંડીકા, કેસુ જલ રગદોલી. આજ. ૪
ચુવા ચંદન અચરત અરૂચે, થઈ રહીછે રંગ રોલી;
લાલ ગુલાલે થઇ સહુ સખીયો, શોભિત અંગ પટોળી. આજ. ૫
~~અંબા બહુચર ગાય આલાપે, હે હોલી મુખ બોલી;~~
અંબા બહુચર ગાય આલાપે, હે હોલી મુખ બોલી;
આનંદી આનંદ કરે નીત્ય, સંગે સખી હીંગોલી. આજ. ૬
નામ લેતાં નારાયણી તારે, ભવસાગરમાં ભોલિ;
કહે સાંકલેશ્વર સુરપદ પામે, રહે અમરની ટોલિ આજ. ૭

(૦)

## રાગ વસંત ત્રિતાળ.

ચાલો જોવા જઇએ આલિ સનખલપુર વાલિ;
ભકત જન ભય ટાલિ, અભરે ભરે. ટેક.
શકિત જન મલિ ટોલિ, સંગે અંબા બહુચર ભોલી;
અદભુત ખેલે હોલી, અતિ આદરે. ચાલો. ૧
વાજે ઝાંઝ મૃદંગ તાલ, ઉડાડે અબીલ ગુલાલ;
આનંદની દેછે ગાલ, હાંસી કરે. ચાલો. ૨
પેરિ પચરંગી ચોલી, ચુવાચંદન કેસર ઘોલી;
પરસ્પર રંગે રેલિ, મદમાં ફરે. ચાલો. ૩
પીચકારી ભરી રંગ, મારે ભીજે કોમળ અંગ;
છબિ દેખી ત્રિયા અનંગ, માન હરે. ચાલો. ૪

રંગ છાયોરિ પુરેણ, ગુલાલ ભરેલાં નેણ;
મધુરાં બોલે છે વેણ, કોકીલ સ્વરે. ચાલો. ૫
મનોહર એ વિલાસ, ગાય આઇ પુરે આસ;
બુડતો જાંણીને દાસ, બાંય ધરે. ચાલો. ૬
સાંકલેશ્વર વદે વાંણી, સનખલપુર રાણી;
શેવે સાચી મન જાણી, સંસાર તરે. ચાલો. ૭



## રાગ દેવગંધાર ફુલડોળ તાળ આડો ચોતાળો

અદભુતનીકો બન્યો હે ડોલ, હીરા ખચીત રચી વીશ્વકર્મા;
માનું કલા શશિ સોલ, અદભુત નીકો બન્યો હે ડોલ. ૧
કંચન ખંભ બિચિત્ર બિરાજીત, મરકત મની અતોલ;
મુક્તા માલ સોહાયે પિરોજા, સોકી પાન અમોલ. અદભુત. ૨
શોભિત બન ઊપબન દ્રુમ બેલી, કુસુમ લતા પ્રફોલ;
પરિમલ પ્રમુદિત વિહગની કૂજત કોકિલ કરત કલોલ. અદભુત. ૩
ઝુલે ઝુલન દોઉ સુકુમારી, હરનિસુ લોચન લોલ;
શોભા વરનુ બહુ ભાતિ, બસન પેર તનચોલ. અદભુત. ૪
સનખલપુર મીલી સબ સખી આઇ, અપુને અપુને ટોલ;
દીર્ઘ ધુની સુની ચકિત હોત મન, ગાવત રાગ હિંડોલ. અદભુત. ૫
સકલ સુગંધ સુમારી ભરત એક, સખિ કર કનક કચોલ;
ચુવાચંદન ઓર અરગજા, પરિમલ છુવત કપોલ. અદભુત. ૬
કુમ કુમ નીર સુરંગ ભરિ એક, કનક કળશ શિર ઢોળ;
ઝાંઝ દુંદુભિ પખાવજ વાજત, બોલત અતિ મૃદુ બોલ. અદભુત. ૭
ઊડત અબીલ ગુલાલ ભયે સબ, પટ અંગ રંગ ઝકોલ;
રાજત પ્રાત રવિમંડળ સમ, અરૂણ અતિ ભૂગોળ. અદભુત. ૮
ફગુવા માગત રહ્યો રંગ છાઇ, સનખલપુરકી કપોલ;
સાંકળેશ્વર અવિલોકિ એહ વિધ, ભયો પ્રેમરસ રોલ. અદભુત. ૯

---

## રાગ દેવગંધાર જોટો.

બાલા ઝુલત બઢયો આનંદ, નવસત ભુષણ રાજિત

વદન શરદકો ચંદ, બાળા ઝુલત બઢયો આનંદ. બાલા. ૧
તાલ મૃદંગ ઝાંઝ ડફ઼ ઝુલરી બાજત ગત મંદ મંદ;
નારદ યંત્ર બજાવત નાચત, બંસિ બજાયે ગોવિંદ, બાલા. ૨
ઝડત અબિર ગુલાલ કુમકુમ, ચંદન બુકા બંદ;
છિરકત કોમળ ચારૂ કપોળે, ગાવત ફાગકો છંદ. બાલા. ૩
પુલકિત અંગ રંગ રસ ભીને, સબ સખીયનકો વૃંદ;
હોહો હોરિ કરત બલજોરી, મદન મનોહર ફંદ. બાલા. ૪
બંદન નિરખિ નીરખી બારબાર, સુર સબ આનંદ કંદ;
કહે સાંકલેશ્વર લોક સ્વામિની, ચરણ કમળ મકરંદ. બાલા. ૫

---

## રાગ દેવગંધાર

આજ સહિ ઝુલત બહુચર બાલિ, એક ઓર નગ રાજદુલારી;
એક ઓર બરદાલિ, આજ સહી ઝુલત બહુચર બાલિ. આજ. ૧
કરગ્રહી કંચન ડોલ ઝુલાવત, ઠાડે વિધિ વનમાળી;
નિરખિત જગત જનેતાકું, પરમભયે જુ ખુશાલી. આજ. ૨
કેસર મૃગમદ રંગ શોભીને, ચુવા લપટ બસન;
કાલિ ચંડિકાદિક મિલ આલિ, ગાવત મધુર બચન. આજ. ૩
બાજત ઝાંઝ મૃદંગ તાલ ડફ઼, બીણા સંગ સોહોય;
કાહા કહુ રસ બઢયો પરસ્પર, બરન્યો શેષ ન જાય. આજ. ૪
દેત આશિષ સુર સુરપતની, અંતર અતિ અનુરાગ;
શ્રી સાંકલેશ્વર ત્રિભુવન રાણીકી, બાનિ પરમ સુહાગ. આજ. ૫

## રાગ દેવગંધાર

આજ માઇ ઝુલત અદભૂત ડોલ, રાજત સંગ આરાસુર રાની;
આનંદ રૂદય અતોલ, આજ માઇ ઝુલત અદભૂત ડોલ. આજ. ૧
કેસર મૃગમદ ચુવાચંદન ચર્ચિત ચારૂ કપોળ;
છિરકત અબિર ગુલાલ, પરસ્પર બિહસિત કરત કલોલ. આજ. ૨
શ્રી સનખલપુરરાની શિરપર, ડોલ રચ્યો સુભ કુંજ;
કદલિ કેતકિ બકુલ માલતિ, કરની મનોહર પુંજ. આજ. ૩

નવદલ કોમલ ચૂતર હેલસિ, પરિમલ કુસુમ ગંભિર;
બહત સરોજ પરાગ પુજભર, શીતલ મલય સમીર. આજ. ૪
રસ મકરંદ લુબ્ધ મન કુજન, કોકિલ મધુકર કીર;
શ્રવન સુનિસ્વર ત્રિભુવન રાની, પુલકી શુભગ શરીર. આજ. ૫
રંજીત રંગ સુગંધિ સુવાસિત, નિર્ઝર ઝરત સુનીર;
કૂજત વિષદ વિલાસ વિલાસીત, કલહંસ ઊભે તીર. આજ. ૬
પ્રમુદિત બદન વિલોલ સુલોચન, ગાવત મિલિ સુરનારી;
બાજત તાલ પખાવજ આવજ, હોત રંગ અતિ ભારી. આજ. ૭
શ્રી સુરરાજ આરતી ઉતારત, શોભા પરમ ઊદારી,
બાર બાર અવલોકિ નેનભર, સાંકલેશ્વર બલિહારિ. આજ. ૮

---

## રાગ ખમાયચી.

બહુચર અંબે ખેલત હોરી લટકે, રંગ ચટકે;
કેસુ ભરી મટકે, બહુચર અંબે ખેલત હોરી. લટકે. ટેક.
પીચકારી મારત, ગુલાલ ઊડાવત;
બીલી શક્તિયોકી ઠઠકે, બહુચર અંબે ખેલત હોરી. બહુ. ૧
હોરી ગાવત, બાજાં બજાવત; તાલ લગાવત ખટકે. બહુ. ૨
સબ મન ભાવત, તાન ઊડાવત, માનજુંઆવત અટકે. બહુ ૩
દેવહીધાવત પુષ્પે બધાવત, દરસનાં પાવત ભટકે. બહુ. ૪
દામોદર શીશ નાવત, ચાહાવત શક્ત રાહાવત શબ ઘટકે. બહુ. ૫

## રાગ હોરી.

અંબે બહુચર બે જેરી, ઓર શક્તિયોકી ટોરી;
ભરી અતિ ઊમંગ, ખેલત હોરી રંગ મચોરી. ૧
બાલાબાલ કીસોરી, ભરી ગુલાલકી ઝોરી;
ઊડાવત રંગ કેસર ઘોરી, ગગરીયાં ઢોરી. ૨
કાલી કનક કચોરી, રંગ માંહી ઝબકોરી;
છીરકત સબ અંગ તન ભીજેરી, ગુલાલમે રોરી. ૩
અંબા મુખસે યું બોલી, હો હો હો હો કહી હોરી;

ગાબત સબ સંગ કરી બરજોરી, અંગ મરોરી. ૪
બાજાં બાજત ભૈસોરી, માંહી સારીંગી તંબોરી;
મોરચંગ મરદંગ મારે તાન તોરી, માત હીંગોરી. ૫
દેવ આયે સબ દોરી, સનખલપુર પોરી;
પુજત માતંગ પુસ્પ ચંપોરી, ચંદન કીસોરી. ૬
જય જય માત મોરી, દામોદર કરજોરી;
કરત સાષ્ટાંગ, આસ પુરોરી, દુખ હરોરી. ૭

## પ્રબંધ રાગ.

શ્રી જગ જનુની માહારાની, જય અંબે આદ્ય ભવાંની;
જય જય જુગ જાઈ અંબેબાઈ, મંમાયા નીજજન સુખ દાઇ.
પ્રણુત હું પાઇ પદ સીરનાઇ, કરમા સાઈ ગ્રહી મમ બાઈ;
હે દુખ હરની, સંપત્ય ભરની; ઉજ્વળ બરની, અસરન સરની.
કરૂના કરની, ભવજળ તરની; તીરથ ધામ સબ હે તવ ચરની.
સકલ દેવ ગાવત ગુન બરની, સૈલ્ય પુત્રી અરૂ બ્રંમ ચારની,
ચંદ્ર ઘંટેતી જકત કારની, હે કુસ્માંડ સ્કંધ માત તુ,
કાત્યાયની અરૂ કાળ રાત્રી, માહા ગૌરી દેવી અરૂસિદ્ધીદા.
ઇતેતી તુ નવ દુરગામા, સકલ મનોરથ પુરણુ કામા;
હે માહાકાળી ભદ્રકાળી કૌમારી કપીલા, કાળી કાપીલી.
કૃષ્ણુ પીગળા, ચંડી કરાળી; જ્યા વીજયા, જેસ્ટા દુરગે.
ઊમા ભગવતી, કૃષ્ણુ રૂપ હે સાકંબરી શંકર રૂપ.
કુમ્રાક્ષી બેદ અરૂ શ્રુતી રૂપ, ગતી ગહન કુપ.
હે અગની રૂપ, બ્રંમન્ય બ્રંમ; વીદ્યા માહા નિદ્રા, શ્રેષ્ટ સ્વરૂપા.
પ્રચંડ રૂપા, અટ્ટહાસની; જકત પ્રકાશની. પીંગ નેત્રા.
મંદર ગીરી બાસની, કનીષ્ઠ ભગની; કસ્ન ચંદગી, ગોપ નૌદકુલ.
કુશિક ગોત્રમે. પ્રગટ ભઇ તુ, પીત બસન ધર, દૈત્ય કદન કર.
ચંડ મુંડ કૈટભ મહીષાસુર, શુંભ નીશુંભ રકત બીજા સુર.
મરદન કર ધર મયુર પીંછ, રૂપ દ્વજા અરૂ કર સંખ ચક્ર શકિત.
હલમુસલ ખેટક તોમર ફરસી પાસ, સારંગ ચાપ ત્રીશુલ ગદાગજ.

ખડગ ક્રતાંત કાલકી કાલ દુસ્ટકી, આદ્ય ઇશ્વરી.
જ્યોત જાગતી ખરી, દયા સાગરી; મા મહેશ્વરી, તુ અગોચરી.
અમર નીરજરી, અગમ અક્ષરી; ત્રીપુરેશ્વરી, બીસ્વઅંબરી.
તુ જોગેશ્વરી, નમો દ્રીગ ભરી; મનમે ઠરી, સુરતસુંદરી.
એ સર્વેશ્વરી, સકલેસેવરી; મા મહોદરી, તુ સર્વોપરી.
માત કરગરી, ચરનપે દરી, કહુ દીલ ડરી, રહુ થર થરી.
મતી પામરી, બાંહ લે ધરી; જાઊંનુ તરી, કૃપા દે કરી.
જાય દુખ ટરી, તાપ લે હરી કહુ કાં ફરી ફરી.
માતંગી તું સુખ દાની, જય અંબે આદ્ય ભવાની ૧
જય જય મહા મંગળ રૂપ સુખકી કુપ, દુખકી દમન સમન.
ભવતાપ ત્રીબધ, નહી ગમ ન નીગમ; મતી ગવી અમાપ.
સર્વાત્મા સર્વેશ્વર જગવ્યાપક, ત્રીગુન સ્થાપક.
ઊદભવ સ્થીતી લય કર તું મૈયા, બીસ્વ સકલ હે તીહારી છૈયા;
પ્રણુવ રૂપની, ઓંમકારસે; પરંપાર તું, ઓર માત તું.
સ્વાહા સ્વાવા, કલા કાસ્ટ સરસ્વતી; એદમાતા ગાયત્રી.
ઓર તુહી વેદાંત રૂ, બ્રહ્માંડ ભુપ; જય જય માહા દેવી.
તુહી તુતી તંદ્ર નિદ્રા લજ્જા લક્ષ્મી, સંધ્યા પ્રભાવતી.
સાવત્રી તુષ્ટી પુષ્ટી અરૂ સ્મૃતી ક્ષુધા ત્રસ્ના બુદ્ધી શક્તિ બ્રતી.
જાતી ભ્રાંતી તુ દયા ક્ષમા ક્ષાંતી શાંતી, કાંતી કાયા છાયા માયા તુ.
અકલ કલાયા, ચંદ્ર સુર્યકી બ્રધી કરણુ સ્રધી માતકી સ્રધી.
આદ્ય અંત્ય અરૂ મધ્ય બીચમાં, તુહી તત્વ ઓર સકળ સત્ય હે.
તેરી છાયા મહ તત્વકો મહતત્વ જોહે, સોહી સબહે તીહારી માયા.
તુ હે અજાયા, પ્રપંચ જક્તા; સક્ત બનીકે, મોહોજાલકી બીચસમાયા.
માત કૃપાળી, તુ બીરદાળી; દીનદયાળી, ધન્ય ધન્ય આરાસુરવાળી.
અંબે બાળી, હે મતબાળી; રંક નીહાલી દે દુઃખ ટાલી.
ભક્ત તારણી, જક્ત ઊજાલી; નીરાધારકી તું આધારા.
કાહા બરનુ ગુન અપરમપારા, સાર સકલકી સાર કરીજે.
વાર મારના ઊગાર લીજે, ગરીબનીવાજા લાજ રખીજે.

ગુનેગાર મે દાસ બીચારો, ભવજળ બુડત બૈયાં ધારો.
એક તીહારો, બીન દામકો; ગુલામ છોકમ અસ્ટજામ ગુન ગાતઊગારો.
ચરણકમલ દલ ચીત ચાહી, શીર નાઇ કહુ મા તારો તારો.
શ્રીમની દીપકુ્ીા રાની જય અંબે, આદ્ય ભવાની. શ્રી શ્રી શ્રી.

## પ્રબંધ છંદ.

આદ્ય સક્ત તું અંબે આઈ, પ્રગટ પુરણ તેં બ્રહ્મ નીપાઈ;
વરનાવરન કીધાં તે વારૂ, જુગમાં નામ વપે સૌ તાહારૂ.
આપે બુદ્ધ અવિચળ વાણી, જાચુ દેવી દાતાર જાણી;
અખુટ વીદ્યા આપે આઇ, બાલક જાણી કરીએ ભલાઇ.
સતી સુવર્ણરૂપે રૂડી, કાને કુંડળ હાથે ચુડી;
લીલાટે આડ કેસરની સોતી, નયને કાજળ નાકે મોતી.
ગુથી વેણુ ગોફણી લેહેકે, ચુવા ચંદન અરગજ બેહેકે;
કોટમાં હાર ચેણુ ને માળા, અધીક દંત દીસે રડીઆળા.
બાંહ્ય બાજુબંધ ફુમતીઆળા, રાખડીએ સોનાના વાળા.
પોંચી બેરખી છલ્લા અંગુઠી, જડીત્ર ખાપ સોનાની વીંટી.
પાયે જેર બછુરા વાજે, ગણુ ગણુ વાજતાં ઘુઘરી ગાજે;
પેહેરાં ચીર પીતાંબર સાડી, કમખે ભાત અલભય પાડી.
અસુર નીકંદન ઝાલ્યો આઈ, મહીશાસુર તેં માર્યો ધાઈ;
ચંડમુંડ તેં નાખ્યા ચોળી, દૈત્ય માત્ર ભુકો ભચયડી.
તાહારી તલવાર ત્રીલોકમાં ચાલે, સ્વર્ગ મ્રત્યુને પાતાળ હાલે;
ડંકો દેવલોકમાં કીધો, જીતી જસ જગતમાં લીધો,
પરજા તારી પાળે આઇ, કળીકાળમાં બહુચર બાઈ;
ધનધનરે તું અંબે સતી, ભુખ્યાનાં ભુખ જોતી નથી;
ભટ કૃપારામની સુણો વીનતી, છંદ ગાઉ અંબાની વતી.

## શ્રી અંબાસ્ટક છંદ ભુજંગી.

પ્રથમ સરસ્વતી માતને પાયે લાગુ, વળીને વળી હું રસીક વાણી માગુ;
ભવોભવ ભવાની કરૂ સ્તુતી તાહારી, કૃપારૂપ જગદંબ આનંદકારી. ૧

આઇ તુ અકલ વિશ્વની મુળ માયા, હરીહર વીરંચી ત્રીગુણાત્મ જાયા;
રચ્યો સર્વ સંસાર તે સુખકારી. કૃપા. ૨
તાહારી કિર્તિ કેહેવા મુને આસપુરી, આઇ દાસ થાપી દ્યો વાણી મધુરી;
વદનમાં વસો બ્રહ્મકન્યા કુમારી. કૃપા. ૩
માહારે માત તું તાત તું ભ્રાત ભગની, સહોદર પરીવાર તુ મુજ વગની;
તારે શર્ણ છું હું ત્રીશુલધારી. કૃપા. ૪
નથી જાણુતો ધર્મ ખટકર્મ શેવા, નથી જાણુતો જપ તપ દાન દેવા;
તારા નામનો છે ભરોસોજભારી. કૃપા. ૫
નથી જાણુતો જ્ઞાનની વાત સાચી, રહ્યો તે થકી મોહ માયાને રાચી;
કરો જ્ઞાનવંતો કબુદ્ધિ નિવારી. કૃપા. ૬
નથી જાણુતો મંત્ર કે વેદ વિદ્યા, સકલ શાસ્ત્રનું સાર તું સર્વ સિધ્યા;
મને ભક્ત જાણી મેહેલો ભવ તારી. કૃપા. ૭
માહામંદ મતીહીન છુ ભવાની, તમારી કરી વાત સર્વે થવાની;
કોહોને જઇ ભજુ તુ વીના માત મારી. કૃપા. ૮
પડી પીંડને પેટની પીડ મોહોટી, તેણે જ્ઞાનની વાત કીધી છે ખોટી;
માહારાં દુઃખ દાલીદ્ર નાંખો વીદારી. કૃપા. ૯
હુતો દીન દુર્બલ થઇ શર્ણ આવ્યો, વળી ભગવતી ભક્ત તારો કેહેવાયો;
તેની લાજ છે તુને સારી નઠારી. કૃપા. ૧૦
ભણે સાંભળે વીનતી ભાવ આણી, તેને દાસ થાપે અંબા દીન જાણી;
માહા પાપના તાપથી લે ઊગારી. કૃપા. ૧૧
કાળીદાસની વીનતી મન આણો, મુને દાસના દાસનો દાસ જાણો;
ધરી દ્રષ્ટી મીઠી મને રાખો ઠારી, કૃપારૂપ જગદંબ આનંદકારી. ૧૨

## ભુજગી છંદ જોટા.

સમરૂ સારદા માત મોહોટી ભવાની, ચોસઠ જેગણી દેવ મુખે વખાણી;
હોડી ચુંદડી મસ્તકે મોડ છાજે, માતા બહુચરા ગોખ મધ્યે બીરાજે. ૧
અતી તેજ તારૂ નવેખંડ માંહે, દેવી આદ્ય શક્તિ માતા તું કેહેવાયે;
દીપક જોત્ય તાહારી ભવાની સદાજે. માત બહુચરા. ૨

તુતો તોતળા માત કાસી કરાળી, શીલા સાંબવી બહુચરા તુજ બાળી;
ભલુ મુખ દીઠે માહા દુખ ભાજે, માતાબહુચરા. ૩.
માર્યા શુંભ નિશુંભને ચંડમુંડ, મહીષાસુરના કીધા સત ખંડ;
ત્રીશુલ ધારીને દેખતાં દૈત્ય ભાજે, માતાબહુચરા. ૪
પુજુ માતને ભાવશું ભક્તિ આંણી, દેવી મારકંડેને વેદે વખાણી;
પાયે નેપુર ઘુઘરી નીત્ય વાજે, માતાબહુચરા. ૫
ધર્યાં પુષ્પ કંઠે ઘણુ માત ઓપે, દીપક જોત્ય તારી રવી ત્રૈણ લોકે;
વેણા વાંસી કાંસી ચાચર ડાક વાજે, માતાબહુચરા. ૬
ભલી લાજ, રાખી રાજાને ત્યાંહાંજી, સ્ત્રીનો પુરૂપ કીધા માતા બહુચરાજી
શંભુનાથ નિત્યે જોડી હાથ રહે છે, મુખે બહુચરા બહુચરા એમ કે છે;
ભણે સાંભળે તે તણાં પાપ ખાજે, માતાબહુચરા. ૮

## રાગ ભુજંગી છંદ.

કરે સેવના તાહારી માત દેવા, બ્રહ્મા વિષ્ણુ આદી માહાદેવ જેવા;
જપે શેષ પોતે જુઓ દેવી ન્યાળી, માહા કષ્ટ ભાગો ભજુ માતકાળી ૧
દેવી દાનવોને માહા દુખ દીધાં, તેનાં શીશ છેદી રૂધિર પાન પીધાં;
બીજા દૈત્ય નાઠા તુને દેવી ભાળી. માહા. ૨
કીધી કેસરી આડ સીંદર રાતી, નાકે વેસરી વાળી મોતી સોહાતી;
હોડી ચુંદડી પચરંગી વીશાળી. માહા. ૩
ધર્યાં ખડગ ખાંડા ત્રીશુલ દેવી સોહીયે, વાજે ડાક ઘંટા તણે નાદ મોહીયે;
પાયે ઘુઘરી વાજતી હાથ તાળી. માહા. ૪
ડેરે ડુંગરે ચાચરે વાસ તાહારો, જળે નીર્જળે સ્વર્ગ વાટે સધારો;
ધર્યું રૂપ ધાતા વીધાતા તું બાળી, માહા. ૫
માહા મુંડ હુતો તેને બુધ્ય દીધી, જઈ ભોજ પાસે સવાલક્ષ લીધી;
કીધો દાસ કાળી પાવાઘડ વાળી. માહા. ૬
નમ્યા માન મુકી મયા તેને કીધી, આપી રાજ રીધી વળી. અષ્ટ સિધિ
કીધા છત્ર ધારી અરી સર્વ ટાળી. માહા. ૭

કીધા ગીરધરે શ્લોક માતાના આઠે, ભણે સાંભળે કે કરે નીત્ય પાઠે;
ચીરંજીવી જીવો સદાયે સુખાળી.

---

## રાગ ચોપાઈ તુળસીદાસની ચોપાઈનો.

અંબે માત છબી પરવારી, અષ્ટભુજા સોહત અતી ભારી;
ગદા ચક્ર અસીઢાલ કવાન, કરની મેં શંખ ચક્ર અરૂબાન.
દીવ્ય અરગજા અંબર માલા, રત્નનીકે અભર ન રસાલા;
ચારન સીધ્ય ઉરગ ગંધર્વ, કીન્નર ઔર અપચ્છરા સર્વ,
સ્વેતી કરે અરૂભેટ ચડાવે. ઊદો ઊદો કહી પુષ્પ વૃષાવે;
દુર્ગા વીજ્યા બહુચર ચંડીકા, કમુદાઇ સાનારૂ અંબીકા.
માયા કૃષ્ણા ભદ્રકાળીકા, નારાયણી વૈષ્ણવી કનકા,
ગાયત્રી સાવીત્રી સરસ્વતી, બહુચરમા અખીલ ભુવનપતી.
ગૌરી કાત્યાયની પરમેશ્વરી, બ્રહ્માંણી ભગવતી માહેશ્વરી;
બાળા ત્રીપુરા તુ સિદ્ધિદાતા, જહેની જુગ જુગ તું વીખ્યાતા.
સર્વ શકિત મલી ચાચર ગાયે, નીરખી સુરમુની વીસ્મે થાયે;
નવરાત્રી ખેલે મદમાતી, રૂપ અનુપ સ્વરૂપ સોહાતી.
બહુચર માત ચરણ સુખકારી, ચદુરામદાસ જાયે બલીહારી.

## રાગ લાવણી માતાજીની અરજી.

ઓ માજી અરજ સાંભળો, અરજ મારી કરમ મેં કીધાં છાંનચોરી;
પાપ બહુ થયુ, અંબાજી પાપ બહુ થયુ મા થયુ કુંભ ભરી.
ફુટયો ઘડો ને લીધો ઘેરી, કે સઘળી દુનીયાં, અંબાજી સઘળી દુનીયાં;
દુનીયાં દુરાચારી, વાડનો કાંટો થયો વેરી, હવે કયાં રહીયે.
ઓ માજી હવે કયાં રહીએ, મારાં દુઃખ નીવારણ સહીએ;
તુજ આગળ વીનતી કહીએ, પુરૂષનું પીએર છો માહારાજ
રાખો સહુ સેવકની લાજ માત બહુચરી, આઈ અંબે ગરીબનીવાજ;
નીભાવો મોરી બાંહ્ય ગ્રહેકી લાજ માત બહુચરી.

ઓ માજી હું હરતો ફરતો, કંઈ હરતો પરધન માલ પાપી પાખંડી હતોચંડાળ
કાંમી ક્રોધી, અંબાજી હું કાંમી ક્રોધી, કંઇ ક્રોધી કપટની જ્વાળ.
પાપની બહુ બાંધી મે પાળ, લોકને મેલ્યાં, અંબાજી લોકને મેલ્યાં,
મેલ્યાં જુઠાં આળ, સંતાપ્યાં પશુ પંખીનાં બાળ થયો કંગાળ.
અંબાજી થયો કંગાળ, હું થઇને રહ્યો નીરમાલ;
તારા નાંમની પકડી ઢાલ કે બેઠાં તખત કરો છો રાજ.
આવ્યો છું મારી કરણી કેહેવા કાજ માત બહુચરી. આઈ અંબે. ૨
આ માજી હું ચાડી ચુગલી, અંબાજી હું ચાડી ચુગલી મા;
ચુગલી બહુ કરતો કે અવળાં ચરણ બહુ ધરતો પરાઈ નીંદા.
અંબાજી પરાઈ નીંધા મા નીધા બહુ કરતો કે પરપંચ કરી પેટ ભરતો;
કે જુઠી સાખો, મા અંબાજી જુઠી સાખો બહુ પુરતો કે પરનારીશુ રંગરમતો.
કીધાં મેં કર્મ, અંબાજી કીધાં એ કર્મ, અધર્મમાં ખોયુ ધર્મ;
મેં મુકી મરજાદા સર્મ એવો અવગુણનો ભરેલો જાંણ.
જુઠો થઈ પડયો પ્રથ્વી પાહાણ માત બહુચરી. આઈ અંબે. ૩
ઓ માજી અઘોરી એદી, મા એદી મતમુંડા જુવારીને હોણ કેહેસે;
રૂડો કે લાલચુ લોભી, મા લોભી મધપુડો, જેવો જંમ ગોખરૂનો ઝુંડો.
એહેવો દુનીયામે, દુનીયામાં મતબુરો, ધુતારો થઇ જુગમાં બુડયો;
ભુલાં હું ભમતો માહારા દાઈદુશમ શું દમતો, અણઘટતાં કામ કરનો;
આઇ સાચી જુઠી બાંધી પાજ,-ચલાવ્યાં અવજશનાં બહુ ઝાઝ. માત. આઈ.
ઓ માજી ફાંશીયો ઝેરી ઝેરીને ઝેર ચઢયું, કલેશ હું કરતો હર ઘડી;
હું છું ઘાતીયો, ઘાતીને બુધ થોડી નાંખ્યા વડ પીપળ ઉખેડી.
કે દુરમત મતીયો, મા મતીયો અનાડી પરાઇ આશા બહુ તોડી;
થયો પાંગળો, અદેખાઈ આળશમાં ડુલ્યો, હત્યારો હત્યા કરી ભુલ્યો.
હંકારી લંપટ કીધી સાખ, સહીયર જાણું સલખનપુરની રાય. માત. આઇ.
ઓ માજી નગર સૌ રૂઠયું, રૂઠયો સૌ સંસાર, રૂઠયો કુટુંબ ને પરીવાર.
વહાલાં થયાં વેરી, મા. વેરી હજારો શત્રુનો નહીં પાર, વાર મારી કરજો;
મા કરજો વાર મારી, આશરો આધાર છે તારો, થયો અનાથ.
દુશમનશું ભીડી બાથ, મેં સાહ્યો તમારો હાથ, સાથ સૌ સજન કીધો ત્યાજ;

ફીકા જેવા રસ વીના અનાજ, માત. આઇ.
એ માજીસાચી આઇ અંબેઅંબે બહુચર બાળી, કે ચંડી ચામુંડાકાળી;
તોતળા તુલજા, તુલજા ગંગેરી, વાઘેશ્વરી સીધવાઈ હીંગોળી.
વેરાઈ મહાલક્ષ્મી માત ભોળી, ચોસટ ચાચર રમવા ચાલી;
મનેછે આશ, મને રાખો ચરણની પાસ, સદા શેવકને માથે ગાજ.
ગાજ વેરીનાં ગાત્રો ભાજ. માત. આઈ
એ માજી મેં પાલવ સાહ્યો, સાહ્યોરે માત મોરી;
કે હીંમત રાખું છું તોરી,તમે મને લેજો, માલેજો ઉગારી અલબેલી તુ માત.
મારૂ કાંણુ ગજુ ને કાંણુ ગાત, છુ જનમોજનમનો દાસ;
દાસ વલ્લભની રાખો લાજ, બેઉ કરજોડીને કહુછુ આજ. માત. આઇ.

## આઠ વારની લાવણી

મંગલકી સેવા સુનો મેરી દેવા હાથજોડ હમ દ્વાર ખડે,
પાન સુપારી ધ્વજ નાળીએર ચંદન ચોખા બેત ચડે;
રત્ન જડયો મા મુગટ સીરપે હીરા હારો હાર જડે,
ચુંદડી કસબી કોર કીનારે પંખેસે મોરસલ ઊડે.
નાકે વેસર વાળી મા બાંહે બાજુબંધ લટકતા,
બરણુવ તેરા કયા કરૂં મૈયા સતાવાર તેદા ગુન ગાતા;
બુધકી દાતા સબ જુગ માતા તુ મેરા કારજ સીધ કરો,
ચરન કમલકો લીયો આસરો સરન તુમારે આન પરો.
સાચીરે આઈ જુગત અંબે મકર વીલંબે,
સંતનકે ભંડાર ભરે જ્યાં જ્યાં ભીર પરે;
સંતનકુ દુખદાળીદ્ર પલમાં હરે,
એસીરે તુ આદ્ય ભવાંની તેરે કમલ મેરા ચીત રખના. બરણુવ.
વાર વારકુ સબ જુગ માંહે પુરન અનોપમ રૂપ ભયો,
માતા હે. કે પુત્ર દીલાવે, કહા સારદા ભોગ લીયો;
તુ રખવાલી ખપરવાલી બેડે કૌતક આપ કીયો;
જો માગે સો દયા ભાવસેં પલમે સંકટ દુર કીયો.
ભકતકાજ મા ધાઇરે કાંગ ઊદા ઊદા મુખસેં કેતા, બરણુવ તેદા.

જયજય બરદાળી, બહુચરબાળી; લે સંભાળી, નિજ જનને,
તું અવિચલ વાણી, તું ઇંદ્રાણી, ભકતો જાણી, ધર મનને. ૩
તું અભરણ ભરતા, તારણં કરતા; ભયને હરતા, જગ દેવી,
મહિપાસુર માર્યો, વલ્લભ તાર્યો, વિમળ ઉગાર્યો, ચહુ શેવી. ૪
સચરાચર વ્યાપે, સંકટ કાપે, કોન ઉથાપે, તુજ વાણી,
સઉ તારે પારે, વારે વારે, આવી ઉચારે યુગ, રાણી;
તું દિલની દાતા, વિશ્વ વિધાતા, દે સુખ શાતા હે માતા;
અભય પદ ચહું છું, કરગરિ કહું છું, શરણે રહું છુ, સાક્ષાતા. ૬
ઉર ધર આ અરજી, દે શુભ વરજી, તું સુખ કરજી, રસદાઇ;
જુગ જુગમાં જાણી, અકળ કળાણી, દે મધુવાણી મમમાઈ. ૭
જય શ્રષ્ટી સજતા, કલમષ તજતા, તુજને ભજતા, તે તરતા,
સનખલપુર સેવી, બહુચર દેવી, સુખ કર એવી, નીધી ભરતા. ૮
અવનિ પર તારો, સઉથી સારો, અન્ય નહારો, ગણું ધારો;
તું સદગુણ ગામી, નિરમળ નામી, સુખ વિશ્રામી, દિન તારો. ૯
મંગલ પદ દાતા, ગુણ પસરાતા, કર સુખ શાતા, દિલ ધારી;
સેવક પર સારો, પ્રેમ વધારો, દાસ ઉગારો, જયકારી. ૧૦
જય જય દિન શરણી, ભવ ભય હરણી, વેદજ વરણી, ગ્રંથ ભરે.
શું ગાશે તારી, સ્તુતિ ઉચ્ચારી, અલ્પ વિચારી જન ખરે. ૧૧
હરજન દુઃખડાં, કરને સુખડાં, ભાગે ભુખડાં, જુકિત જાણી;
બહુ ભિડે પધારે, દુઃખ વિડારે, તુજ આધારે, સૌ પ્રાણી. ૧૨
અનુભવી લ્હેરી, તારી મ્હેરી, થકી કેશેરી, વિધાત્રી;
નમુ શીર મુજથી ને હીભુથી, તરૂ હું તુજથી છે ખાત્રી. ૧૩

---

# ગણપતીની સ્તુતિ

## ધ્રુપદ છંદ મનહર.

સુખનકો ગણેશકો ધનેશકો જુધન પર્યો;
શારદા કે સુમકો, મુખહી બિચ ભર્યો હે.

કાલીતા કરાળીતા, બરસાળીતા સુમેરૂ હુકો;
રચબો બારેચોકા, બીચમે કર ધર્યો હે.
ધર બેકો ધરણીફન, શિશ સાચેથે;
સો કબી નિહાલ, દેખ પોરમે અડચોહે.
પાછલો મોરાજીકા, સંગ હે મહેશજી કે;
તારબે તુરંગ નિત્ય, તીહારે બાટ પર્યોહે.

## કાળીસ્તુતી ઉપર પ્રમાણે.

એક હાથ ખડગ એક ખપર બીરાજમાન,
એક હાથ રૂઢ એક સુધારસ પ્યાલીકા;
ખહ્લન કે ઠઠમેઠ ઝપટ કરો છીનકમે,
સિંહપર બાહન બીરાજે ચંદ્ર ભાલીકા.
સુર નદીકે તીર ચમુંડ મુંડ ચમકે,
ભૂપત ભયંકર પ્રચંડ હોત કૃપાલીકા;
ચાહીસકે ટારી તેગ રાયતન કમ રહુમે,
શત્રુ કે માર બેકો અત્ર મારી કાલીકા.

## ચરચરી છંદ.

ફંફગ્રહ ફુલ ગલે માલ મગ્નગદ મસ્તક દેવ ટીકા.
ચંબગદ સિંહપર ચઢો ચંચકત ચોલી જાુજરીકા.
ખંખખડ ખડગ ખપર લિયો સો ગંગાનાથ પ્રતિપાળીકા,
દંકગદ દેવ દલમલનકો કંકગદ કોપ મારી કાલીકા,
શત્રનકી નાશ કાલ તુહી હે કરાળીકા,

## ધ્રુપદ છંદ મનહર.

દુર્ગાકિા સ્મરન કર ભીત સર્વ દુર કર ચિત શુદ્ધ રદે કર સાહ્યહે કૃપાલીકા.
જ્ઞાનકો ખડકકર જમ ફાંસનાશ કર, કાળકી કરાળહે હેમચલ કેરી બાળીકા.
કહત કબી ગંગનાથ અખંડહે બીરાજમાન, જોત કળા બાપી ઠહે,

જેને સુઢ મોટીને ભાલે ચંદ્ર, તેના તેજ થકી કાંઈ અંજાયા ઈંદ્ર;
જેને નવગ્રહ પાસે છે કીંદ્ર. ધન્ય. ૭
એને કરણ મોટા એક દંત વિશાલ, મુદ્રીકા બે કરણે રસાલ;
જેને કેસર તીલક કર્યું છે ભાલ. ધન્ય. ૮
એને કાલા કેસ ને માથે ખુંપ, સુંદર શોભે છે નાંનું સ્વરૂપ;
એની સેવા કરે માહા ભારે ભુપ. ધન્ય. ૯
એને ચાર ભુજા શોભે છે સંગ, મોટી ખાંધ ભારે રૂડુ દીસે અંગ;
જેને ગ્રત સીંદુરે ભરીઓ રંગ. ધન્ય. ૧૦
એને વામ કરે કમલ સોહીએ, બીજે હાથે બેરખા જોઇએ;
ત્રીજે હાથ કમંડલ મન મોહીએ. ધન્ય. ૧૧
એને દક્ષણા ફરસી પાંણ્ય રહી. ઉપવીત સર્પનું કોટે સહી;
કટીમેખલા બાંધી કમર થઇ. ધન્ય. ૧૨
હાથે બાજુબંધ ને પુંચી, ગળે મોતી માળા પેરી ઊંચી;
દુગદુગી ઉપર રહ્યું મન ખુંચી. ધન્ય. ૧૩
પીતાંબર રૂડાં પેહેરી, પાવડીઓ પગે રંગ ઘેરી;
સીંઘાસન બેઠાં છે લેહેરી. ધન્ય. ૧૪
ગણપત્યને મોદકના આહાર, પાસે ભરી મેલ્યા અપરંમપાર;
તમને સેવે તેની કરતા સાર. ધન્ય. ૧૫
જાગ જગનને વેવા જનોઇ શ્રીમંત વાસ્તુ કરે સોહાઇ;
પેલા બેસારે સુભ મુહુરત જોઈ. ધન્ય ૧૬
ઓછવ કીરતન ને કથા ભવાઇ, પેલા ગણપત્ય સમરે સુખદાઇ;
તેની ગણપત્ય કરે સવાઈ. ધન્ય. ૧૭
નવું હાટય નવો રોજગાર કરતા, ગણપત્ય સમરી પરદેશ ફરતા;
તેને અસ્ટમા સીધ્ય નવેનિધ્ય ભરતા. ધન્ય. ૧૮
પેલુ ગણપત્યનું ધ્યાનજ ધરીએ, પછે ઇષ્ટદેવ સમરણ કરીએ;
વળતી સ્વરસ્વતી મુખ ઊચરીએ. ધન્ય. ૧૯
નરનારી ગાયે શુણે શીખે, પંડય ધરી પરઘેર નવ ભીખે;
ભાવે સેવે ગણપત્ય દેખે. ધન્ય. ૨૦

એ ઘર ધન્ય સંતાન આપે, ત્રૈલોકમાં ગણપત્યની છાપ;
સેવે તેના દુખડાં કાપે. ધન્ય. ૨૧
એ તેત્રીસ ક્રોડના મોટા રાય, એને સમરે તેનું સર્વ દુઃખ જાય;
ત્યાંહાં દાસ હરગોવિંદ લાગે પાય,
ધન્ય ગણપત્ય દેવ શુભ કારજને ઇછે તમને સેવો. ધન્ય. ૨૨



## અથ આનંદનો ગરબો.

આઇ આજ મુને આનંદ વાધ્યો અતિઘણો મા.
ગાવા ગરબા છંદ બહુચર માત તણો મા. ૧
અલવે આળપંપાળ આપિક્ષા આણી મા,
છો ઇચ્છા પ્રતિપાળ દ્યો અમૃત વાણિ મા. ૨
સ્વર્ગ મૃત્યુ પાતાળ વાસ સકળ તાહારો. મા,
બાળ કરી સંભાળ કર ઝાલો મારો મા. ૩
તોતળા મુખ તંન તો તો તો કહે મા,
અર્ભક માગે અંન નિજ માતા મન લહે મા. ૪
નહિ સવ્ય અપસવ્ય કહિ કાંયે જાણું મા,
કળી કાહાવા કવ્ય મન મિથ્યા આણું મા. ૫
કુલજ કુપાત્ર કુશીલ કર્મ અકર્મ ભર્યો મા,
મુરખ મન વહે શીન રસ રટવા ઉચર્યો મા. ૬
મુઢ પ્રમાણે મત્ય મન મિથ્યા માપી મા,
કોણ લહે ઉતપત્ય વિશ્વ રહ્યાં વ્યાપી મા. ૭
પરાક્રમ પર્મ પ્રચંડ પ્રબળ ન પલ પ્રીછુ મા,
પુરણ પ્રગટ અખંડ યજ્ઞ થકો ઇચ્છુ મા. ૮
અરણુવ ઓછે પાત્ર અકલ કરી આણું મા,
પામું નહીં પળ માત્ર મન જાણું નાણું મા. ૯
રસના યુગમ હજાર તે રટતાં હાર્યો મા.
ઇશે અંશ લગાર લેઈ મન મથ માર્યો મા. ૧૦

મારકુંડ મુનીરાય મુખ માહાત્મ્ય ભાખ્યું મા,
જય મુનિ ઋષિ જેવાય ઉર અંતર રાખ્યું મા. ૧૧
અણુ ગણુ ગુણુ ગતિ ગોત ખેલ ખરો ન્યારો મા,
માત જાગતી જોત જળહળતો પારો મા. ૧૨
જશ તૃણવત ગુણુ ગાથ કહું ઉંડળ ગુંડળ મા,
ભરવા બુધ્ય બે હાથ ઓગ્રામાં ઉંડળ મા. ૧૩
પાગ નમાવી શીશ કહું ઘેલું ગાંડું મા,
માત ન ધરશો રીસ છો ખોલું ખાંડું મા. ૧૪
આદ્ય નિરંજન એક અલખ અકળ રાણી મા,
તુથી અવર અનેક વિસ્તરતાં જાણી મા. ૧૫
શકતી સરજવા શ્રેષ્ટ સેજ સ્વભાવ સ્વલ્પ મા,
કિંચિત કરૂણા દ્રષ્ટ કૃત કૃત કોટિ કલ્પ મા. ૧૬
માતંગી મન મુકત રમવા મન દીધું મા,
જોવા જુકત અજુકત ચૌદ ભુવન કીધું મા. ૧૭
નીર ગગન ભુતેજ સેજ કરી નરમ્યાં મા,
મારૂત વસ જે જે ભાંડ કરી ભરમ્યાં મા. ૧૮
તતક્ષણુ તનથી દેહ ત્રૈણ કરી પેદા મા,
ભવ કૃત કરતા જેહ સરજે પાળે ખેદા મા. ૧૯
પ્રથમ કર્યા ઉચ્ચાર વેદ ચાર વાયક મા,
ધર્મ સમસ્ત પ્રકાર ભુ ભણવા લાયક મા ૨૦
પ્રગટ પંચમા ભુત અવર સરવ જે કો મા,
સકત સર્વ સંયુક્ત શકત વિના નહીં કો મા. ૨૧
મૂળ મહીં મંડાણુ મહં માયેશ્વરી મા,
ચુગ સચરાચર જાણુ જે વિશ્વેશ્વરી મા. ૨૨
જળ મધે જળસાઇ પ્રોઢા જુગજીવન મા,
બેઠાં અંતરીક્ષ આઈ ખોળે રાખી તન મા. ૨૩
વ્યોમવિમાનની વાટય ઠાઠ ઠઠયો આછો મા,
ઘટ ઘટ સરખો ઘટ કાચ બન્યો કાચો મા. ૨૪

જનમ જનમ અવતાર આકારે જાણી મા,
નીરમીત હીત નર નાર નખસીખ નારાયણી મા. ૨૫
પનંગ પશુ પક્ષી પ્રથક પ્રથક પ્રાણી મા,
યુગ યુગમાં ઝંખી રૂપે રૂદ્રાણી મા. ૨૬
ચક્ષુ મધ્યે ચૈતન્ય વચ ચાસન ટીકી મા,
જણાવવા જન મંન મધ્ય માતા કીકી મા. ૨૭
અચરન ત્રણ ચરણ વાયુ-ચર વારી ચરતા મા,
ઉદર ઉદર ભરી આયુ તુ ભવની ભરતા મા. ૨૮
રજો તમોને સત્વ ત્રીગુણાત્મ ત્રાતા મા,
ત્રીભુવન તારણ તત્વ જકત તણી જાતા મા. ૨૯
જ્યાં જ્યમ ત્યાં ત્યમ રૂપ તેં ધાર્યાં સવળે મા,
કોટી કરેધા ધુપ કો તુજને ન કળે મા. ૩૦
મેરૂ શીખર મહીમાય ઘોળાધડ પાસે મા.
બાળી બહુચર માય આદ્ય વાસે વાસે મા. ૩૧
ન લહે બ્રંહ્મા ભેદ ગુહ્ય ગતિ તાહેરી મા,
વાણિ વિખાણે વેદ શી મતિ માહેરી મા. ૩૨
વિષ્ણુ વિમાસી મંન ધન્ય એમ ઉચરીયા મા,
અવર ન તુજથી અન્ય બાળી બહુચરીયા મા. ૩૩
માણે મન માહેશ માત મયા કીધે મા,
જાણે સુરપતિ શેષ સહુ તારે લીધે મા. ૩૪
સહસ્ત્ર ફણાધર શેષ શક્ત સબળ સાધી મા,
નામ ધર્યું નાગેશ કિરતી તો વાધી મા. ૩૫
મચ્છ કચ્છ વારાહ નરસિંહ વામન થઇ મા,
એ અવતારો તારાય તે તે તુ મઇ મા. ૩૬
ફરાસુરામ શ્રી રામ રામ બળી બળજે મા,
બુધ કલંકી નામ દશવિધ ધારી દેહે મા. ૩૭
મધ્ય મથુરાથી બાળ ગોકુળ તો પોતું મા,
તેં નાંખી મોહોજાળ બીજું કોઈ નોતું મા. ૩૮

કૃષ્ણ કૃષ્ણ અવતાર કળિ કારણ કીધું મા,
ભકિત મુકિત દાતાર થઈ દરશણ દીધું મા. ૩૯
બ્રંદલ વપુશક નાર્ય નહીં પુરૂષાં પાખું મા,
એ આશ્ચર્ય સંસાર શ્રુતિ સંમૃતીએ ભાખું મા. ૪૦
જાણે વિંઢળ કાય જકત કહે જુકત મા,
માત મોટેમ મહિમાય ન લહે ઇંદ્રિ ઉગત મા. ૪૧
મેરાંમણ મથમેર કીધો રવૈયો સ્થીરમાં મા,
આકર્ષણ એક તેર વાસુકીના નેતર મા. ૪૨
સુર સંકટ હરનાર સેવકને સનમુખ મા,
અવિગત અગમ અપાર આનંદીનિધ સુખ મા. ૪૩
સનકાદીક મુની સાથ સેવી વિધ્ય વિધ્યે મા,
આરાધી નવનાથ ચોરાસો સીધે મા. ૪૪
આવી અયોધ્યા દાશ નામી શીશ વળ્યાં મા,
દશ મુસ્તક ભુજ વીશ છેદી સિત મળ્યાં મા. ૪૫
નૃપ ભીમકની કુમાર તમ પુજે પામી મા,
રૂકમણી રમણ મોરાર મન ગમતો સ્વામી મા. ૪૬
રાખ્યા પાંડુ કુમાર છાના સ્રી સંગે મા.
સંવત્સર એક બાર વાસ્યા તમ અંગે મા. ૪૭
બાંધ્યો તન પ્રદ્યુમન છુટે નહીં કોઈથી મા,
સમરી પુરી સલખન ગયો કાળાગ્રહેથી મા. ૪૮
વેદ પુરાણ પ્રમાણ શાસ્ર સકળ સાખી મા,
શકત સકળ મંડાણ સરવ રહ્યાં રાખી મા. ૪૯
જે જે જાગ્યા જોઈ ત્યાં ત્યાં તું તેવી મા,
સમ વીભ્રમ મતિ ખોઇ કહી ન સકું કેવી મા. ૫૦
ભૂતિ ભવિષ્ય વર્તમાન ભગવંતી તું ભવની મા,
આદ્ય મધ્ય અવસાન આકાશે અવની મા. ૫૧
તિમિર હરણ શશિસુર તે તારા ઘોખો મા,
અમિ અગ્ની ભરપુર થઇ શોખો પોખો મા. ૫૨

ખટ ઋતુ ખટ રસ માસ દ્વાદશ પ્રતિબંધે મા,
અંધકાર ઉજાસ અનુક્રમ અનુસંધે મા. ૫૩
ધરથી તૂ ધન ધન્ય ધ્યાન ધરે નાવે મા,
પાલણ પ્રજા પ્રજન અણચીતવે આવે મા. ૫૪
સકળ શ્રષ્ટ સુખદાઇ પયદધી ધૃત માયે મા,
સમને સરસરસાઈ તૂ વિના નહીં કાંયે મા. ૫૫
સુખ દુઃખ એ સંસાર તારાં ઉપનાવ્યાં મા,
બુધ્ય બળ ને બલિહાર ઘણું ડાયાં વાયાં મા. ૫૬
ક્ષુધા ત્રશા નિદ્રાય લઘુયૌવા વૃદ્ધા મા,
શાંતિ સુર ક્ષમાય તુ સઘળે શ્રદ્ધા મા. ૫૭
કામ ક્રોધ મોહો લોભ મદ મચ્છર મમતા મા,
ત્રષ્ણા સ્થીર થઈ થોભ શાન્તી ને સમતા મા. ૫૮
અર્થ ધર્મને કામ મોક્ષ તું મંમાયા મા,
વીશ્વ તણો વિશરામ ઉર અંતર છાયા મા. ૫૯
ઉદે ઉદ્દારણ અસ્ત આદ્ય અનાદ્યેની મા,
ભાષા ભુર સમસ્ત વાક વિવાદેની મા. ૬૦
હરપ હાસ્ય ઉપહાસ્ય કાવ્ય કવિત વિતતુ મા,
ભાવ ભેદ નિજ ભાસ્ય ભ્રાંત ભલે ચિતતુ મા. ૬૧
ગીત નૃત્ય વાજીંત્ર તાલ તાન માને મા,
વાણિ વિવિધ્ય વિચિત્ર ગુણ અગણિત ગાને મા. ૬૨
રતિરસ વિલસ વિલાસ આશ સકલ જગની મા,
તન તન મન મધ્ય વાશ મહમાયા મગની મા. ૬૩
જાણ અજાણે જકત એ બાધા જાણે મા,
જીવ સકળ આશકત સહુ સરખું માણે મા. ૬૪
વિધ્ય વિધ્ય ભોગ અજાદ જગ દાખ્યું ચાખ્યું મા.
વ્રત સુણતાં તે સ્વાદ પદ પોતે રાખ્યું મા. ૬૫
જડ થડ સાખા પત્ર પુષ્પ ફળે ફરતી મા,
પરમાણુ એક માત્ર ઇતી વાસર ચળતી મા. ૬૬

નીપટ અટપટી વાત નામ કહું કોનું મા,
સરજી સાતે ધાત માત અધીક સોનું મા. ૬૭
રત્ન મણી માણેક નગ મગીયાં મુકતા મા
આભા અધિક અટંક અન્યન સંયુકતા મા. ૬૮
નીલપીત આરકત સામ સ્વેત સરખી મા,
ઉભય વ્યકતા વ્યકત જકત જને નરખી મા. ૬૯
નગજે અધીકુળ આઠ હેમાચલ આદે મા,
પવન ગવન ઠઠી ઠાઠ અરચીત તું સાધે મા. ૭૦
વાપી કૂપ તળાવ તું સરીતા સીંધુ મા,
જળ તરણ જળ નાવ તું તારણ બંધુ મા. ૭૧
વનસ્પતિ ભાર અઢાર ભૂ ઉપર ઉભાં મા,
ફેત ફેત તું ફીરતાર કોશવિદ્યાં કુંભાં મા. ૭૨
જડ ચૈતન અભીધાન અંશ અંશ ધારી મા,
માનવ મોટે માન્ય તે કરણી તારી મા. ૭૩
વરણ ચાર નિજ કર્મ ધર્મ સહિત સ્થાપી મા,
એને બાર અપર્મ અનુચર વર આપી મા. ૭૪
વાડવ વન્હીં નિવાશ મુખ-માતા પોતે મા,
તૃત્પે તૃત્પે ગ્રાશ માત જગન્ન જોતે મા. ૭૫
લક્ષચોરાશી જંત શહુ તારા કીધા મા,
આણ્યો અસુરનો અંત દંડ ભલા દીધા મા. ૭૬
દુષ્ટ દમ્યા કહિ વાર દારૂણ દુઃખ દેતા મા,
દૈત્ય કર્યા સંહાર ભાગ યગન લેતા મા. ૭૭
સુધ્ય કરણ સંસાર કર ત્રિશુળ લીધું મા,
ભોમ્ય તણે શિર ભાર હરવા મન કિધું મા. ૭૮
બહુચર બુધ્ય ઉદાર ખળખોળી ખાવા મા,
સંત કરણ ભવપાર સોધ્ય કરે સાવા મા. ૭૯
અધમ ઓધારણ હાર આસનથી ઉઠી મા,
રાખણ યુગ વેહેવાર બધ્ય બાંધી મૂઠી મા. ૮૦

આણી મન આનંદ મા માંડે પગલાં મા,
તેજ પુંજ્ય રવિ ચંદ્ર દેનાંનાં ડગલાં મા. ૮૧
ભર્યાં કદમ બે ચ્યાર મદમાતી મદભર મા,
મનમાં કરી વિચાર તેડાવ્યો અનુચર મા. ૮૨
કુરકટ કરિયા રોહ કરૂણા કર ચાલી મા,
નખ પંખિમય લોહ પગ પૃથ્વી હાલી મા. ૮૩
ઉડીને આકાશ થઈ અદ્દભુત આવ્યો મા,
અદક્ષણમાં એક સ્વાશ અવનિતળ લાવ્યો મા. ૮૪
પાપિ કરણુનિ પાત પ્રથ્વીપડ માંહે મા,
ગોઠયું મન ગુજરાત્ય ભિલ્લાં ભડ માંહે મા. ૮૫
ભોળિ ભવાનિ માય ભાવ ભર્યાં ભાળે મા,
કીધી ઘણી કપાય ચુંઆળે આળે મા. ૮૬
નવખંડ ન્યાળિ નેટ નજર વજર પેઠી મા,
ત્રૈણ ગામ તર ભેઠય ઠેઠય અડી બેઠી મા. ૮૭
શેવક સારણ કાજ સલખનપુર સેંડે મા,
ઉઠયો એક અવાજ ડેડાંણા નેડે મા. ૮૮
આવ્યાં શરણા શરણ અતિ આનંદ ભર્યાં મા,
ઉદિત મુદિત રવી કર્ણ દશ દિશ જશ પ્રસર્યાં મા. ૮૯
સકળ સમ્રધિ સુખ માત બેઠાં ચિત સ્થિર થૈ મા,
વસુધા મધ્ય વિક્ષાત વાત વાયુ વિધ ગઈ મા. ૯૦
જાણે જક્ત બધ્ય જોર જન જનુનિ જોખે મા,
અધિક ઉશડયો શોર વાશ કરી ગોખે મા, ૯૧
ચાર ખુંટ ચોખાંણ્ય ચરચા એ ચાલિ મા,
જન જન પ્રત્ય મુખ વાણ્ય બહુચર બરદાળી મા. ૯૨
ઉદો ઉદો જેકાર કિધો નવખંડે મા,
મંગળ વરત્યા ચાર ચૌદે બ્રંહ્માંડે મા. ૯૩
ગાજ્ય સાગર સાત દુધે મ્હે ઉઠયા મા,
અધમ અધર્મ ઉત્પાત તે કિધા જુઠા મા. ૯૪

હરખ્યા સુરિનર નાળ મુખ જોઇ માતાનું મા,
અવલોકી અનુરાગ મન મુનિ સરખાનુ મા. ૯૫
નવગ્રહ નમવા પાય પાગ્ય પળિ આવ્યા મા.
ઉપર ઊતારવા કાજ મણિ મુકતા લાવ્યા મા. ૯૬
દશ દિશના દિગપાળ દેખિ દુખ વામ્યા મા,
જન્મ મરણ જંજાળ જીતિ સુખ પામ્યા મા. ૯૭
ગુણ ગાંધર્વ જશ ગાન નૃત્ય કરે રંભા મા,
સ્વર સુણતાં તે કાન ગત થઇ ગઇ થંભા મા. ૯૮
ગુણનિધિ ગરબો એહ બહુચર મા કેરો મા,
ધારે ધરિને દેહ સુફળ ફરે ફેરો મા. ૯૯
પાંમે પદારથ પાંચ શ્રવણે સાંભળતાં મા,
ન આવે ઉની આંચ દાવાહળ બળતાં મા. ૧૦૦
શસ્ત્ર ન ભેદે અંગ આદ્ય સક્ત રાખે મા,
નિત નિત નવલે રંગ શમ દમ ક્રમ પાખે મા. ૧૦૧
જળ જે અનઘ અઘાત ઉતારે બેડે મા,
ક્ષણ ક્ષણ નિશદીન પ્રાત સંકટ બધ્ય ફેડે મા. ૧૦૨
ભુત પ્રેત જાંબુક વંતર ડાકેણિ મા,
ના આવે આડી અચુંક શામા શાકેણી મા. ૧૦૩
ચરણ કરણ ગતિ ભંગ ખુંગ પુંગ વાળે મા,
ગુંગ મુંગ સુખ અંગ અબધ બધિ ટાળે મા. ૧૦૪
સેણવિહોણા નેણ નેણા તું આપે મા,
પુત્ર વિહોણા કેણ મેણા તુ કાપે મા. ૧૦૫
કળિ કલ્પતરૂ ઝાડ જે જાણે તેને મા,
ભકત લડાવે લાડ પાડ વિના કેને મા. ૧૦૬
પ્રગટ પુરૂષ પુરસાઈ તું આલે પલમાં મા,
ઠાલે ઘેર ઠકરાઇ ઘો દલ હલભલમાં મા. ૧૦૭
નિરધનને ધન પાત્ર તે કરતાં તું છે મા,
રોગ દોશ દુખ માત્ર તું હરતા શું છે મા. ૧૦૮

હય ગજરથ સુખપાલ આલ વિના અજરે મા,
બરદે બહુચર બાળ ન્યાલ કરે નજરે મા. ૧૦૯
ધર્મ ધજા ધન્ય ધાન્ય ન ટળે ધામ થકી મા,
મહિપતી મુખ દે માન્ય માના નામ થકી મા. ૧૧૦
નર નારી ધરી દેહ જે તે કો ગાશે મા,
કુમત્ય કૃત તતખેહ થઇ ઉડી જાશે મા. ૧૧૧
ભગવતિ ગીત ચરિત્ર જે સુણશે કાને મા,
થઇ કુળ સહિત પવિત્ર ચડશે વૈમાને મા. ૧૧૨
તુંથી નથી જે વસ્ત જેથી તું તરપું મા,
પુરણ પ્રગટ પ્રશસ્ત શી ઉપમા અરપું મા. ૧૧૩
વારંવાર પ્રણામ કરજોડી કિજે મા,
નિરમળ નિશ્ચે નામ જન નિશદિન લિજે મા. ૧૧૪
નમો નમો જગ માત સહસ્ત્ર નામ તારાં મા,
માત તાતને ભ્રાત તુ સરવે માહારા મા. ૧૧૫
સંવત શતદશ સાત નેવું ફાલગુણ સુધે મા,
તિથી ત્રિતીયા વિક્ષાત ઇતિ વાસર બુધે મા. ૧૧૬
રાજનગર નિજ ધામ પુર નવિન મધ્યે મા,
આઇ આધ વિશ્રામ જાણે જગ બધે મા. ૧૧૭
કરેચ દુર્લભ સુર્લભ રહે સહુ છેવાડો મા,
કરજોડી વલ્લભ કહે ભટ મેવાડો મા. ૧૧૮

## અથ શ્રી શણગારનો ગરબો લખ્યો છે.



પ્રથમ પાર્વતિના પુત્રને પાએ નમુરે લોલ;
દિન જાણી વાણી દિજિએ કહુ સમુરે લોલ. ૧
સરસ્વતિ તમ ચરણ પ્રતાપથીરે લોલ,
નવે નિધ્ય રિધ્ય સિધ્ય આપો આપથીરે લોલ. ૨
કરૂ ગાન ધરૂ ધ્યાન ચૌચરા તણુરે લોલ,

હરખ્યા સુરિનર નાળ મુખ જોઇ માતાનું મા,
અવલોકી અનુરાગ મન મુનિ સરખાનુ મા. ૯૫
નવગ્રહ નમવા પાય પાગ્ય પળિ આવ્યા મા.
ઉપર ઊતારવા કાજ મણિ મુકતા લાવ્યા મા. ૯૬
દશ દિશના દિગપાળ દેખિ દુખ વામ્યા મા,
જન્મ મરણ જંજાળ જીતિ સુખ પામ્યા મા. ૯૭
ગુણ ગંધર્વ જશ ગાન નૃત્ય કરે રંભા મા,
સ્વર સુણતાં તે કાન ગત થઇ ગઇ થંભા મા. ૯૮
ગુણનિધિ ગરબો એહ બહુચર મા કેરો મા,
ધારે ધરિને દેહ સુફળ ફરે ફેરો મા. ૯૯
પાંમે પદારથ પાંચ શ્રવણે સાંભળતાં મા,
ન આવે ઉની આંચ દાવાદળ બળતાં મા. ૧૦૦
શસ્ત્ર ન ભેદે અંગ આદ્ય સક્ત રાખે મા,
નિત નિત નવલે રંગ શમ દમ ક્રમ પાખે મા. ૧૦૧
જળ જે અનઘ અઘાત ઉતારે બેડે મા,
ક્ષણ ક્ષણ નિશદીન પ્રાત સંકટ બધ્ય ફેડે મા. ૧૦૨
ભુત પ્રેત જંબુક વંતર ડાકેણિ મા,
ના આવે આડી અચુંક શામા શાકેણી મા. ૧૦૩
ચરણ કરણ ગતિ ભંગ ખુંગ પુંગ વાળે મા,
ગુંગ મુંગ સુખ અંગ અબધ બધિ ટાળે મા. ૧૦૪
સેણવિહોણા નેણ નેણા તું આપે મા,
પુત્ર વિહોણા કેણ મેણા તુ કાપે મા. ૧૦૫
કળિ કલ્પતરૂ ઝાડ જે જાણે તેને મા,
ભકત લડાવે લાડ પાડ વિના કેને મા. ૧૦૬
પ્રગટ પુરૂષ પુરસાઈ તું આલે પલમાં મા,
ઠાલે ઘેર ઠકરાઇ ઘો દલ હલભલમાં મા. ૧૦૭
નિરધનને ધન પાત્ર તે કરતાં તું છે મા,
રોગ દોશ દુખ માત્ર તું હરતા શું છે મા. ૧૦૮

હય ગજરથ સુખપાલ આલ વિના અજરે મા,
બરદે બહુચર બાળ ન્યાલ કરે નજરે મા. ૧૦૯
ધર્મ ધજા ધન્ય ધાન્ય ન ટળે ધામ થકી મા,
મહિપતી મુખ દે માન્ય માના નામ થકી મા. ૧૧૦
નર નારી ધરી દેહ જે તે કો ગાશે મા,
કુમત્ય કૃત તતખેહ થઇ ઉડી જાશે મા. ૧૧૧
ભગવતિ ગીત ચરિત્ર જે સુણશે કાને મા,
થઇ કુળ સહિત પવિત્ર ચડશે વૈમાને મા. ૧૧૨
તું'થી નથી જે વસ્ત જેથી તું તરપું મા,
પુરણ પ્રગટ પ્રશસ્ત શી ઉપમા અરપું મા. ૧૧૩
વારંવાર પ્રણામ કરજોડી કિજે મા,
નિરમળ નિશ્ચે નામ જન નિશદિન લિજે મા. ૧૧૪
નમો નમો જગ માત સહસ્ત્ર નામ તારાં મા,
માત તાતને ભ્રાત તુ સરવે માહારા મા. ૧૧૫
સંવત શતદશ સાત નેવું ફાલગુણ સુધે મા,
તિથી ત્રિતીયા વિક્ષાત ઇતિ વાસર બુધે મા. ૧૧૬
રાજનગર નિજ ધામ પુર નવિન મધ્યે મા,
આઇ આધ વિશ્રામ જાણે જગ બધે મા. ૧૧૭
કરેય દુર્લભ સુર્લભ રહે સહુ છેવાડો મા,
કરજોડી વલ્લભ કહે ભટ મેવાડો મા. ૧૧૮

## અથ શ્રી શણગારનો ગરબો લખ્યો છે.



પ્રથમ પાર્વતિના પુત્રને પાએ નમુરે લોલ;
દિન જાણી વાણી હિજિએ કહુ સમુરે લોલ. ૧
સરસ્વતિ તમ ચરણ પ્રતાપથીરે લોલ,
નવે નિધ્ય રિધ્ય સિધ્ય આપો આપથીરે લોલ. ૨
કરૂ ગાન ધરૂ ધ્યાન ચૌચરા તણુરે લોલ,

હરખ્યા સુરિનર નાળ મુખ જોઇ માતાનું મા,
અવલોકી અનુરાગ મન મુનિ સરખાનુ મા. ૯૫
નવગ્રહ નમવા પાય પાગ્ય પળિ આવ્યા મા.
ઉપર ઊતારવા કાજ મણિ મુકતા લાવ્યા મા. ૯૬
દશ દિશના દિગપાળ દેખિ દુખ વામ્યા મા,
જન્મ મરણ જંજાળ જીતિ સુખ પામ્યા મા. ૯૭
ગુણ ગંધર્વ જશ ગાન નૃત્ય કરે રંભા મા,
સ્વર સુણતાં તે કાન ગત થઇ ગઇ થંભા મા. ૯૮
ગુણનિધિ ગરબો એહ બહુચર મા કેરો મા,
ધારે ધરિને દેહ સુફળ ફરે ફેરો મા. ૯૯
પાંમે પદારથ પાંચ શ્રવણે સાંભળતાં મા,
ન આવે ઉની આંચ દાવાદળ બળતાં મા. ૧૦૦
શસ્ત્ર ન ભેદે અંગ આદ્ય સક્ત રાખે મા,
નિત નિત નવલે રંગ શમ દમ ક્રમ પાખે મા. ૧૦૧
જળ જે અનઘ અઘાત ઉતારે બેડે મા,
ક્ષણ ક્ષણ નિશદીન પ્રાત સંકટ બધ્ય ફેડે મા. ૧૦૨
ભુત પ્રેત જાંબુક વંતર ડાકેણિ મા,
ના આવે આડી અચુંક શામા શાકેણી મા. ૧૦૩
ચરણ કરણ ગતિ ભંગ ખુંગ પુંગ વાળે મા,
ગુંગ મુંગ મુખ અંગ અબધ બધિ ટાળે મા. ૧૦૪
સેણવિહોણા નેણ નેણા તું આપે મા,
પુત્ર વિહોણા કેણ મેણા તુ કાપે મા. ૧૦૫
કળિ કલ્પતરૂ ઝાડ જે જાણે તેને મા,
ભકત લડાવે લાડ પાડ વિના કેને મા. ૧૦૬
પ્રગટ પુરૂષ પુરસાઈ તું આલે પલમાં મા,
ઠાલે ઘેર ઠકરાઇ ઘો દલ હલભલમાં મા. ૧૦૭
નિરધનને ધન પાત્ર તે કરતાં તું છે મા,
રોગ દોશ દુખ માત્ર તું હરતા શું છે મા. ૧૦૮

કિર નાસિકા વીધી વીધે કરે ઘડીરે લોલ. ૧૭
આંખ્ય ઓપમાને નાવે કોઇ પલ્લવટેરે લોલે,
વર્ણ વર્ણવું જ અન્ય ઓપમા ઘટેરે લોલ. ૧૮
પદ્મ દિપક તારાનાં તેજ તે ગળ્યાંરે લોલ,
મિન ખંજર મૃગ માન્ય મુકિને પળ્યાંરે લોલ. ૧૯
લક્ષ લક્ષ કાંત લિલક લિલા જુવેરે લોલ,
ગૌર ગાલમાં ત્રિલોક મોહ્યાં ત્રાજવેરે લોલ. ૨૦
મોહો રૂપ ધર્યું બઉચરમા બાલિએરે લોલ,
ગ્રહ ચાર રહ્યા વેસરનિ વાલિએરે લોલ ૨૧
ગુરૂ હિમલાલ્ય ભોમ ભ્રગુ મુકતમાં રે લોલ,
શનિ ટિકિએ જોતાં જણાય ચુકતમાં રે લોલ. ૨૨
અધુર બિંબક પ્રવાલિ લાલમાં મળી રે લોલ,
દંત પંકિત ચુકત દાડમ જેવી કળી રે લોલ. ૨૩
ચળકે ચુનિયો જડાવ ભાવ રેખમાં રે લો,
વદન નિરખતાં ન મળે મેશાન મેશમાં રે લોલ. ૨૪
આવ ભાવશુ કટાક્ષ નેણ સેનનું રે લોલ,
ચિબુક ચારૂ વચે બિંદુ પડુ મેનનું રે લો. ૨૫
કોકિલા કપોત જોત પોતાનિ રે લોલ,
[illegible]ાં પ્રમાણ તે ઉદ્યોતનિ રે લોલ. ૨૬
[illegible]કલિ ચમકતિ રે લોલ,

કરો સાર વાર વાર શું કહું ઘણુંરે લોલ. ૩
આજ બૌચરાજી માત ગરબે રમેરે લોલ,
સુરિનર મુનિવર સહુને ગમેરે લોલ. ૪
માજી રૂપ રાધિકા થકિ ઘણું બનિરે લોલ,
કોટિ કામ સશિ સુરજની છબિ હણીરે લોલ. ૫
રેખ રોયણિ રંનાદે આદ્ય સુંદરિરે લોલ,
પલક પલવટે ઉમા રમા પુરંદરિરે લોલ. ૬
વેણિ વાસુકિ સરિખી શીશ રાજતિરે લોલ,
ક્ષુદ્ર ઘંટ ગોફણોને મધ્ય ગાજતિરે લોલ. ૭
ભરિ માંગ્ય મુકતા તે માહા મુલ્યનિરે લોલ,
રાજે રાખડિ રૂડિ તે રત્ન તુલ્યનિરે લોલ. ૮
ફુલિ ખીટલિ સેંથો ભર્યો સમો પડયોરે લોલ,
ચાક ચમરિ શો ચોટલો કટી અડોરે લોલ. ૯
શ્રવણ સુંદર આકાર સર્વ સિપનારે લોલ,
શોલ શોભિતા શણગાર સર્વ નિપન્યારે લોલ. ૧૦
કાને વાળીયો જડયાં જડાવ ઝુમખારે લોલ,
જેત્ય મોતિયે પરોવ્યા ઝુમે લુમખારે લોલ. ૧૧
સોના સાંકલી સરસાંસીકાં જડામણિરે લોલ,
કોર તોરણ મોતિનિ દિપે દાંમણિરે લોલ. ૧૨
તેજ શું કહું તાટંગ તલે લોલકેરે લોલ,
કલા ફુલ જડાં નંગ તે અમુલકેરે લોલ. ૧૩
અર્ધ ચંદ્રછે કપોલ શું કહુ કથિરે લોલ,
ચૌદ ભોવનમાં બૌચરા સમુ નથિરે લોલ. ૧૪
ભાલ આડ લાલ કુમ કુમનિ રાતડિરે લોલ,
તપે ટિલડિ કરી ન જાય વાતડિરે લોલ. ૧૫
ભૃગુટિ મધ્યે સિંદુરની બિંદિ કરિરે લોલ,
ચોઢા ચોખલા કપોલ તોલ સુ ભરિરે લોલ. ૧૬
ભૃગુટિ કમાન્ય કાન કોર સુ અડિરે લોલ,

કિર નાસિકા વીંધી વીંધે કરે ઘડીરે લોલ. ૧૭
આંખ્ય ઓપમાને નાવે કોઇ પલ્લવટેરે લોલ,
વર્ણું વર્ણવું જ અન્ય ઓપમા ઘટેરે લોલ. ૧૮
પદ્મ દિપક તારાનાં તેજ તે ગળ્યાંરે લોલ,
મિન ખંજર મૃગ માન્ય મુકિને પળ્યાંરે લોલ. ૧૯
લક્ષ લક્ષ કાંત લિલક લિલા જુવેરે લોલ,
ગૌર ગાલમાં ત્રિલોક મોહ્યાં ત્રાજવેરે લોલ. ૨૦
મોહો રૂપ ધર્યું અઉચરમા બાલિએરે લોલ,
ગ્રહ ચાર રહ્યા વેસરનિ વાલિએરે લોલ ૨૧
ગુરૂ હિમલાલ્ય ભોમ ભૃગુ મુકતમાં રે લોલ,
શનિ ટિકિએ જોતાં જણાય યુકતમાં રે લોલ. ૨૨
અધુર બિંબક પ્રવાલિ લાલમાં મળી રે લોલ,
દંત પંકિત યુકત દાડમ જેવી કળી રે લોલ. ૨૩
ચળકે ચુનિયો જડાવ ભાવ રેખમાં રે લો,
વદન નિરખતાં ન મળે મેશાન મેશમાં રે લોલ ૨૪
આવ ભાવશુ કટાક્ષ નેણ સેનનું રે લોલ,
ચિબુક ચારૂ વચે બિંદુ પડુ મેનનું રે લો. ૨૫
કંઠ કોકિલા કપોત જોત પોતાનિ રે લોલ,
ભાણ યુગમાં પ્રમાણ તે ઉદ્યોતનિ રે લોલ. ૨૬
કોટે ચેણ માલા ચમકલિ ચમકતિ રે લોલ,
ઘણિ ઘુઘરિ અરિસે દિસે ધમકતિ રે લોલ. ૨૭
ગળે ઘરેણાં ઘણાં થયાં ઘચુબલે રે લોલ,
કનક સાંકળી તુસિ દોરો જુમી વલે રે લોલ. ૨૮
હિરા સાંકલિ પાંસિતે સેર ચાર શું રે લોલ,
મુકત માલા એકાવલ હારશું રે લોલ. ૨૯
બે હમેલમાં હિરાના ઝલકારડા રે લોલ,
પારિજાતક મંદાર કેરા હારડા રે લોલ. ૩૦
બાહુ યુગ્મ દંડ સુંઢ સરખા સહિ રે લોલ,

હાથ હાથનિ હથેલિએ મથ્યાં મહિ રે લોલ. ૩૧
અતિ અદ્દભુત અંગુઠા સંગે આંગળી રે લોલ,
એક એક અનુમાન મગનિ ફળી રે લોલ. ૩૨
નખ વિશ રાત્ય દિવસે તારા તપે રે લોલ,
અન્ય ઓપમા તે અર્થ વ્યર્થમાં ખપે રે લોલ. ૩૩
બાંયે બાજુબંધ બેરખાંને ફુમતાં રે લોલ,
બાંધ્યાં બાદલે બણ્યાં રહ્યાં છે ઝુમતાં રે લોલ. ૩૪
પાણ ચુડલા પ્રમાણ ચતુર રંગનો રે લોલ,
અતિ અરૂણ તરૂણ દંત તે મતંગનો રે લોલ. ૩૫
બેહુ કોરમાં જડાવ માલની કણિ રે લોલ,
મધ્ય માણક હિરાની હાથે કાંકણિ રે લોલ. ૩૬
હાથે પુચિએ જ્વાલિ ભાળિ કંગણિ રે લોલ,
છલ્લા છાબ આરસિ જંડી સુ ચંગની રે લોલ. ૩૭
ઉર ઓપતું રસાળ તે વિસાળસુ રે લોલ,
કોમલ કુચ કુચ અગ્ર ભમરાલસું રે લોલ. ૩૮
કંચુકિ કનક કનારિ હારસુ બની રે લોલ,
ચુવા ચંદન અરચીત સુગંધ સોસનિ રે લોલ. ૩૯
લેંઘા લાહ્યનો પેહર્યો તે રંગ જુજંવે રે લોલ,
કસબ કોર જોર સાલુ કસુંબે ચુંવે રે લોલ. ૪૦
પેટ પોયણિ પ્રમાણ ક્ષીણ લંકયણિ રે લોલ,
સજ્જ મેખલા રસાલ કશિ કિકણિ રે લોલ. ૪૧
ઉદર ઉપર ત્રીવળી વળી રહિ રે લોલ,
પરિ સ્વેદ ભરી માય ત્રિવેણિ વહિ રે લોલ. ૪૨
નાભિ કમલ કુવો કર્યો સુમારનો રે લોલ,
ભર્યો વારિ તે અખુટ ઈંદુ સારનો રે લોલ. ૪૩
પુઠ ડેઠ હેઠ વાંસોતે એકત્ર છે રે લોલ,
અધોમુખનું અખંડ કેલ પત્ર છે રે લોલ. ૪૪
કટિ કેશરિ હરિનીતંબ શદલિ રે લોલ,

જંઘા યુગ્મ તે અધો મુખ્ય છે કંદલિ રે લોલ. ૪૫
ચારૂ ચરણ ચરિત્ર લખ્યાં ચોદશાં રે લોલ,
પાગે આંગળાં વર્ણ્યાં ચંપા કલિ જશાં રે લોલ. ૪૬
ભરિ ઝાખક કટોરિ હિમનાંનિયા રે લોલ,
ઈંદુ બિંદુને આકાર એડિ પાંનિયો રે લોલ. ૪૭
ઝેર લંઘર તોડાને ઘુઘરિ તળે રે લોલ,
પાગ્ય નેપુરે ને વિછુવે મુનિ ચલે રે લોલ. ૪૮
નેણ કાજલ સાર્યાં તે કુમ કુમ રોલસુ રે લોલ,
મંદ હાસ્ય કરે મુખ ભર્યાં તંબોલસુ રે લોલ. ૪૯
ઠઠિ ઠાઠ આઠ આઠ સખિ સંગમાં રે લોલ,
બાલિ બહુચરા કરે કલોલ રંગમાં રે લોલ. ૫૦
કરે ગાંન તાન પાન પાત્ર રે હાથમાં રે લોલ,
કરે રમક ઠમક છમક સખી સાથમાં રે લોલ. ૫૧
દંત ઘુંઘટ ગ્રહિ રમે રસાલિઓ રે લોલ,
એક એક સુલે હાથો હાથ તાલિયો રે લોલ ૫૨
કેશ પાશ કશિ વાલિયા અંબોડલા રે લોલ,
ફેર ફુંદડી ફરે ને લે હંબોડલા રે લોલ. ૫૩
એ અખંડ ખેલ ખેલે બાલિ બહુચરી રે લોલ,
ત્રણ દેવ લે ઓવારણાં ફરિ કરિ રે લોલ. ૫૪
વિષ્નુ વાંસલિ વજાવે શબ્દ નાદ સુ રે લોલ,
ડાક વાઇ મહાદેવ મુરજાદસુ રે લોલ. ૫૫
ધરિ પાણ પોથિયો તે મહા સુન્યમાં રે લોલ,
બ્રહ્મા વેદ ભણે ચાર મુખે ધુનમાં રે લોલ. ૫૬
પુષ્પ ચંદન વર્સા વિમાને દેવતા રે લોલ,
અઠયાશિ સહસ્ર રૂપિ સદાએ સેવતા રે લોલ. ૫૭
ગિરિ શ્વેત તજિ સેવક કાજે ધશી રે લોલ,
કળિકાળમાં ચ્યુવાલમાં આલે વશી રે લોલ. ૫૮
ભુર શું લહે ભવાની કેરા ભેદને રે લોલ,

આદ્ય અંત્ય એ અગમ વેદ વાતને રે લોલ. ૫૯
એ અખંડ ગરબો જે ગાય માનવિ રે લોલ,
ચરણ ચરણને ઉચ્ચારે સ્નાન ઝાનવિ રે લોલ. ૬૦
અષ્ટ સિદ્ધ નવે નિદ્ધ લેઓ વારણાં રે લોલ,
દેવિ વાંજિયા બંધાવે દ્વાર પારણાં રે લોલ. ૬૧
મન મોહ્યું ગોખ ચાચર સોહામણે રે લોલ,
ભટ વલ્લભ મેવાડો માને ભામણે રે લોલ

———(૦)———

## ગરબો કલશ સ્થાપનનો

મારી બૌચરા બાઇરે એક દિન આઇજી આનંદમાં રે મા.
બૌચરાજી બૌ સુખ કંદમાં રે. મા. ૧
બેઠાંતાં હાસ્ય વીલાસમાં રે, મા. ઉપન્યુ. તે આસો માસમાં રે. મા ૨
ત્રણસેનેસાઠ દિવસ વર્ષનારે, મા. તેમાં નોરતાંના નવ દિવસ હર્ષનાં રે. મા.૩
બાલિ બૌચરાએ એમ ધારિયુ રે, મા. વરત કરૂં એ વિચારીયું રે. મા.૪
પ્રતિપદા આસો તણિ રે, મા. ઉઠયાં સવારે ગિરિમણિ રે, મા, મા. ૫
પરિયંક મુકીને પરવર્યા રે, મા. લડસડતાં ડગલાં ભર્યાં રે, મા. ૬
સખિ સરવ આવિ મળ્યાં રે. મા. નિત્ય નેમ કરવાને વળ્યાં રે મા. ૭
નિત્યનાં નેમ સઘળાં થયાં રે, મા. માત મરજન કરવા ગયાં રે, મા. ૮
મરજન કરિને આવિયાં રે, મા. આભુશણ વસ્ત્ર મંગાવીયાં રે, મા. ૯
જડયા જડાવ ઝાલ ઝુલનાં રે, મા. અંબર અધીક અમુલનાં રે, મા. ૧૦
વસ્ત્ર આભુષણ ધરિયાં રે, મા. નેણે તે કાજલ સારિયાં રે, મા. ૧૧
કેશરની આડય કપોળ શું રે, મા કુંકુમ બીંદુ મધ્ય ગોળસુ રે, મા. ૧૨
સુધા પીધાં તે કલોલસુ રે, મા. મુખડાં ભર્યાં તંબોળસુ રે, મા. ૧૩
બરદે બોલ્યાં બાલિ બૌચરા રે, મા. સખિ પ્રત્યે એમ ઉચર્યાં રે. મા. ૧૪
હું નવરાત્ય આદરૂં રે, મા. ખાંત્ય થઇ છે કહું ખરૂં. રે, મા. ૧૫
કરજોડિ કહે કિંકરીરે, મા. આઇજી ભલે ઇચ્છા કરી રે, મા. ૧૬
જે જોઇએ તે મંગાવીયે રે, મા. અદભુત આલ રંગાવીયે રે, મા. ૧૭

પ્રથમે પુજાપો આણીયોરે, મા. જે પરા પુરવે પ્રમાંણિયોરે. મા. ૧૮
મંડપ થકી મોહોલે ગયારે, મા કુંભ સ્થાપવાને સજ થયાં રે. મા. ૧૯
માયે મુનિ તેડાવિયારે, મા. સહસ્ત્ર-ઇઠયાશિ આવિયા રે. મા. ૨૦
અવિલોકયાં આવિ આઇનેરે, મા. પ્રણવ્યાં શ્રીબહુચર બાઇનેરે.મા. ૨૧
વિપ્ર વદે માત સુ કહેરે, મા. આઇ કહે દશ દિન આંઇ રહોરે મા, ૨૨
હું નવરાત્ય કરૂ રિત્યસુરે, મા. પાઠ કરો નિત્ય પ્રિત્યસુરે. મા. ૨૩
માત વાત કહિ થયાં કાંમમાંરે, મા રૂશિ થયા આરામમાંરે. મા. ૨૪
ભક્ષ ભોજન કર્યાં ભાવતાંરે, મા. વાડવને લાડ લડાવતાંરે મા. ૨૫
કહે બ્રહ્મા ભાગ્યઆપણાં ભળ્યાંરે, મા. જપતપ વૃતસફલે ફળ્યારે મા. ૨૬
દેહ દમતા જે કારણેરે, મા. તે જોઇ જોઇ જઇશું માને વારણેરે મા. ૨૭
સુણી વચન ત્રીપુરે તણાંરે મા. આશન કિધાં આપ આપણાંરે.મા. ૨૮
ઔરત જોઇને મુનિ મળ્યારે, મા. તાપસ ટોલે થઇને પળ્યારે. મા. ૨૯
દેવિ વદે ચેળા થઇરે, મા. સખી સામગ્રી લેઇ ગઇરે. મા. ૩૦
મૃનિકા મગાવી મુનિ જનેરે, મા. આસન કિધું કુંભ નુમનેરે. મા. ૩૧
જવાના જવારા વાવિયારે, મા. ગંગાજળે સીચાવીયારે. મા. ૩૨
હિમ કલશ હિરે જડયોરે, મા. વિશ્વકર્માએ વિધ્યે ધડયોરે માં. ૩૩
નિરમલ નિર ભરાવિયુરે, મા શ્રીફળ શીશ ધરાવિયુરે. મા. ૩૪
કુંભ ગ્રહ્યો કર ચત્નસુરે, મા. મુદ્રાપણ મુકી મધ્ય રત્નસુરે. મા. ૩૫
ભવ બ્રંહ્માની સ્વામીનીરે; મા. આસન બેઠા અભિરામ્યનિરે. મા. ૩૬
કર ઉપર કુંભ રાખીઓરે, મા. મહા મુનિયે મંત્ર ભાખીઓરે. મા. ૩૭
અંતર ઇચ્છા આઇ આપનારે, મા. પહેલે પહોરે કરી સ્થાપનારે મા. ૩૮
હેતે ધર્યો કુંભ હસ્તકેરે, મા. માલ વધાવિ મસ્તકેરે. મા. ૩૯
અલવે થકાં આઇ ઇશવરિરે. મા. પ્રેમે પુજે યગદિશ્વરિરે. મા. ૪૦
અર્ધ પાદ્ય પેહેલે કર્યારે, મા. ચંદન કુમ કુમ સુધર્યા રે. મા. ૪૧
અબિલ ગુલાલ કઢાવિયાંરે, મા. સિંદુર સહિત ચડાવિયારે. મા. ૪૨
પુષ્પ સમગ્ર સમર્પિયારે, મા. સાત ફલ સાથે અર્પીયારે. મા. ૪૩
ધુપ દિપ ને ફલ ધારતિરે મા. કરિ કપુરની આરતિરે. મા. ૪૪
નવ નવાં નૈવેદ્ય ધારતિરે, મા. પછે કરી પંચ આરતિરે મા. ૪૫

પુજિ પધાર્યા પ્રણુવિરે, મા. પુષ્પ વધાવ્યા વર્ણવીરે મા. ૪૬
મહામુનિ સઉકા વિસરે, મા. પુજા કરાવિ લોમસેરે. મા. ૪૭
ચાચર ચાલ્યાં ચિત ચાહીનેરે, મા. ડાક વગાડે કર સાહીનેરે. મા. ૪૮
ગરબો ગાયો સખી સંગમારે, મા. સાત રાત્ય પ્રાત માત રંગમાંરે મા. ૯૪
અષ્ટમી ગમીને કીયો યજ્ઞનેરે, મા. આહુતી આપી યજ્ઞનેરે મા. ૫૦
નવદિન ખેલ નવનવારે, મા. બહુચર ચાચરમાં હવારે મા. ૫૧
દશમે દિવસે કર્યાં પારણાંરે, મા. ખેચરસુ મોકલ્યાં હાકારણારે મા. ૫૨
રૂષી સકલ બોલાવિયાંરે, મા. પોપી સંતોષી વળાવિયારે. મા. ૫૩
ચોસઠને નવ તેડાવીયાંરે, મા. અંબિકા સહિત બધાં આવિયાંરે મા. ૫૪
આલમાં તેડયાં આઇનેરે, મા. મંડપમાં બેઠા ભરાઇનેરે. મા. ૫૫
પ્રથમે પુજા કરિ પ્રેમસુરે, મા. આઇ આરોગાવ્યાં નેમસુરે. મા. ૫૬
ભોજન મંગાવ્યાં ભાવતાંરે, મા. બહુચર બેઠાં મધ્ય આવતારે મા. ૫૭
જનની જમેને કરે લળીરે, મા. શક્ત સકલ ટોળે મલીરે. મા. ૫૮
શોભા જોઈ સંભારિયેરે, મા. કોટિ કામ સસિ સુર્ય વારિયેરે. મા. ૫૯
ભોજન લેઇને ભવાનિઓરે, મા. મધ્ય મઢય જાએ મેહેરવાંનિઓરે. મા. ૬૦
ખાંન પાંન પરીધનશુંરે, મા. શીપ કરી સનમાનસુરે. મા. ૬૧
ગાઈવાઇ દ્રાઇ ધાઈ જોખમાંરે. મા. બહુચર બેઠા જઇ ગોખમાંરે. મા. ૬૨
આસન બેસિને આઇજી ભણ્યારે, મા. એ ગરબાને આદર ઘણાંરે મા. ૬૩
ગાય ગવરાવે કોકનેરે, મા. જીવતજીતે ત્રીલોકનેરે. મા. ૬૪
દશ દિન મન સાથે સાંભળેરે, મા રિધ્ય સિધ્ય નિધ્ય આવી મળેરે. મા. ૬૫
ધમ દારા સંતાનસુરે, મા. અંત્યે પળે વૈમાનસુરે. મા. ૬૬
એ ગરબાને વર આપીઓરે, મા. એમ કહી કુંભ ઉથાપીઓરે. મા. ૬૭
બહુચર બરદ બહે બહુરે, મા. વેદપુરાણુ કહે સહુરે. મા. ૬૮
નરક નિવારણુ નામ છેરે, મા વલ્લભનો વિશરામ છેરે. મા. ૬૯

## અથ ગરબો ગાગેરનો. રાગ કાફી.

માહારિ બહુચરા બાઇરે આદ્ય ઇશ્વરિને હું નમુરે, મા કરે કર્મ વાંકુ સમુરે. ૧
આપે અવિચળ વાચકારે મા. વિવિધ્ય વિવિધ્ય વર દાયકારે. મા. ૨

વ્યાંપિક અકલ સચરાચરેરે, મા. સ્થાપીક સકલ ગોખ ચાચરેરે મા. ૩
સલખનપુરમાં બિરાજતીરે, મા. સદા સેવકને શીર છાજતીરે. મા. ૪
બાલ સ્વરૂપ બાલાતણું રે, મા. પ્રાક્રમ પ્રોઢ કર્યું ઘણું રે. મા ૫
અકળ ચરિત્ર કરયાં અવનવારે, મા. જે દેવ કોથી નથી હવારે મા. ૬
ગગન મંડલ કરી ગાગરીરે, મા. સુંદર સકલ શોભા ભરીરે મા. ૭
આપે ભવાંની ઉમંગસુરે, મા. રાસ રમે મધ્ય રંગસુરે. મા. ૮
નવગ્રહમાં સઉથી વડોરે, મા. આદિત્ય અખંડ કર્યો દિવડોરે. મા. ૯
જળહળ જ્યોત્ય બિંબ ગોલશુરે, મા. ઉગ્યો સશિ તે કલા સોલશુરે, મા. ૧૦
કોણ કળા ભગવતીના ભેદનીરે, મા. કોડિયું કર્યું તે માયે મેદનિરે. મા. ૧૧
વાતી વિશાળ મધ્ય મેરનીરે, મા. યોજન પંચાલ લક્ષ ફેરનીરે મા. ૧૨
સાતે સાગર ભરયા ઘી તણારે. એવા બહુ ખેલ બહુરાજી તણારે મા. ૧૩
જોતા યુગત્ય યુગતિ મલીરે, મા. ચોહોદસ્ય ચારૂ મુકતાવલીરે. મા. ૧૪
સ્થાવર જંગમ અનુરાગશુરે, મા. બાતી બિરાજે વિભાગશુરે મા. ૧૫
કશ્યપનિ ગાદિ કરીરે, મા. માહા માયાએ માથે ધરીરે. મા. ૧૬
મલિ માને મન્ય લાગનિરે. મા. ઉપર ઉઢાંણી શેષ નાગનિરે. મા. ૧૭
અકલ આકાશની આંકણીરે, મા. ગાગેર ઉપર ધરિ ઢાંકણીરે. મા ૧૮
તેત્રીસ કોડ વિસ્મે થયારે, મા. આપે આપો ભુલી ગયારે મા ૧૯
ઉચર્યા અમર એ કથા કથીરે, મા. ગાગરનાં તેજ તુલ્ય કો નથીરે મા. ૨૦
ત્રણ્ય ગુણ કો ન શકે કળિરે, આ. ગણવંતી થઇ તે વળીરે. મા ૨૧
પરમ મનોહર દ્યુજતિરે, મા. શ્રૂવે સદૈવને સુઝતીર. મા. ૨૨
મા આઠે પોહોર તે અમી ઝરેરે, મા. જગતપાંન બધ તે કરેરે. મા. ૨૩
વરશે તે વિવિધ્ય પ્રકારશુરે; મા. આવે અખંડ ચ્યાર ધારશુરે. મા. ૨૪
અઝર ઝરે તે આઠ યામનારે, મા. અર્થ ધર્મ મોક્ષ કામનારે મા. ૨૫
અતિ અદ્ભુત વસ્તુ જે હતીરે, મા, પ્રગટ કર્યા ચ્યારે શ્રુતીરે મા. ૨૬
નીરમ્યા નિગમ નિજ ધાંમનારે, મા. વિશ્વ તણા તે વિશરમનારે મા. ૨૭
ત્રણ્ય દેવ ગાગરમાં વસેરે, મા. સદા સમીપ ન જુઇ ખસેરે. મા. ૨૮
આદ્ય વિષ્નુ વધે અંતરેરે, મા ભવ બ્રહ્માશુ નિરંતરેરે. મા. ૨૯
આદ્ય અનાદ્ય અલવે કરીરે, મા. ગાગર ધરે શીર બહુચરીરે. મા. ૩૦

અજર અમર ઇશ્વરિયને રે, મા. રાસ રમે રંગ રસાલો બને રે, મા. ૩૧
મા નિરખીશોભા તે સુખ સાગરરે, મા. ચૌદ લોક ચળ્યા માની ગાગરેરે.૩૨
ગાગરનો ગરબો ગાયે પ્રેમશું રે,મા. તેને બહુચરાજીસાહે થાયે નેમશું રે. ૩૩
કરે કૃપા તે કળિકાળમાંરે, મા. હેવું બહુ બળ બહુચરાજી બાળમાંરે, ૩૪
માનિ માહાજને માહાત્મ્યરે, મા. તારૂ પારખું પ્રગટ પુરૂષાતમેરે, મા. ૩૫
દેવિ દયાલ આધ અંતત્યનિરે, મા. સદા સાહાય સાધુ સંતનીરે, મા.૩૬
પ્રેમ વદિને જેજે પાગ્ય લાગશેરે, માં.તેના ભવની ભાવઠય ભાગશેરે, મા.૩૭
ઓપમા અધિક તે આપુ કશીરે. મા વિશ્વંરિ તે વીશ્વમાં વસીરે, મા. ૩૮
અધમ ઓધારણ આપ છોરે, મા. માહારે સહોદર માબાપછોરે, મા.૩૯
જુઠા જકમ જાંણી સદારે, મા. હેવું જાણીને હરો આપદારે. મા.૪૦
કરગરિ કહુ તે કારણેરે, મા. ભટ વલ્લભ મેવાડો માને વારણેરે, મા. ૪૧

---

## ગરબો લોલનો રાગ ગોડી.

માહારી માત બહુચરારે લોલ, દેવી દૈત્ય સહુ ચર્યા રે લોલ;
હરીહર ઉચર્યા રે લોલ, મારી માત બહુચરા રે લોલ.
સંભાર્યા સુરિનરરે લોલ, માન્યા માહા મુનિવરરે લોલ;
ધ્યાતા ધ્યાન ધરેરે લોલ, મા. ૨
વેદ જે વિખાણિયાંરે લોલ, શાસ્ત્રે સમાણિયારે, લોલ;
પુરાણે પ્રમાણિયાંરે લોલ, મા. ૩
વારૂ વિક્ષાતમાં લોલ, જાણે જન જાત્યમાંરે લોલ;
રહી ગુજરાતમાંરે લોલ; મા. ૪
બાળારૂપ બાલમાંરે લોલ, એળે આવ્યા આલમાંરે લોલ;
ચાલ્યા મા ચૌઆલમારે લોલ મા. ૫
સનખલપુર સીમમાંરે લોલ, સરવ સુખ નીમમારે લોલ;
કહે વાંણી કદીમમારે લોલ, મા. ૬
દેવી વસી દેવળેરે લોલ, કુંમકુંમ કેવલેરે લોલ;
છબીલી મા છેવલેરે લોલ, મા. ૭

રંગ્યે બહુ રાજતીરે લોલ, છાકી છબીછાજતીરે લોલ;
ગોખ્યે ચઢી ગાજતીરે લોલ, મા. ૮
માજિનીત્ય મહા હશારે લોલ, જનુની નહીં કોયશારે લોલ;
પોતે પત્ય પાદશારે લોલ, મા. ૯
મહારાજા ધીરાજમાંરે લોલ, સુરા શીર તાજમાંરે લોલ;
ગરિબની વાજમાંરે લો. ૧૦
વદે વરદાયણીરે લોલ, મનસા વાચા કાયનીરે લોલ
નામે નારાયણીરે લોલ, મા. ૧૧
માન્યુ મન માયસુરે લોલ, પ્રેમે પાગ્ય લાગશુરે લોલ;
અતિ અનુરાગસુરે લોલ, મા, ૧૨
રમ્યાં નવ રાત્યતેરે લોલ, મલી દશ માતતેરે લોલ;
વખાણુંછુ વાત તેરે લોલ, મા. ૧૩
આઈ બુદ્ધી આપીએરે લોલ, કબુદ્ધીને કાપીએરે લોલ;
વાણી સ્થીર સ્થાપીએરે લોલ, મા. ૧૪
સમે એક શક્તિયોરે લોલ, જેત્યે જગ મગતીઓરે લોલ;
લળી મળી લગતીયોરે લોલ, મા. ૧૫
નવે ખંડના ધણીરે લોલ, સકલના શીરોમણીરે લોલ;
ભોળી ભાળતા ભણીરે લોલ, મા. ૧૬
કાત્યાયની કહે ત્યાંહારે લોલ, મલી બેઠાં જ્યાંહારે લોલ;
કહો નોરતાં કાંહારે લોલ, મા. ૧૭
હસ્યાં દુર્ગા હૈયેરે લોલ, સુણો સહુકે સહીએરે લોલ;
જાંબુદ્વીપે જૈયેરે લોલ, મા. ૧૮
ઉમા સુણી ઓચરેરે લોલ, ગોઠી ગોવ્ય ગોચરેરે લોલ;
બધાં જોઈએ બહુચરેરે લોલ, મા. ૧૯
બાળા બુધ્ય વાંનમાંરે લોલ, ભવાંનિમા ભાનમાંરે લોલ;
સારી સનમાન્યમાંરે લોલ, મા. ૨૦
જવુ ત્યાંહાં જરૂરછેરે લોલ, પ્રતાપે તે પુરછેરે લોલ;
નિત્ય નવે નુરછેરે લોલ, મા. ૨૧

ભલી ભર્થખંડમાંરે લોલ, બેઠી હશે ગોખમાંરે લોલ;
હૈત્ય ઉડડંડમાંરે લોલ, મા. ૨૨
જોઇએ જઇ જોખમાંરે લોલ, બેઠી હશે ગોખમાંરે લોલ;
સદા રહે શોખમાંરે લોલ, મા. ૨૩
ચાલ્યાં ચતુરાગ્યણીરે લોલ, પોતે પટરાગ્યણીરે લોલ;
વારૂ વરણાગ્યણીરે લોલ, મા. ૨૪
સુતા શૈલ શ્રીજીયેરે લોલ, બ્રહ્મચારણી બીજીયેરે લોલ;
ચંદ્ર ઘટા ત્રીજીયેરે લોલ, મા. ૨૫
કુશમૌંડેતિ ચારમીરે લોલ, સ્કંદમાતા પાંચમીરે લોલ;
કાત્યાયની શષ્ટમીરે લોલ, મા. ૨૬
કાળ રાત્રી સપ્તમીરે લોલ, મહા ગૌરી અષ્ટમીરે લોલ;
સિધીદા નવ નવમીરે લોલ, મા. ૨૭
ભાવે મલી ભાત્યસુરે લોલ, પોતા નિત્ય પાંતસુરે લોલ;
ખેલવા ખરી ખાંત્યસુરે લોલ, મા. ૨૮
સ્વરૂપે સોહાવતીરે લોલ, ભજે મન ભાવતીરે લોલ;
ઓપમા ન આવતીરે લોલ, મા. ૨૯
આભુસણ એટલાંરે લોલ, યથા યોગ્ય જેટલાંરે લોલ;
ત્રિપુરેને તેટલાંરે લોલ, મા. ૩૦
ધરી બાર ચ્યારમાંરે લોલ, ભરી બાર ચ્યારમાંરે લોલ;
ખરી બાર ચ્યારમાંરે લોલ, મા. ૩૧
પીતાંબર પેહેરીયાંરે લોલ, લીલા લાલ લેહેરીઓરે લોલ;
ઘણે રંગે ગેહેરીયાંરે લોલ, મા. ૩૨
કાજળ નઇણે કરયાંરે લોલ, ભાલે કુમ કુમ ભર્યાંરે લોલ;
અક્ષત ઉત આવરયારે લોલ, મા. ૩૩
બેઠાં બધ્ય રથમાંરે લોલ, પોતે લથ પથમાંરે લોલ;
મોડણ મન મથમાંરે લોલ, મા. ૩૪
તુરી પળ્યા તેગમાંરે લોલ, જોયું માયે જેગમાંરે લોલ;
વાધ્યા વાયુ વેગમાંરે લોલ, મા. ૩૫

આવ્યા માસ આસોએરે લોલ, નવે નવ વાસોએરે લોલ;
પોતાં પક્ષ પાસોએરે લોલ, મા. ૩૬
તુરી તરૂ અટકયારે લોલ, છાયા ભણી છટકયારે લોલ;
આંબલીયોમાં અટકયાંરે લોલ, મા. ૩૭
મુકી રથને ગયારે લોલ, આળે એકઠાં થયાંરે લોલ;
ઠાઠે ઠઠ ઠાંઠયાંરે લોલ; મા. ૩૮
જાણી તેહેવી જોઇનેરે લોલ, મન રહ્યું મોહિનેરે લોલ,
કહે કોણ કોઇનેરે લોલ, મા. ૩૯
નવે આવતી નમીરે લોલ, ગોખે બેઠાં ગમીરે લોલ;
આંખે આવ્યાં અમીરે લોલ, મા. ૪૦
બેઠી બહુચરી તહીરે લોલ, સદાએ સુધા મઇરે લોલ;
મલી મઢમાં જઇરે લોલ, મા. ૪૧
ભવાની દશે ભળીરે લોલ, મઢે તે બેઠાં મળીરે લોલ;
માંહો માંહોમાં રલીરે લોલ, મા. ૪૨
દાસી પાસે આવીયાંરે લોલ, પુજાપો ચડાવીયાંરે લોલ.
માજી મનાવીયાંરે લોલ, મા. ૪૩
કલુ ભાવતાં કયાંરે લોલ, ચીતે આવતાં ચર્યાંરે લોલ;
સકલ કારજ સર્યાંરે લોલ, મા. ૪૪
સંતોષી સાહેલીઓરે લોલ, ઉઠી અલબેલીઓરે લોલ;
નવલનવેલીઓરે લોલ, મા. ૪૫
ગાવા ગરબે વજ્યાંરે લોલ પ્રેમે પારે પજ્યાંરે લોલ;
ચતુરા ચાચરે મચ્યાંરે લોલ, મા. ૪૬
દશે દશ દેવિયોરે લોલ, કુંડે થઇ કેવીઓરે લોલ;
તારાપત્ય જેવીયોરે લોલ, મા. ૪૭
ભર્યાં સુર ભામ્યનીરે લોલ, સાથે સર્વ સ્યામનીરે લોલ;
કરે કેલ્ય કામીનીરે લોલ, મા. ૪૮
ઉભા બઉચરા અલીરે લોલ, ખોલ્યાં સાથે બે મળિરે લોલ;
બની બન કે ભલીરે લોલ, મા. ૪૯

સખી સાંભળી રહીરે લોલ, કહિ તેવી કહીરે લોલ,
વાહિ તાલને વાહિરે લોલ, મા. ૫૦
વાજાં વાજે છંદમાંરે લોલ, મીઠા મંદ મંદમાંરે લોલ;
ફરે ગત્ય ફંદમાંરે લોલ, મા. ૫૧
ગોડી ગાય ગાનમાંરે લોલ, ન ચુકે કો તાંનમાંરે લોલ,
સહુ સાવધાનમાંરે લોલ, મા. ૫૨
ઝાલ્યો ઝલકાવતીરે લોલ, ચુડા ચલકાવતીરે લોલ,
ખાંપે ખલકાવતીરે લોલ, મા. ૫૩
વાજે પાયે વાજણાંરે લોલ, ઘણે ઘોર ગાજણાંરે લોલ;
વિચિત્ર વીરાજણાંરે લોલ, મા. ૫૪
બે પાસાએ બાવીયોરે લોલ, પાડે પાંણ તાલીયોરે લોલ,
લચે લંક વાલિયોરે લોલ, મા. ૫૫
સાતે સુરમાં મળ્યાંરે લોલ, ઉમંગ અંગમાં ભળ્યાંરે લોલ;
બાળા બોલ સાંભળ્યાંરે લોલ, મા. ૫૬
કહ્યું સ્કંદ માધ્યનેરે લોલ, પુરાં અર્ઘ પાદ્યનેરે લોલ;
અણાવોને આદ્યનેરે લોલ, મા. ૫૭
સુણી લાવી સુંદરીરે લોલ, પાંન્યે પ્રથમા ભરીરે લોલ;
કરાવ્યાં કરે કરીરે લોલ, મા. ૫૮
ગાતાં રજની ગઇરે લોલ, ક્રિડા તે કરી રહીરે લોલ;
માને મનસા થઇરે લોલ, મા. ૫૯
નિમંત નિસાચરેરે લોલ, પેહેલે પાંન આચરેરે લોલ;
ચરે સીધી ચાચરેરે લોલ, મા. ૬૦
ખરી ફરી ખેલીયોરે લોલ, એકે ન એકેલિયોરે લોલ;
બબે થઈ બોલિયોરે લોલ, મા. ૬૧
હંબોડા લે હોડસુરે લોલ, જોડી જોડા જોડયસુરે લોલ;
કરિક્રિડા કોડસુરે લોલ, મા. ૬૨
ફરી ફુંદડી ફરિરે લોલ, કરે કરસુ અડીરે લોલ;
સઉકો સરાસરીરે લોલ, મા. ૬૩

રહ્યો રંગ છાઇનેરે લોલ, ધસ્યા દેવ ધાઇનેરે લોલ;
વિમાને પલાઇનેરે લોલ, મા. ૬૪
જે જે જે ઉદો કહેરે લોલ, લાવા દેવતા લહેરે લોલ;
અંત્રિક્ષ ઉભા રહેરે લોલ, મા. ૬૫
સમારી સુગંધ્યનેરે લોલ, ચંબેલીસુ ચંદનેરે લોલ;
વસે માત વ્રંદનેરે લોલ, મા. ૬૬
રસીલી રમી રલેરે લોલ, ચાલો ચરણ્યે ચઢેરે લોલ;
માતા બેઠાં મઢયેરે લોલ, મા. ૬૭
આલી અન્ન લાવતાંરે લોલ, મુકતાં મધ્ય આવતાંરે લોલ;
ભવાની લે ભાવતાંરે લોલ, મા. ૬૮
ઉઠી-બેઠાં આસનેરે લોલ, વાસ્યાં મુખ વાસનેરે લોલ;
હાસી કરે હાસનેરે લોલ, મા. ૬૯
રાજે અમીરસમીરે લોલ જુગે જુગજ સમીરે લોલ:
વલ્યાં વિજે દશમીરે લોલ, મા. ૭૦
બાળા બહુચરાજીએરે લોલ, દુરગા કહે કિજીએરે લોલ;
દેવિ વિદાય દિજીએરે લોલ, મા. ૭૧
બોલ્યાં બહુચરિ તદારે લોલ, સુણો શાંમ શ્રીમદારે લોલ;
વેહેલાં આવો એવીદારે લોલ, મા. ૭૨
બધ્ય બેઠાં તે રથેરે લોલ, તુરી પળ્યાં તે પંથેરે લોલ;
કરિ કેલ તે કથેરે લોલ, મા. ૭૩
ખેલિ ખેલ ખાસમાંરે લોલ, હૈયે હુલાસમાંરે લોલ;
વશાં વાશ વાસમાંરે લોલ, મા. ૭૪
જે જે કરી જકતનેરે લોલ, ભરી નીધ્ય ભકતનેરે લોલ;
તારયા છે શકતનેરે લોલ, મા. ૭૫
ગારબો ગાય સાંભળેરે લોલ, સદા સફલે ફલેરે લોલ,
માતા બહુચરા મળેરે લોલ, મા. ૭૬
કવી કથને કથીરે લોલ, અનેક તે એકથીરે લોલ;
બહુચર બીજી નથીરે લોલ, મા. ૭૭

દેવિ મા દયાળ છોરે લોલ, પ્રજા પ્રતિપાળ છોરે લોલ,
કંટકની મા કાલ છોરે લોલ; મા. ૭૮
બહુચરાજી બળીષ્ટમાંરે લોલ, કરે કોઈ ઈષ્ટમાંરે લોલ;
ના આવે નર રીષ્ટમાંરે લોલ, મા. ૭૯
નીવાજી નિશંકનેરે લોલ, ઓપી કર્મ અંકનેરે લોલ,
કર્યા રાવ રંકનેરે લોલ, મા. ૮૦
વળી વળી વારણેરે લોલ, કરે કામ કારણેરે લોલ;
પુત્ર રમે પારણેરે લોલ, મા. ૮૧
આઈ આપો આપણેથીરે લોલ, નીભાવો નાહાંના પણેથીરે લોલ,
વલ્લભના વાંકાપણેથીરે લોલ, મારી માત બહુચરારે લોલ. ૮૨

---

## અથ લોલનો ગરબો

શેવો માત બહુચરીરે લોલ, સાચી સલખનપુરીરે લોલ;
ના આવો જુગમાં ફરીરે લોલ, શેવો માત બહુચરીરે લોલ. ૧
ગાયે ગુણ માતનારે લોલ, અમો દીન રાતનારે લોલ;
ન આવે જમ જાતનારે લોલ, શેવો માત. ૨
ટાળે ભવ ખેદને રે લોલ, અગમ છે એ વેદનેરે લોલ;
બ્રંહ્મા ન ભેદને રે લોલ - શેવો ૩
ઈંદ્રાદીક દેવતારે લોલ, સદા માને શેવતારે લોલ;
કરે મન એકતારે લોલ, શેવો. ૪
ગાવા ઈચ્છા કરરે લોલ, વીનવું બહુ કરગરીરે લોલ;
મુસ્તક પાયે ધરીરે લોલ, શેવો. ૫
અપરાધીછું ઘણેરે લોલ, કહેવાયો તમતણેરે લોલ;
દુર્મત્ય મારી હરોરે લોલ, શેવો. ૬
અકળ ગત્ય તાહરીરે લોલ, મતી મંદ માહરીરે લોલ;
જગતમાં છો જાહરીરે લોલ, શેવો. ૭
કો લે ગતી ગુઢનેરે લોલ, અગમ ગ્રહી રૂઢનેરે લોલ;
પંડીત કીધા મુઢનેરે લોલ, શેવો. ૮

માટે વીશ્વાસ છેરે લોલ, મોટી તુજ આશછેરે લોલ;
જાણી નીજ દાસછેરે લોલ, શેવો. ૯
આઈ ક્રીપા ક્રીજીએરે લોલ, વાણી સુદ્ધ દીજીએરે લોલ,
ગઇ ગુણુ રીજીએરે લોલ, શેવો. ૧૦
ભુતળ જોયું ભમીરે લોલ. અવર નહીં માસમીરે લોલ;
બહુચર મુજને ગમીરે લોલ, શેવો. ૧૧
નથી હામ એટલીરે લોલ, મતી મારી જેટલીરે લોલ;
લીલા લહુ તેટલીરે લોલ, શેવો. ૧૨
સમે એક રંગમાંરે લોલ, રમવા સખી સંગમાંરે લોલ
ઉલટ થયો અંગમાંરે લોલ, શેવો. ૧૩
સલખનપુર વાસમાંરે લોલ, બેઠતાં ઉલાશમાંરે લોલ;
ઉતમ આસો માસમાંરેલોલ, શેવો. ૧૪
દેવીને તેડાવીઆંરે લોલ, અંબા આધ આવીયાંરે લોલ;
માને મન ભાવીઆંરે લોલ, શેવો. ૧૫
હરશીધ ચામુડીકારે લોલ, પીતાંબરા ચંડીકારે લોલ;
અંબા ચદ્રઘંટીકારે લોલ, શેવો. ૧૬
તુલજા કાલીકેશ્વરીરે લોલ, માતા શીધેશ્વરીરે લોલ;
પ્રેમે જ્યાં પરમેશ્વરીરે લોલ, શેવો. ૧૭
ચોસટ દશ આવીયાંરે લોલ, મહા બરદાળીઆં રે લોલ;
ભોવન પ્રતીપાળીયાંરે લોલ, શેવો. ૧૮
લોકત્રય લંબનીરે લોલ, ગરીસ્ટ નીતંબનીરે લોલ;
કપટી કુટુંબનીરે લોલ, શેવો. ૧૯
સાથે સરવ સુંદરીરે લોલ, કરતે કરમાં ધરીરે લોલ;
મળ્યાં પ્રેમે ભરીરે લોલ, શેવો. ૨૦
જે જે કહી આઇનેરે લોલ, મંડપમાં ભરાઇનેરે લોલ;
બેઠાં છે શરમાઇનેરે લોલ, શેવો. ૨૧
હસે છે વીનોદમાં રે લોલ, મલકે તન મોદમાં રે લોલ;
-શુધાના પ્રબોધમાં રે લોલ, શેવો. ૨૨

કસબકોર ચુંદડીરે લોલ, રત્ને જડી મુદ્રડીરે લોલ;
કાંચી ક્ષુદ્ર ગંટડીરે લોલ. શે. ૩૭
કનક ચુડી બાંવડીરે લોલ, હીરા માણેકે જડીરે લોલ;
બાજુની શોભા વડીરે લોલ. શે. ૩૮
મોતીની માળા ગળેરે લોલ, હારછે એકાવળેરે લોલ;
ઉપમા જેની ન મળેરે લોલ. શે. ૩૯
ભુષણ જે વેદે કહ્યાંરે લોલ, સેષે ન જાએ લહ્યાંરે લોલ;
તે તે અંગમાં ગ્રહ્યાંરે લોલ. શે. ૪૦
શકતોના સમાજમાંરે લોલ, બેઠાં બાળા મોજમાં રે લોલ;
અમર સીરતાજમાંરે લોલ. શે. ૪૧
અખીલ લોકનાં ધણીરે લોલ, જોયુ મા આળી ભણીરે લોલ;
સામગ્રી પુજા તણીરે લોલ. શે. ૪૨
તે ક્ષણ લાવ્યાં પ્રેમદારે લોલ, અંબા ઉઠયાં તદારે લોલ,
આનંદમાં રહે સદારે લોલ. શે ૪૩
યથા વિધ પુજતાંરે લોલ, કોકીલ કંઠ કુજતાંરે લોલ;
પરસ પેરે રીઝતીરે લોલ. શે. ૪૪
પુજાપો સમર્પિંયોરે લોલ, કુસુમ માલ અર્પિઓરે લોલ,
ખટ રસ અન્નેં તર્પિંયોરે લોલ. શે. ૪૫
સુધા પીધાં ધ્રાઇનેરે લોલ, એક એક કર સાઇનેરે લોલ,
ચાચર વળ્યાં ચાહીનેરે લોલ. શે. ૪૬
ચાલ્યાં પાએ પળીરે લોલ, શકતો ટોળે મળીરે લોલ;
ઉભાંછે કુંડે વળીરે લોલ. શે. ૪૭
તેણે સમે ઔચરીરે લોલ, ભરયા તે સાતે સ્વરેરે લોલ,
અલાપ અંબા કરેરે લોલ. શે ૪૮
સુણી સરવે સહીરે લોલ, બોલ્યાં તેવી કહીરે લોલ;
હાથે તાળી લહીરે લોલ. શે. ૪૯
ઉલટ ઉલટયો–હદેરે લોલ, પુરભુ ભરિઆં મદેરે લોલ;
બાળા મધે રહી વદેરે લોલ. શે. ૫૦

જોવા જેવી જાત્ર છેરે લોલ' કોમળ ગોરા ગાત્રછેરે લોલ;
રંભા કુણ માત્રછેરે લોલ, શેવા. ૨૩
સુંદર અંગ ઓપતાંરે લોલ, પેરયાં વસ્ત્ર શોભતાંરે લોલ;
મદન છબી લોપતાંરે લોલ, શેવા. ૨૪
અનંત જાણે શશીરે લોલ, મંદ મંદ રહે હસીરે લોલ;
જોતાં દીલમાં વશીરે લોલ, શેવા. ૨૫
રાજે શીર રાખડીરે લોલ, કાજળ કાળી આંખડીરે લોલ;
દિસે પ્રેમ પાંખડીરે લોલ, શેવા. ૨૬
વેણી શોભે નાગણીરે લોલ, ચારૂ વરણાગણીરે લોલ;
સમગ્રે શોહાગણીરે લોલ, શેવા. ૨૭
ઝળકે ઝાલ કાનસુરે લોલ, મંડળ રવી માનસુરે લોલ;
ઉદર પોયણ પાનસુરે લોલ, શેવા. ૨૮
ઉરવર આપે કસીરે લોલ, ચામીકર કુંભસીરે લોલ;
જળહળ તેજસજસીરે લોલ, શેવા. ૨૯
કટી સીંહ જાણીએરે લોલ, સરલપમ વાણીએરે લોલ;
કરી કર પ્રમાણીરે લોલ, શેવા. ૩૦
અંગુલી મગની ફળીરે લોલ, રસાળ જંગા ભલીરે લોલ;
અધો મુખ કંદળીરે લોલ, શેવા. ૩૧
વખાણુસુ રૂપકેરે લોલ, નાભી અમૃત કુંપકેરે લોલ;
સૌંદરતા અનુપકેરે લોલ, શેવા. ૩૨
ચારૂ પગ પાનીઓરે લોલ, ઇંદુને સમાનીઓરે લોલ;
જગતની દાનીઓરે લોલ, શેવા. ૩૩
કુમ કુમ ભાલ રાતડીરે લોલ, કહી ન જાય વાતડીરે લોલ;
ગેરી રંગ ગાટડીરે લોલ, શેવા. ૩૪
લેહેંગો લાયનો કરયોરે લોલ, કનક તારસુ ભરયોરે લોલ;
પ્રેમે અંગે ધરયોરે લોલ, શેવા. ૩૫
કસણ ચોળી કસીરે લોલ, અતી રંગે લસ મસીરે લોલ;
અતર ચુવે મસમસીરે લોલ, શેવા. ૩૬

કસબકોર ચુંદડીરે લોલ, રત્ને જડી મુદ્રડીરે લોલ;
કાંચી ક્ષુદ્ર ગંટડીરે લોલ. શે. ૩૭
કનક ચુડી બાંવડીરે લોલ, હીરા માણેકે જડીરે લોલ;
બાજુની શોભા વડીરે લોલ. શે. ૩૮
મોતીની માળા ગળેરે લોલ, હારછે એકાવળેરે લોલ;
ઉપમા જેની ન મળેરે લોલ. શે. ૩૯
ભુષણ જે વેદે કહ્યાંરે લોલ, સેષે ન જાએ લહ્યાંરે લોલ;
તે તે અંગમાં ગ્રહ્યાંરે લોલ. શે. ૪૦
શકતોના સમાજમાંરે લોલ, બેઠાં બાળા મોજમાં રે લોલ;
અમર સીરતાજમાંરે લોલ. શે. ૪૧
અખીલ લોકનાં ધણીરે લોલ, જોયુ મા આળી ભણીરે લોલ;
સામગ્રી પુજા તણીરે લોલ. શે. ૪૨
તે ક્ષણ લાવ્યાં પ્રેમદારે લોલ, અંબા ઉઠયાં તદારે લોલ,
આનંદમાં રહે સદારે લોલ. શે ૪૩
યથા વિધ પુજતાંરે લોલ, કોકીલ કંઠ કુજતાંરે લોલ;
પરસ પેરે રીઝતીરે લોલ. શે. ૪૪
પુજાપો સમર્પિયોરે લોલ, કુસુમ માલ અર્પિઓરે લોલ,
ખટ રસ અન્ને તર્પિયોરે લોલ. શે. ૪૫
સુધા પીધાં ધ્રાઇનેરે લોલ, એક એક કર સાઇનેરે લોલ,
ચાચર વળ્યાં ચાહીનેરે લોલ. શે. ૪૬
ચાલ્યાં પાએ પળીરે લોલ, શકતો ટોળે મળીરે લોલ;
ઉભાંછે કુંડે વળીરે લોલ. શે. ૪૭
તેણે સમે ઓચરીરે લોલ, ભરયા તે સાતે સ્વરેરે લોલ,
અલાપ અંબા કરેરે લોલ. શે ૪૮
સુણી સરવે સહીરે લોલ, બોલ્યાં તેવી કહીરે લોલ;
હાથે તાળી લહીરે લોલ. શે. ૪૯
ઉલટ ઉલટયો-હદેરે લોલ, પુરભુ ભરિઆં મદેરે લોલ;
બાળા મધે રહી વદેરે લોલ. શે. ૫૦

ગાએ ગીત ગાનસુરે લોલ, તદવત લે તાનસુરે લોલ,
સરવે સાવધાન સુરે લોલ. શે. ૫૧
લચી લંક વાળતીરે લોલ, ઠમકે માત ચાલતીરે લોલ;
ફરે મન માહાલતીરે લોલ શે. ૫૨
રંગે ભરી રાજતીરે લોલ, છબી છેલ છાજતીરે લોલ;
કોકીલ સ્વરે ગાજતીરે લોલ. શે. ૫૩
થેઇકાર થેઇ થેઇ થતીરે લોલ. હાવ ભાવ કરે અતીરે લોલ
અલોકીક છે ગતીરે લોલ. શે. ૫૪
ધમકે પાયે ઘુઘરારે લોલ, ધમકે ચાલતાં ધરારે લોલ;
વીધ વીધ ખેલ છે ખરારે લોલ શે. ૫૫
ફરે ફેર ફુદડીરે લોલ, ચળકે ચોળી ચુંદડીરે લોલ;
સૌથી માતા વડીરે લોલ. શે. ૫૬
સરખા સરખી આલીઓરે લોલ, રસાળી રસાળીઓરે લોલ;
પલવટ ત્યાં વાળીઓરે લોલ. શે. ૫૭
હુંસે લો હંબોડલારે લોલ, બબે થઇ જોડલારે લોલ;
ખલકે પાણી ચુડલારે લોલ. શે. ૫૮
અંબા સંગ બૌચરીરે લોલ, ઘુંઘટ હાંતે ધરીરે લોલ;
ભમે ફુદડી ફરીરે લોલ. શે. ૫૯
સખી કર છાજતાંરે લોલ, વાજાં મંદ વાજતાંરે લોલ;
ઝંઝીર ઘોર ગાજતાંરે લોલ, શે ૬૦
છાહી રંગ ત્યાં રહ્યોરે લોલ, સીંધુ પ્રેમનો વહ્યોરે લોલ;
જાએ ન મુખે કહ્યોરે લોલ, શે. ૬૧
આવ્યા.સુર ધાઇનેરે લોલ, વીમાને વળાઇનેરે લોલ;
જે જે કહે આઇનેરે લોલ, શે. ૬૨
અંત્રીક્ષ રહી નીર્ખતારે લોલ, મનમાં અતિ હર્ખતારે લોલ;
ચંદન પુષ્પ વર્ખતારે લોલ, શે. ૬૩
સુરા સુર મુનીવરેરે લોલ, અન્યો અન્ય ઉચ્ચરેરે લોલ;
સફળ થયું કળે વરેરે લોલ, શે. ૬૪

વિચીત્ર વીલાંસીઓરે લોલ, રમી ખેલ ખાસીઓરે લોલ;
ટાળી તન ઉદાસીઓરે લોલ, શે. ૬૫
ચૌદ લોક સ્વામનીરે લોલ, ચાર પહોર યામનીરે લોલ;
રમ્યાં રાસ કામનીરે લોલ. શે. ૬૬
પ્રભાત થયો જ્યાંહાંરેરે લોલ, રસીલી રમી રહ્યાંરે લોલ;
બેઠાં મઢમાં ત્યાહાંરે લોલ, શે. ૬૭
આળી અંન લાવીઆરે લોલ, લેઇ મધ્ય મુકાવીઆરે લોલ;
ભોગ ત્યાં ધરાવીઆરે લોલ, શે ૬૮
આરોગ્યાં સૌ સહીરે લોલ, પુરણ તૃપ્તે થઇરે લોલ;
આચમન લીધાં વઇરે લોલ, શે. ૬૯
ઉઠી બેઠાં આશનેરે લોલ, કરયાં મુખ વાસનેરે લોલ
જુઠણ આપ્યાં દાસનેરે લોલ, શે. ૭૦
ભાનુ છબી લોપતીરે લોલ, કાઢી આડ ઓપતીરે લોલ;
પુષ્પમાળ રોપતીરે લોલ, શે. ૭૧
કહ્યું અંબીકાજીએરે લોલ, માતંગી રીજીએરે લોલ;
દેવી વિદાય કીજીએરે લોલ, શે ૭૨
આવજો બાળા કહીરે લોલ, મળીઆં માંહો માંહીરે લોલ;
જે જે કરી સૌ સહીરે લોલ, શે. ૭૩
અંબા આદે બાળીઓરે લોલ, બેસી રથે ચાલીઓરે લોલ;
વીપત બહુ ટાળીઓરે લોલ, શે. ૭૪
જેજેકાર જુગમાં કરીરે લોલ, રીધ સીધ અભરે ભરીરે લોલ;
દોહલ દાસની હરીરે લોલ, શે. ૭૫
બેઠા ગોખે બોચરીરે લોલ, ચીત સ્થીર ત્યાં કરીરે લોલ;
નયન રહ્યું અમી ઝરીરે લોલ, શે. ૭૬
દેવી મા દાતારછોરે લોલ, વડેરાં ઉદાર છોરે લોલ;
હરણ ભુમી ભારછોરે લોલ, શે. ૭૭
શીખે ગાએ જે નરેરે લોલ, ભાવે શ્રવણે ધરેરે લોલ;
સાગર દુઃખનો તરેરે લોલ, શે. ૭૮
પામે ઘણુ માનસુરે લોલ, દારા સંતાનસુરે લોલ;

પળે વૈમાનસુરે લોલ, શે. ૭૯
નામ મંત્ર જાપસેરે લોલ, લક્ષ ભાવ આપસેરે લોલ;
સંકટ કોટી કાપસેરે લોલ, શે. ૮૦
જુઓ સામુ હસીરે લોલ, વીશ્વમાં રહ્યાં વસીરે લોલ;
આપુ ઉપમા કસીરે લોલ શે. ૮૧
માજી કહુ કેટલુરે લોલ, માગુંછુ હું તેટલુરે લોલ;
દશરથ આપો એટલુરે લોલ, શે. ૮૨
સાંકલેશ્વર દાસનેરે લોલ, પુરો મન આસનેરે લોલ;
રાખો તમ પાસનેરે લોલ. શે. ૮૩



## અથ ગરબો શ્રી ચક્રનો. રાગ સારંગ

શીશ નમવું સારદા, ગીરજા કરજ્યો ગંભીર,
સેવક જાણી પોતા તણો, માહામતિ દેજ્યો ધીર, ૧
હું નવ જાણું ખોટું ખરૂ, નવ જાણું એકે અક્ષર
રસ્વ દીર્ઘ જાણું નહિ, ત્યે માટે કરજો મેહેર. ૨
નમું નમું ગણપતી શ્રીગુરૂ, નમું ગૌરી માહેશ;
સેવક સત્ય ઠરાવજો; તે માટે માંગુ ઉપદેશ ૩
શીવ સહિત ગુરૂદેવને, નમું હું આરતવાન.
ક્રીપાદ્રષ્ટે મયા કરી, સર્વ થાજ્યો સાવધાન. ૪
વંદુ ગુરૂ પર્મ હંસને, નમું બેહુ કરજોડ;
જન્મમરણ ભય ટાળજો, પુરો મનવાંછીત કોડ. ૫
ચારે વેદને પ્રણમુ પ્રણમુ સિધ્ધ માહા મન્ત્ર
ભક્ત અભક્તને પ્રણમુ પ્રણમુ શ... ૬
વંદુ બાલા બહુચરી, લળી લળી
સુધ્ય બુધ્ય દેજો સરસ્વતી, શ્રીજી
અક્ષર આપો નિર્મળા, ...

ગરબો ગાવાની ઇચ્છા થઇ, તમ યસ કરવા પાંન. ૮
અવિચળ વાણી આપજો, રહેવા ચર્ણ નિવાશ;
ભવનાં તે બંધન કાપજ્યો, કામ ક્રોધ્ર મોહપાસ. ૯
રમઝમ રમવા નીકળ્યાં, સક્તી સત્ય સ્વરૂપ;
અંગે આભુષણ સારીયા, કાળી રૂપ અનુપ. ૧૦
ખાંધે ઓઢી ઘાટડી, ઉર મુક્તાનો હાર.
સુરિનર મુનિજન મોહી રહ્યા, એહેવી કળા છે અપાર. ૧૧
કાંબી કડલાં સોભિતાં, સોભિતા અણુવટસાર;
વિછુવા વાગે અતિ આગળા, ડમરૂ લંગર તાર. ૧૨
કેડે કટી ત્રિમેખલા, સોભે રત્ન જડીત્ર;
બાંહે બાજુબંધ બેરખા, જોઈ જોઈ થઇ એ થકીત. ૧૩
ઝરમર ને વલિ ઝુમણું, પેહેર્યાં પાટી સાર;
ચેણમાલા ને વસી હાંસડી. ચંપક ચોસરિ હાર. ૧૪
ડુગડુગી દોરા કંઠે સરી, ચોકી ચળકે બંધ;
ચુવાચંદન ઉવેખિયાં, વળી અબીલ સુગંધ. ૧૫
કાને ઝાલ્ય ઝબુકતી, ગલસ્થલ ઝલકે ગાલ;
તાંત્ય તરસતીયુને વેડલા, પાંદડી જડી બહુ લાલ્ય. ૧૬
નથ નાકચે મોતીરે જડિ, ચાંદલો પુન્યમ ચંદ;
આડય લેલાટે અતિ ઓપતી, જોતા આનંદકંદ. ૧૭
ઘાટડી ઉતારિ ઓઢી ઓઢણિ, તેની કસુંબી કોરય.
આંખે અંજન એવું કર્યું, જ્યે ત્રણ ગુણ ભુલ્યા જોર. ૧૮
સેંથો ભર્યો સીંદુર સુ વેણિ વાસુકિ નાગ;
ખટ દશ અંગે સારીઆં,, માતા મોહોટે ભાહાગ્ય. ૧૯
શ્રણગારની શોભા કહી, હવે કહુ ગરબો વિશાલ;
કુર્મ તણિ ગાદી કરિ, રેશમ ભરતર સાલ. ૨૦
ઉઢાંણિ કરી શેષનાગનિ, જોતાં તેણીવાર;
ગર્બો બિરાંજે ખગોળનો, રાતો રંગ ભર સાર. ૨૧
પ્રથ્વી પંચાસે ક્રોડનું, કોડિયુ કર્યું ત્રતકાળ;

અષ્ટકુળ પરવતની વાતડી, સાત સાહેર પ્રત વિશાળ. ૨૨
મધ્ય કાકડો મેરૂ તણો, ઉદિત થયો પ્રકાશ;
ત્યેની જોત્ય જોતાં થકે, તે નથિ અંજાતા દાસ. ૨૩
ઝંપલાંણા જોત્યે કરિ, દૈત્ય રૂપિયા પતંગ;
લોચન તણા ચાળા કરે, માજી પુર્ણ રંગ. ૨૪
સાથે સોહાંમણા અંબ્યકા, તે પણ તેજ સ્વરૂપ;
ચંડિકાને વાધેસ્વરિ, કાલી ગીદ સ્વરૂપ. ૨૫
લક્ષ્મિનાથ નારાયણિ, પારવતિ પરવેણ;
માહાકાળિ માહેસ્વરી, સાથે શ્રી સુખદેણ. ૨૬
આદ્ય ભવાની બગલામુખિ, બહુચર બાળે વેશ;
ત્રિપુરાને ભુવનેસ્વરિ, મળી સર્વ સરખે દેશ. ૨૭
જોગગાયા ને વળિ જોગણિ, જ્વાળામુખીનુ સ્વરૂપ;
સાથે સોહાંમણી સુંદરિ, જોઈ મોહો પામે ભુપ. ૨૮
માહા માઇ માત આશાપુરિ, હીંગલાજ ને હરસિધ;
ગાયત્રી ને સારદા, તે સોભે પરમ પ્રસિદ્ધ. ૨૯
લલીતારૂપ સોહામણું, વેહેરાઇ છુટે કેશ;
ચિદ્દા નંદી જે રાધિકા; જનુની જોત્ય વિશેપ. ૩૦
આદ્યભવાનિ ઇંડીકા, જળદેવી સર્વ સાથ;
જોતાં જોડ મળે નહિ, તે જુક્તિ છે વિક્ષાત. ૩૧
એક એકપે અતિ શોભતિ, ગાય છે ગીતજ સાર;
સાથે બીજી અનેક છે, કહેતાં ના આવે પાર. ૩૨
ચોસઠ ચોગણિ મલી કરી, ગાવા માંડયો છંદ;
માંહો માંહે તાલિ દેઈ, મુનિવર પાડયા ફંદ. ૩૩
થેઇ થેઇ ફરે ફુંદડિ, ગાયે ગરબો ગીત;
ચાલનિ ચતૂરાઈ જોઇને, સુરીનર ભુલ્યા રીત. ૩૪
ઢોલ દદામાં દુંદભિ, ચંગ ઉપંગ પખાજ;
શ્રી મંડલ શોહાંમણું, છત્રીસ વાજે સાજ. ૩૫
ખેલ રચ્યો ખાંતે કરી, રસનાએ ન કેહેવાય;

વેદ વચનમાં આવે નહીં, કવીજન કયમ કરી ગાય. ૩૬
વિષ્ણું આવ્યા વૈકુંઠથી, જોવા નવરાત્રી ખેલ,
નીજ માયા પોતા તણિ, સાથે સુંદર સાહેલ. ૩૭
બ્રહ્માજી બ્રહ્મલોકથી, પધાર્યા, પુરણ પ્રીત.
સાથે બ્રહ્માંણિ સંચર્યા, ગાવા લાગ્યાં ગીત. ૩૮
શીવ આવ્યા કઇલાસથી, પોતે પુરણ બ્રહ્મ;
જાણે છે રસ રીતને, સંગે ગૌરી પ્રાક્રમ. ૩૯
શીવ સંગે ગણ શોભે વળી, નંદિ ભ્રંગિ સાજ;
રિદ્ધ સિદ્ધ કરજોડી રહી, સંગ ગણપતી માહારાજ. ૪૦
શેષ નાગ પાતાળથી, રચના જોવા કાજ;
પરમાનંદ સુ પરવરે, સંગ નાગણિ સમાજ. ૪૧
ઇંદ્રપુરીથી ઈંદ્રિ આવિયા, વળી ઇંદ્રાણી સંગ;
સાથે અપ્સરા છે ઘણી, કરે નિત્ય નવલા રંગ. ૪૨
પાંચ પાંડવ સંગે દ્રુપદી, તે પણ આવ્યાં તર્ત;
નારદ આવ્યા સ્વર્ગ લોકથી, કરવા માંડયું નૃત. ૪૩
ક્રોડ તેત્રીસે દેવતા, સર્વે આવ્યા સાર;
સહસ્ર ઇઠયાસી રૂપી મળી, રૂષિ પત્નિ પરિવાર. ૪૪
સંકરાચાર્ય મધ્યે રહિ, લહેરીનો કરે ઉચ્ચાર,
ત્યમ ત્યમ માજી મદે ચઢયાં, ગાય છે ગરબો સાર. ૪૫
અદભુત ખેલ બન્યો ઘણો, થઇ રહ્યો જયજયકાર;
તારામંડલ થોભિ રહ્યાં, વનચર ન કરે આહાર. ૪૬
જકત જનેતા તવ બોલીયાં મનમાં થઈ પ્રસંન્ન;
નવરાત્રિ પુરણ થઇ, આજ કરવું અરચન. ૪૭
શંકરાચાર્યે શીઘ્ર થઇ, પદ્ધતિ લીધી હાથ;
શ્રી ચક્ર સોહામણું, પુર્યું વૈકુંઠનાથ. ૪૮
માનસરોવર મધ્યે રહી, પ્રીતે કરે છે પૂજન;
ગુલાલ ભરે ગૌરીપતી, હર્ષ વાધ્યો છે મંન. ૪૯
ધુપદીપ સરવે વિધિ, મુકી છે વિધ્ય વિધ્ય;

બટુક બળિદાન જે ઘટે, મુકયા છે સાંનીધ. ૫૦
ફળ તંબોળ ને એલચી, સોપરીને કપુર,
જે જોઇએ પૂજા સમે, તે પાસે ભરપુર. ૫૧
પવિત્રપણે જુગતી કરી, પેહર્યાં પીતાંબર ચીર;
મુગટા સણિયાં રેશમી, નહિ સુચી નીરમળ નીર. ૫૨
આસન નાખ્યાં શોભતાં, બેઠા સર્વે વીર;
ધ્યાન ધરે ગુરૂ દેવનાં, નિર ભાંતિ મનધીર ૫૩
અગમશાસ્ત્ર અનુસરી કરી, ગાયત્રી ધુન્ય;
ઇત્યાદિક ઇષ્ટદેવનું, કરયે સ્મરણ માહાત્મુન્ય મુન્ય. ૫૪
ન્યાસ ધ્યાન વિધવિધનાં, તે કરી અનુરાગ;
જ્યાતિ વરણ ધરે નહિં, મન ક્રમ વચન વૈરાગ. ૫૫
સોહં શબ્દ સુણી રહ્યાં, એમાં એ ન ભળે લવલેશ;
અનુભવ ને દ્વાદશ તણું, ન કહિ સકે સારદ શેષ. ૫૬
કારણ કુંભ વચ્ચે ધર્યો, સુધ્ય ગંગાજળ નીર;
દેવત્રપણ કરી રહ્યા, આરતી કરે છે ગંભીર. ૫૭
આરતી કરે એક એકને, લાગે છે ઘણું પાય;
તે આનંદની વાતડી, રસના એ ન કેહેવાય. ૫૮
પ્રથમ ઉચ્છિષ્ટ કરાવિયું, જકત ભવાંનીપાસ;
કવલ ભરાવ્યો આચારશું, માજી થયાં ઉલ્લાસ. ૫૯
જનુની ઉચ્છિષ્ટ જે વધ્યું, તે નાંખ્યું કલશ મોઝાર;
ત્યાર પછે વિરને જે ઘટે, તીરથનો અધીકાર. ૬૦
ગુરૂએ દીધિ આજ્ઞા, ઉઠતાં નારદ મુન્ય;
હાથોહાથ પાત્ર દેઈ ગયા, નારદને અર્જુન. ૬૧
તતબર થઇ ગુરૂદેવજી, કળમાં લીધો કળસ;
પ્રથમ પાત્ર પોતાતણું, સુદ્ધ ભરીયું સરસ. ૬૨
ત્યાર પછે વિર ચોગણીને, પાત્ર ભરયા ભરપુર;
શ્રીનાથાદિક ઉચર્યા, સર્વ થઇને સુર ૬૩
સંભાળીને સર્વને, પાત્ર પરાં અનમાન,

જુહોમી કરયાં ગુરૂ ગમસુ, કરી ગુરૂજીનું ધ્યાન. ૬૪
ચરવણુ કરી આદુકણી, મુખ્ય ચરવણુનિ રિત્ય
વ્યાસ વ્યંજનને ભૈરવા, તે સમે છે રે ઘટીત. ૬૫
ફરી પાત્ર સરવે ભરયા, તે છે પ્રથમ પાંન;
શ્રીમંત કેરી સાધના, ને કરીછે અનુમાન. ૬૬
જુહોમી કરી વરતાવીયું, બીજુ ભરૂ તતકાલ;
સર્વને આજ્ઞા કરી, સીચુ સૂધા રસાલ. ૬૭
ત્રીજુ પાત્ર વળિ ભરૂ, ગુરૂરૂપે પોતાને હાથ
મદ્યમીન કરિ વરતાવિયું, હરિહર બ્રહ્માનાથ ૬૮
તદનંતર ચોથુ ભરી. રાખ્યુ કર ત્રીકોણ;
મધ્ય વિષ્ણુ ભુતવાણિ કહી ચોથુ વરતૂ મુખ્ય. ૬૯
ત્યારે ચરવણ મુકયા મોકળો, વરત્યો કેવલ બ્રહ્મ;
આરોગાવે એક એકને, કરૂ કૌલનુ કર્મ. ૭૦
પાંચમું પાત્ર મુરજાદનું, તે ભરયું સાક્ષાત;
હિમ સીધ શ્લોકે કહી, વળિ વરત્યું વિક્ષાત. ૭૧
પાંચ પાત્ર એમ વરતિયાં, બીજાં વરતીયાં ચાર;
માંહો માંહે ઉચ્છિષ્ટ લેઇ કરી ચરવણનો વિચાર. ૭૨
પંચમકાર જુત સાધના, તે કરી શાસ્ત્ર મુરજાદ;
જે જે જે જગદંબ્યૈકા; કરયા સુરે દુદંભી નાદ. ૭૩
નવ પાત્ર પુરાં થયાં, થઇ રહ્યા પધ્યતી કર્મ.
પુરણ કરયા મુગતાફળે એછે પાત્રનો ધર્મ. ૭૪
સર્વદીએ ગુરૂદેવને ફરી ફરી પુરણ પાત્ર;
આસીષ વચન ગુરૂ બોલિયા, હોયો જનુનિ [illegible]
પુરણ પાત્ર કરયા પછી, લીધું અંબાનું [illegible]
સુરતા થઇ ચરવણુનિ, વિધે પામ્યા [illegible]
ચરવણ કરેછે ચતુરાઇનૃ, વળિ [illegible]
દેહ દશાને ભુલી ગયા, ગાવા [illegible].
પરિપુરણ ગરબો થયો, પુરણ [illegible]

પુરણ સદાછે અંબીકા, સસંગ સુરત વિહાર. ૭૮
લવીંગ સોપારી ને એલચી, પાનનાં બીડાં પાસ;
સંભાળી સરવે મળી, પુરણ કર્યો મુખવાસ. ૭૯
ગુરૂરૂપે શીવ પ્રત્યે કહ્યું. ગછીએ નિજ મંદિર;
સઉને ચીન ચડી ગયું, સારૂ એ સુંદિર. ૮૦
શ્રીચક્રને શિશ નામિયું, શકિતને લાગ્યા પાય;
પ્રથક પ્રથક પોતાતણે, મંદિર દિશાએ જાય ૮૧
શિવ શક્તિ ગુરૂ દેવનુ, છે એ એક સ્વરૂપ;
માટે ભેદ ન જાણશો, સેવો શકિત અનૂપ. ૮૨
કવિજને કરી વિનંતિ, સુણજો સૈવાદિક;
ચરણ કમલમાં રાખજો, કીપા કરજો અધિક ૮૩
કહેવરાવ્યું કરૂણા કરી, વાણી વચન પ્રકાશ;
ગાય ભણે ને સાંભળે, તે જન જનુનિ પાસ. ૮૪
પંચવિસસે સાઠ અક્ષરછે, બીજા ઉપર ચ્યાર;
અક્ષરે અક્ષરેછે સાધના, ગુરૂ ગમે કરજો વિચ્યાર. ૮૫
સ્તુત્ય ગરબો પધ્યતિ મળી, સત્યાશી છે ચોપાઇ
ગાય શીખેને સાંભળે તેને સદા સુખદાઇ; ૮૬
પરમ હંસ કૃપાએકરી, સુંદર સૈન સુજાણ;
વલ્લભ ગુલામની વિનંતી, માજી કરજો પ્રણામ. ૮૭

## અથ ગરબો એકાદશીનો રાગ ગોડી તાલહોસેની

એકાદશી રાધા નદી નાઇ, સ્વરૂપે અગાધ ઘણુ ડાઇ. ૧
સ્યરદસ સસીસરીખી સોહાઇ, ઉરે જે વસી પરીસી મોહાઇ.
લક્ષાપે ઝુરી લલી લલીતાઈ, ગુણ્યે આવરી ઘણી ગલીતાઇ. ૩
તરૂંણીનુંને તેવી તરૂણાઇ, કહે ન બને મ્હોની અરૂણાઈ. ૪
જ્યમુનાં થકી પાછી તે પળાઇ, અંગો અંગ આછી ચપલાઈ. ૫
વળી તેઉ વાટે ચીત ચાહી, મળે કો ન તે માટે ઉજાઇ. ૬

ચાલી ગજ ચાલે ચતુરાઇ, આવે મંન મહોલે આતુરાઇ. ૭
નથી અલબેલીમાં મણાઈ, સંગે કો સાહેલી ન જણાઇ. ૮
શામાજી ઘણી ધરી સધીરાઈ, કહાનુડાતણી કરી અધીરાઇ. ૯
વીચાર્યું મંન્યે હું છું કોરવાઇ, નથી કો વંને હીંડું સોરવાઈ. ૧૦
લગારેક માહાવાની મીટ ભલાઇ, ન દેઉ તે જાવા રહુ ખચકાઇ. ૧૧
જાણી એમ ચાલી સીગ્રતાઇ, રખે થા અલગી વીગ્રતાઇ. ૧૨
ઊડી વન વાત હેવી ચરચાઇ, રાધા જાય પ્રાત પુજી અરચાઈ. ૧૩
સખા ફરતા મધે હરીરાઈ, પ્રભુ કરતા હુતા ગોચરાઈ. ૧૪
સુણી ગયા શામ સખાથી ખોવાઇ, હવે થયું કામ જો જાસ્યે જવાઇ. ૧૫
દામોદરે દીધી દપટાઇ, ચઢે પાગ્ય લીધી લપટાઈ. ૧૬
પંડયે પરમેશ્વર ગેહરાઈ, દીઠી વીશ્વેશ્વરે એ ઠરાઇ. ૧૭
સ્ત્રી આવી નત સકે ન ચેતાઇ, રહ્યા હરીના કેન ચેતાઈ. ૧૮
રાધા રંગ રાતી રસ મસાઇ, સુવાસે સોહાતી મસમસાઇ. ૧૯
હીંડે થઈ આડે ધસ મસાઈ, બોલ્યા ક્રીપા ઘોડક મસાઇ. ૨૦
કહે થકી જાએ છે સંતાઈ, હિસાં છાંજકી રહે કયાં ઘૃતાઇ. ૨૧
મોટા બાપની તુંછાં તેડાઇ, ઝાઝી આપની જણાવાં એડાઇ. ૨૨
ચાલી તું કયાંહાં જાએ છે કજાઇ, ઉભી રહે આંહાં આવ્યને સજાઇ. ૨૩
છબીલો થઇ કરૂં છું છેલાઈ, જાણું જે જઇ ગ્રહુ અબલાઈ. ૨૪
હસીને ધસી રાધા મરડાઇ; રાધાજી ખસી બોલ્યાં બરડાઈ. ૨૫
અરે રાન આવો તમે ધાઇ, રૂડો તે નિભાવો વર રાઈ. ૨૬
ગાંડાં કાં થઈ કરો કરો ધાઈ, કરૂં છું ગઈ વધે વરો ધાઇ. ૨૭
કીંવારાની રાખુરે રૂડાઈ, સવારાંની હાખુંરે કુડાઇ. ૨૮
બોલોછો વધી તેતો નવેઠાઇ, હાલી શી બધી કુટો છો શેઠાઇ. ૨૯
દીઠી નજરે તેતો મેં મનાઈ, બાંધ્યા બે કર્યે કાલ્યે તું ધનાઈ. ૩૦
પ્રભુજી ભુલી ગયા છો પહેલાઈ, તે માટે ફુલી રહ્યાછો બેલાઇ. ૩૧
લાડોછો ઘણું તે જાતે લહેવાઇ, કેહેવા ખમણું નથી તે કેહેવાઈ. ૩૨
વિંચારો હજી લગીરે સજસાઈ, મથુરાં તજી આવ્યા છો નસાઈ. ૩૩
માબાપે સહ્યાં કહ્યું સુસરાઈ, કાલાગ્રે રહ્યાં બેટો પેટ જાઈ. ૩૪

મોટાછો કુલે કાઢીએ કમાઇ, આવી ગોકુલે ઇજ્જત ગમાઇ. ૩૫
જાણ્યું હું છતાં જાસ્યેરે ભૂપાઈ, પીતા બે છતાં પ્રતિષ્ઠા ઊપાઈ. ૩૬
શાને અતિશે કરશ પુરૂપાઈ, જાઓ સદીસ્યે મુકો મુરખાઇ. ૩૭
આજુ તાનમાં એટે વરછાઇ, રોકો રાનમાં શું નાર પરાઈ. ૩૮
હું તું શું કશી ધરૂં છું સગાઇ, તું હું શું હશી કરો છો ધીંગાઈ. ૩૯
એમાં શું ઘણી કરો છો ઘેલાઈ, તમો શું ઘણી કરો છો છેલાઇ. ૪૦
ખોટી કરો આપ મુને વાહી, આપી નથી બાપે કરસાઇ. ૪૧
શુંછે સમજાવો સમખાઇ, પાસે પ્રભુ આવો તો નંદ દુહાઇ. ૪૨
એ વાત ન વેદે સરજાઇ, પામે નવ દેખે પરજાઈ. ૪૩
બેલે ન બહીન પ્રીત્ય પરાઇ, હરીને લહી હુંને સું હરાઈ. ૪૪
જડી સોહ્યલીતો વાટે રોકાઈ, ખરી દોહ્યલી લાલજી લોકાઈ. ૪૫
વાટે કો હલી હહી સંભલાઈ, કહું તો વળી જાઓ અંબળાઈ. ૪૬
તુંને કોણ કહેવું તું છે બેતમાઈ, માહારે ઘેર રહેવું સગામાં સમાઈ. ૪૭
દીશે તે કરે જે હાય નમાઈ, હું પુઠે ફરે માકી રતબાઈ. ૪૮
માની બીકથી રહુ સસકાઇ, સો ફેહી કથી ન ચસકાઈ. ૪૯
જાણે રેશને સુણે વકીલાઈ, છુંદીને ભરે હુંને લુણરાઈ. ૫૦
કરો કો સંતી સાથે સખાઇ, માહારી તો વતી ન પ્રીત રખાઇ ૫૧
મને જે વસે તે મીઠી મીત્રાઇ, હું તું શું બોલે હસ્યે ઘણું ડાઈ. ૫૨
ચઢે મસ્તકે રહુંછું ખંચાઇ, પાને હુસ્તકે હું તું શું વંચાઈ. ૫૩
ઘણું તુંને ભેટે ઊવડાઇ, કરી કહાંન નેટે તે પડાઈ. ૫૪
વીશેતે ગમે જે ગાંણે ગવાઇ, ખમ્યું તે હમે જે લહાણે લેવાઇ. ૫૫
બેલ્યાની તો આંહાં હશે રોકડાઇ, કયહાંની કયાંહાં જશે બોકડાઇ. ૫૬
આવ્યા છો બણીઠણી ખોટાઇ, જોશો હું ભણી તે જાશે મોટાઇ. ૫૭
ભલા જો કહાવોતોરે ભલાઇ, લાલા કાં વહ્યાછોરે લલાઇ. ૫૮
રામા વર મુકોરે રીગાઇ, રૂડા ઠેશી ઢુંગોરે ઢુંગાઇ. ૫૯
આ શી તમે માંડીરે રૂડાઇ, ખાસી નવ છાંડીરે ભુંડાઇ. ૬૦
સબુધે વધેછેરે સાઢાઇ, કુબુધે વધે છેરે ઢાઢાઇ. ૬૧
જણાવો જવાનીની જોરાઇ, ગણાવો દેવા નાની છોરાઇ. ૬૨

એમાં શી વધેછે રે વડાઈ, જેમાંથી વધેછે રે જોડાઈ. ૬૩
વડેરા ધરે છે સમૃતાઇ, તોયે તે કરે છે નમ્રતાઇ. ૬૪
વહાલા હાળા કાં વધારો વરવાઇ, પ્રીછુંછું વધારો પરૂ આઈ. ૬૫
કામની કહો ફીકી કઠોરાઈ, ભામની લહો સૌએ ઠેરાઈ. ૬૬
ઢીને હું સાથે રમુજાઇ, ભરી જઊં બાથે અમુજાઇ. ૬૭
વાહાલી છે તુને તેતો ભાંડાઇ, ઠાલીને હું તે ગમેરે ગાંડાઇ. ૬૮
મોહોડે કેહેવરાવું રે ફીખાઇ, હવે નહી આવુંરે શીખાઈ. ૬૯
અજાણે તો અહીંઆરે ગયું અવાઈ, ન જાણ્યું કાંઈ થશેરે ભવાઇ. ૭૦
કહુ કરગરી હુતી સરસાઈ, છતે નર હરી કરી દરસાઇ. ૭૧
વડીવારના રહ્યા છો ઝુંમાઇ, જો છો ભારના તો રાખો ખુમાઇ. ૭૨
મુકો માગ માવા મુગતાઈ, દેતા નથી જાવા જુગતાઇ. ૭૩
ખસોની પરા રહો અટકાઈ, આવીજો અરાતો હું વટકાઇ. ૭૪
શા માટે રહ્યા છો વાટ વળાઈ, ફરો છો વહ્યા રેશો અકલાઇ. ૭૫
એવું સાંભળી રહ્યા મલકાઇ, જાઉં હું હળી કરૂ વિકળાઇ. ૭૬
ધરી હરીએ હઇયે હરીફાઇ, બોલ્યા જો જોઇએ કહો અબળાઈ. ૭૭
રાધા કહે કહો મોહની શી મિઠાઇ, ઉભા રહો તો જાણી મે ડીઠાઈ. ૭૮
કરી રસીએ રાધા સુ રાંકાઈ, જાણું હસીએ મુકીને વાંકાઈ. ૭૯
જાતાં શું હતાં કરી કુલટાઈ, તમે હું છતાં જાઓ ઉલટાઈ. ૮૦
એવું ન ઘટે કરોરે ભુજાઈ, આવ્યો તો માટે અહા હું ઉનાઇ. ૮૧
મુકી કામને ઉઠયોછુ ઠેચાઇ, રાધા નામને રહ્યોછુ વેચાઈ. ૮૨
ઘટે તે કરો સામા સુખદાઈ, ખસુ હું પરો વસો દુખદાઈ. ૮૩
માંડી અલબેલે અટપટાઇ, રાધાવર છેલે લટપટાઇ. ૮૪
કાનુડો વદે કરી નરમાઇ, રાધાજી રૂદે ધરી સરમાઇ. ૮૫
રાધા જોઇને બોઈ અકળાઈ, મને મોહીને મુળે અકળાઇ. ૮૬
વડુવા કહું ખરૂરે વસાઇ, કહે સાંકડું ગયું જે હસાઈ. ૮૭
કહેતાં મિઠડે મુખે મળકાઈ, રાધા દીઠડે પ્રભુ પલકાઈ. ૮૮
થયાં ચક્ષ ચારે હરખાઇ, પેહેલી પ્રિત ત્યાં પરખાઇ. ૮૯
ગુમાને ગળી તજીને ટીટાઈ, વહાલા શું મળી રહી છે વીંટાઇ. ૯૦

ભોળી ભામની ભાવે ભરમાઈ, ટળી કામની કામે કરમાઈ. ૯૧
કામાગ્ને બળી રહી તીતવાઈ, વૃથા વેહે ટળી ફુલીછે સવાઈ. ૯૨
ભરી અનંગે અંગે અલોલાઈ, કાહાનુડા કુસંગે કરી કલોલાઈ. ૯૩
બેડાં બે ભેળાં માણી સજણાઇ, થઇ કવેળા જાણી નવ જણાઇ. ૯૪
અવેળા પડી રાધાને તહાઇ, ઊઠયાં તે ઘડી માગીને વિદાઇ. ૯૫
વને વિલસિધ રહે પરવરાઇ, હરીએ તુળસી હરીવર વરાઇ. ૯૬
આવી આગળે થઈ ઘર વરાઈ, થઈ ભાગળેથી બેપર વરાઈ. ૯૭
સખી ચારે પાંચ જોવાને ખરાઇ, ઊભિ પોળ ખાંચે તે ભરાઇ. ૯૮
બોલી લલીતા રાધા ન દેખાઇ, વદે વીનતા મેં એ ન પેખાઇ. ૯૯
એવી એ નહીં રહે ઓલવાઈ, ગઇ છે એ વાતે ભોળવાઇ. ૧૦૦
જોયું જમણું એ રાધા નિરખાઇ, આંખ્યે બમણું અમી વરખાઇ. ૧૦૧
દીઠી રૂપરંગે કર વરાઇ, સખી સવ સંગે તર વરાઇ. ૧૦૨
ઉઠી વળગ્યાં મોટીને છોટાઈ, બેડાં અળગાં સહું સું ભેટાઈ. ૧૦૩
પૂછે રસ ધામા સનહ બનાઇ, મળ્યા તુને શામા સંકેરે કાનાઇ. ૧૦૪
ખરાં નઇણાં રહ્યાં છે હસાઇ, બોલ્યા વિના જાય છે હસાઈ. ૧૦૫
વેણી માંગથી ઉરે લપટાઇ, દીસે અંગથી બધી કપટાઈ. ૧૦૬
વિના પાન ખાધારે અંગાઈ, રહ્યા હોઠ બધારે રંગાઇ. ૧૦૭
રહે નહીં ઢાંકી તેરે ઢંકાઈ, રૂડે આડે આંકે તેરે અંકાઇ. ૧૦૮
રાધા કહે સુણો હું છાપે છપાઈ, હરીને ગુણે હું આપે અપાઈ. ૧૦૯
દીઠો આવતાં રહેવાણુ થોભાઇ, જોતાં ભાવતો લાલચે લોભાઈ. ૧૧૦
મ્હારી મગને મનેથી મોહાઇ, હેની લગન્યે લેવાણી લોહોવાઇ. ૧૧૧
એના જીવની સકલા સકલાઇ, બ્રહ્મા શીવનીવત્તી ન કલાઈ. ૧૧૨
અમર સઘળા ગયા છે ચલાઈ, તો અબળા રહે અચલાઇ. ૧૧૩
કહે ધન ધન સખી સભરાઇ, રાધા તનમન હરી વર વરાઇ. ૧૧૪
કીધુ મન ચીત રહી નરતાઈ, જેણે જુગ જીત્યુ તેને તું જીતઆઈ. ૧૧૫
જેની કો ન જાણે વિચિત્રાઈ, તે સાથે તું માણે છે મિત્રાઇ. ૧૧૬
ઊઠાં મોહભેર બેઠાંતાં ઘેરાઇ, ગયાં સર્વ ઘેર પોતાને વેરાઈ. ૧૧૭
રાધા નાહાણની વાંણીએ રચાઇ, ગાતાં પ્રાણની થાશેરે વચાઈ. ૧૧૮
સુણે દેહની હોય સફલાઇ, હરી નેહની નોહે નફ્લાઈ. ૧૧૯

હરી રસ જાએ જો ચખાઈ, સદા કીશ્ન સાહે એ લખાઇ. ૧૨૦
ગાતામાં સુખેનો હોય નુનતાઇ, કહુ શ્રીમુખે તેહનીતો પુન્યાઇ ૧૨૧
હરીએ ધરીને આણી નીરપુણાઇ, પડો ધીખ જેહેની ક્રીરપુણાઇ ૧૨૨
સાચુ દયા દાન જો જાએ અપાઈ, મિથ્યા અભીમાન તે જાશે ખવાઈ ૧૨૩
લીધે નામ હોય અજામેલ લાઇ માહા પાપ નોયે પ્રભુ મુકતદાઇ. ૧૨૪
જાણ્યુ ન કલ્યે જો જાય તરાઇ, વિના અકલે વલ્લભે તું ગાઇ ૧૨૫

## અથ ગરબો પંચતિરથીનો

મા તારૂ કારણ કળયુગમાંયરે બાળી બહુચરારે મા;
મા તું બુડતા ઝાલે બાંયરે બ્રાં, મા તુને મળે ગંગા નાયરે. બા.
સનખલપુર વાસે વસેરે મા, મધ્ય ભરી મા મસે મસેરે મા.
મુખ જોવા મનડું ધસેરે મા, મા તારૂ સુંદર વદન સોહાયરે. બા. ૧
ગોખ જોખમાં નિરખતાંરે મા, પરતો તે પરતક્ષ પરખતારે મા.
અમૃત આઇજી વર્ષતાંરે મા, માજી તે કમય વિસરી જાયરે. બા. ૨
આદ્ય સ્થાનક આવી નમેરે મા, મંન અન્ય કદી નવ ભમેરે મા.
ત્રણ્ય તાપ તનના સમેરે મા, તે વેદ વાયક કહેવાયરે. બા. ૩
માનસરોવર જિલતાંરે મા, પાપ ગયા પગ પીલતાંરે મા.
રોમ રોમ તન ખીલતાંરે મા, મા તે કોમળ કીધી કાયરે બા. ૪
વાવ્ય કુંડ નાહી વળ્યાંરે મા, કોટી કર્મ કુંડાં બળ્યારે મા;
બહુચર મા પોતે મળ્યાંરે મા, મા તે સિદ્ધક્ષેત્ર મહીમાયરે બા. ૫
ચાચર ચાલીને આવતાંરે માં. અ શેક શીશ નમાવતારે મા;
આપે મા મન ભાવતાંરે મા, મા તુ પુર્વ જનમનિ સાયરે બા. ૬
ગાન તાન ગરબે કરેરે મા તાળી દઈ ચાચર કરેરે મા;
ઉદો ઉદો સુખ ઉચરેરે મા, માતે દોહેલાં વાંમે દુઃખરે. બા. ૭
પુન્જ પુશ્પે સમર્પતાંરે મા, પાંન પ્રસાદે અર્પતાંરે મા.
ત્રુઠે ત્રિપુરે તર્પતાંરે મા, મા તે સોહેલાં પામે સુખરે બા. ૮
પરદક્ષણા દે પ્રાતમાંરે મા, મન રાખે જગ માતમાંરે મા.
નાવે જમ જન જાત્યમાંરે મા, મા તુ વિપંમ વિઘ્ન હરનારરે. બા. ૯

નમણુ નરનારી ગ્રહીરે મા, ધરે સીર જે જે કહીરે મા;
સકળ તીરથ વળે સહીરે મા, માનુ કુરૂક્ષેત્ર કેદારરે. બા. ૧૦
પંચ તિરથી એ પૂજતાંરે મા, અરૂણ ઉદે મૃગ ગુંજતાંરે મા;
સર્વ પરીવારે સઉ જતાંરે મા, મા તારૂ દૈવત બધ્ય દરબારરે. બા. ૧૧
યથા શકત હવન કરેરે મા, બ્રહ્મભોજન ભાવે ખરેરે મા;
આધ શકત અભરે ભરેરે મા, મા તુ આપે પદારથ ચારરે બા. ૧૨
અરચે તે અરધ નીસા સમેરે મા, બહુચરમા લેખે લખેરે મા;
યશ આયુશ આપે અખે રે મા, માજી તેને ધન ધારા સંતાનરે. બા. ૧૩
આરતી સું લે ઓવારણાં રે મા, વાંજ બંધાવે પારણાં રે મા;
દીધાં વસાવે બારણાં રે મા, મા તેને અવસાંને વૈમાનમાંરે. બા. ૧૪
ધંટ ગ્રહીને વજાડતાં રે મા, મઢ માજીનો ગજાવતાં રે મા;
મુખ જોઇને મન લાડતાં રે મા, મા તું નોધારાં આધારરે મા. બા. ૧૫
દે દક્ષણા દેરે રહીરે મા, કામ ક્રોધ મોહમે દહીરે મા;
દાન પાત્ર દેવિ લહિરે મા, મા તું પ્રત્યક્ષ દ્વિજ અવતારરે. બા. ૧૬
પારે આવ્યા જન પ્રેમસુરે મા, વર્ષ એક મધ્ય નેમસુરે મા;
વાંમે દિન સુખ ખેમસુરે મા, માજી આ સંસારનું સારરે. બા. ૧૭
વેન તરૂવર શોભા ધણીરે મા, જુવે જન જે જે ભણીરે મા;
માયા મહંમાયા તણીરે મા, મા તું વ્યાપીક વિવિધ પ્રકારરે બા. ૧૮
મદ ભર્યાં મૃગડા રમેરે મા, ઉઠી અરૂણ ઉદે સમે મા;
બહુચરી તુ કે તે ગમેરે મા, મા તું પંખી મુખ પરમાંણરે. બા. ૧૯
બહુચરમા બંરદે ભરીરે મા, દોહલ દાસ તણી હરી રે મા;
નારી નર ક્ષણુમાં કરીરે મા, મા તે જુગ સચરાચર જાંણરે. બા. ૨૦
ધારી ધ્યાંન ધરે રૂદેરે મા, માના મન માહે મુદેરે મા;
હોય કરમ તણો ઉદેરે મા, હેવિ ભોળી ભવાની માતરે. બા. ૨૧
દેવિ દેવ જહી તહીરે મા, ત્રણભોવન તોલ નહીરે મા;
પ્રગટ પીઠ લહુ અહીરે મા, મા તારી નિપટ અટપટી વાતરે. બા. ૨૨
સુર તણી વારે ચઢીરે મા, જીત્યા દૈત્ય ઘડી ઘડીરે મા;
માર્યો મહીષાસુર વઢીરે મા, મા તું ભુપત્ય પત્ય પ્રતીપાળરે. બા. ૨૩

સરજે પાળેને સંહરેરે મા, અજર અમર ન મારે મરેરે મા;
કામ અગોચર કંઇ કરેરે મા, મા તું કાળહરણ માહાકાળરે. બા. ૨૪
નિરાધાર આંધારમાં રે મા, સકલ અવતારમાંરે મા;
સકત સબળ સંસારમાંરે, મા, મા તું નીરમળ રાખણ નીરરે. બા. ૨૫
સ્વર્ગ મૃત્યુ પાતાળમાંરે મા, બહુચર બહુ બદ બાળમાંરે મા;
મોડણ માહા મોહ જાળમાંરે મા, મા તું આપે અધીરાં ધીરરે. બા. ૨૬
નેણ નેણ ભરી ન્યાહાલતારે મા, પલક પલક નવ્ય વાળતારે મા;
જન્મ મરણ જાય ટળતાંરે મા, મા તું અભેપદ દાતારરે. બા. ૨૭
લાગુ પાગ્ય લળી લળીરે મા, માગુ મન માની રળીરે મા;
પુરો આસ વળી વળીરે મા, મા તું સેજકરણ ભવપારરે. બા. ૨૮
જન્મ સફળ કરો જાઇનેરે મા, જુગમાંથી જાવું કમાઇનેરે મા;
ભાવ ધરીને ભજે આઇનેરે મા, મા તે નર નાઆવે ગર્ભવાસરે બા. ૨૯
કરજોડી કહું કરગરીરે મા, બાંય ધરો શ્રી બહુચરીરે મા;
સાય કરો સલખનપુરીરે મા, માજી તારો વલ્લભદાસનો દાસરે. બાં. ૩૦

## અથ સલખનપુરની શેરીઓનો ગરબો રાગ બીહાગડો તાલરૂપ રાગ સારંગ સીવંત તાલ હોશેની

સલખનપુર ગામનિ શેરિયો, તેતો મુને જોયાની ખાંત્ય;
ગલી ગલી ફરૂ ફેરિયો, નિરખું અવનવી ભાત. ૧
મોટાં મંદિર માળીયાં, ઉંચા સર્વ અવાસ;
ગોખ છજાંને જાળિયાં, ઓપે અતિ ઉજાસ. ૨
વરણ ચાર વાસો વસે, બીજી બેને બાર;
દાન દયા કાયા કસે, પાળે કુળ આચાર. ૩
પરથમ પોળે પેસીયાં, પુરવ દિશાની પાસ;
દોશી દોકાંને બેશીયાં, દિસે લિલ વિલાસ. ૪
આંગી અધીક અમુલ્યની, ઓઢણી લાલ ગુલાલ;
કસબકોર મુખ ત્યુલની, જળકે ઝાક ઝમાલ. ૫

ચીર ચુંદડીને ઘાટડી, સાલુ સુરંગ સુહાય;
નર નારી બેઠા હાટડી, સેવક સર્વ વસાય. .. ૬
દક્ષણ દરવાજા ભણી, સામી સોની વાડય;
બેઠા બધ્ય બની ઠની શીર કેસરની આડય. ૭
નિત્ય નિત્ય ઘાટ નવા ઘડે, બધ્ય સોનાના સાવ;
મણી માણ્યક જડીઆ જડે, વિવિધ્ય ચિત્ર બણાય. ૮
આભુપણ જે જે હવાં, ઘડિયાં ઘાટ સુ ઘાટ;
શેવક દેખી અવનવાં, લે બહુચર મા માટ. ૯
પશ્ચિમ પંથે પેશીયા, પાસે પાસે પોલ્ય;
ડાબે જમણે દેખીએ સારી સરૈયો ઓલ્ય. ૧૦
કુંકુમ કેશર સુકડયો, વાતી અગર કપૂર;
ઢગલા ઢુંકા ઢુંકડે, મધ્ય માંડયો સિંદુર. ૧૧
ચુવા અતર અગરજા, પાકુ તેલ બરાસ;
અબિલ ગુલાલ મરગજા, લે બહુચરના દાસ. ૧૨
ઉત્તર દિશાનિ ઓળમાં, ઓળા ઓળે હાટ;
ગાંધી બધ મધ્ય પોલ્યમાં, લક્ષપતી લાયક પાટ. ૧૩
શ્રીફળ સુંદિર સાકરે, ખાંડ ગોળ મધ્ય સાર;
પંચામૃત ઢગલા કરે, ભરિયો બધ્ય બજાર. ૧૪
એલચી લવીંગ સોપારીઓ, તજ ઉત્તમફલ જાય;
મા માટે નર નારીયો, લેઇ લેઇ પંથ પળાય. ૧૫
ચાચર બેઠા ચોકમાં, માળી મધ્ય ભરાઇ;
સદા સુખી રહે શોખમાં, મનમાને ઠકરાઇ. ૧૬
જાઇ જુઇ નિત્ય ચાલતી, રતે શેવંતી ગુલાબ;
મોગરો ચંપક માલતી, ભરી કેવડીએ છાબ. ૧૭
સુ મન સમોહ સોહાવતાં, ગુણસું ગુંથે હાર;
શેવક સર્વ વસાવતાં, બહુચરનો શણગાર. ૧૮
સોડયે સુખડિયા રહે, વશિયા સર્વ સમાઇ;
લાખોપત્ય સઉકો લહે, મો આગળ મીઠાઇ. ૧૯

જોયાં ભાગે ભુખડી, જે જન આવ્યા યાત્ર;
સાત ભાતની સુખડી, ભરી ભરી બેઠા પાત્ર. ૨૦
ખાશ ખેલુણાં ખાંડના, નીરખી માને મંન;
ભોજન ભરીયાં ભાંડનાં, લે સેવક સાજંન. ૨૧
પાસે બિડાં પાનનાં, બેઠા બાંધે જોઇ;
તંબોળી અનુમાનમાં, નજરે ના આવે કોઈ ૨૨
કાથો કેવડીયો કર્યો, ચુનો ચળકે શ્વેત;
સોપારી સર સો ભર્યો, બહેકે બરાસ સમેત ૨૩
પાકા પાન પ્રમાણીએ, સર્વ મશાલો ખાસ;
સેવક સેતાં જાણીએ, બહુચરનો મુખવાસ. ૨૪
મદ માતા રહે માન્યમાં, મધ્ય મધ્ય મેવા ફરેસ;
રાગ રંગ રસ તાનમાં, જોશી જન મન શોસ. ૨૫
દ્રાખ ચારોળી બદામ સું, પિસ્તા પાસ અખરોટ;
અવર ન જાણું નામશું, ભરી મેવે કથરોટ. ૨૬
ડાડયમ ડાલે ઘાલીઆ, અંજીર આદ્ય ખજુર;
ભકત ભરાવી ચાલિયાં, કરવા માત હજુર. ૨૭
મધ્ય બજાર મરોડિયા, બેઠું બધ્ય માહાજંન;
યુગમાં ન મળે જોડિયા, જે જેહવા રાજંન. ૨૮
ચતુરંગ ચાલવે ચુડલા, બાળા બાહ્ય પ્રમાણ;
રાતા રંગ અતિ રૂડલા, શાં શાં કરૂ વખાણ. ૨૯
નૌત્યમ નંગ બનાવતાં, ગોરા ગજના દાંત;
સેવક લેવા આવતાં, ચોહોરે જાતાં વાંત. ૩૦
ભાગોળે ભેગાં થયાં, નરનારી સહુ સાથ;
ચાચર બહુચરને ગયાં, બગ્ય પુજાપો હાથ ૩૧
દુરચ થકી દરબારને, સરવે નામે શીશ;
પોહોતાં લેઈ પરિવારને, પારા પાસ સદીશ. ૩૨
પહેલે ચાચર પુજતાં, પુનરપી મોહોલે પળાય;
કોકીલ કંઠે કુંજતાં, ગુણ નીધ્ય ગરબો ગાય. ૩૩

વાજાં વિવિધ્ય વજાડતાં, છેંદે છેંદે છેલ;
ભકત ભલા મન લાડતાં, મળીઆ માને મહેલ. ૩૪
ગોખ જોખમાં જોઇને, પહેલે પખાળ્યા ચર્ણ;
મન સહુનું રહ્યું મોહીને, ઉભી અઢારે વર્ણ. ૩૫
કુંભ કુંભ લાલ કડાવતાં, વળી રૂપાના વર્ગ;
આંગી આદ્ય ચડાવતાં, ઓઢણી મૂલ્ય મહર્ગ ૩૬
પુજાપો બધ્ય પ્રેમશું, લાવ્યા સંગ સમસ્ત;
નવદિન નીત્ય નીત્ય નેમસું સર્વ સમર્પિ વસ્તુ. ૩૭
બ્રાહ્મણ ભોજન કરાવતાં, દ્વિજ દિધિ દક્ષણાય;
ગુણ ગાતાં ગવરાવતાં, કયેમે ત્રપ્ત ન થાય. ૩૮
દશમે દિવસે દેવી થકી, વળીયા માગી વિદાય;
સહુ કહે કોણ કહે કથી, બહુચરનો મહિમાય. ૩૯
દેવ દેવિ દુનિયા કહે, સુખ દેવા સંસાર;
બહુચર બરદ બહુ વહે, નોધારાં આધાર. ૪૦
મંદીર આવ્યાં માહાલતાં, નરનારી વૃદ્ધ બાળ;
આઇજી નવે નીધ્ય આલતાં, સુખમાં કાપે કાલ. ૪૧
ગરબો સલખનપુર ગામનો, ગાય સુણે નરનાર;
પરતો માના નામનો, પામે પદારથ ચ્યાર. ૪૨
આયુશ અતિશે ભોગવે, આપે બહુચર બાઇ;
મુળજી માધવજી સગાએ, બે મધ્યે ભાઇ; ૪૩
જીવે જશ ગુણ ગાઇને, તે જન જાણે જાત્ય;
વલ્લભ ઘેલાભાઇને, બહુચર માત વિસાત. ૪૪

---

## અથ ગરબો ભાવે ભજોને સારંગ સોરઠી

## તાલરૂપક વારતુક ચાલ હોસેની.

બાળી બહુચર માને ભાવે ભજો જો, મનસાવાચ્યા ક્રમણા મમતા તજોજો;
મુરખ મન શું જાણે મુકિતતણો મજોજો, જીવત યશ લેવા એ પદને યજોજો.
શેવો સલખનપુરની રાવોકે, દેહ ધરીને પામ્યા દાઓકે;

અકં મને આઈ આરાઓકે, ચાચર નાચી ગરબો ગાઓ કે. બા ૧
જો જન થઇ જાણોતો કહુ જક્તને જો,શેવો સલશનપુર સાચી શક્તને જો;
ભજતાં એક ભવીઆ કીધા ભક્તને જો, તારયાં ઠારયા રંગ્યે આરક્તને જો;
જીવન મુકત કરયા તે પ્રાણીકે, જીવ્યા સત શરદે સુખમાંણીકે;
નવે નીધ્ય આવી ભુવન ભરાંણીકે, અંગ્ય આપદા અંશન જાણીકે બા. ૨
તે માટે ગુણ ગાવા ત્રિપુરે તણા જો, જે દશીદીન દેવિને વહાલા ઘણા જો;
એ દિન જાણે દુનિયામાં રાજા રાણા જો, તે દિન દેવી માંણે મુકીમણા જો
જો જનુનિને જોવા ચાહો કે, એ રસ રસના નીત્ય સરા હોકે;
ભગત ભવાની ના કહેવા ઓકે, સેજે સુધા સિંધુંમાં નાહોકે, બા. ૩
એક સમે આસોમાં આઠે ઇશ્વવરી જો, પડવે પેહેલે પોહોરે યગદીશ્વરી જો;
રગ્યે રથ બેશી રમવા નીસરી જો, નવમી રથ હાકે માત ચંડેશ્વરી જો.
પશ્ચમ પંથ કરયાં પ્રીયાંણ કે ચપલ ગત્યે ચાલે કેકાંણ કે;
મન બધ્ય બહુચરા મઢ મેલાંણ કે, રથપથ વાધ્યો થકી ડેડાંણ કે. બા. ૪
બહુચર ચાચર રમતાંતાં રંગમાં જો, ગાતાતાં ગુણ નિધ્ય ગાંન સુધંગમાંજો
અલબેલી આઠે પોહોર ઉમંગમાં જો, સરખે સરખા સખીઓના સંગમાંજો;
ખેચર ખબર લઇ આવ્યો કે, સમાચાર માને સંભલાવ્યો કે;
આવી નવ જાણે અંબાવ્યો કે, રથ આંબલિયોમાં રખાવ્યો કે. બા. ૫
સનખલપુર રાંણી સાંચર્યાં જો, પારાથી પ્રેમ ધરી પગલાં ધર્યાં જો.
અવીલોકની અન્યોઅન્ય અમી ઝર્યાં, ભેટયાં ભગવતીયો બધભાવેભર્યાં જો,
બોલ્યાં બહુચર મધુર વચ્ચંન કે, ધન્ય ધન્ય આજુનો દીન કે;
માહા માયા મંન્ય થયાં મગંન કે, સરવે સાથે કરયાં ગવંન કે. બા. ૬
કાલી કાંમાક્ષાઇને કાકરેશ્વરી જો, હરસિદ્ધ હીંગોલીને ગાત્રેશ્વરી જો;
અંબા ચંડીને મા કરેશ્વરી જો, મઢમાં મલી ઉભાં બધ પરમેશ્વરી જો.
આગળથી આપ્યાં આસનં કે, જડીયાં મણી મુગતાએ રતંન કે;
બેહુ સકતી તણું સાજંન કે, શરદ શશીશાં વીમલ વંદન કે. બા. ૭
બહુચર બોલ્યાં સખીંઓ સહુ કયાંહા ગઇ જો, પ્રથમે પુજા લાવો વેળા થઇજો
ચંદન અક્ષત કુમકુમ કુશમે કહીજો, એમ કહી બહુચર આસન બેઠાં જઇજો.
સખીઓ સરવે સજીને આવી કે, પાંણ્ય પુજાપો ગ્રહીને લાવી કે;

પ્રૌઢાં પાનેપાત્ર ભરાવિ કે, લીધાં ભોજન ભોગ ધરાવિ કે. બા. ૮
અંબા કેહે અભંગે આપુ અમે જો, ચંડીને કે ચંદન ચરચો તમો જો;
કાળી ચાંદલીયા કાઢે કુમ કુમ જો. ચોખા ચોઢે હરસિદ્ધ હાથે સમે જો.
પુજી પુષ્પ સમરપ્યા હાર કે, પુનરપી પારી જાત મંદાર કે;
આગળ મુકયા ભોગ અપાર કે, આચમન કીધાં કરીને અહાર કે. બા, ૯
અંબા કહે બેન્ય આજ્ઞા દીજીએ જો, પેહેલે મધુપાંન સર્વ સહી કીજીએજો
બહુચર કહે પાત્ર ભરયાં તે લીજીએ જો, માતંગી મન માને ત્યમ પીજીએજો
કરપાત્ર કનકના દીધાં કે, ભગવતીઓએ ભાવ ધરી લીધાં કે; બા. ૧૦
પ્રેમ ધરી પરીપુરણ પીધાં કે, મગન થઇ મુખવાસજ કીધાં કે;
મઢથી ઉનમદ થઇ ઉઠયાં આઇઓજો, આલેથી પારા પાસ પળાઇઓજો,
ચાચર પુઠળ વીટાઈ વળાઈઓજો, રમવા બધ મધ્ય મલાઇઓજો.
બોલ્યા હરસિધ્યને હીંગોલીકે, સુણીએ સકળ ભવાની ભોળીકે;
આજ મળી મનગમતી ટોળીકે, સત્ય દિવસ કીજે રંગરોળીકે. બા. ૧૧
કાળી બહુચરને કહે કાંઇ ઉચ્ચરશોજો, તે સુર ભરીએજે બેહેન્ય તમે ભરોજો.
અંબાને કહોજે અલાપે કરશોજો, માહા સુખ લેવાનો આ સમો ખરોજો;
સુણી સલખનપુરીએ સુર લીધાકે, સકતે સરવ બરાબર દીધાંકે;
અંબે આલાપ કર્મબદ્ધ કીધાકે, માહા માયાના મનોરથ સીધાકે; બા. ૧૨
વેણા આચે વાજાં વેદે કહ્યાંજો, કર કિંકરીયોએ બધ તે ગ્રહ્યાં જો;
શકત્યોના સુર સું સુર મળી રહ્યાંજો, ઉગટે ગત્ય અવરકો નવધે વહ્યાંજો.
બોલ્યાં બહુચર અંબા સાથ્યકે, આવડયા માંહે કશીન અણાથ્યકે,
તે તુક શકત્યો કેહે સંગાથ્યકે, ત્રીપુરે તાળી દે બધ્ય હાથકે; બા. ૧૩
વળી વચ્ચમાં ઉભા રહીં તુક ઉચરેજો, હેડયણુ લેતાં હાથ હેઠા ધરેજો;
વળતાં વચને કર ઉંચા કરેજો, ચટકે ચાલે ચાચર પુઠે ફરેજો.
માહા મનોહર કરતાં ગાનકે, મધ્ય મધ્ય માત કરે મધુપાંનકે;
નિત્ય ઉપજાવે અવનવી તાંનકે, વાજાં વાજે ગત્ય અનુમાનકે.
ડાભે જમણે તાલી દે દેવીઓ જો, ઉગટ ગત્ય કરમા કહેવી કેહેવીઓજો;
જેમજેમ ગત્ય બદલે ત્યમત્યમ તેવીયોજો, માહાચતુરસુજાણજનુનીજેવીયોજો
ખુદે ઉંચાં નીચાં થઇને કે, સનમુખ એક એકને કહીનેકે;

બેહેન્યો બંધ બરાબર રહીનેકે, કાળી જે જે કેહે મધ્ય જઇનેકે બા. ૧૫
હરખે હંબોડા લે હાથે કરીજો જનુની થઈ જોડયો બધ બરાબરીજો;
અંબા સાથે મળી માતા બહુચરીજો, હંબોડા લેઇ ફુંદડીઓ ફરીજો;
માહા રસ મચ્યો ચાચર માંહીકે, જે રસના નવખંડે નહીં કયાંહીકે;
પ્રેમ પયોધી પ્રગટયો જ્યાંહીકે, ત્રીપુરે ત્રપ્ત થઈ બધ ત્યાંહીકે. બા. ૧૬
વ્યોમ વૈમાન રહ્યા બધ છાઇનેજો, બેઠા સુરપત્ની સંગ સમાઇનેજો;
અવીલોકે આપે આપ ગમાઇનેજો, મનસુ મન સોંપી બહુચર બાઇનેજો
ચંદનં પુષ્પ સમરપે પાણ્યકે, મધુરા મેઘતણે ઈધાણ્યકે,
વદે ઉદો જે જે મુખ્ય વાણ્યકે, જયમુની પાઠ કરે પારાણ્યકે. બા. ૧૭
ત્રીભુવન રાણી નવરાત્ય રમી વલ્યાંજો, દેવી દરબાર થકી દેહેરે પળ્યાંજો;
ભાવે ભોજન લેવા ભેળા ભળ્યાંજો, બહુચર કહે લાવો પાક સહુ મળ્યાંજો.
સખીએ સર્વ રસોઇ નીપાઇકે, તતશણુ લાવ્યાં અંબા આઇકે;
સર્વ આરોગે પાક સરાહી, હાશવિનોદ કરે હરખાઇકે. બા. ૧૮
ભોજનકરીઉઠયાંસકલ ભવાનીઓજો,મુખમાંમુખવાસકરી મુસકાનીઓજો,
મઢ જાવા઼ંમા મંન મલકાનીઓજો, રથમાં મળી બેઠાં માહાવરદાનીયોજો;
બહુચરમાથી થયાં વિદાયકે, કરજો બહુચર કહે ક્રિપાએકે;
રથ જમ વેગેપવન પળાએકે, મઢય મઢય પોહોતાંબધમહમાએકે. બા. ૧૯
આસન બેસી અંબા કહે ઇશનેજો, બહુચરના ગુણગાશે નીશદીશનેજો;
તે જન પદવી પામે અમરીશનેજો, બહુચર મુજ ત્યમ યગ દીશનેજો.
બધ બેહેનોમાં એ મુને વહાલીકે, મ્યે મારા મન નીત્રત્ય આલીકે;
જ્યાંહાં હું જાઉ મનગમે ચાલીકે, શીવ સુણતાં મંન થઇ ખુશાલીકે. ૨૦
શંકર કહે એ ગરબો ગાજો સહુજો. નરનારી ધારીધારી-દેહ વ્રધ લઘુજો;
સુખ સંપત્ય પામો દુઃખ વામો બહુજો, ધ્રન ધાન્ય સ્વેએ દારા સુતનેવહુજો.
આઠે પોહોર રહે ઉલ્લાસકે, બહુચર પુરે મનની આસકે;
માહારો બહુચરમામાં નીવાસકે, આરાસુર પર્વત આભાસકે. બા. ૨૧
એ બેહેન્યોમાં અંતરછે નથીજો, માહામુનીએ મન નિશ્ચે કીધું મથીજો.
ઉતપત્ય પ્રતીપાલણ લય બધ એહથીજો, એહેના યશ વેદપુરાણ કહેકથીજો.
તે ત્રિપુરેને લાગુ પાયકે, એ મન્ય માગુ બહુચર માએકે;
પાળો મજા ઘણું પીડાએકે, ભટ વલ્લભ તાહારા ગુણ ગાએકે. બા. ૨૨

## ગરબો રાગ સારંગ સોરઠી તાલરૂપક.

સેવા સાચી સલખનપુર આઇનેરે તન મન ધન સુખી બહુચર બાઇનેરે;
જુગમાં રહો રંગ રાતા યશ ગુણ ગાઇનેરે. વલણ.

સર્વ શિરોમણી સાચી શકત, સમરો નિશદીન થઈ આરકત;
ભજતાં તારાયા ભવનિધિ ભકત, સેવા. ૧

જાંણે દુલભ મનુપાતનુ જુગમાંખરીરે,મુરખ નહિ આવે અવસર આવોફરીરે;
માટે સાચે મન કરી સેવા બહુચરીરે, વલણ.

લેતાં નામ ટળે ભવ ખેદ ન લહે ભવ બ્રહ્માદિક ભેદ;
નેતિ નેતિ બોલે નિરંતર વેદ, સેવા. ૨

કો નવ જાણે તાહારી ગતી અતિ ગુઢનેરે,આદ્યે અંત્ય અગમ એ ગુરૂડારૂઢનેરે;
પંડીત કીધા પુર્વે મહામતી મુઢનેરે, વલણ.

માટે મુજને ખરો વિશ્વાસ, જાણી અબુદ્ધને પુરો આસ;
ગુણ ગાવા મન થયો ઉલાસ, સેવા. ૩

એક દીન માજી સલખનપુર વાસમાંરે, બેઠાતાં માતંગી અતિ ઉલ્લાસમાંરે;
ઉપન્યુ મન રમવાને આસોમાસમાંરે. વલણ.

નવરાત્રિ કેરાં શુભ દન, બહુચર મા મન થયાં મગંન;
બોલ્યાં અનુચર પ્રત્યે વચન, સેવે. ૪

બહુચર કે તેડી રમવા સર્વે સહીરે, કેજો અંબાને જે વેગે આવે અહીંરે
ખેચર ક્ષણમાં પોતે કહું જઇને વહીરે, વલણ.

સુણતાં અંબા થયાં ખુસાલ, પ્રગટયું અંતરમાં અતિ વહાલ;
તેડયાં નવદુર્ગા તતકાલ, સેવા. ૫

અંબા આદ્યે નવદુર્ગા આવીયારે, બેઠા રથમાં સહ બધ્ધ બરદાળીયોરે;
વેગે રથ પથ વાયુ વિધ ચાલિયોરે, વલણ

પોતા સલખનપુરની સીમે, અટયો રથ આંબલીયામાં નીમે;
ઉપન્યો અંતરમાં બહુ પ્રેમે, સેવા. ૬

ક્ષણુમાં ખેચર ખબર લઇને આવિયોરે, સમાચાર માજીને ત્યાં સંભળાવીયોરે;
જાણે આવ્યાં અંબા મા મન ભાવિયોરે, વલણ.
સુણી સામાં માજી સાંચરિયાં, મંડપમાંથી બાર નીસરીયાં;
પ્રેમે ધરીને ડગલાં ભરીયાં, સેવા. ૭

ચાલી આવ્યાં બહુચર જાંહાં સહુ દેવીયોરે, ભેટયાં ભાવે પરસ્પર જતુની જેવીયોરે; સુરિનર મુનિ કમલાસન આદ્યે એવીયોરે વલણ.
હર્ષ ભરાંણાં માંહે માંહે, પુછે કુશળ વારતા જાંહે;
પ્રગટયો પ્રેમ પયોધિ નિધિ તાંહે, સેવા. ૮

હરસિદ્ધ ચામુંડાને મા અંબાલિકારે, તુળજા ચંડી કામાક્ષા કાળીકારે;
બગલા કાત્યાયની સુરપ્રતિ પાળીકારે, વલણ.
નવ દશ ચોસટ સંગે લાવ્યાં, સર્વે સાથે ચાલી આવ્યાં;
મઢ મધ્યે માયે પધરાવ્યાં, સેવા. ૯

જડીયાં મણી મુકતાં આસન હેમનાં, બેઠાં ભગવતિયો ભરીયાં પ્રેમનારે;
પુછી વાત વિનોદ કરે સહુ ક્ષેમનાંરે, વલણ.
બોલ્યાં બહુચર કયાંહાં ગઈ આલી, પૂજા લાવો પ્રથમ સંભાળી;
એમ કહી આસંન બેઠાં બાળી, સેવા. ૧૦

ઊઠયાં અંબા તતક્ષણ ત્યાં આવીયાંરે, પૂજા સામગ્રી સહુ કરગ્રહી લાવીયાંરે; પુજી પોખી માજીને મનાવીયાંરે, વલણ.
ચંદન અરચે આરાસુર રાઇ, કુમ કુમ આડ કરે ત્રિપુરાઇ;
ચોઢે ચોખા હરસિદ્ધ આઈ, સેવા. ૧૧

અરપે બહુમતી કુસમના હારશુંરે, માલતી ચંપક જાઇ બકુલ ઉદારશુંરે,
પારી જાત સ્થલ પદમીની પદમ મંદારશુંરે, વલણ.
નાના વિધ વિધ ભોગ ધરાઈ; મધુ મેવા પકવાન મીઠાઈ;
સાક પાક લીલાં સરસાઈ, સેવા. ૧૨

ભોજન કરી પરવાર્યાં સકળ ભવાનીઓરે, મુખ મુખવાસ કર્યાં મહાવરદ્દાનીયોરે; રમવા ખરી ખાંતે મામ મમ મલકાનીયોરે; વલણ.
બોલ્યાં કાળી આજ્ઞા દીજે, પેલાં મધુપાંન સહુકીજે;
માં કહે પાત્ર ભરયાં તે લીજે, સેવા. ૧૩

બાળી બહુચર સખીઓના સાથમાંરે, ભરી ભરી પાત્ર કનકનાં આપ્યાં હાથમાંરે; પ્રેમે પીધાં પરીપુરણ સહી સંગાથમાંરે, વલણ.
ઉન્મત થઇ ઉઠયાં તે વાર, ખટદસ સારયાં શુભ શણગાર;
ધારયાં વસ્ત્ર વિધિ પ્રકાર, સેવો. ૧૪
મઢથી ચાલી આવ્યાં કર કર સાઇનેરે, ઉભાં ચાચર પુઠળ ફુડે વળાઇનેરે; મંદ મંદ હાસ્ય કરે તન પુલકાઇનેરે, વલણ.
રમવા માતા મન આતૂર, આંખડી રાતી રંગ ભરપુર;
શોભા પુરણ સલખનપુર, સેવો. ૧૫
દીપક મુકાવ્યા ગ્રત પુરીને ચાચરેરે, બહુચર પ્રત્યે લલીતા કહે એમ આદરેરે; જે તુક તમો કહો તે તુક સહુ ઊચરેરે, વલણ.
મધ્યે રહી માયે સ્વર ભરીયા, કર્મ અલાપ અંબાએ કરીયા;
ગોડી ગાયે ગાન બહુચરીયા, સેવો. ૧૬
બોલે વચમાં રહીને બે અલબેલીઓરે, ચાચરે ફરતાં ગાએ સહુ સાહેલીઓરે; લચી લચી લંક વળાયે નવલ નવેલીઓરે, વલણ.
થૈ થૈકાર થેઇ થેઈથાય, લે કર તાળી ગરબો ગાય;
જય જય મધ્ય કહે મહંમાય, સેવો ૧૭
ગાયે મધુરાં ગીત ભવાની પીક સ્વરેરે, ચાલે ચટકે મટકે ચાચર પુંઠે ફરેરે; જમ ગત બદલે તમ તેવી મન સહુના હરેરે, વલણ.
વીમલ શશી શાં વદન વિશાલ, વાજાં વાજે મંદ રસાલ;
ચંગ મૃદંગ દુદુંભી તાલ, સેવો ૧૮
ચાલતાં ઠમકે ધમકે પાયે ઘુઘરારે, ધરતા મા મદમાં પગ ધમકે વસુધરારે;
ખલકે કર ચુડી ચલકે મણી કંધરારે, વલણ.
સુંદર શોભે ગોરાં ગાત્ર, ઊર્વશી તિલોતમા કુણ માત્ર;
જોવા સરખી બની છે જાત્ર, સેવો. ૧૯
પલવટવાળી બાળી ઘુંઘટ દાંતે ધરીરે, જોડી બની બબે બધ બેન બરાબરીરે; આરાસુર રાણી સાથે મળી મા બહુચરીરે. વલણ.
હંબોડા લે હરખી સજની, રંગભેર રમતાં વીતી રજની;
ત્રમ થયાં સર્વે ગતી ગજની, સેવો. ૨૦

રહ્યો રંગ છાઈ ગાયાંવાયાં માનમાંરે, આવ્યા સુર સહુ ધાઇ વ્યોમ વીમાનમાં; શું શુધ બુદ્ધ્ય ભુલ્યા જોઈ થયાં બેભાનમાંરે. વલણ.
જય જય કહે અંતર અતિ વાલ, વર્ષે ચંદન પુષ્પની માલ;
કહે ધંન્ય ધંન્ય મા દીન દયાળ, સેવા. ૨૧

રમીયાં દીન નવદશમે હાસવીલાસમાંરે ચાલ્યાં ચાચરથી ખેલી ખેલ ખાસમાંરે; બેઠાં મઢમાં રસ ભીનાં મન ઉલ્લાસમાંરે, વલણ.
બોલ્યાં બહુચર ગઇ સખી કયાંહી, લાવો પાક સરાઈ આંહી;
તતક્ષણ અંબા લાવ્યાં ત્યાંહી, સેવા. ૨૨

ભોજન કરી આચમન લેઇ ઊઠયાં ઇશ્વરીરે, કીધા મુખવાસ કમળ મુખ આમોદે ભરીરે; મઢ મઢ જાવાને મા મનમલકી ખરીરે, વલણ.
માગી બહુચર મા સુવિદાય, કરજો કૃપા કહે એમ માય;
બેઠાં રથ વાયુવિધ જાય, સેવા. ૨૩

પોત્યાં નિજ નિજ મંદીર બેઠાં તક્તમાંરે, જયજયકાર કરીને ત્રિપુરા જક્તમાંરે; આપ્યાં અભયપદ જેહ ગણાયા ભક્તમાંરે, વલણ.
બેઠાં ગોખે બધ મહંમાય, પળીયા સુરીનર વંદી પાય;
કહે ધંન્ય ધંન્ય સનખલપુરી રાય, સેવા. ૨૪

જે રસ મળી દેવીનીપાયો ચાચર ચોકમાંરે. તે રસ ભુતળ નહિ ફણીપત્ય સુરલોકમાંરે; એ રસ ચાખ્યો તે ન પડે જનીમૃતી શોકમારે. વલણ.
એ રસ વેદપુરાણે પ્રમાણો, એ રસ માર્કંડેયે વખાણો;
એ રસ જૈમુની ઉરમાં આણો, સેવા, ૨૫

એરસ જાણે વિધી સુક નારદે ધારીયોરે, તે રસ ભુતળ વલ્લભ ગાઇને વધારીયોરે; તેને ભરી સુખસાગર ત્રિભુવન તારીઓરે, વલણ.
જે જન એ રસને અનુસરસે, નીરમળ યસ ગુણ ગાન ઉચરસે;
તે જન ભવસાગરમા તરસે, સેવા. ૨૬

ગાઈ ગરબો નીરમળ મન આઈ અરાધસેરે, વામે દુખ સુખ સંપત્યે યસગુણ વાધસેરે; મનુષ્યા દેહનો લાવો તેને લાધસેરે, વલણ.
ભજસે ભાવે તજી અભીમાન, પામે ધનદારા સંતાન;
અંત્યે બેશી પળે વૈમાન, સેવા. ૨૭

જે ગણે અંતર બહુચર અંબા રૂપમાંરે, કહે એમ વેદ બુડે નર તે ભવ
કુપમાંરે; માટે ભેદ ન ધરસો એહ સ્વરૂપમાંરે, વલણ.
નીસદીન ગુણ ગાસે જે ભાવે, જગદંબાના ભક્ત કાહાવે;
પુનરપી ગ્રભવાસ તે નાવે, સેવો. ૨૮
સંવત સતદસ નવષોડશ ૧૯૧૬–સરેરે, આસો સુદી નવમી ઊતમ બુધ
વાસરેરે; ઔદિચ્ય દ્વિજવર નીજધામ કડીપુરેરે, વલણ.
પુરણ ગરબો ગાઈને માય, કહે સાંકલેશ્વર લાગી પાય;
રાખો સરણે કરી ક્રીપાય, સેવો સાચી સનખલપુર આઇનેરે. ૨૯

---

## ગરબો ઉદોઉદોનો રાગ બીહાગડો.

જેયજેયે સનખલપુરની રાણીરે ઉદો ઉદો, બ્રંહ્મા વેદે વખાણીરે ઉદો ઉદો. ૧
ચૌદ ભોવનની માતારે ઉદો ઉદો, શેવે વિષ્ણુને વિધાતારે ઉ. ૨
દૈત્યે માહા દુખ દીધાંરે ઉદો ઉદો, સ્થાન દેવ કેરાં લીધાંરે ઉ. ૩
માએ રૂધીર તેનાં પીધાંરે ઉદો ઉદો, કારજ ભક્ત કેરાં કીધાંરે. ઉ. ૪
દૈત્ય સુર્યને સંતાપેરે ઉદો ઉદો, વિપ્ર ત્રણ કાળ જાપેરે. ઉ. ૫
અંજળી ભરી જળ આપેરે ઉદો ઉદો, તેથી દૈત્ય ન વ્યાપેરે. ઉ. ૬
રૂકંમણી આવી કરવા શેવારે ઉદો ઉદો, પુજા લાવ બહુ વિધ્ય મેવારે ઉ. ૭
શિશુપાળ આવ્યો લેવારે ઉદો ઉદો, તારે આવી તમને કેવારે. ઉ. ૮
હવે શિપેર થાશેરે ઉદો ઉદો, શિશુપાળ લેઇ જાશેરે, ઉ. ૯
માજી બરદ તમારૂ જાશેરે ઉદો ઉદો, તારે હાંશિ તારી થાશેરે. ઉ. ૧૦
જક્ત જનુની કેહેવાશોરે, ઉદો ઉદો, તેતો મુને કયમ વાશોરે. ઉ. ૧૧
એવું કહીને પાયે લાગેરે ઉદો ઉદો, રૂકમણી ક્રષ્ણવર માગેરે. ઉ. ૧૨
પુજિ બાર આવિ બાળિરે ઉદો ઉદો, ક્રષ્ણ લાવ્યા રથ વાળિરે. ઉ. ૧૩
બલિહારી માતા તારીરે ઉદો ઉદો, તેંતો પુરી આશ મારીરે. ઉ. ૧૪
પુરપ કામ થકિ ગયારે ઉદો ઉદો, આવી શરણ તમારે રહ્યારે. ઉ ૧૫
તે ઉપર કીધી મયારે ઉદો ઉદો, તેતો સર્વિર્ય થયારે. ઉ. ૧૬
સ્વર્ગ મૃત્યુને પાતાળરે ઉદો ઉદો, તેને બૌચરનો આધારરે. ઉ. ૧૭
બૌચર મોટી તારી આશરે ઉદો ઉદો, નામે લીલ વિલાસરં. ઉ. ૧૮

ફેડો શેવકના પાસરે ઉદ્દો ઉદ્દો, સદાશિર્વ તારો દાસરે. ઉ. ૧૯

## અથ શ્રી ગરબો અંબામા આનંદભરીનો.

### રાગ બીહાગડો તાલ રૂપક.

મા અંબામા આનંદ ભરિ, મા આરાસુરની રાય રે;
મા શોભા શિ કહુ સર્વોપરીનિ, માનિ અકલ કળા ન કળાયરે. મા અંબા. ૧
મા વદન શરદના ચંદ્રસમાણી, મા વંદન અધિક વડાઈરે;
મા આનંદ કંદ જક્તજન પ્રાણી, મા અદભુત અંબા આઇરે. મા અં ૨
મા તુ બ્રંહ્માંણી તુ રૂદ્રાણી, મા વૈષ્ણવિ તુ આપરે;
મા પંડ બ્રંહ્માંડ અખંડ સમાંણી, મા જાણી નિજ પ્રતાપરે મા અં. ૩
મા ચાસન ચારખુંટ ચોખાંણે, મા સચરાચર સંસારરે;
મા શક્ત સદા સમરથ પ્રમાણે, મા નોધારાં આધારરે. મા અંબા ૪
મા રાત્યદિવસ રસ રહે રંગ રાતી, મા ગાતિ ગાન સ્વર સંગરે;
માત સદા મધુપાંને માતિ, મા નિત્ય નિત્ય નવલા રંગરે. મા અંબા. ૫
મા એક સમે ઉલટ મંન અંબા, મા રમવા રમત્ય રસાલરે;
મા કેહે તેડાવો ગૌરી અંબા, મા બૌચરને તતકાળરે. મા અંબા. ૬
મા સંભારતાં સલખનપુરી આવ્યાં, મા ભાવે ભરિયાં ઉમંગરે,
મા બેહેન કહિ અંબાવ્યે બોલાવ્યાં, મા લાવ્યાં સખીઓ સંગરે. મા અં. ૭
મા કાળિ કોટરાને કામાક્ષાઈ, મા કાત્યાયનિને કમરાઈરે;
મા કાળિ કોટરાને કામાક્ષાઇ, મા કાત્યાયનિને કમરાઈરે;
મા અનપુરણા ને આદ્ય અજાઈ, મા હરસિધ્યને સિંધવાઇરે. મા અં. ૮
મા સર્વ સ્વરૂપે અનુપે શક્તિયો, મા સુંદીરતાઇ અત્યાગરે;
મા લાડચે ગેલે મળી લકતિયો, મા અંતર અતિ અનૂરાગરે મા અં. ૯
મા ભેટ્યાં ભાવ કરી ભગવતિયો, મા બથ્ય પસારિ બાંયરે;
મા યોગણીઓ મળિ જક્તનિ પતિઓ, મા મલક્યાં માંહોમાંયરે. મા અં. ૧૦
મણિ મુક્તા નથ નાકે નૌતમ, મા ગૌતમનું તપ તેહરે;
મા એ બેહેન્યો બધમાં ઉત્તમ, જક્ત જનેતા જેહરે. મા અં. ૧૧
મા એ બેહેન્યો બધમાં ઉત્તમ, જક્ત જનેતા જેહરે. મા અં. ૧૧
મા કુમ કુમ કેસર આડય બિરાજે, મા નૈણે કાજળ રેખરે;
મા ત્રિપુરા મુખ ભરયાં તંબોળે, માત્રક્ષીત સિંદુર મેખરે. મા અં. ૧૨

મા ઝલકે ઝાલ્ય જીમણાં જળહળે, ઝાંઝર તણો ઝમકારરે;
મા મણિ માણકને માંય મુક્તાકળ, મા ઉર એકાવળ હારરે. મા અં. ૧૩
મા પુનરપી હાર સમરપા બહેકે, મા પારિજાતક મંદારરે;
માં વચ વચ ચંપા ચોસર લેહેકે, મા સરવ શોભિતા શણુગારરે. મા અં. ૧૪
મા ચાચર ચાલી કરે કર ઝાલી, માહાલી મંન રંબાયરે;
મા બચ્ય બેહેનોમં બે મતવાલી, મા બહુચરને અંબાયરે. મા અં. ૧૫
મા કુડે વળી મળી કરી કોડે, મોડે મંદીર દ્વારરે;
મા જનુતિ જન રહિ જોડાજોડે, મા હોડે ફરતિ હારરે. મા અં. ૧૬
મા બોલે બેહેનો બે મતવાળી, મા બહુચર અંબા સાથરે;
સખીઓ સ્વર લે સર્વ સંભાળી, મા તાળી દે સંગાથરે. મા અં. ૧૭
મા તાલ મૃદંગ વેણા રસ વાજે, મા સાજે સલ્પ અપારરે;
મા ખેલ ખરા કરીને તે સમાજે, મા ગાજે બચ્ય દરબારે. મા અં. ૧૮
માજીનાં ગાંન તાન અનુમાને, મા સાને સમજી જાયરે.
માજી મગ્ન થયા મધુપાંને, સૌ શોભિત શમાયરે. મા અં. ૧૯
મા રમતાં ગમતાંને વળી ભમતાં, મા ઠમકે પાગ્ય પળાયરે;
મા ચરણે નેપુર રમઝમતાંને, માં લટકે લિંક વળાયરે. માં અં. ૨૦
મા કડકડાટ કર લે ડંડા રસ, મા તડ તડાટ બચ્ય તાલરે;
મા ખડખડાટ રંગે થઇ રસબસ, મા ગડગડાટ ગર્વનાલરે. મા અં. ૨૧
મા ખુંદે ખાસ ખેલે ખરી ખાંતે, દાંતે ગુગટ સાઇરે;
ભગવતિ ભાવ દેખાડે ભ્રાંતે, પોતે પુરણ ડાઇરે. મા અં. ૨૨
મા હુંબોડા હરસિંધ્ય લે હરખી, મા કરે કોટરા જોડરે;
મા સખિઓ સંરવ લે સરખા સરખી, મા નિરખે હોડાહોડરે મા અં. ૨૩
મા ફુલી નખસિખ ફરે ફુંદડી, મા બની બની બબે બેલરે;
મા ચરણા ચોળિ ચળકે ચુંદડી, મા વળી રંગની રેલરે મા અં. ૨૪
મા વર્ષે ચંદન પુષ્પ વૈમાને, મા અમર રહ્યા આકાશરે;
નિરખે નેણ ભરિ ધરિ ધ્યાંને, મા સમરે સ્વાસો સ્વાસરે. મા અં. ૨૫
મા કરિ વિલાસને આસન આપ્યાં, મા આળે બેડા આદરે;
મા શાક પાક બચ્ય મધ્ય મુકાવ્યાં, મા ભલી કરિ ભુજાઇરે. મા. અં. ૨૬
મા રમતાં રાત્ય નવ દશમે દિને, મા જમી જોગણી જાય રે;

મા કરચા મુખવાસને કે ધંને, મા વળિયાં ઝગિ વિહાયરે મા અં. ૨૭
મા ચઢતા રથ પથ વાયુ વીધે. બધ્ય મગન થઈ મંનરે;
મા નિજ જનને આપી રિધ્ય સિધ્યે, મા જઇ ઉતરયા આસંનરે મા. ૨૮
મા એ રસ ઇશ્વરીએ ઉપજાવ્યો, મા મલિ ચાચર માતરે;
માર્કંડ ઉમર સુખ પામ્યા, મા વધિ વિશ્વમાં વાતરે. મા અં. ૨૯
ગર્બો ગાય સુણે ને શીખે, મા નર નારી વૃધ બાળરે;
મા પંડ ધરિ પરઘેર ન ભિખે મા અંબા લે સંભાળરે. મા અં. ૩૦
મા આપે લક્ષ લાભ ધન ધાંન્યે, દારા સુત પરિવારરે;
મા માણસમાં જીવે ઘણું માંન્યે, મા અવસાને ઉધ્ધારરે. મા અં. ૩૧
ભકત અવિચલ સદા ભવાંનિ, મા. માને માંનવ ધ્યાયરે;
મા ખિજમત કરતા થાય ખવાનિ, મા હોય મેરબાંનિ માયરે મા અં ૩૨
મા સેવો શકત જકત જન જાતા, અંબા વદન દાતાયરે;
મા ગુણ ગાતામાં થાય મદમાતા, મા જાતે રહે રાતાયરે મા અં ૩૩
મા એક મને આરાધે ઇશ્વરી, મા સરવસ્ત આપે સકિતરે;
મા પર ઉપકાર કારણ પરમેશ્વરી, મા ભગવતિ આપે ભકિતરે મા ૩૪
મા અંબા બહુચરી માંનથી અતર, મા જે જન જાણે ભેદરે;
મા નર નારી રહે નરક નિરંતર, અધમ જાત્ય કેહે વેદ. મા અં. ૩૫
મા એ બે બેન્યો અગણિત ભકતમાં, મા આપે ઇશ્વર તાઇરે
મા જીવે જશ ગુણ ગાઇ જગતમા, મા વલ્લભ ધોળા ભાઇરે. મા અં. ૩૬

---

## ધનુષ ધારિનો ગરબો.

ધનુષ ધારિનું ધ્યાન ધરો જો, જેનું ધ્યાંન ધરે બ્રહ્માય જો;
સુરપતિ કેહે સેવા કરોજો, જેને સેવે છે વિષ્નુ સહાય જો. ધ. ૧
જેણે ધનુષ ધારિ ધારિયાં જો. કિધો શકિત સંગાથે સ્નેહ જો.
કારજ સકલ સમરિયાં જો, ધરિ દુઃખ ન પામ્યા દેહ જો. ધ ૨
સ્તુતિ પુરાંણે જે સાંભળિ જો, વળિ વાંણિ વિખાંણે વેદ જો;
કોણે ન અકળ કળા કળિ જો, આઈ અગમ અભેદ અછેદજો. ધ ૩
તત્વનું તત્વ એથિ નથિ જો, નથી એથિ સંસારનું સારજો;

યોગ યોગેંદ્ર કહે કથિ જો, આઇ આઘ છે અધમ ઉંધાર જો;
પરતો પ્રતક્ષ પ્રથ્વી સ્થલે જો, જેના પુરણ પ્રબલ પ્રતાપ જો.
દારૂણ દૈત્ય દળ્યા બળે જો, તે તો યુગ સચરાચર છાપ જો. ધ ૫
એક સમે બ્રંહ્મા ભણે જો, મુખે કેહેતા બ્રંહ્માંડ પુરાણ જો;
શિલપણે શ્રવણે સુણે જો, શ્રોતા નારદ ચતુર સુજાણજો. ધ. ૬
ભગવતિ મહાત્મ આવિયું જો, માહા દનુંપ ધારિ માહાતંમ જો,
નારદને મંન ભાવિયું જો, કહો ધનુપ ધારી તે કયંમ જો. ધ ૭
નામ સુણિ રૂપિ નારદે જો, મુનિ મંન્ન રહ્યા મુંજાઈ જો;
શું સમજી લખ્યું નારદે જો, સાંને ધરૂ ધનુંપ તે આઈ જો. ધ ૮
જે જ્યાં તે ત્યાં ભવાનિયો જો, અંગે આયુદ્ધ ને આસંન જો;
એ કોઈ વાત ન વાનિયો જો, વિના પુછે ન માંને મંન ધ ૯
પ્રજા પતી પ્રત્યે પુછિયું જો, મુનિ નારદ કહે કહો સત્ય જો;
તે તો સ્વરૂપ કહો કિયું જો, એનિ આઘ તે કયમ ઉતપત્ય જો. ધ ૧૦
અવર ભવનિ અનેક છેજો, વિના આયુદ્ધ કો ન જણાઈ જો;
તેમાં અધિક વિશેપ છે જો જે આયુદ્ધથિ ઓળખાઇ જો; ધ ૧૧
એ આશ્ચર્ય મંન ઉપન્યું જો, મુને કહીએ કરી કરૂણાઈ જો;
કોણ વરણ તે સ્વરૂપનું જો, અંગે ગૌર પતિ અરૂણાય જો ધ ૧૨
ધનુંપ ધારિને તે શું કર્યું જો, કહોને કોને કર્યા ઉપકાર જો;
કોહોને સંકટ કેનું હર્યું જો, કોહોને કેને ઉતાર્યા પાર જો. ધ ૧૩
ત્યારે વિધાતા તે શમે જો, કહે નારદને ધંન્ય ધંન્ય જો;
એ રસ મુજને ઘણું ગમે જો, એથી તત્વ નથિ કાંઇ અન્ય જો ધ ૧૪
સ્વસ્થ મંન્યે શ્રવણે ધરો જો, કહુ ધનુંપ ધારિનું કા
પરમેશ્વરિ પર તો ખરો જો, ત્રણ [illegible] તારણ [illegible] ધ ૧૫
ધરિ ધનુપ ધર્મ રાખીઓ જો, ર [illegible]
સ્મૃતિ પુરાંણે સાખિયો જો, તત [illegible] ૧૬
ઇંદ્ર ઇંદ્રાસન તો મા [illegible] સર્વ
દેવનો દાડો તો વ [illegible]
બ્રહ્મા કહે હું કહુ [illegible]

વકતાને રસ તો વધે જો, ઉભય મલે જોગ કેવાય જો. ધ. ૧૮
શ્રીપુર નગર સોહામણું જો, સસિ સૂર્ય સમો ઉજાસ જો;
સુર મુનિ લકસ મોહ્યાંમણું જો, આદ્યે કાત્યાયનિનો વાસ. ધ. ૧૯
અષ્ટ ભુજા ઓપે ઘણું જો, ધર્યાં આદેમાં આયુધજો;
માહા તેજ તેમાતા તણું જો, ઘણાં દૈત્ય હણ્યા રણ યુદ્ધજો ધ. ૨૦
ખડગ ખપર ખાંતે ધર્યાંજો, પરિ પદ્મ ગદા શંખ ચક્ર જો;
મુસલ કરવર આ વર્યાં જો, કટિ બાંણ ધનુપ કર વક્ર જો. ધ. ૨૧
સદા સુધા સુખમાં પિએ જો, કરે મહિષ અજાનું આસન જો;
દુષ્ટા દમ્યા દેવિજીએ જો, કરિ સિંહ તણું વાહંન જો ધ. ૨૨
તે કત્યાયનિના તંનથિ જો, કિધાં ત્રૈણ પ્રગટ સ્વરૂપજો;
માએ વિચારિને મંત્રથિ જો રચ્યાં રૂપ સ્વરૂપ અનુપજો. ધ. ૨૩
શ્વેવા રકત પિતા કર્યાં જો, જેનાં પ્રબલ બળ પ્રાકંમજો;
ત્રણ્યે મળિને તપ આચર્યું જો, કિધા આપ આપણા આશ્રમ જો.ધ. ૨૪
સ્વેતા સ્વેતગિરિ એ સહિ જો, ગંધ માધે રહિ આ રકત જો;
મેરૂ શિખર પિતા રહિ જો, જેના જશ તે વકતા જક્ત જો, ધ. ૨૪
એવે અસુર તે કાલમાં જો, હુવો માહા બળિયો બળવાંન જો;
પ્રગટયો તે પડ પાતાલમાં જો, જેનુ ભંડાસુર છે અભીધાન જો. ધ. ૨૬
અતુલિત બળ આદ્યે થકો જો, ઉપન્યો જેવો જનમનો વ્યાલ જો;
દેશ દમ્યો બધ્ય નાયકો જો, જન જીવને મહા જંજાલ જો. ધ, ૨૭
જાત્યે તે જાણ્ય થયો જેટલે જો, કિધી સકલ સુદ્દય સંભાલ જો;
પાપી પળ્યો પગ એટલે જો, પેલે જીત્યું તે પડ પાતાલ જો. ધ. ૨૮
પાતાલ જીતીને વિચ્ચારિયુ જો, મેતો એતો કિધા વશ વર્ત જો;
લેવા મૃત્યુ લોક ધારિયું જો, આવ્યો અવની ઉપર તે તર્ત જો. ધ. ૨૯
સૈન સજ્જુ માયા મઈ જો, સંગ્ય સુભટ ને પરિવાર જો;
હય ગજ રથ દળનાં કઈ જો, ચાલ્યો અવનિચક મોઝાર જો. ધ. ૩૦
આદ્યે ઉત્તર ઝિતિ કરિ જો, પછે પુરવ કિધા પ્રયાણ જો;
દક્ષ પશ્ચમમાં ફરિ જો, ઝિતિ જક્ત વજાડયાં નિશાંન જો. ધ. ૩૧
મ્યારખુંટ ચક્રમે થયોજો, દિધા દેશપતિને ડંડ જો;

પછે અમરપુરમાં ગયો જો, ઝિતિ સપ્તદ્વિપ નવખંડ જો. ધ. ૩૨
સુર પુર ઝિતિને સાંચરયો જો, ધંડે ગાજીને કિધું ગવંન જો;
ઈંદ્રિ સદંન જઇ આંતરયો જો, લિધુ ઈંદ્રનું ઈંદ્રાસંન જો ધ. ૩૩
વિશ્વ વિશે વાપીવકી જો, એક અસુર હુઓ ઉતપંન જો;
ભંડાસુરના ભય થકિ જો, બ્રંધ્ય કંપે તે ત્રણ ભુવંન જો. ધ. ૩૪
સુરપુર તજીને નાશિયા જો; નાઠા મુનિવર મુકિને ઠામ જો;
ગિરિ ગુફા જૈ વાશિયા જો, મુકયા મહા મનોહર ધામ જો. ધ. ૩૫
બેઠો અસુર ઇંદ્રાસને જો, બ્રંધ્ય ધરી પોતાના એંધાણ જો
વશ કર્યા સ્વર્ગ વાસને જો, વર્તિ ભંડાસુરનિ આંણ્ય જો. ધ. ૩૬
દેવ દેવાંગના શોકમાં જો, સુણી સર્વ રહ્યા સંતાઈ જો;
ત્રાસ પડયો ત્રણે લોકમાં જો; ફરે ભંડાસુરની દવાઇ જો ધ. ૩૭
પસુપક્ષિને પાઢમાં જો, સરિતા સિંધુ શશિને સુર જો;
જીવ આયોનિને ઝાડમાં કોઇ ભંડાસુરથિ નહિ દુર જો. ધ. ૩૮
યજ્ઞ યાગ ભાગ લોપિયા જો, લોપ્યા હવન હોમ ખટ કર્મ જો;
ભંડાસુર ભડ કોપયો જો, લોપ્યા વેદ શાસ્ત્રના ધર્મ જો. ધ. ૩૯
રાજ્ય કરે રૂડી રિત્યશું જો, સર્વ સંગિને સુખ દાતાય જો;
પાળે પોતાનાને પ્રીત્ય શું જો, દેખી દેવને સનમુખ ધાય જો. ધ. ૪૦
દેવ માહા દુખ પાંમીયા જો, સહુ સુર થઇ ગયા શુંન્ય જો.
એમ અતિ દિન વામિયા જો, પછે બોલ્યા મલિ માહા મુંન્ય જો. ધ. ૪૧
સુર પત્યને કરે વિનતી જો, હવે કરવો તે કવણ ઉપાય જો;
સાહ્ય ન થાય કોહોનિ વતિ જો, ભંડાસુરને ભયે ન રહેવાય જો. ધ. ૪૨
સુરપતિ સુર પ્રત્યે કહે જો, તમે સાંભલિયે સુરજંન જો;
બ્રંહ્મસદન બ્રંહ્મા રહે જો, જે કૈયે સકલ કારણ જો. ધ. ૪૩
ઇંદ્રિ અમર એકઠા થઈ જો, આવ્યા પ્રજાપતિને પાસ જો;
વિનવિયા વિધિને જઈ જો, કીધાં સકલ કષ્ટ પ્રકાશ જો. ધ. ૪૪
સ્તુતિ કરી બ્રંહ્મા તણી જો, સહુ સુર સહિત સુરપત્ય જો;
થોડા માંહે કહિ ઘણી જો, હવે કશિ હમારિ ગત્ય જો. ધ. ૪૫
પ્રજા પત્ય સત્ય સાંભળો જો, અમો સર્વ તમારી શ્રષ્ટ જો;

વિધાતા વારે વળો જો, કૃપા કરિને કાપો કષ્ટ જો. ધ. ૪૬
સ્થાનક ભ્રષ્ટ થયા હમો જો, રૈયે આઠે પોહોર ઉદાસ જો;
પિતા મહ માનો તમે જો, તેનો નથી ખમાતો ત્રાસ જો. ધ. ૪૭
આવ્યો અસુર પાતાળથી જો, જેનું ભંડાસુર છે નામ જો;
મહાબળિયો કળિકાળથિ જો, ફેડયા નર અમરના ઠાંમ જો. ધ. ૪૮
જોતાં જગત ભક્ષ્ય જીતીઓ જો, કરે ઈંદ્રિપુરિનું રાજ જો;
અમને વિપત્યો ઘણિ વિતિયો જો, સર્વ સુખ કરાવ્યાં તાજ જો. ધ. ૯
બ્રંહ્મા કહે સુર રાજ્યને જો, ધશિ ઘોલાગઢ ભક્ષ્ય જાવો જો.
જો કરવું હોય કાજને જો, સર્વ સ્વેતાને આરાવો જો. ધ. ૫૦
સ્વેતા તે સંકટ ટાળશે જો, સેંજે સરશે તમારાં કાજ જો;
આવ્યા વિઘન આઇ વાળશે જો, મોટી માહારાજાધિરાજ જો. ધ. ૫૧
વચન વિધ્યાતાનાં સુણિ જો, સર્વ સુર થયા રળિયાત જો;
વળ્યા સકળ સ્વેતાભણી જો; જે કો નર અમરની જાત્ય જો. ધ. ૫૨
ઈંદ્રિ અમર એકઠા થયા જો, આવ્યા સ્વેતા ગિરિને સમિપ જો;
પર્વત ભક્ષ્ય ચઠી ગયા જો, આવ્યાં અવિલોકયાં મહિપ જો. ધ. ૫૩
ધ્યાંન ધરિ બેઠાં આઇજી જો, મન મુકિને રાગને દ્વેષ જો;
જોયાં જનુનિ સુખદાઇજી જો, આઈ આંખ્યનિ મેષાંન મેષ જો. ધ. ૫૪
આગળ કર જોડિ રહ્યા જો, આઘે ઈંદ્ર અમર સૌ કોય જો;
કાલાવાલા કરી રહ્યા જો, આઇ આંખ્ય ઉઘાડિ જોય જો. ધ. ૫૫
ભકિત ભવાનિની કરે જો, ભાવે ભણે પાઠ ગુણ ગાય જો;
ઉદો ઉદો મુખ ઉચરે જો, કહે સાહ્ય કરો મહંમાય જો. ધ. ૫૬
સમરે અમર એકે મન્યેં જો, તુતો તારણ તેત્રિશ ક્રોડ જો.
ઉચરયા એમ અન્યો અન્યેં જો, ભંડાસુરના ભયથકિ છોડજો. ધ. ૫૭
આઇજી આવ વિચારીએ જો, તમો સદા કરો છો સાહ્ય જો;
આ અવસર ઉગારિયે જો, મયા કીજીએ મહંમાય જો. ધ. ૫૮
સત્ય કહિએ તે બાઈ આ સમે જો, અમો તમેવડે પોશાઉજો.
શકત હોય તો સહુ નમે જો, હમો મતમા થઈ પુજાઉ જો. ધ. ૫૯
એવાં વચન આઈ સાંભળિ જો, દેવી દેવ પ્રત્યે કહે વાત જો;

સ્થાનેક જાઓ સહુ વળિ જો, એ અસુર કરિશ નિપાત જો. ધ. ૬૦
અમર વર લેઈને વળા જો, આવ્યા પોતપોતાને ઠામ્ય જો;
અંગ આનંદ ઘણું ઉલટયો જો; લાગ્યા આપઆપણે સહુ કામ્ય જો. ધ. ૬૧
પછે પ્રગટ પરમેશ્વરી જો, આંણિ દેવ તણી મન દાઝ જો;
વારે વળ્યાં વિશ્વેશ્વરિ જો, પોતે જાણી પુરવનિ દાઝ જો. ધ. ૬૨
બુધિ રૂપ બાળા થઈ જો, વશિ નારદના ઘટ માંય જો;
કુટિલતા ઉપનિ ઘણિ જો, કે કળો કગવું કયાંય જો. ધ. ૬૩
આદ્યે નારદનું એ કાંમ છે જો, બિજી બાળાયે આપિ બુધ્ય જો;
નવખંડમાં જેનું નામ છે જો, ઘણા ઘરમાં ઘલાવ્યા વિરોધ જો ધ. ૬૪
મુનિએ મંન દોડાવિયું જો, પોતે પંડે વિચ્ચારૂ પ્રશ્ન જો;
અસર કોમંન્ન નાવિયું જો, દેખિ દઇત્ય ઉપર ગઈ દ્રષ્ટ જો ધ. ૬૫.
નારદ નગર થકિ પળ્યા જો, આવ્યા ઈંદ્રપુરિમાં આપજો;
ભંડાસુરને જઈ મળ્યા જો, તેનાં પુરણ કરવા પાપ જો. ધ. ૬૬
આસન થકિ ઉભો થઓ જો ભંડાસુરે કર્યો પ્રણામ જો;
સનમુખ કરજોડી રહ્યો જો, કહો મુજ સરખું કામ જો; ધ. ૬૭
આપ્યુ આસંન ભંડાસુરે જો, બેઠા નારદ દેવ પ્રમાણ જો,
મારૂ રાજ ત્રૈણ પુરે જો, કરે અસુર આપ વિખાંણ જો. ધ. ૬૮
ચૌદભુવન નવખંડમાં જો, જુવો નારદ મારૂ નામ જો;
ભડ નહી કો બ્રહ્માંડમાં જો, મુજ સાથે કરે સંગ્રામ જો. ધ. ૬૯
મુજ સરખો નહિ મહીપતિ જો, મેતો વિશ્વ કિધુ બધું વંશજો,
સકલ સ્મ્રંય મારે છતિ જો, જુવો જકત હમારા જશ જો, ધ. ૭૦
અષ્ટ સિધ્ય નવે નિધ્યશું જો, આજ ઉભી છે મારે દ્વાર જો;
રિધ્ય સકલ વિધ્ય વિધ્યશું જો, આજ ભરી છે મુજ ભંડાર જો. ધ. ૭૧
નારદ કહે રાજી કરૂ જો, આજ દોલત તુજ દરબાર જો;
એ સુખ બધ્ય તારે ખરૂ જો, હોય સ્વેતાગિર ઘેર નાર જો. ધ. ૭૨
કહિ અસુરને એટલુ જો, મુનિ પામ્યા તે અંતર ધ્યાન જો;
કાંમિ થયો ભડ કેટલું જો, અતિ અંધ થયો અજ્ઞાન જો. ધ. ૭૩
કુડો અશુર કાંમે કટયો જો, ગયો સ્વેતાગિરિમાં મુઢ જો;

પર્વત અધ પાગે ચઢો જો, હુઓ ગિરિ શિખર આરૂઢ જો. ધ. ૭૪
જોયાં જનુનિને જેટલે જો, વશ થયો તે દૈત્ય વિકટ જો;
અસુર અજાણ્યો કેટલો જો, ગયો સ્વેતા સમિપ નિકટજો. ધ. ૭૫
મુરખ નિર્ખિને હર્ખિયો જો, નખશિખ સ્વરૂપ સુ દેહજો;
ઓપમા અંગો અંગ સખિયો જો, નવ જોબન બાળે વેશજો. ધ. ૭૬
દૈત્ય કહે દેવિ પ્રત્યે જો નારી કોણ તમારી જાત્ય જો;
વરયાં કે કન્યા વૃત્યે જો, એમ અસુર વળુંધો વાત જો. ધ. ૭૭
અંગોઅંગ અવલોકીયાં જો, અતિ આતુર હુઓ તે અસુર જો;
તરત ભવાંનીને ટોકિયાં જો, કેવા માંહી ન કીધુ કસુર જો. ધ. ૭૮
ઉઠો આવો ઘેર માહે રેજો, સુણ્ય સુંદરી પ્રાણજીવંન જો;
હુ વશ વર્તિયો તાહેરે જો, તુજ ઉપર મહારૂં મન જો. ધ. ૭૯
મે મારે મન્ન તુ વરિ જો, તેમાં અંતર ન મળે અંથ જો;
ભાગ્યની તુ ભાગ્યે ભરીજો, તારે મુજ સરખો શિરકંથ જો. ધ. ૮૦
એવાં વચન સુણ્યાં સુંન્દ્રિજો, બોલ્યાં દૈત્ય પતીની સાથજો;
તો હું તમને વરૂ ખરીજો, યુધ્ધે જીતે જો મુજ સંગાથજો. ધ. ૮૧
બાળા ન બોલ્ય ચઢ્યું ચઢ્યુંજો, એમ ઉચરે અસુર પ્રગટજો;
કાંમ્યની સંગે કોઇ વઢ્યું જો, અંગે ધારીને અસ્ત્ર શુભટ જો. ધ. ૮૨
માયા કહે વૃતમું હતુંજો, મુને જીતે તેને હું જાઉં જો;
તુ જીતે તો તુને રહુંજો, નૈતો ક્ષણું માત્રમાં ખાઉંજો. ધ. ૮૩
દૈત્ય કહે મૃત્યુ આવ્યુંજો, આદ્ય અબળાનીપટ અજાંણ્યજો;
આપણું મંન સમજાવ્યુંજો, હેવા કરૂં ગાત્ર ભંગ નિવારણ જો ધ. ૮૪
એમ કહીને ઉભો થયોજો, આવ્યો ઉત્પત્તિ આકાશજો;
સનમુખ યુદ્ધ કરવા ગયો જો, પોતે પરમેશ્વરિનિ પાસજો. ધ. ૮૫
માયા કહે મુર્ખ સાંભળેજો, હવે હું કરૂછું મધુપાંન જો
પછે તુ અકળ કળા કળે જો, જોજે શાં દઉછુ સનમાંનજો. ધ. ૮૬
પેલે સુધાપાંને ચઢાંજો, પછે આયુદ્ધ ધારયાં અંગજો;
મદમતયે માતા વઢાંજો, ભડ ભંડાસુરને સંગજો. ધ. ૮૭
આદ્ય ગદા યુદ્ધ માંડિયું જો, પછે મુસલ મારયા મારજો;

હૈત્યે ન સ્થાનક છાંડીયુ જો; સનમુખ સહે માહા પ્રહારજો. ધ. ૮૮
કંપે અમર પ્રુજે ધરાજો, દસે દિશા દિસે ભયંકારજો;
શેષ કમલ સલકયા ખરાજો, મારે માતાજી માહા મારજો. ૮૯
ભડ ભંડાસુર ભગવતિજો, એવું યુદ્ધ ન કોઈ અરાંણજો;
એ રજ ઉડ્યો પગવતિજો, જેણે છાયો ગગનમાં ભાંણજો. ધ. ૯૦
અસુર ઉરમાંહી ધડયોજો, બલ બાલાનુ ન કલાય જો;
એ કચંમ કર મારે ચઢયો જો, માંડુ મલયુદ્ધ તે મલાયજો. ધ. ૯૧
પછે મલ યુદ્ધ તે માડતાં જો, જઈ ઝાલ્યા જનુનીના હાથજો;
કટિ ગ્રહિને કર છાંડતાંજો, પછે ભરી ભંડાસુરે બાથજો. ધ. ૯૨
બાંય તળે માને ઘાલતાંજો, મુઢ મન વિચારે પેરજો;
કરયાં ચરણ પછે ચાલતાં જો, લેઇ જાઉ હુ મારે ઘેરજો. ધ. ૯૩
ઉતપત્યો આકાશમાં જો, વાંચ્યો વાયુ વેગે પળાય જો;
એમ વિચારે વિમાંશમાંજો, એતો મારો કાળ અબલાયજો. ધ. ૯૪
માએ વિચ્ચાર્યુ બાથમાજો, બળે પુરવ દિશાયે પલાઉજો;
એનું આવ્યું મૃત્યુ હાથમાંજો, હવે ગડગડાટ લેઈ જાઉજો. ધ. ૯૫
એને આંહાં નથી મારવોજો, એમ આઇ કરે છે વિચારજો;
શત્રુને ત્યાંહાં સંહારવોજો, જાંહાં ધરધરા ખેડારજો. ધ. ૯૬
બગલ થકિ બાળા બળે જો, લાવ્યા ગડગડાટ ગુજરાત્યજો;
જ્યાં રાજ્ય કિધુ રાજા નળે જો, નગ્ર નરોડુ વિક્ષાત જો. ધ. ૯૭
જોર કરીને થયાં જુજુવાં જો, ભંડાસુરને ભવાંનિ દે ગાળજો;
તતબર યુદ્ધ કરવા હવાંજો, માંડયુ દારૂણ યુદ્ધ વિકરાળજો. ધ. ૯૮
ત્યારે બોલ્યાં ત્રિપુરેશ્વરી જો, તારા ઇષ્ટને તું સંભારય જો;
એમ વદે આઈ ઇશ્વરીજો, અલ્યા હવણાં હણુંછું આ ઠારજો, ધ. ૯૯
એતો અસુરને વિડારવોજો, માટે માયે વિચાર્યું મુળજો;
એનો વંશ ન વધારવોજો, તારે માર્યું તે તર્ત ત્રિશુળ જો; ધ. ૧૦૦
ભેદ્યું અસુરના અંગમાંજો, બળે ચિત ચઢુ તવ ચાકજો,
થયો ગાત્ર ગતિ ભંગમાં જો, વલી ઉઠયો પોકારિને હાકજો. ધ. ૧૦૧
ત્યારે ધનુપ માએ ધારિયુ જો, બળે તાંણુ તે કાંન પ્રમાણુજો;

શત્રુનુ શિશ સંહારિયુજો, એક મુકી ક્રપસ આણજો, ધ. ૧૦૨
પડ્યો અસુર ધરણિ ઢળ્યોજો, તેના પડતાં વેત ગયા પ્રાણજો;
આદ્ય અંત સફલે ફલ્યોજો, આઇએ આપ્યું તે પદ નિરવાંણજો ધ. ૧૦૩
પુર્વ પાપ સંબંધથી જો, મળ્યો માનવીનો સંતોક્ષજો;
છુટયો કર્મના બંધથીજો, મહામાંયે પમાડ્યો મોક્ષજો. ધ. ૧૦૪
માર્યો અસુર માતાજીએજો, ક્રીધુ પ્રબળ બળ તે કાળજો;
માહા માયા મન રીઝીયેજો, બેઠાં તેજ સરોવર પાળજો. ધ. ૧૦૫
દેવનાં દુંદભી ગડગડયાંજો, કરે ચંદન પુષ્પની વૃષ્ટજો;
અંતરિક્ષથિ પાગે પલેજો, ન્યાહાલે નેણ ભરિભરિ દ્રષ્ટજો. ધ ૧૦૬
આવે અમર નર નારિયોજો, ધશાં ધનુશ ધારિછે જ્યાંહજો;
પુજવા માત પધારિયો જો, લેઈ પુજા વિધ્ય વિધ્ય ત્યાંહજો. ધ. ૧૦૭
સુરંગના સોહામણાં જો, સઉ સોલ સજ્યા શણગારજો;
દેવિને દેવા વધાંમણાંજો, આવે ધનુસધારિ દરબાર જો, ધ. ૧૦૮
નૈણે તે કાજળ સારિયાંજો, ક્રીધી કુમકુમ પીયળ કપોળજો;
અદભુત અંબર ધારિયાં જો, બધ્ય મુખ ભરયાં તંબોળ જો. ધ. ૧૦૯
મુકતા થાલ ભરવતાં જો, લેઇ આવ્યાં સૌ ભંહાણી પાણ જો
ભોજન ભોગ ધરાવતાં જો, નારિ લાવ્યાં સકલ નિરવાંણ જો. ધ. ૧૧૦
કરી કનકની ગાગરિ જો, મુકયાં સિફલ શિશ એકેક જો;
માનુનિ બધ માંથે ધરી જો, ચાલ્યાં ચંચલ ચાલ્ય વિશેક જો ધ. ૧૧૧
સુદરિ સહુએ તે થયાં જો, મલિ પ્રેમદા પરમ પુનિત જો;
ગુણવંતી મૌહલે ગયાં જો, વાટે ગાય વધામણાં ગીત જો. ધ. ૧૧૨
ભેર ભુંગલ વાજે ભલાં જો, વાજે પંચ શબ્દ વાજીંત્ર જો;
ગંભીર વાજાં વાજે ભલાં જો વાજે વેણાંનાદ વિચિત્ર જો. ધ. ૧૧૩
આગળ નાચે અપ્સરા જો, કેડે કીનર કરમાં ગાંન જો;
આવ્યા ધનુશધારી ત્યાં સરા જો, સુર સહિત સુર રાજંન જો. ધ. ૧૧૪
ઇંદ્ર અમર થયા આગળે જો, પુઠે દાસી સહીત સ્યોંમાય જો;
આવી નરોડાની ભાગોળે જો, ચાલ્યાં સુર કરી સમદાય જો. ધ. ૧૧૫
આગલ ઇંદ્રાણી વદે જો, ઉર અંતર અતિ આનંદ જો;

સુર સુંદરિ સાથે વદે જો, સહુ સરદ પુન્યમનાં ચંદ જો. ધ. ૧૧૬
ઈંદ્ર અમર આવ્યા સહુ જો, ધશા ધનુશ ધારિ જે જાગ્ય જો;
સનમુખ કરજોડી બહુ જો, પેલે શિશ નમાવ્યાં પાગ્ય જો. ધ. ૧૧૭
ભાવ્યાં ભવાંનિને ભાવતાં જો, આનંદ અંતરમાં થયાં સ્થંભ જો,
માજીને મોતિડે વધાવતાં જો, માંડયો પુજા તણો આરંભ જો. ધ. ૧૧૭
પ્રસન્ન થઇને પુરંદરિ જો, પેહેલે પોતે પખાળા પાય જો;
ઉભાં અમર યુત અંમરિ જો, સહુ સાથે કરે પુજાય જો. ધ. ૧૧૯
ચંદન કુમ કુમ ચરચિયાં જો, વળી અક્ષત અબીલ ગુલાલ જો;
અંગ સુગંધે ચરચીયાં જો, પુજ્યાં જમ પુરવનો ચાલ જો. ચ. ૧૨૦
મા જાઇ જુઇને માલતિ જો, યુત પારિજાત મંદાર જો;
ગુણે ગુથીને ગલે ઘાલતી જો, સહુ સાથે સમર્પે હાર જો. ધ. ૧૨૧
માથેથી ગાગરી લેઇને જો, ગ્રહી કાંમનીએ કર મધ્ય જો;
ધુપ દિપ ફળ દેઇને જો, મુકી માત મોં આગળ બધ્ય જો. ધ. ૧૨૨
કરી આરતી શણગારની જો, માને નિરખે અમરનરનાર જો;
શોભા શકત ઉદારની જો, જોઇ જોઇ જાયે બલિહાર જો. ધ. ૧૨૩
ભોગ ભવાનિને ધરિ જો, ભરી મેલ્યાં કનક જળ પાત્ર જો;
માંડા અંતરપટ અંતિર જો, કરે સ્તુતિ સકળ સુર માત્ર જો. ધ. ૧૨૪
આઇજી આપ આરોગીએ જો, જાણી દિનને આણી દયાય જો;
માત માહારસ ભોગીએ જો, ભણે ચૌદભુવનની રાય જો. ધ. ૧૨૫
પોખી રહ્યાં પરમેશ્વરી જો, માએ મુખ કરયા સુખવાસ જો;
નારી અમર અમરેશ્વરી જો, સહુ દેવ રહ્યા થઇ દાસ જો. ધ. ૧૨૬
પછે પંચઆરતી કરી જો, કર લેઈ વધાવ્યાં કુસુમ જો;
તનમન ધન બધ્યવારતિ જો, જોઇ જોઈ જનુનીને જ્યંમ જો. ધ. ૧૨૭
ધનુષધારી મા ધારણા જો, સહુ સુર ઉગારયા શકત જો,
એમ કહીને લે ઓવારણાં જો, ભાવે કરી ભવાંનિનિ ભકત જો, ધ. ૧૨૮
એવુ અમર મન આપના જો, સહુ સાથે મળીને સમગ્ર જો;
ધનુપધારીની કરી સ્થાપના જો, જયાંહાં નલનુ નરોડુ નગ્ર જો. ધ. ૧૨૯
ગોખ ઘડાવ્યો માતાજીએ જો, કરં રૂશિએ આવાહંન જો;

આઇજી આપબિરાજીએ જો, મુકયો માઢ તે કરિને યતંનજો. ધ. ૧૩૦
બારે મેઘ મળી ગાજીઆ જો, ઉઠયા અમૃતના વરસાદજો;
ભય ભવાંનિયે ભાગિયા જો, ભેરયે ગાજતે સાગર સાતજો. ધ. ૧૩૧
જે જે જે જકતમાં થયું જો, જન જાત્યને જેજેકાર જો;
દુખ દારિદ્ર બાધું ગયું જો, વામી વિપત્ય વર્ણ અઢાર જો. ધ. ૧૩૨
દેવ દેવી સંતોકિયાં જો, ધરી હરખના કરીને હવંન જોઃ
પંચામૃત ગ્રુત પોખિયાં જો, આપ્યાં બ્રાહ્મણને ભોજંનજો. ધ. ૧૩૩
વિપ્ર જમી પરવારિયા જો, આપ્યાં પુગી પાનની પસાય જો;
સુખે સભામાં સધારિયાં જો, સહુ સાથ મળિ સમુદાય જો. ધ. ૧૩૪
વીપ્ર પુજા કરી કાજને જો, પછે પુષ્પ સમર્પિ માળ જો;
હય ગજરથ-કરી સાજને જો, આપે ઇંદ્ર સદા સુખપાલજો. ધ. ૧૩૫
અવર સામગ્રી મગાવતાં જો, આણી ગણતાં તે નવ ગણાય જો;
ઇંદ્રિ ઇંદ્રાણી આપવાં જો, દીધી દાન ઉપર દક્ષણાય જો. ધ. ૧૩૬
વિપ્ર સંતોષ્યા પ્રેમસુ જો, બોલ્યા ઇંદ્રાદી સર્વે દેવ જો;
વરસએક મધ્યે નીમસું જે, આઇ અહીં આવીશું અહમેવજો. ધ. ૧૩૭
એ વરત લેઇને ઊઠીયાં જો, રહ્યાં વનુંશધારી સાનીધ્યે જો;
તરત ભવાંની ત્રુઠીયાં જો, જાઓ અમર કરો જઈ સિદ્ધ જો. ધ. ૧૩૮
રાજ્ય કરો જઇ સ્વર્ગનું જો, અધાં પાળો પ્રજાનાં લાડ જો;
હર્યું સંકટ સુર સર્વનું જો, માતા ધ્રનુપધારીનો પાડ જો. ધ. ૧૩૯
ઇંદ્ર અમર વર લેઇને જો, ચાલ્યા મારગે માગી વિદાય જો;
માતાને મહાજશ દેઇને જો, સર્વ સુર મળી સમુદાય જો. ધ. ૧૪૦
સુરપતિ સુર પંથે ચાલતાં જો, વાજાં વાજે તે ઢોલ નિશાન જો;
આવ્યાં મંદિર પછે માલતાં જો, આપ્યાં યાચકને જશ દાન જો. ધ. ૧૪૧
ઘેર ઘેર આનંદ ઉપન્યો જો, બાંધ્યા તરીયા તોરણ સહુ દરજો;
સરયા મનોરથ ભુપનો જો, કરે માનુની મંગળ ઊચાર જો. ધ. ૧૪૨
સુર પત્ય મૌરત જોઇનેજો, બેઠા બણી ઠણિને તકતજો;
સ્વર્ગ સકલ રહ્યું મોહિનેજો, બાળ્યાં વિઘ્ન ભવાંનિ આવકતજો. ધ. ૧૪૩
રહ્યા અમર આનંદમાંજો, કરે દેવ દેવાંગના જોખજો;
છકયાંતે આઇજીના છંદમાંજો, શેવ્યા ધ્રનુપધારિનો ગોખજો. ધ. ૧૪૪

સ્વેતા તે ચૈતન ચૈતને જો, વલિ લક્ષથકી લહેવાયજો;
ધનુશ બાણે હણ્યો દૈતનેજો, માટે ધનુપધારિ કહેવાયજો, ધ. ૧૪૫
કથા બ્રંહ્માડ પુરાણમાંજો, પિતા પુત્રનો સંવાદજો;
ભક્ત ઉધારણ પ્રમાણમાંજો, મહામુનિ તે લેહે મુરજાદજો; ધ. ૧૪૬
પ્રજા પ્રત્ય કહે પુત્રનેજો, કહુ ધનુપધારિનું ચરિત્રજો;
માંણે સુખે ઘર સુત્રનેજો, કરેજો ગુણ ગાંન પવિત્રજો ધ ૧૪૭
અગણિત ગુણ ધન બાઇનાજો, શિખે સાંભળે જે કોઈ ગાયજો.
ઉજ્વલ અંક કમાઇનીજો, શેજે સુધા સિંધુમાં નાહાયજો ધ. ૧૪૮
ઇંદ્ર નગરને આદરેજો, કરૂ ધનુપધારિને પ્રગટજો;
સેવક પુરાણમાં સાદરેજો, માટે ગાવું તે નિત્ય લાગટજો. ધ. ૧૪૯
જે જન ગાશે જુકતસુજો, તેતો પામે પદારથ ચ્યારજો;
કાંમ કસુ તેને મુકત સુજો, તે તો જીવન મુકત અવતારજો. ધ. ૧૫૦
આયુષ્ય અતિશે ભોગવજો, ધનદારા પુત્ર સંતાનજો;
ખટરસ સ્વાદે આરોગવેજો, આવે અંતકાલે વૈમાનજો. ધ. ૧૫૧
અલ્પ મતે સંક્ષેપમાંજો, કર્યું ધનુશધારીનું વર્ણનજો;
એ કહ્યું ગરબા એકમાં જો, સદા શેવો તે શકતના ચર્ણ જો. ધ. ૧૫૨
સતકુળના હોતો સાંભળજો જો, કોઇ જાણ્યા અજાણ્યાની શીખ જો;
દાન દયા પ્રતિપાલજો, નહીતો ઘણી માગશો ભીખ જો. ધ. ૧૫૩
આપો અપાવો આપથી જો, કરો વાવો તેજ લણાયજો;
પાંમો નહીં માબાપથી જો, એમાં કરો ન કશીએ મણાય જો ધ ૧૫૪
સંવત સતર બાંણુવે જો, કૃષ્ણપક્ષ અસાડો સાર જો;
તિથિ પવિત્ર વખાંણુવે જો, એકાદશિને ભ્રગુવાર જો. ધ. ૧૫૫
ગરબો સંપૂર્ણ ગાઇને જો; વદે વલ્લભ એ નિશદિન જો;
એ કહે મા ધન બાઇને જો, સદા શકત રહો મમશિશ જો. ધ. ૧૫૬

——(૦)——

## અથ ગરબો ઉત્પતિનો.

સલખનપુર સોહાંમણું રે મા મંદિર આવ્યાં;
બહુચર લિલ વિલાસરે મા મંદિર આવ્યાં;

શુભંગ ગોખને ભામણે, જળહળ જોત્યે પ્રકાશરે. મા ૧
મુરત વિના મહિમા અધિક, ગોખ જોખ નિજ ધામરે; મા.
પ્રતક્ષ જન જીતાં અધિક, દેવ દૈત્ય વિશ્રાંમરે. મા. ૨
અકળ કળા ન કળે કોહો અગમ ભેદ અછેદરે;
તુજ વિના અમર ન મળે કહો, વાણી વિખાણે વેદરે. મા. ૩
કૃપા કરી કળિકાળમાં કરયાં ભકતનાં કાજરે; મા.
નિજ જન પ્રતિપાલમાં, પ્રગટયાં બહુચર આજરે. મા. ૪
પશુ પક્ષી નર નારનાં, કરયાં કર્મ કર્મ નિસ્તારરે; મા.
કઇ તારયા અનુહારનાં, અગણિત ગુણ વિસ્તારરે. મા. ૫
પ્રથમ નિકટપુર કાલરી, સોળંકી રાજંનરે; મા.
આઇએ કરી અમરાપુરી, સખી પ્રજા પ્રધાંનરે. મા. ૬
શિશુ વર્ષ દસ બારના, પશુ ચરાવે વંનરે; મા.
તાંદુલ ગ્રહિ ન મારના, બેઠા સહુ આસંનરે. મા. ૭
એક કહે ચઢાવીએ, પ્રગટ કરીને પાત્રરે; મા.
બહુચરને આરોગાવીયે, અહીં જમાડીયે જાત્રરે. મા. ૮
ગોખ ઘડયો માટી લેઈ વૃક્ષ વરખડીને હેઠરે; મા.
ઉભા સઉ પાગ્યે પડી, કરે વરખડીને ઠેરરે. મા. ૯
એક પાત્રને આથડે, કરે કુંવર વિચારરે; મા.
એક કહે આંહાં કયાંહાં જડે, એમ કરે વેદના માત્રરે. મા. ૧૦
એકે સંભાળી ઝુલડિ, ધરયો ગુંજલે હાથરે; મા.
કરગ્રહિને કાડિ કુલડિ, હરશિયો સહુ સાથરે. મા. ૧૧
એકે તો તે લેઇ કરી, તાંદુલ ભરિયું અંનરે; મા.
એકે ચુલખણી ધરી, કીધો હુતાસંનરે. મા. ૧૨
તાંદુલ પાક ઉતારીઆ, કરી કુલડી થાળરે; મા.
શિશુએ હાથ પસારીઓ, ઉભા સહુ ગોવાળરે. મા. ૧૩
મહિશ એક જઇ લાવીઓ, ગ્રહી કર્ણ બે બાહ્યરે; મા.
એક છડિયે ચઢાવિયો. પડયું શિશ ભુમિ માંહ્યરે. મા. ૧૪
સખા સર્વ ક્રિડા તજી, થકિત થઇ ગયા બાળરે; મા.

એવે કો સેના સજી, પંથ પળ્યો મહિપાળરે. મા. ૧૫
દેખિ દુર ઉભા શિશુ, ગયો રાય તે ઠાંમ્યરે; મા.
જુવે તો ભમ્ય પડયો પશુ, મહિશ વધ્યો સેકામ્યરે. મા. ૧૬
પુછે રાય પ્રજા પ્રત્યે, નથી કર હથીઆરરે; મા.
મહિશ હણ્યો તમે શા વત્યે, કહો મુને તે પ્રકારરે. મા. ૧૭
રાય સાનિધ્ય કહે બાળકા, અમ કુળ દેવ્યા એહરે;
બહુચર સહુ પ્રતિપાળકા, થાપ્યો ગોખ અમેહરે. મા. ૧૮
મહિષ વધ્યો સોટી વડે, કુલડિ કીધું નેવેદરે; મા.
રાય ગોઠવણ મનમાં ઘડે, ભુર વિચારે ભેદરે. મા. ૧૯
નરપતિ નમી કરે વિનંતી, અમો પણ પરદેશરે; મા.
જો હોય બહુચર મા છતી, સૈન સર્વ લે શેશરે. મા. ૨૦
બાળક કહે બધ્ય લિજિએ, બહુચરનો પરસાદરે; મા.
પ્રાણી માત્રને દિજિયે, ધરે ન કો લિખવાદરે. મા. ૨૧
કુલડીથી ગ્રહી તાંદુળા, ભરી ભરી બાળરે; મા.
કોઈ ન લહે એ કશીકળા, ત્રસ થયો ભુપાળરે. મા. ૨૨
એમ કટક કુલડીએ જમ્યું, નિર્મુખ ન રહ્યુ કોયરે; મા.
બાળક કૃત બાળા ગમ્યું, ચકિત થયું દલ જોયરે. મા. ૨૩
સૈન્ય સહિત સુખે રાય થયો, પળ્યો પંથ લેઇ નામરે; મા.
વિજય કરી નગરે ગયો, સર્યાં મનોરથ કામરે. મા. ૨૪
વલ્લભ જન કરે વિનતી, નવખંડ ચાલ્યું નામરે; મા.
બહુચર મા કૃપાવતી, સાર્યાં સેવકનાં કામરે. મા. ૨૫

---

## અથ ગરબો પરાક્રમ ઉત્પતિનો

સલખનપુર સોહામણું રે મા મંદિર આવ્યો, બહુચર લીલ વિલાસરે મા;
દૈવત પરાક્રમ ઘણું, જે પ્રગટ પિંડ પ્રકાશરે. મા. ૧
દુત્તીયા દૈતની કહુ કથા, સાંભળતાં સુખ થાયેરે મા.
કદી ન આવે આપદા, મેહેર કરે મહમાયરે. મા. ૨

આવ્યો અસુર પારા ભણી, કપટે ભરીયો ક્રોધરે; મા.
ભક્ષ કર્યો મૃગડો હણિ, કરી વિરોધરે. મા. ૩

માત માહાત્મ લહુ નહીં, અભિમાને કર્યો ધંધરે; મા.
કહે બહુચર હવે કયાંહાં ગઈ એમ મુખે બોલે અંધરે. મા. ૪

મૃગ ભક્ષિ ભોમે પડયો, કહ્યું જઇશ પ્રભાતરે; મા.
આવી ઉંગને તહી અડયો, રહી પાછલી રાતરે, મા. ૫

સર્વ મૃગે શબ્દ સુણાવીઓ, તારે કર્યો ઉદર ઉચ્ચારરે. મા,
ઉદર વિડારીને આવિઓ, બહુચરીને દરબારરે. મા. ૬

મુવો મૃગ થયો જીવતો. ક્ષણુ ન લાગી વારરે; મા.
લહ્યું કોણે કયાં હતો, તતક્ષણ આવ્યો બાહારરે. મા. ૭

ચાચર વિશેંસ્વ મ્રગ વડો, સનમુખ સૌ સોહાયરે;
અસુર આપ પરતો જડયો, પાપિ પળ્યો પડી પાયરે. મા. ૮

બ્રંહ્મ ભાટ કુંભ અવતર્યો, મુન્ય રહ્યો વરશે તેરરે; મા.
મા સાનીધ્ય ડેરે રહ્યો, કવિ કીધો કુબેરરે. મા. ૯

નગર નેણ શોભા ઘણી, નરસિંહ રાજંનરે;.
ધરમાં ટોકયો તારૂણી, ચેત્યો રાય તે મંનરે. મા. ૧૦
રાયે વિચારી જોયું સહુ, ઇષ્ઠ ઉપાસુ આઇરે; મા.
તેડાવિયા વિપ્ર બહુ, થઇ પ્રસન્ન આવ્યા ધાઇરે. મા. ૧૧
મુસ્તક ચરણે જઈ ધર્યું, કરો માત પ્રંસન્નરે; મા,
ત્યાં સ્થાપન બહુચરનું કર્યું, હવો આરંભ યગંનરે. મા. ૧૩
દાન વિપ્રને દીધાં તઈ, હય ગજરથ ભંડારરે; મા.
દ્રિજ વર કહે ટોળે થઇ, ક્ષીતીપતિ ધન અવતારરે. મા. ૧૪
આશરવાદ દ્રિજે કર્યો, હજો કાંમના મંનરે; મા.
વળ્યા વિપ્રને નમિ રહ્યો, થયાં માત પ્રસંન્નરે. મા. ૧૫
ત્યાં રાયને ફળ આપિયું, કહી પત્ની એકની ટેકરે; મા.
જૈ સદન ભવ્ય કહ્યું, હશે પુત્રસુ એકરે. મા. ૧૫
રાયે વર લેઈ દુઃખ કાપિયું, ગયો આપ ભોવનંરે; મા.
જૈ ફળ એને આપીયું, રહ્યો ગર્ભ સાતમે દંનરે. મા. ૧૬

દશ માસે બેયે, બાળકિ જાણુ એક કહ્યું છે બાળરે; મા;
તાંથી આવી વધાંમણિ, કહ્યું રાયને તતકાળરે મા. ૧૭
મહિપતિને સુતને સુતા, ટલિ વાંજીયા ગાળકે રાયરે; મા.
માત ખેલાવે માંન્યુતા, પુત્ર કહિને ગાયરે. મા. ૧૮
દિનદિન પ્રત્યે કેહે કાંનમાં, થાય વિસ્મેહ્યુ પુત્રિ કહે પુત્રરે; મા.
સજન મુખે કહે સાંનમાં, હવે હવું ઘરસુત્રરે, મા. ૧૯
ભિન ભાવ ચિતનાં તજે, પુત્રિને કેહે પુત્રરે; મા.
વસ્ત્ર આભ્રણ સુતનાં સજે, જામો પટકો પાઘન ધુત્રરે. મા. ૨૦
ઢાલ તરૂવાર કમર કસિ, ફરે નગ્ર અવાસરે; મા.
હેવો પુત્ર પરણાવ્યો હસિ, આપ્યો મેહેલ નિવાસરે. મા. ૨૧
દિન દિન પ્રત્યે પ્રૌઢી થઇ, ધરે જનેતા હર્ષરે; મા;
લઘુ અવસ્થા વહી ગઈ, થયાં ત્રયોદશા વર્ષરે. મા. ૨૨
કૃષ્ણ કુંવર કહે માવડિ, કૃષ્ણ કુંવરિ કહે લોકરે; મા
સુત ચઢી બેસે ચાવડિ, નગર કહે નર કોકરે. મા. ૨૩
રાજકુંવરિ રદયે બળે, પ્રગટિ બુદ્ધિ અઘાતરે; મા.
કારણ કોઇએ નવ કળે, થાય વિશ્વમાં વાતરે. મા ૨૪
વાત સાસરે જઇ મળિ, તેડયો જમાઇ પેલરે; મા.
પ્રપંચ કરિ પાછિ વળિ, આવિ પોતાને મેંલરે. મા. ૨૫
સોચે કુંવરિ અટારિયે, જો વગોવું જાતરે; મા.
જો હુ મરૂ કટારિયે, તો ગાળ માતને તાતરે. મા. ૨૬
હવે આ દુખ સે મટે, એમ વિચ્ચારે મંનરે; મા.
કે કાશિએ જાવું ઘટે, નિકર વેહું વંનરે. મા. ૨૭
કાયા કરૂ હુ નર તણી, અવર નહિ ઉપાયરે; મા.
બુદ્ધિ બળ બાળા ઘણી, આ કોઇને ન કેવાયરે. મા. ૨૮
તે મર્મ નવ જાણે કોઈ, રાખી હૈયામાં વાતરે; મા.
જવાને તત્પર થઈ, ન કહ્યું માતને તાતરે. મા. ૨૯
શ્રાવણ સુક્ય તિથિ સપ્તમિ; પુષ્પ નક્ષત્ર ગુરૂવારરે, મા;
જણાવિ શુભ નિર્ગમિ, હવે જાવું નિરધારરે. મા. ૩૦

ગણેશ સમરિ મનમાં રાખી દ્રઢ શ્રધ્ધાયરે; મા.
સજ્યાં વસ્ત્ર ક્ષણુ સાસમાં, ઉઠિ અરધ નિશાયરે. મા. ૩૧
સજ થઈ મંદિરથી પળિ, મેલી ઉઘાડાં દ્વારરે; મા.
હયશાળા નિરખી વળિ, હૈડે સોચ અપારરે. મા. ૩૨
અગ્નિયે અસ્વનિ જોઇ. ભિડો કાઠડો તંગરે; મા.
ન લિધિ સખિ સંગે કોઇ, લિધિ સ્વાંનનિ સંગરે. મા. ૩૩
જય ગણપતિ એમ ઉચરિ, થઇ અશ્વનિયે અસવારરે; મા.
પરવરિ જમ જાયે પરિ, પૌઢા સૌ પ્રતિહારરે. મા. ૩૪
નગર વિશેથી નિસરિ, તજ્યાં તનયા સુખરે; મા.
વિચારે રૂદેમાં ફરિ ફરિ, દેવુ દેહને દુખરે. મા. ૩૫
પુરૂપ પ્રાંણિમાં પરવરિ, પશ્ચિમમાં કર્યું પ્રયાંણરે; માં.
દ્વારામતિ નિરખુ હરિ, કેહેવાય પુરૂપ પુરાંણરે. મા. ૩૬
નિર્ભે થૈ ગૈ મારગે, પોહોંતિ ઉગ્યો ભાંણરે; મા.
લહ્યું નહિ કો વાંગ્યાં લગે, થયુ સવારે જાણરે. મા. ૩૭
જાગ્યાં રાણિ સજા તજી, બેઠાં પટ પરસાલરે; મા.
કુંવર નથિ ઉઠયા હજી, કહ્યું દાસિને હાલરે. મા. ૩૮
શુણિ વચન દાસિ ધસિ, કરિ મેહેલમાં ભાળરે; મા.
સેજ શુનિ જોઇ ખશિ, પડિ ઉદરમાં ફાળરે. મા. ૩૯
દાસ દાસી દોડે દોદશા, સોધ્યા સરવ આવાસરે; મા.
કુંવર મેહેલથી કયાંહાં વસા, કરિ ખબર થયા ઉદાસરે. મા. ૪૦
રાણિ રૂવે રંગ મેહેલમાં, ભોમ્ય પછાડે શીશરે; મા.
ત્રિકમ ચુકયાં ટેલમાં, તો રૂઠયા જુગદિશરે. મા. ૪૧
નરપતિ કહે નારને, કરો કાંઇ મતિ શાંતરે; મા.
ઉમાપતિ સંભારને. કાં કરો કલપાંતરે. મા. ૪૨
લખ્યો લેખ ન મટે કદી, પુત્રિ તણાં તે પાપરે; મા.
ઇશ્વરે દેડી આપદા, ટલ્યા જક્તઅભિ શ્રાપરે. મા. ૪૩
રાય કહે રાંણીકને, વાતે વણસે કાંમરે; મા.
સમજ્યાં બે અન્યોઅને. પુત્રિ ગૈ પરધાંમરે. મા. ૪૪

પશ્ચીમ પંથે પુત્રિ પળી, પ્રબળતા બાણે તે ગરે; મા.
પલક એકતે ઉકળિ, ભરે વળિ વાયુ વેગરે. મા. ૪૫
વિશમ વાટ વનભે ઘણાં, ગિરિ ગહન વન છે પ્રૌઢરે; મા.
મતંગ શબ્દ શુણિ સિંહ તણો, સુતા થઈ દિંગમુઢરે મા. ૪૬
રિછ વાઘ વરૂ વિકટ, ભરે ચૌદશ ફાળરે; મા.
ક્રદમ કુંવરિ પોતિ નિકટ, મધ્ય ચોક ચુવાળરે. મા. ૪૭
પંથિક મળ્યા બે મારગે, દિઠિ માનિ છાપરે; મા.
કહયું પળો પારા લગે, છે બૌચર આપો આપરે. મા. ૪૮
માતના માંનસરોવરે, મન ક્રમ વચને નાયરે; મા.
બહુચરમા કૃપા કરે, પોચે મન આશાયરે મા, ૪૯
વાધ્યા પંથિક પુઠે વધિ, ગઈ પંથિનિ સારરે; મા.
જાય અર્થજો ચાંહાં સધિ, તો એજ દ્વારિકાંનાથરે. મા. ૫૦
વાધ્યા પંથિક પોતે વધિ, ગૈ માંનસરોવર પાસરે; મા.
રહેજો બાંધિ બધિ, લહે ન કોં પોચે આશરે. મો. ૫૧
તે જણ્યથિ ટપ ઉતરિ તજ્યાં વસ્ત્ર તતકાળરે; મા.
નાવા મન દ્રષ્ટિ કરિ, મન વિચારે બાળરે. મા. ૫૨
મન સંગાથે આ ઘાડ, દાખુ દિલથિ દાયરે; મા.
તુને સાચિ કેહે સઉ માવડિ, આ અશ્વનિ અશ્વજ થાયરે. મા. ૫૩
બહુચરિ હોય જો અહીં ખરિ, તો નહિ અન્ય આરાધુ માયરે; મા.
ઘોડિ જલ માંહે ધરિ, પારખુ જોવા જાયરે. મા. ૫૪
અશ્વનિ અબ્યનિ માંહાં, આલોટિ છે ત્યાંય રે; મા.
ઘોડિનો ઘોડો ત્યાંહાં, વલિ કુતરિ નાહિ તે માંયરે, મા. ૫૫
થયો કુતરિનો કુતરો જહી, મન બ્રાંતિ પાંમિ નાશરે; મા.
પિઠ પ્રગટ દિઠિ તહી, પોહોતિ મનનિ આશરે. મા. ૫૬
ગૈ નાઇ નિરમાં ધરિ પાવલો, પામિ મનોરથ આપરે; મા.
નારિનો થયો નાવલો, તે બૌચરનો પરતાપરે. મા. ૫૭
પુર્ષારથ પુરણુ મળ્યો, કૃપા કરિ મહંમાયરે; મા.
માનસરોવર નાહિ વલ્યો, વસ્ત્ર સજીને કાયરે મા. ૫૮

પછે આવિ ગોખે કળ્યાં, કરિ ધ્યાંન જપીયુ નામરે;
બહુચર બાઇ તેને મળ્યાં, માહા તેજનું ધાંમરે. મા. ૫૯
કહે જેજે સ્વરૂપ તે તણુ, શિષ ચરણે રાખ્યુ ઘણી વારરે; મા.
મા લઘુ રૂપ પરાક્રમ ઘણું, કોન પામે પારરે. મા. ૬૦
આજ્ઞા લઇ ત્યાંથિ વળ્યો, થયો અશ્વ અસવારરે; મા
આવિને મંદિર મળ્યો, ભેટો સૌ પરીવારરે. મા. ૬૧
મુક્તા વધાવે માવડી, હરખ્યાં સજન સઉ સાથરે; મા.
પીતા આપે ગ્રથ ગાવડિ, બ્રાહ્મણ ભાટને હાથરે. મા ૬૨
માત તાત કહે રિત્યથિ, જાવુ સંગ લેઇ સાથરે; મા,
પુજાપો ગ્રહિ પ્રિત્યથિ, જોડિને બે હાથરે. મા. ૬૩
મંદિર આવ્યાં માલતાં, હૈયે હર્ષ ન માયરે; મા.
તાલ મૃદંગ વજાડતાં, ભક્ત ઘણા ગુણ ગાયરે. મા. ૬૪
આનંદ ઓછવથિ ગમ્યાં, બહુચરને દરબારરે; મા.
આદ્યસ્થાંનકે આવિ નમ્યાં, સરવે કો નર નારરે. મા. ૬૫
સ્ત્રિ પુરૂષ સઉ પ્રેમથી, બોલે બહુચર માયરે; મા.
પુજા કિધી બહુ નેમથી, હોમ હવન અતી થાયરે. મા. ૬૬
બ્રંહ્મ ભોજન ખરે ભાવથી, ખરચે ધંન્ય અપારરે; મા.
બૌચર ગુણ ગાતા કથિ, નર નારી સઉ સારરે. મા. ૬૭
ઓવારણાં લે અતિ ઘણા, પાય પડીને જાયરે; મા.
દૈવતમાં કાંઈ નૈ મણા, તે આદ્ય શક્તિ કેવાયરે. મા. ૬૮
નવખંડમાં એનિ નામના, ચાલી તે વિક્ષાતરે; મા.
નિજ જનની કરી કામના, મનવાંછિત દે માતરે. મા. ૬૯
દિલીપતી આવ્યો નરખવા, પ્રતક્ષ પારખુ પ્રૌઢરે; મા.
કુદ્રષ્ટે જાય પર્ખવા, મંદ મતિ અતિ મૈઢરે. મા. ૭૦
માજી કોપ્યાં ક્રોધથી, ઉડયા ભમરા કોડરે; મા.
બહુચર માના વિરોધથી, કાયાએ નિકળ્યા કોડરે. મા. ૭૧
બેગમને વ્યાપી વેદના, ગર્ભ ગળવા સારરે; મા.
ઉદરમાં કરે ખેદના, તેમ ન જાંણું નિરધારરે. મા. ૭૨

પુરપતી પાયે પડી ધરે બૌચરાનું ધ્યાન રે; મા.
આ પ્રતિજ મુજને જડી, મેં મુકયું અભિમાંનરે મા. ૭૩
હવે પ્રાણ તુજ ચરણે ધર્યો, કરજો મુજ કૃપાયરે; મા.
પછે પાયે પડીને પરવરયો, નિજ ધામ ચાલ્યો રાયરે મા. ૭૪
દેવી દિલમાં નિશ્ચે કરી, આવ્યો પોતાને ઘેરરે; મા.
પ્રગટ પિંડછે એ ખરી, કરે સેવકને મેહેરરે. મા. ૭૫
વાંઝીયાને બંધાવે પારણાં, દિયે દ્વાર વસ્તી થાયરે; મા.
બોબડાં બોલે ઉચારણાં, ખોડા ચાલે પાયરે. મા. ૭૬
આંખે દેખે આંધલાં, બેરાં સાંભળે કાનરે; મા.
મરવા પડયાં જે માંદલાં, તે જીવે નિદાંનરે. મા. ૭૭
સેવકનિ પ્રતિ પાળવા, એ મોટી મેહેરબાંનરે; મા.
અતિ અભય પદ આલવા, નહિ કો એહ સમાંનરે. મા. ૭૮
બ્રહ્માં ભુલ્યા ભેદમાં, પાર નવ પામે શીવરાય; મા.
વિષ્ણુ વિમાસણ વેદમાં, નારદ નાચે ગુણ ગાયરે. મા. ૭૯
ક્રોડ તેત્રિસે દેવતા, ભુલા ભમે ભુપાળરે; મા.
ઇંદ્રાદિક તે સેવતા, યક્ષ કિન્નર દીગપાળરે. મા. ૮૦
ઉત્પતી કીધી આઇની, જાણે જે નીજ જંનરે; મા.
બહુચરના ગુણ ગાઇને, માને સહુનું મંનરે. મા. ૮૧
ગરબો ગાયને સાંભરે, તેની માજી પુરે આશરે; મા.
બહુચર મા સફળે ફળે, પામે વૈકુંઠ વાસરે. મા. ૮૨
કરજોડી કહુ કરગરી, લાગુ તમારે પાયરે; મા.
સાહ્ય કરો સલખનપુરી, તું મારે મોટી સાહ્યરે. મા. ૮૩
બુધ્ય આપે તું બૌચરી, મુઢ કવીતા થાયરે; મા.
તુજ પ્રતાપે કહુ ઉચરિ, દુર મત્ય સગળી જાયરે. મા. ૮૪
કરૂણા નિધિ કરૂણા કલિ, માજી સુણજો વાતરે; મા.
લાગુ પાગ્ય લળી લળી, તુંછુ માતને તાતરે. મા. ૮૫
બહુચર મા કૃપાવતિ, સાર્યાં સેવકનાં કામરે; મા.
વલ્લભ જન કરે વિનતિ, નવખંડ ચાલ્યું નામરે. મા. ૮૬

# અથ શિરોમણિનો ગરબો પ્રારંભ.

શ્રી સનખલપુર સકળ શીરોમણી રે, સરવ સંસાર તણું જે સાર;
જ્યાંહાં વસે બહુચર ત્રિભોવન ધણી રે, આઇજી નોધારાં આધાર. ૧
અકળ કળા ન કળાએ કો થકી રે, ઇશ્વરી અગમ અભેદ અછેદ;
માહાત્મ માર્કંડ કહે મોહોં થકી રે, વીધ વીધ વાંણી વખાંણે વેદ. ૨
કરૂણા કર કહાવ્યાં કળીકારમા રે, કરવા કોટિ કોટિ ઉપકાર;
ભગવતી બેઠાં ભડ ચુંવાળમાં રે, ભરવા ભકત તણા ભંડાર. ૩
નજર કરી નીરખો નારાયણી રે, ન ગણું નાનું કિધું નાક;
સહસ્ર એક સ્વર્ગ થકી શોભા ઘણી રે, ત્રિપુરે તતક્ષણ તાકો તાક. ૪
ગુણ નિધી ગંભીર ગાજો મા ગોખમા રે, સહુ સેવકની કરવા સાહ્ય;
નીજ જન નિત્ય પ્રતિ રાખો માશોખમાં રે, સરણ ગયા તે ઉતર્યા પાર. ૫
પ્રત્યક્ષ પારો પૃથ્વીમાં ખરો રે, પુરુષ પ્રેમદા પુરણ આશ;
સાચે મન જે જન સેવા કરો રે, અવીચલ આપે મા ધન્ય ધરવાસ. ૬
બરદે બિરાજે બળવંત બહુચરી રે, બહુ બધ્યવંતી મા બળે વેષ;
હરિહર વિધીવર જો જશ ઉચરી રે, સેવે સદાએ સુરપતી શેષ. ૭
માહાત્મ મોટું મહી મધ્ય માતનું રે, માનવ માનો મુકી મેલ;
જીવન મુક્તિ કરે જન જાતનું રે, પંચ પદારથ પામે પેહેલ. ૮
સુરપુર નરપુરનાગ પુરે નહી રે, નિશ દિન નિત્ય નિત્ય નવલા રંગ;
અડસઠ તિરથથી અદકું અહી રે, આળે અવિલોકિક અમંગ. ૯
જે ફળ જાચે જન જઇ કાશીએ, ગયા ગદાધર પડસે પાય;
તે ફળ પારા પાસ નિવાસીએ રે, બરદે આપે મા બહુચર માય. ૧૦
જે ફળ માધવટો કરે પ્રાગમાં ને, વેણી વણારસ વેગે નાહાય;
નાતાં વાવ્યકુંડ અનુરાગમાં રે, તે ફળ દે દેવી દાતાય. ૧૧
કાવડ વૈજનાથને અર્પતાં રે, કંકણ જઈ પેરે કેદાર;
તે ફળ ચૈતર ત્રિપુરે તર્પતાં રે, ભગવતી બ્રાહ્મણનો અવતાર. ૧૨
જે ફળ હોય યક્ષ યાગે કરે રે, જપ તપ વ્રત કરે ફળ થાય;
તે ફળ પામે ફરતાં ચાચરે રે, જો નિરમળ મન ગરબો ગાય. ૧૩

જન થઇ જુગ જીત્યો જક્ષ ગાઈને રે, જે જનુનીને આવી પેટ;
આ અવતાર ન ઓળખ્યાં આઇને રે, જીવવું જાણે દૈવની વેઠ. ૧૪
ગોખને જોખમાં જે શોભે ઘડી રે, માનસરોવર કરશો મરંજન;
વરણવ શો પ્રીતે પાયે પડી રે, બહુચરમા દેશે દરશન. ૧૫
માજીએ માહાપાપી પાવન કર્યા રે, પ્રગટ થઈ નવ લેતાં પુન્ય;
ભગવત થતાં ભવ ભાગ્ય ભલા ભર્યા રે, નવેનિશ્ચે આપી નવરહી નુન્ય. ૧૬
સેવે સદાએ માહા સુખ પામીયે રે, સમરથ સલખનપુરની રાય;
દાસ થતાં દુખ દોહલાં વામીયે રે, ભજતાં ભવની ભાવટ જાય. ૧૭
પર ઉપગાર કરે પરમેશ્વરી રે, મહિતળ માત રાંખજે માંય;
વાત તો વિશ્વ વીશે વિશ્વેશ્વરી રે, વલ્લભ વાડવનો વિશ્રામ. ૧૮



## કંકોતરી ગરબી ઘોળ.

સ્વસ્તશ્રી લંકા સોહામણી એ રાગ.

શ્રીજી ગામ સમસ્ત સોહામણું, શુભસ્થાને સલખનપુર ગામ.
બહુચર વહેલાં આવજો.
પુજ્યારાધે દેવરૂશી ઘણું, સર્વ ઉપમાલાયક ધાંમ. બહુ ૧
રાજેબાળા ત્રીપુરા ગોખમાં, દાસ અરજ સાંભળજો આઇ બહુ.
આપે સદા આનંદીત શોખમાં, મોહોટાં મેહેરાંમણ મહંમાઈ બહુ ૨
આવ્યે જનની જવારા વાવીશું, પછે મંડપના આરંભ. બહુ.
પહેલાં મધ્યે માને પધરાવીશું, રોપી કેળ સોપારી સ્થંભ. બહુ. ૩
લાવી અંગ ઉમંગ અતી ઘણો, મેં તો લખી કંકોતરી આજ. બહુ.
સાથે અલબેલી અંબાને લાવજે, મોહોટી મહારાજાધીરાજ. બહુ. ૪
પહેલા ગણપતિ ગુણનિધી લેઇને, સંગ સહીત કુટુંબ પરિવાર. બહુ.
સદાશીવને સીવાસીખ દેઇને, ભોળોનાથ ભરે ભંડાર. બહુ. ૫
સર્વે દેવ રૂષીને કહાવજો, આવે વચન તમારા માંહી બહુ.
અરજ સુણી ઉતાવળા આવજો, મારે અટક્યું રહ્યું ઘણું આંહી. બહુ. ૬
માજી ભારે ભગત ઘણા તાહરે, ભોળી ભોળાવાશો નહીં કાંહી બહુ.
: માહા ઉત્શવ ધાર્યો છે માહ રે, તમ વડેથી શોભા છે જ્યાંહી. બહુ. ૭

માડી તમથી વાહાલુ માહારે કોઈ નથી, મોટા આશરો દીનદયાળ. બહુ.
માહારે ઘરડામાંઘરડું કહુ કથી, આવી કરીએ છોરૂની સંભાળ. બહુ. ૮
બીજાં સર્વે તે ખાવાને ગાવાનાં, તમ વિના કોણ સંભારશે કુણ. બહુ.
કુડુ પડેતો રીસાઈ જાવાનાં, આવી ગુણનિધી કરજો ગુંણ. બહુ. ૯
જ્યારે ઓરડામાં આવી બેસો તમો, સૌ કરતું આવે પ્રણાંમ. બહુ.
ઘણી ગરબડમાં ભુલીએ અમો, ત્યારે કાંણ બતાવે કાંમ. બહુ. ૧૦
જરૂર પ્રેમ આણીને પધારજો, ત્યારે ગણપતી બેસસે પાટ. બહુ.
માજી જશ વિવાહનો વધારજો, લાવી સાજન સિદ્ધી આઠ. બહુ. ૧૧
દિન લગન તણો માહામાસમાં, શુદ્ધ પાંચમને રવીવાર. બહુ.
હંસવાહની હરખ ઉલ્હાસમાં, આવો નોધારાં આધાર. બહુ. ૧૨
ઘણું શું લખુ ગુણવંત છો તમો, થોડેથી ઘણું માનજો માત. બહુ.
કાલાં ઘેલાં છોરૂ તમારાં હમો, એવું જકત જાણે વિક્ષાત. બહુ. ૧૩
પહેલી ગણપતી અંબે કંકોતરી, જે કો શિખે શુણે ને ગાય. બહુ.
તેનો વિવાહ સરવ સફળ કરી, અતી આનંદ ઉત્સવ થાય. બહુ. ૧૪
નિજ છોરૂનો વિવાહ શુધારજો, એમ કહે છે ચકુરામદાસ. બહુ.
વરકન્યાનો વંશ વધારજો, માના ચર્ણ શેવે શુખ રાસ. બહુ ૧૫

## જોટો.

વાંચી લગન કંકોતરી પ્રેમશું, થયાં રથ કુરકુટ અસવાર
બહુચરમા પધારીયાં.
સાથે ગણપતી અંબે બેનશું, સંગે નવગ્રહ સુરશ્રુતી ચાર, બહુ. ૧
શુણી રથના ઘુઘરા ઘમ ઘમતા, ઊઠી ધાઇ આવી જોઉં બહાર બહુ.
થયાં દરશણ સૌ ચરણે નમ્યાં, ભલે આવ્યાં નોધારાં આધાર. બહુ. ૨
માજી રથ કુરકુટથી ઉતરી, આવ્યાં મંડપ દીનદયાળ. બહુ.
લાવ્યાં સાજન રિદ્ધસિદ્ધ નોતરી, માથે સૌની લીધી સંભાળ. બહુ. ૩
કર જોડીને બહુ વિનતી કરી, જોઇ મા માસીની જોડ. બહુ.
છોરૂ છાતી રાખ્યાં કર શિર ધરી, સર્વ પોગ્યા મનના કોડ. બહુ. ૪
સર્વે જક્ત રહયું છે જોઇને, રાજે જગમગ જ્યોતી અપાર. બહુ.

જે જે અંબે કહે મન મોહીને, કંકુ પગલે પધાર્યાં સાર. બહુ. ૫
આઇને ઓરામાં આસન આપીયું, કૃપા કરી બીરાજ્યાં આપ. બહુ.
દીનદાસનાં દારીદ્ર કાપીયાં, દીધી આશીશ કીધો પ્રતાપ બહુ. ૬
બોલ્યાં શ્રીમુખથી બાઈ બહુચરી, મન રાખે મારો વિશ્વાસ. બહુ.
કરો ઉત્સવ આનંદ ઉર ધરી, માને મહારૂં ચરીત્ર વિલાસ. બહુ. ૭
હું તો બીરાજુ મંદીર તાહ રે, કરૂં માનવાંચ્છિત સર્વે કાજ. બહુ.
ભગત માન વધારવું માહરે, જોઈ દુરીજન બળશે દાઝ. બહુ. ૮
માની આશીશ શિશ ચઢાવીને, બહુ મંગળ ગાય છે નાર. બહુ.
ભેરી પંચ શબ્દ વજડાવીને, ગાજે ગરગડે નોબત સાર. બહુ. ૯
આણી અંગ ઉમંગ અતી ઘણો, ગુણ ચકુરામદાસ. બહુ.
ગાય શિખે ઉત્સવ વિવાહ તણો, પુરે ગણપતી અંબે આશ. બહુ. ૧૦

---

## ઊત્પતિનો ગરબો

ઓધવજી છે અળગી રે એ રાગ.

બાળા બહુચર બાઇ રે, સલખનપુર રાજે;
શેવક સુખ કરવા રે, ગોખે ચઢી ગાજે. ૧
સુધા સિંધુ વિલાસી રે, ઘોળાઘડ ધરીયાં;
ભંડાસુર વિનાસી રે, આવી ચુવાળે વરીયાં. ૨
ગુહ્ય પ્રગટ થાવા રે, આપે ઇચ્છિા રે થઇ;
પશુ ચારે પીડારીયાં રે, વસ્યાં તેના ઘટ માંહી. ૩
બાળક સૌ મળીયા રે, માટીનો ગોખ ઘડી;
ખાખડા તળે સ્થાપીયાં રે, ઊભા સરવે પાય પડી ૪
કુલડી કુર બાફી રે, માનુ નૈવેદ કર્યું;
સાંમા બેસી ગોવાળા રે, બાળાનું ધ્યાન ધર્યું. ૫
એક મહીશ લાવીને રે, એળે લાકડી મારી;
માથુ ભુમી પડીયું રે, રહ્યા વિચારી. ૬
અસુર ફોજ લેઈ રે, ઓચિંતો આવી ચઢયો;
બાળક સૌ બિન્યા રે, મુવેલો મહિશ પડયો. ૭

પાદશાહ પુછવા લાગ્યોરે, કોને કાંઇ શસ્ત્ર નથી;
મહિશ કેમ કરી માર્યોરે, કહો મુને સર્વ કથી. ૮
શિષ્યુ સાચુ બોલ્યારે, બાળા બહુચર નામ;
સહેજે સોટી મારીરે, થયું અદભુત કામ. ૯
અસુરે નવ માન્યુંરે, મુને પારખુ પાડો;
માની થાળ કરીનેરે, સૈન્યને જમાડો: ૧૦
બાળક સૌ બોલ્યારે, એતો સાચી વાણી;
પ્રસાદ જમાડયોરે, હય ગજને પ્રાણી; ૧૧
ખોબા ભરી આપ્યોરે, કુલડીથી કાઢી;
કુલડી કૂરે પળમાં રે, સૈન્ય સર્વ જમાડી: ૧૨
પાદશાહ ગયો જેવારે, કુલડી ટોકે ભરી;
આઇ પ્રત્યક્ષ પારેરે જાગતી જોત્ય ખરી: ૧૩
માનતા કરી ચાલ્યોરે જકત જીતી આવ્યો;
રૂડા શંધ કાઢીનેરે સલખનપુર લાવ્યો. ૧૪
પુજા ભેટ કરીનેરે, બેઠા છે નીરાંતે;
માતા કેરો મરઘોડો રે, ભક્ષ કર્યો ખાંતે. ૧૫
સૌ કૂકડા બોલ્યારે, પાછલી રાત્ય રહી:
પેટ ચીરી નીકળીયોરે બહુચરી તુરે કહી. ૧૬
બહુ ભમરા ઊરાડયારે, નાઠુ સર્વે જીવ લઈ;
અસુર મરી અવતાર્યોરે, બ્રહ્મ ભાટ કુળ જઇ. ૧૭
તેર વર્ષનો બોબડોરે, માને મંડપ આવી;
કરી એકવીસ લાંઘણોરે, માને તો મન ભાવી. ૧૮
કવી કુબેર કરીયોરે, તેતો જસ સૌ જાણે;
પછે તેજ પ્રકાશ્યુરે પૃથ્વી પ્રમાણે. ૧૯
એક નગર અનોપતિરે, તીનાં રાજા રાણી;
તીને પુત્ર ન એટલેરે રૂશાએ વાર્તા જાણી. ૨૦
ચરૂ મંત્રીને આપ્યોરે, તીને ત્યાં ગર્ભ રહ્યો;
દશ માસે સૂતા થઇરે, તીને તો પુત્ર કહ્યો, ૨૧

સર્વ વસ્ત્ર આભુશણુરે, પુરૂપનાં રાજે;
જ્યારે સમજણ આવીરે. ત્યારે મનમાં લાજે. ૨૨
જ્યારે કન્યા આવશેરે, ત્યારે હું શુરે કરૂ;
દાઢી મુછ નહીં આવેરે, ત્યારે પેટ નાંખી મરૂ. ૨૩
તીનો આગળ થકીરે, કાંઇ ઉપાય કરૂ;
ગોમતી ઝંપલાવુરે, કરવત જઈ કાશી ધરૂ, ૨૪
મધ્ય રાત્ર નિકળીરે, એકલી ઘોડે ચઢી;
ચોક ચુંવાળ આવીરે, સુણી વાત તેજ તણી. ૨૫
માનસરોવર માનેરે, સાચે મને જે નહાય;
તેતો બ્યંઢળ હોયેરે, તુરત પુરૂપ થયો. ૨૬
એવું જાણી પ્રસંન્ન થઇરે, ઘોડી જળમાં રાખી;
માયે ઘોડો કીધોરે, કે પુરાણે સાખી ૨૭
પછે આપે નાહાયોરે, તે ઘડિ પુરૂપ થયો;
માનો પરચો દેખીરે, મંન પ્રસંન્ન થયો. ૨૮
ત્યાંથી પાછો વળીયોરે, આવ્યો છે તે ઘરભણી;
માના શંગ કાઢીનેરે, હૈયામાં હાંસ ઘણી. ૨૯
સલખનપુર આવી રે, હોમ બ્રંહ્મ ભોજન કરી;
પ્રગટ પારાનો રે બધે યશ રહ્યો છે ભરી. ૩૦
કળીયુગનાં માનવી રે, ઉપર દયા આણી;
માનાજી ગાયકવાડ રે, જનુનીને જાણી ૩૧
ગુજરાતનો સુબો રે, વીરક્ષેત્રનોરે ધણી;
રાજ્ય સૌથી સિરોમણી રે, કૃપા થઈ બાળા તણી. ૩૨
દશ દ્વારનું દેવળ રે, એમણે કરાવ્યું સહી;
પુજા થાળ નૈવેદનાં રે, વરશામન આપ્યાં અહીં. ૩૩
જાગતી જોત્ય યુગમાં રે, ત્રૈલોકમાં જાણ થઇ,
જે કોઇ શરણે આવે રે, આશા તેની પુરી થઇ. ૩૪
એવું મનમાં જાણો રે, સાચે સેવા કરશે;
માની કૃપાએ રે, કારજ તેનાં સૌ સરશે. ૩૫

ઉત્પતીનો ગરબો રે, ગાશે જે પ્રેમ કરી;
બહુચરની કૃપાએ રે, જાશે ભવ સિંધુતરી. ૩૬
યદુરામ દાસને રે, બહુચર પ્રસન્ન થયાં,
અવીચલ પદ આપીયું રે, દુખ સરવે દૂર ગયાં. ૩૭

## જોડો

સાંભળજો અરજી રે, સલખનપુરવાળી;
છો દયાનો દરીયો રે, બેહુચર બીરદાળી. ૧
જુઓ મહેરની નજરે રે, મુત્યુ લોક ભણી;
વ્યાપ્યો છે કળીયુગ રે, વલે શી વિશ્વ તણી. ૨
લાગ્યો ઘટવા ધર્મજ રે, અધર્મનો ઉદય થયો;
અસત્યનું આચર્ણ રે, સત્યનો ચર્ણ ગયો. ૩
મુકી પોતાની વિદ્યા રે, પુસ્તક પરનાં ભણે;
ઉદરને અરથે રે, શુભા શુભ નવ ગણે. ૪
વિપ્ર સંધ્યા રહીતજ રે, વેદની વાત કશી;
કરે શુદ્રની સેવારે, આચરે કરમ કશી. ૫
વિશ્વાસને સંપજરે લોકમાં રહ્યો નહીં;
જુઠ ઝાઝી વાધીરે, કૃતી સૌ કુડી થઈ. ૬
અવની ઉપરથીરે, યગ્નને યાગ ગયા;
હાવાં તો માજીરે, દીલમાં લાયો દયા. ૭
જેમ અસુરને ધારીરે, દેવની રક્ષા કરી,
તેમ કળી અટકાવીરે, સત્ય વરતાવો ફરી. ૮
વિત્તી ગીરીધરનીરે, મનમાં ધારીને;
કરો ધર્મનું રક્ષણરે, પોતે પધારીને. ૯

## જોટો રાગ ઉપરનો

જુવો જગતના સામુંરે, જનુની જશ લેવા;
કરી ધર્મનું રક્ષણરે, દંડ કળી દેવા. ૧
આવોને અંબારે, બાળા બરદાળી;

ત્રીપુરાને તુળજારે, સામાં મહાકાળી. ૨
લક્ષ્મીને લલીતારે, ભવાની ભુવનેશ્વરી;
હીંગળાજને હરશદરે, વરાહી વાઘેશ્વરી. ૩
બ્રંહ્મ પુત્રી બ્રાંહીરે, ભગવતી બ્રંહ્માંણી;
સાવત્રી અને બગલારે, રાંધલ રૂદ્રાણી. ૪
ચંડી ચામુંડારે અનસુયા અષ્ટભુજા;
નંદા આનંદારે, નારાયણી નવ દુર્ગા. ૫
કૌમારી કાત્યાયનીરે, પીતાંબર પરમેશ્વરી;
આદ્યા અન્નપુર્ણારે, વીજયા વીશ્વેશ્વરી. ૬
સિદ્ધિદા ચંદ્ર ઘંટારે, ઉમયા આસાપુરી;
આઇ આવી નીવારેરે, કતી બકીની આરાસુરી. ૭
સુખ પાંમે સૌ જનરે, ધર્મમાં ચિત્ત ઠરે;
ભાવે ભકતી તમારીરે, ભુતલ સર્વ કરે. ૮
એ અરજી માહારીરે, અવલોકન કરજો;
વિનતી ગિરિધરનીરે, માજી ઉર ધરજો. ૯

## નહિ આપુ હો નંદનાલાલરે મહીડાં હમારાંરે-એ રાગ

અદભુત આરસુર ધામરે, અંબિકા દેવીરે;
વસીયાં સલખનપુર ગામ, બહુચરાબાઇરે. ૧
ઉભય માત હું અનાથ તણાંનાથરે, વાત શ્રવણ કરજોરે,
મુજ કાવ્યનો બનાવ, ભકતી ભાવ સકળ દોશ હરજોરે. ૨
વલ્લભભટની વાણી વેદ તુલ્યરે, અમુલ્ય ચતુરામરે:
તે સામાન્ય ગણી કરો અંગીકાર, સિદ્ધ થાય કામરે. ૩
વાધે ભકિતના બીજનું વૃક્ષરે, મુકિતફળ લાગેરે;
તમ ગુણ ગાઈ ગિરિધરલાલ, એ ફળ માગેરે. ૪

## રાગ ઉપરનો

(અંબીકાના સ્થાનકનો ગરબો)

ઘણું ઓપે આરાસુર રાયરે, અંબિકા દેવીરે;

જેનાં વેદ પુરાણે જશ ગાય, સુરમુની શેવીરે. ૧
માજી બિરાજે સરસ્વતી તિરરે, પશ્ચિમ દ્વારરે;
દક્ષિણ વામ ગણપતી બટુકવિર, ભૈરવ સારરે. ૨
સોહે મંડપ ઉપર ત્રીશુલરે, બીંદુ ત્રીકુણરે;
શિખર ગાગરચ્યાર અમુલ્ય જુગતીશું જોતેરે. ૩
મહાદેવ કોટેશ્વર ધામરે, અદભુત ડેરૂરે;
જીને કીધું સર્વે સફળ કામ, દેવતા કેરૂંરે ૪
નિજ કુંભ કુંભોરાણો નામરે, કરીને સ્થાપ્યોરે;
તેણે વાસ્યું કુંભારિયું ગામ, શુભ વર આપ્યોરે. ૫
તેમાં વસે વિમળશા વૈશરે, માનો પ્રતાપરે;
પામ્યો અગણીત દ્રવ્ય સુજાણ, જુગમાં છાપરે. ૬
વચન ચુકયો ડેહેરાં કર્યાં છારરે, ઉગર્યાં પાંચરે;
જીને અંબે તણો આધાર, આવે નહીં આંચરે. ૭
એક ગાયો તણો ગોવાળરે, ગાયો ચરાવેરે;
તેમાં અંબેની ધેન પ્રતીપાળ, કામધેનું આવેરે. ૮
કરે ધનગર મન વિચારરે, આ કોની ગાયરે;
તેની ચરાઇ ન પામું લગાર, મફત ચરી જાયરે. ૯
એક દીન ગૌ ઝાલી વાટરે, ગહવર ગોખેરે;
માજી બેઠાં હિંડોળાખાટ, સહૈવ શોખેરે. ૧૦
અંગે આભુષણ રાજે અપારરે, સોના ચુડો ઝળકેરે;
કોટે હાર મણી માળ હીરાલાલ, બહુ ચુનીઓ ચળકેરે. ૧૧
માને કરજોડીને ગોપરે, મફત ગાય ચારૂરે;
તમો કર્મિછો મોટા લોક, પેટ ભરો માહારૂરે. ૧૨
એવું સુણીને ભગવતિ ભુપરે, પ્રેમે કરીનેરે;
અકળ રૂપ જવ અનુપ આપ્યાં ગુપ્ત, સુવર્ણ સુપ ભરીનેરે. ૧૩
લેઈ આવ્યો ગવ્હરગફા બહારરે, દેખી જવ અન્નરે;
ત્યાં નાખીને મુર્ખ ગુમાર, ગયો વીમંનરે. ૧૪
આવી સ્ત્રી આગળ કહે પેરર, લક્ષ્મી સમ બાઈરે;

આજ ગયો તો હું એમને ઘેર, ગાય પુઠે ધાઈરે. ૧૫
મણી માણેકનો નહીં પારરે, આપ્યા મુનેરે;
રીસ કરી નાખી આવ્યો બહાર, શું કહું તુનેરે. ૧૬
કહે સ્ત્રી તમો પશુ કેકરે, શિખ શી દીજેરે;
કોઈ આશિકા દે મ્હોટા લોક, શિશ ધરી લીજેરે ૧૭
એમ કહીને જોયું તતકાળરે, કામળને છેડેરે;
દીઠા સુવ્રણ જવ બે રસાળ, સર્વ સિદ્ધિને કેરે. ૧૮
જવ રોપ્યા ગોબરમાં તર્તરે, કરી ઉપવાસરે;
શુભ નવરાત્રી કીધાં વર્ત, માયે પુરી આશરે. ૧૯
માગ્ય માગ્ય કહે મહંમાયરે, પ્રગટયાં આપરે;
તેંતો ચારી છે માહારી ગાય, જોને પ્રતાપરે. ૨૦
કહે કરજોડી નરનારરે, એ વર આપોરે,
તમ જેવી થાયે કુમાર, જુગ જસ સ્થાપોરે. ૨૧
કહે માજી અહીંથી અલોપરે, બેહુ જણ થાશોરે;
ત્યાં નંદ જસોમતી ગોપ, ગોકુલ વાસોરે. ૨૨
આપ્યા જવ બે જગતનું બીજરે, કણ બળીરામરે;
જોઈ સર્વ પામે શરીજ અવીચળ નામરે. ૨૩
હું આવ્યો તમારે ઘેરરે, થઇને કુમારરે;
કરો ભકતની ઉપર મહેર, દુષ્ટનો સંહારરે. ૨૪
એમ કહીને થયાં અલોપરે, આવીયાં જેમરે;
થયાં ધનગર ગોપી ગોપ, માયે કહ્યું તેમરે; ૨૫
કહાડી સંગ સહુ ગોપ વીરરે, આરાસુર આવ્યારે;
જ્યાં કોટેશ્વર સરસ્વતિ તીર, કૃષ્ણને લાવ્યાંરે. ૨૬
માને પાયે લગાડયું બાળરે, માનતા કીધીરે;
પારે ચાચરે ઉતાર્યાં વાળ, આશિકા લીધીરે ૨૭
ઉમર કીધા છે ચાંલ્લા સાતરે, જસોમતી માયેરે;
જુગ જુગમાં પ્રસિદ્ધ એ વાત, ભાગવત ગાયરે. ૨૮
એવા પરચા પ્રગટ પ્રતાપરે, જગ સૌ જાણેરે;

માની જુગ સચરાચર છાપ, વેદ વખાણેરે. ૨૯
ગુજરાતના દિવાન નાગર નાતરે, શંગ શ્રાવણમાં આવેરે;
ભાત ભાતના મેવા પકવાન, ભેટ સારૂ લાવે રે. ૩૦
પોહોચ્યા દાંતે રાંણાનું ગામરે, ડુંગરે ચઢીયારે;
વટ છાયા દેખી દેવી ધામ, દંડવત પડીયારે. ૩૧
કહે જય જય ઉદો અંબે આઇરે, ચાચરે જા તારે;
કરે ગાન તાન માન માત ધ્યાન ઉમંગ અંગ રંગ મા તારે. ૩૨
હવન હોમ બ્રંહ્મભોજ પુજાપાઠ દાન દક્ષિણા દીધીરે:
અંબે આઇ આગે ભવાઇ તે સવાઇ ગુણ ગાઇને કીધીરે. ૩૩
એવો સંવત્સર પ્રતી નેમરે, કરી જાત્રાયરે,
જેવો અંબે ચરણપર પ્રેમ, ફળ તેવું થાયરે. ૩૪
શોભા નિરખી ચહૂરામદાસરે, આનંદ થાયરે;
ગાય ગરબા તેનાં પુરે કામ, અંબે માયરે. ૩૫

## રાગ ઉપરનો

ભલે આવીયો ચૈત્ર માસરે, દરશને જઇએરે;
ત્યાં બહુચર બાઇનો ગોખ, સદ્ય ફળ લઇએરે. ૧
બહુ ગુણ ભરી બાળા ધામરે, શરણે રહીયેરે;
શુભ ગાંમ સલખનપુર ધામ, સદ્ય ફળ કહીએરે. ૨
માજી પુરૂપ પીહર કહેવાયરે, દીન બહુ આવેરે;
તેનાં મનવાંચીત ફળ થાય, જીને જેવો ભાવરે ૩
કળીયુગના પાખંડી લોકરે, દસદી સીધાવેરે;
લાભ મુક્તી દેખાડે ફોક, મુડી ગમાવેરે. ૪
જેછે ભગ્તી મુક્તીનું રૂપરે, તે નવ જાણેરે;
છે અભેદ ભવ અછેદ વદે વેદ, કહી દુર્ગા વખાણેરે, ૫
અકલ વાત ઓપે ગાત જુગમાત, નવ રાત્રમાં ખેલેરે;
આવે સંઘ મન ઉમંગ, ભર્યા રંગ નર નારીયો બોલેરે. ૬
મૃગ વાહન કરી બહુ રૂપરે, આવે સહુ સાંમીરે;

દીઠું દેવલ સલખનપુરી ભુપ, વેદના વામીરે ૭
જ્યાંથી દેખે દેવી દરબાગ્રે, વાહન ત્યાગેરે;
ગુણ ગાએ તાલ વાહે આનંદ થાય, અતી ઉર અનુરાગરે. ૮
આવી ચાચર કીધો પ્રણામરે, પ્રેમ ધરીનેરે;
ન્યાળી ગોખ ગુણવંતનો ધામ, ભેટ કરીનેરે. ૯
માને મુસ્તક નામે પાગરે, આશિકા કીધીરે;
જોઈ પોત પોતાની જાગ, સર્વ શુદ્ધિ લીધીરે. ૧૦
માના લાલ બાળ ખ્યાલ કરે પાળેરે, ચોક ચુંવાળેરે;
ગાયે ગાનતાન માન કીધાં સ્નાન, જઈ માનસરોવર પાળેરે. ૧૧
પ્રાત ચૌદશ હોમ હવનરે, દાન દક્ષણાયરે;
નીત્ય બ્રાહ્મણ તણાં ભોજન, દીન પ્રતિ થાયરે. ૧૨
થઇ પુન્યંમ શોભા અપારરે, મેવા થાળેરે;
પુજા આંગી ચઢે શણગાર, પુષ્પની માળેરે. ૧૩
પંચરાત્ર, કરી જાત્ર પ્રાણી માત્ર નિજ મંદીર આવ્યાંરે;
માની મહેર સદા લહેર રંગભેર રહેવા ભગતમન ભાવ્યાંરે. ૧૪
શોભા નીરખી ચહુરામદાસરે, ભાંમણાં લેછેરે;
મધુ માસની ઉપાસ સુખ રાસ તેની ગરબીયો કહે છે રે. ૧૫

## જોડો.

સુણો અલબેલી અંબે માતરે, અરજ હમારીરે.
દીન જાણી માં કરીયે દયાય, મરજી તમારીરે. સુણો. ૧
હુંતો ગરજ ગુમાનીછું માતરે, કશુએ ન જાણું રે;
જે જે દષ્ટ ગોચર ચીત્ત દરસાયરે, વાતે વખાણું રે સુણો. ૨
જોશો અવગુણ અમારા આપરે, ભવ કેમ તરીએરે;
સર્વ થાય છે શક્તિ પ્રતાપ, કહો કેમ કરીયેરે. સુણો. ૩
જીવીએ છીએ જનુની મહેરરે, માગે તો મરીયેરે;
લાડ પાળી કરશોં લીલા લહેર, ઘેર નવેનિંધ્ય ભરીએરે. સુણો. ૪
તુંતો માત તાત નાત જાત ભ્રાતરે; સર્વેછોં માહારરે;
આણી પ્રિત ધરી ચિત્ત સદા નીત્ય, રાજરીતે ઘણું પાળોરે. સુણો. ૫

જોગ માયા ધાએ‍ા ધાએ‍ા કરો સાહ્ય, તુજ આશરે રહીએરે;
દુષ્ટ માર કષ્ટ ટાળ અરી સંહાર, વારે વારે શું કહીએરે   સુણો. ૬
તુ નીશંક હું તો રંક કર્મ વ્યંક, ઓપી અંક અજુવાળોરે;
કરો દાસ સુખ વિલાસ પુરો આશ, દાસ જાણીને પાળોરે. સુણો ૭
મારી અંબાની લીલા અપારરે, વરણી ન જાયેરે;
તેત્રીશક્રોડ દેવદરબાર, માના ગુણ ગાયેરે.   સુણો. ૮
જે કોઇ ગાયે શિખેને સાંભળે, જગદંબારે;
તેનાં જન્મ મરણ દુઃખ જાય, ભજે માત અંબારે.   સુણો. ૯
ગોખ ધામનો ગુલામ ચદુરામ, નામ ઠાંમ કરી સ્થાપોરે;
પુજુ યંત્ર જપુ મંત્ર શુભ તંત્ર, સદા એ વર આપોરે.   સુણો. ૧૦

## રાગ ઉપરનો

બાળી બહુચરાનો દરબારરે. કલ્પ વ્રક્ષ જેવોરે;
મૈયા આપે પદારથ ચાર, સાચેથી શેવોરે.   બાળી ૧
એને શેવે સદાં સુરીજંનરે, હરી હર દાતારે;
મોટા મુની તપે માહાવંન્ય, નીશ દીન ગાતારે.   બાળી. ૨
આપે બાળા ત્રપુરા નામરે, કાંમ દુરગાયરે;
કીધાં દેવ મુનીનાં કામ, વેદની માયરે.   બાળી. ૩
વસે સલખનપુર ચુંવાળરે, ગોખમાં ગાજેરે;
નિજ ભગ્ત તણાં પ્રતીપાળ, ભવ દુખ ભાજેરે.   બાળી. ૪
અંબા ધર્મ તણી ધજાયરે, સંગ નીત્ય આવેરે;
પારે હોમ હવન બહુ થાય, બ્રંહ્મને ભાવેરે.   બાળી. ૫
ત્યાંતો શિખર સોહામણું ધામરે, દેવલ દીઠું રે;
વાસો વશીએ સદા અષ્ટ જામ, અમૃતપે મીઠુંરે.   બાળી. ૬
ખેલે ચાચરે રૂડા મૃગરે, બહુચરી બોલેરે;
જુવે પારે ઝુલે સર્વ લોક, નાવે કોઇ તોલે રે.   બાળી. ૭
પીઠે અંતરીક્ષ પુજા કરી પ્રેમરે, આંગીઓ ચઢાવેરે.
ખરચે ધન તે રૂડા દીન, જન તનને લડાવેરે.   બાળી. ૮

પોતે માનસરોવર નાહ્યરે, કુંમકુમ ચોળેરે;
મોંઢે છંદ અંબાના ગાય, મુખ તંબોળ રે. બાળી. ૯
રમે ગાન તાનને રંગ રાગરે, આઇ નીત્ય ખેલેરે;
તાહારા ભગત જુવે જક્ત શિર શક્ત રક્ત રંગની રેલેરે. બાળી. ૧૦
વ્યાસ વલ્લભને વશિષ્ટરે, જયમુની શેવેરે;
મારકંડ તણી તું ઇષ્ટ, દેવાધી દેવરે. બાળી. ૧૧
બીજી સચરાચરની સગાઇરે, માત વિના ખોટીરે;
તમે ભુલાં ભમો છો ભાઈ, એ વાત મોટીરે. બાળી. ૧૨
કરજોડી કહે યદુરામરે, બહુચરનો દાસરે;
ગાય ગરબા આંણીને પ્રેમ, પુરે તેની આશરે. બાળી. ૧૩

## જોડો.

આઇ અંબિકાજી આશ છે તીહારી, મુને લ્યોને ઉગારીરે;
માડી મુકશો કદાપિ જો વિસારી, ગતિ શી થાશે માહારીરે. ૧
હો તુતો વિશ્વ તણું મંડાણ, એ પ્રમાણ લેઊ સાચુરે;
તુંથી અન્યથા જણાય નહીં કોઇ, જો ગણાય તો તે કાચુરે, ૨
માડી મુળથી પ્રપંચનું આ જગત છે, આશક્ત તાહારી માયારે;
મોહજાળમાં ભમાયા સૌસમાયા, તુતો છે અજાયા યે; ૩
બારદાળી તું કૃપાળી છુ દયાળી, ભાળી રંક સામુ જોનીરે,
કરી સાહ્ય ગ્રહી બાંહ્ય મારી માય, માહારાં રૂઃખ સર્વ ખોનીરે ૪
સુખ કરણી દુઃખ હરણી, ભવતરણી કૃપા કરણી નજરઠરણીરે;
ધારણ ધરણી રહુ ચરણી ગુણવરણી, તુછે અશરણા શરણીરે. ૫
જગત કારણી સંહારણી છુ, માત ભગત તારણી તુ ઇશ્વરીરે;
ત્રિપુરેશ્વરી યોગેશ્વરી મહેશ્વરી, સદા તુ સર્વેશ્વરીરે ૬
સદ્ય આદ્ય અંત મધ્યમાં તુ તત્વ સર્વ સત્વ તાહારી છાયારે;
મહત્વનુ મહત્વ જે કહાવે, તેતો સકળ તાહારી માયારે. ૭
જય અંબ જગદંબ નાવિલંબ, કરો માડી માહારાણીરે;
દીન જાણી દયા આણી ધરી પાણી, હોં કલ્યાણી લ્યોની તાણીરે- ૮

નીરાધારની આધાર કરો વહાર, માહારી અંબિકાજી માડીરે;
વિના દામનો ગુલામ, છોટમદાસ ગાય ગુણ દાડી દાડીરે ૯

——(૦)——

## શ્રી હીમજાજી માતાના જનમચરીત્રની ગરબી.

( કૃશ્ન જન્મખંડના ગરબાની દેશી )

સમરૂ ગવરીગણપત, પુજુ હીમજાને હેતથીરે;
ગાવુ ગરબી રસાલ, વાણી વિસ્તારૂ વિવેકથીરે. ૧
આવ્યો ભાદ્રપદમાસ, સુદ સસ્ટી રવી દીનેરેઃ
પ્રગટયા હિમાચળ ઘેર, ઢાંકે કોટિ રવી ચંદ્રનેરેરે ૨
તેડાવો રૂપી તતખેવ, જન્મ પત્રીકા કરાવીયેરે;
રૂપી બોલ્યા તતખેવ, નામ હિમજા ધરાવીયેરે. ૩
આદ્ય શકિત તું એક, મુળ મંડાણતાહરૂંરે;
હિમાચળની તનયાય, ચઇતિન પૃથ્વીમાં પરવરૂરે. ૪
હુતા દઇત્ય મહાવિકાળ, દેવતાને રંજાડતારે;
ધર્યું ચોસઠ સ્વરૂપ, દાનવ કાઢવાને કાળકારે. ૫
ધર્યું અંબીકાનું રૂપ, માર્યો મહિષાસુર મલ્લનેરે;.
કિધાં દેવતાનાં કામ, કયુ અમરોની સલ્લનેરે. ૬
વિંધ્યાવાસી સ્વરૂપ, ધર્યું હિમજાએ હેતશુંરે;
લીધાં દાનવોનાં પ્રાણ, તેને વર્ણવુ વિવેકસુરે. ૭
મારી દૈત્ય પામ્યાં સુખ, પછે રમવાને મન ધર્યુંરે;
આવ્યો આશ્વીન માસ, નોરતાંનું સ્થાન કર્યુંરે. ૮
નોરતાંની નવરાત, સર્વે રમવાને સંચરીરે;
ધરી મોહિની સ્વરૂપ, દાનવ દઇત્યને પ્રાજે કરીરે. ૯
સજા સોળ શણગાર, સાડી ચોળી પહેરાં શોભતાંરે;
કંકણ ચુડી જડાવ, બાહે બાજુબંધ ઓપતાંરે. ૧૦
ઈંદુ સરખું વદન, વેણ વાસુકી નાગીણીરે;
કંઠે મુક્તાફળહાર, તેમાં ઝળકે હિરાકણીરે. ૧૧

ચોળી ચરણા રસાળ, કાને ટોટી સોહામણી રે;
અધુર રંગ પ્રવાળ, દાંત જાણે દાડમ કળી રે. ૧૨
તેમાં સોનાની રેખ, તેમાં તેજ તારા તણું રેઃ
મુખે રસનાછે એક સૌલ્ય સુતાને વરણવું રે. ૧૩
શેષ પામે નહી પાર, મુજ મનુષ્યનું શું ગજું રે;
જોવા આવ્યા સૌ દેવ, માતા હીમજાને હું ભજુ રે. ૧૪
ગરબી રમવાને કાજ, હિમજા હરખે શુ ઉઠીઆં રે;
થયો પુષ્પનો વર્ષાત, માજી સર્વેને ત્રુઠીઆ રે. ૧૫
ધર્યાં ચોસઠ સ્વરૂપ, ભક્ત કાજે કૃપા કરી રે;
નોરતાંની નવરાત, સર્વે આવ્યાં ટોળે મળી રે. ૧૬
ગાયે ગીત અપાર, વીષ્ણુ વારંચિને ગમે રે;
ફરે ફુદડી અપાર, કટી કેસરીની સીનમે રે. ૧૭
ચરણે સળકે છે સેપ, વાજે ને પુરને ઘુઘરી રે;
જાણે ગાજે બાર મેઘ, ઓઢી નવરંગ ચુંદડી રે. ૧૮
ફરે ફુદડી અનેક, ભક્ત વચ્છળ ભામની રે;
જાણે અંધારી રાત, તેહેમાં ચમકે છે દામની રે. ૧૯
માનો ગરબો નવરંગ, હીમજાએ હાથે ઘડી રે;
અગર ધુપને દીપ, કંકુ પુષ્પે પુજા કરી રે. ૨૦
વાજે તાલ મ્રદંગ, ભેર ભુંગળને વાંશળી રે;
ગાયે ગાંધ્રવ અપાર, નારદ ઉભા તુંમર ધરી રે. ૨૧
કરે જય જયકાર, માયા મનની પોચી રળી રે;
ઉદો ઉદો મુખે ગાય, મૈયા સર્વે સાથે મળી રે. ૨૨
માના અંગના સણગાર, જોઇ મોહી રહ્યા દેવતા રે;
કવિતાથી ન કેવાય, રૂપી વાલખીલે કહી કથા રે ૨૩
ગાયે ગરબી જે નીત્ય, વળી હમચી હિમજા તણી રે;
માને પુજે દીન પ્રત્ય,તેને પોચે મનની રળી રે. ૨૪
ગરબી જોડીછે સાર, સંવત અઢાર એકાવને રે;
પેહેલો ભદ્રપદ માસ, સુદ છઠને રવી દને રે. ૨૫

અક્ષર કાંનોને માત્ર, તેમાં ખોડ કોઇ કાઢસો રે;
માજી મારો નથી વાંક, તારે પરતાપે ચાલસે રે. ૨૬
વણીક ઝારોલાની નાત, જીરણુ ગઢમાં તેછે છતી રે;
મોહન સુત જેઠો નામ, માને ચરણે રાખો મતી રે. ૨૭

## તિથીઓ

પડવે કહુ પરમેશ્વરી રે, નારાયણીને નમીએ; વહારે આવો વિશ્વેશ્વરી રે,
ભગવતીને ભજી રે.
દાસનાં દળીદ્ર કાપવા રે, નારા, પહેલે પોરે કુંભ સ્થાપવા રે. ભગવ .૧
બિજે તે બાળા બહુચરીરે, નારાયણીને. સખીપ્રત્યે એમ ઉચરીરે.ભગવ.
ખેચર મોકલ્યો રીતશું રે, નારાયણીને. અંબા પધારે પ્રિતશુરે, ભગવ. ૨
ત્રિજે તે તુલજા આવિયાં રે, નારા. સાથે કાળીને લાવિયાં રે, ભગવ.
નવદુરગા ભેળા થઇ રે, નાર. સલખનપુર આવ્યાં સહી રે, ભગવ. ૩
ચોથે ચતુરા ચાચરે રે, નારા. ઊદો ઊદો મુખ ઊચરે રે, ભગવ.
ગરબો ગાયછે ગાનમાં રે, નારા. વાજાં વાગેછે તાનમાં રે, ભગવ. ૪
પાંચમે પંચ સખી મળીરે, નારા. કાંણે ન અકળ કળા કળીરે, ભગવ.
પાનનાં પાત્રછે હાથમાં રે, નારા. ઊભાં જોગણિયોના સાથમાંરે, ભગવ. ૫
છઠે છબીલી છંદમાં રે, નારા. અષ્ટ પ્રહર આનંદમાં રે, ભગવ.
સોળ શણગાર સોહેલિયો રે, નારા. ઓપે ઘણું અલબેલિયો રે, ભગવ. ૬
સાતમે સસ સુર સાધીએ રે, નારા. ત્રિપુરાને આરાધીએ રે, ભગવ.
રંગ રંગીલી શોખમાં રે, નારા. બહુચર બીરાજે ગોખમાં રે, ભગવ. ૭
આઠમે હોમ કરે બહુ રે, નારા. વેદપુરાણ કહે સહુ રે, ભગવ.
વિધિછે ચંડીના પાઠમાં રે, નારા. અવિગત ગત દીન આઠમાં રે,ભગવ.૮
નવમીને દીન કર્યાં પારણાંરે, નારા. ખેચરશું મોકલશું હકારણાંરે,ભગવ.
રસોઇ કરી તે ભલી ભાતશુંરે, નારા. આરોગ્યાં સૌ સાથશુંરે, ભગવ. ૯
દસમે દેવી વધાવિએ રે, નારા. મંડપમાં પધરાવીએ રે, ભગવ.
વિજય કરી વિદા થયાં રે, નારા. ધામ આરસુરમાં ગયાં રે, ભગવ. ૧૦
એકાદશી રૂદ્રને કહી રે, નારા. કથા નવરાત્રિની સહી રે, ભગવ.

સલખનપુર ચુંવાળાછે રે, નારા. માનસરોવર પાળછે રે, ભગવ. ૧૧
બારસે બાળા રૂપ છે રે, નાગ. ભુવનની ભુપ છે રે, ભગવ.
જય મધ જોત બિરાજતી રે, નારા. સદા શેવક શિર છાતીરે, ભગવ. ૧૨
તેરસે તત્વ બીજું નથી રે, નારા. જોગ જોગેન્દ્ર કહે કથી રે, ભગવ.
શંકર સાંભળી ખુશી થયાંરે, નારા. બાળાનું ધ્યાન ધરી રહ્યારે, ભગવ ૧૩
ચૌદસે ચારે વેદમાં રે, બ્રંહ્મા ન જાણે ભેદમાં રે, ભગવ.
તેત્રિસક્રોડ સેવા કરે રે, નારા. રૂશી સકળ ધ્યાન ધરે રે, ભગવ. ૧૪
શરદપુનમ શોભા ઘણી રે, નારા. ચંદ્ર ઉગ્યો પશ્ચિમ ભણી રે, ભગવ.
ચદુરામ બહુચરીનો દાસછેરે, નારા.માના ચર્ણકમળની આશછેરે,ભગવ.૧૫

## મહીના

તજો તમે કેફ કરમ કરવું એ રાગ.

શેવો બાળા ત્રિપુરાને તરવા, કાયાનો જન્મ સફળ કરવા;
શેવો બાળત્રીપુરાને તરતા ટેક.
આસોએ આનંદ ઉર વાધ્યો, એકે મને ઇશ્વરી આરાધો;
મુળ મંત્ર શુદ્ધ થઇ સાધો શેવો. ૧
કારતકે કુરકુટ અસવારી, ઉમા આદ્યે શકત્યો પરવારી;
ધરા થકી દુષ્ટ નાખ્યા મારી શેવો. ૨
માગશીર મન મોટું માનું, સુરમીની કારજ કરવાનું;
ભક્તને નવનીધ ભરવાનું શેવો. ૩
પોસેતો પોખે ઘણો પારો, જ્યાં જોઇએ ત્યાં બ્રંહ્મ ભોજહારો;
અગ્નીકુંડે ગ્રતતણી ધારા શેવો. ૪
માહેતો મહંમાયા રૂપ, સકલ સિંધુ બ્રહ્માણી ભુપ;
સંસાર છે અંધ તણો કુપ શેવો. ૫
ફાગણ ફુલ્યો વસંત રીતે, કુસમતિ શોભા નવ પલ્લવ પ્રિતે;
રમજો બાળી રંગ રાગગીતે શેવો. ૬
ચૈતરે ચિત્ત થકી ન્યાળો, નવખંડ નારાયણી ભાળો;
અવર કાં જુઠી ભરો ફાળો શેવો. ૭

વૈશાખે વૈતરણી તરવું, જાયું તીને આખર છે મરવું:
સાચી વેદ માતનું ધ્યાન ધરવું, શેવો. ૮
જેઠે તો જે જાયે તમને, ઉત્તમ મધ્યમ અધમને;
તે જીતે છે જોરાવર જમને, શેવો. ૯
અશાડે તો અગણીત ગુણ એવા, કહી ન શકે શેષ સહસ્ર જેવા;
કવીતાની કોણ મતી કહેવા, સેવો. ૧૦
શ્રાવણે શિવ સહીત શક્તિ, અકલ રૂપે જોત્યો જય મધતી;
ભાવે ભણે બ્રંહ્માજી ભગતી, શેવો ૧૧
ભાદરવે તો ભેદ ગયો ભાગી, બહુચર છબી નિરખીને મન રાજી;
ગાયત્રી મા ગોખે રહ્યાં ગાઇ, શેવો. ૧૨
યદુરામ કરજોડી કહે છે, અઘ ક્ષેત્ર આનંદપુર રહે છે;
અષ્ટમહર આઇ તણી લેહે છે, શેવો. ૧૩

## જોટો ગરબી

ઓવોરે આવો બહુચર બાળી, નયણાં ઢાળુ નારાયણીન્યાળી ;આવો, ટેક
પ્રેમ ધરી પાવલીએ લાગું, ભવો ભવ ભકિત તો માગું;
જેણે કરી જમનો ભય ભાગું. આવોરે ૧
અવરને તો રંગે નવ રાચુ, શ્રીજીનું તો નામ જાણું સાચું;
માજી આગળ તતથૈ થૈ નાચું, આવોરે. ૨
કૃપા કરો માજી માહારી પરે, કારજ મહારાં સહેજમાં સરે;
પછી મને દુરીજન તે શું કરે, આવોરે. ૩
દલસુખ કહે કરજોડી કહુ છું, આશ તો તમારી રાખીરહુ છું;
ગવરાવો તો તમારા ગુણ ગાઊ છું, આવોરે ૪

## જોટો

શેવો શેવો આરાસુર રાણી, શેવો સલખનપુર ધણીઆણી;
શેવો પાવાઘઢ પટરાણી. ટેક.
ચૈતરે ચિત્ત ચરણે બાઝ્યું, નમી નમી અંબે આરાધ્યું;
મંન મહારૂ ગોખે જઈ લાગ્યું. શેવો. ૧.

વૈશાખે તો વાવલીયા વાયા, માજી ઘણુ ડાહ્યા તમે વાલા;
માડી મોટી છે તાહારી માયા. શેવો. ૨
જેઠ જુગ્તી ઘણી સારી, હરીહર બ્રંહ્મા થકી ન્યારી;
જોઇ ગોખને જાઊ બલીહારી શેવો. ૩
અશાડે મેઘ ઘણો ગાજે, છત્ર સોનાનું શિર પર છાજે;
અદ્ભુત ચોઘડીયાં વાજે, શેવો. ૪
શ્રાવણ સરવડીએ વરસ્યો, પુજન જે માત તણું કરશો;
તો તમે ભવ સાગર તરશો. શેવો. ૫
ભાદરવો તો ભલી પેરે ગરજ્યો, માને ભજશો તો તમે તરશો;
નહીં તો અથડાતા તમે મરશો. શેવો ૬
આસો માસે આવી દીવાળી, આવ્યાં અંબે બહુચર મહાકાળી;
આવી ગરબે રમે લટકાળી. શેવો. ૭
કારતકે કોયલડી બોલે, નાવે કોઈ અંબાના તોલે;
માને તેજે ત્રીભુવન ડોલે. શેવો. ૮
માગશરે મનમાં નથી ગમતું, મારૂ મન બીજે નથી ભમતું;
ચિત્ત તાહારા ચરણ કમળ અટકયું. શેવો. ૯
પોસે સોપ પડયો અમને, હવે શું કહીએ માડી તમને;
દીલાસા દ્યોછો મા અમને. શેવો. ૧૦
માહે માનસરોવર નાહાઓ, ચાચર નાચો ને ગરબા ગાઓ;
ભક્ત આરાસુરીના થાઓ. શેવો. ૧૨
બારે માસ થયા નીરધાર, આઇજી નોધારાં આધાર;
તારા બાળકની લે સંભાળ, શેવો. ૧૩
બારે માસ માના જે ગાશે, શત્રુ તેના ઉડી તો જાશે;
આપે કૈલાશમાં કરે વાસે, શેવો ૧૪
મોહોડ ચાચરવેદી તે છે, પીઝ મધ્યે તેતો રહે છે;
ભટ ઇશ્વર કીંકર કહે છે, શેવો ૧૫

## ગરબી.

ઓધવજી સંદેશો કહેજો શામને એ રાહ.

નારાયણીને નમસોતો નવનિધ્ય આપશે, નરક નિવારણ નિરમળમાનું નામજો;
ભગવતીને ભજસોતો ભવ દુ:ખ ભાજસે, પુજન કરતાં પામે પદાર્થ પાંચજો.
નારાયણીને ૧

જોગમાયાનો જસ જુગજુગ વ્યાપી રહ્યો, કળીયુગ કેરા નિરભાગીહેલોકજો
પાખંડી મત બોધે સહુ પાપી થયા, તત્વ તજીને નીર વલોવે ફોકજો.
નારાયણીને. ૨

લક્ષ્મી વિનાના નર આદર પામે નહીં, જ્યાં જાયે ત્યાં ધકા દે સર્વ કોયેજો;
પાંચ રૂપૈયા જઇને પગ આગળ ધરે, ઊઠી બેસારે આવો આવો હોયજો.
નારાયણીને ૩

માયા ખરચીને મુવા જીવતાં, માયા વિનાના જીવે તે મસ્તક જાણજો;
બુદ્ધિ ભક્તિ બાળા અમૃત પીવાતાં, સિદ્ધી પાંમ્યા વેદ પુરાણ પ્રમાણજો.
નારાયણીને ૪

સંવત સત્તર બાવનમાં એક વૈશનું, શહેર અમદાવાદ વૈલોચન છે નામજો;
ચાર સંપ્રદા બાનું લેવા, જુગદીશનું જાયે નીત્યે પણ કાંહીન સરેકામજો.
નારાયણીને. ૫

એક દીવસ ભટ વલ્લભ નીસર્યા મારગે, ચણ નમીને સંભળાવ્યા નિજ કષ્ટજો;
હું દુર્બળ ચારે સંપ્રદા આથડયો, ધન વિના સર્વે કરી કહાડે નષ્ટજો.
નારાયણીને ૬

કૃપા કરી કાપો દુઃખ હવે શિર કર ધરી, ભટસાહેબ કહે જા બહુચર દરબારજો;
પાંચ પદાર્થે આપશે ત્યાં પરમેશ્વરી, આદ્ય થકી આઇ નોધારાં આધારજો.
નારાયણીને. ૭

લેવાના ઉપદેશ કરે જુગમાં ઘણા, આપીને ઉપદેશ કરે એક આઇજો;
બુદ્ધિ વિનાના બાચકા ભરે ધુણી તણા, લાભ લેતાં મુંડી સર્વ ગમાઇજો.
નારાયણીને ૮

સ્ત્રીનું પીહેર જુગમાં છે જાહરે, ત્યાં જઇને સુખ દુઃખની કરે વાતજો;

પુરૂપનું પીહેર બહુચર મા માહરે, સંકટ ટાળી સુખીયા કરે જુગમાતજો.
નારાયણીને. ૯
મંત્ર લેઇને આવ્યો ચોક સુંવાળમાં, કૃપા કરીને આપ્યો વલ્લભદાસજો;
પુજન કરીને આપ્યાં જુગ પ્રતિપાળમાં, પ્રેમ કરીને એકવીસ કર્યાં ઉપવાસજો.
નારાયણીને. ૧૦
બાવીસમે દિન પ્રસન્ન થયાં પરમેશ્વરી, ઉઠ ઘેર જા વૈલોચન મમ પુત્રજો;
મેં સર્વે લક્ષમી તુજ આસનમાં ધરી, સૌથી શિરોમણી થાશે તુજ ઘરસૂત્રજો.
નારાયણીને. ૧૧
આજ્ઞા માની ઘેર આવ્યો હરખે ભર્યો, જુવે તો રિદ્ધસિદ્ધ લક્ષમીના નહીપારજો;
ભગવતીએ ભવનો ભવ ભાગ્યો ખરો, આઇ વિના કોઈ નહીં દીન ઉદ્ધારજો.
નારાયણીને. ૧૨
દીનદીન ઓછવ કરવા લાગ્યો અતીઘણા, હોમહવનને બ્રાંહ્મણભોજનસારજો;
વાવ્યકુપ દેવળ ઘાટ સરોવરતણા, માત કૃપાથી ખર્ચે દ્રવ્ય અપારજો.
નારાયણીને. ૧૩
સર્વ મંદિરની સામગ્રી થાળો ભરી, પુજારી નિત્ય લાવે છે પ્રસાદજો;
પુરાણી સાધુ આવે પોથી ધરી, ઉપમા કરતા શેઠની બહુ મરજાદજો.
નારાયણીને. ૧૪
જુઓ જોગ માયાનો એ પ્રતાપ છે, અનેક રંકને કીધા રાય સમાનજો;
ભાવથકી ભજશે તો અવિચળ પદ આપશે. ચદુરામ દાસના સાહેબ
માત સુજાણજો. નારાયણીને. ૧૫

## જોટા ગરબી.

સાહ્ય કરો આરાસુર વાળી અંબિકા, મહેર કરો મતબાલી મુજપર માયજો;
કામી ક્રોધી લંપટ છું પણ તાહરો, વિપત્ત પડે ત્યારે બાંનાની પત જાયજો. સા.૧
સહજ પણામાં વિમળને કરૂણા કરી, રંક હુતો તેને કેવરાવ્યો રાયજો;
હસ્તિ ઘોડા ઝુલે વિમળ આંગણે, ભરીયાતે ના ગ્રથ તણા ભંડારજો સા. ૨
જપ તપ શેવા સ્મર્ણ કાંઇ કીધાં નથી, જાચક જનને દીધાં નથીરે કાંઈ દાનજો;
દુરબળ થઇને દરબારે આવી ચઢયો; બુદ્ધિ હીન છું મા આપો મુજનેસાંનજો.૩
પરદ્રોહી પરનિંદા મેં તો બહુ કરી, પરનારી શું રમીયો રંગ અપારજો;

પરધન હરવાનેપ્રપંચ કર્યાં ઘણા,ભરીયા છે કાંઇ કુકર્મના કોઠારજો. સા.૪
હદ વળી અલબેલી હાવાં શું જુવો, દુઃખના ડુંગર વળીયા અપરંપારજો
કંઠ સમાંણો કળીકાળે મુજને ગળ્યો,બાંહ્ય ગ્રહીને કાઢો મુજ બહારજો.સા.૫
તું દાતા ભુકતા દેવી જાણું અમો, ભગવતી ભાગવતે વેદ કરે વખાણજો;
નિજ હુકમવિના પવનેપત્ર હાલે નહીં,શસ્ત્રપુરાણમાં વ્યાસે કર્યું પ્રમાણજો.૬
માહરે એક ભરોંસો તારા નામનો, ઘટ ઘટ વ્યાપી શકિત ઠામો ઠામજો;
બિરદાળીછો માટે બીજ્દ વિચારશો,સમર્યા કરશો સેવક જનનાં કામજો ૭
અવસર ચુકે અર્થ સરે નહીં માહરો, વિલંબ કર્યા થકી વણશી જાશે કામજો;
માની લેજો મોતી રંકની વિનતી, જેવો તેવો ઘરનો જાણી ગુલાંમજો. સા.૮

## જોટો ગરબી.

કરૂણાસાગર કલ્પવૃક્ષ મા બહુચરા, ભાવે ભજતાં ભવની ભાવટ જાયજો;
મનવાંછિતફલ આપે ત્રીપુરાનેહને, સ્વર્ગાદિક સુખરૂપી શિતલછાંયજો.કરૂ.૧
દાનવ ડરથી દેવ સર્વ નાઠા હતા, ઇંદ્રિ છુપ્યાતા રક્ષણ અર્થે પ્રાણજો;
તેટાંણે બળ અતુલ્ય કીધું અંબિકા, માર્યો મહીશાસુર વર્તાવી આંણજો.કરૂ૨
સકલ વિશ્વમાં વ્યાપકછો વિશ્વભંરી, સુરનરને આધા કેરો આધારજો;
વિનાશકિતએ ચલનવલન નવકરી શકે,કરી નશકે સર્જન પાલન સંહારજો.૩
જનનીરૂપે જન્મેછે સૌજગ્તને, પોષણ કરવા સ્તન દ્વારા પય પાયજો,
એરીતે ઉછેરી અન્ન ખાતો કરે, માની મહેર થકી જન મોહોટો થાયજો.ક.૪
અન્ય દેવને અરચન અંગે થાયછે, જગદંબાની પાદુકા પુજાજો;
સુરસકળ આપે અભયવર કરથકી,તેવર આપે ચરણકમલ ત્રીપુરાયજો.ક.૫
દુખીઆ કેરી દાદ સાંભળે દુરથી, સુખ કરવાનો સુંદિર સહજ સ્વભાવજો;
કો પર કયારે કૌર કટાક્ષ કરેનહીં, ભોળી બાળા ભગ્ત ઉપર બહુ ભાવજો.ક.૬
નિશદિન રટતાં નારાયણીનાં નામને, ભજના નંદમાં સદા રહે ભરપુરજો;
આવાગમનનો ડર તે નર રાખે નહીં, યમના કિંકર રહે તેનાથી દૂરજ.કરૂં. ૭
નામ રટણથી નિરભે પદ પામે સહી, પલમાં થાયે ઔઢ પાપનો નાશજો;
ગીરીધર તનમન માજી ચરણે અર્પતાં,પુનરપિ નાવે જનની જઠરે વાસજો.ક૮

## ગરબી રાગ વાલાજીના મહીનાંનો (આઠવાર)

આદીતવારે આધ શકિતને આરાધુંરે, અલબેલી.

જેણે કૃપા દ્રષ્ટિએ વિશ્વ ઘડયું છે બાધુરે, અલબેલી.
ઇચ્છા રૂપે રંગ જનુ શામની માતારે; અલબેલી.
જીને અંગથકી ઉપન્યા હરીહર પદ્મ વિધાતારે. અલબેલી. ૧
સોમ સ્વભાવે સોને અમૃત પોખેરે, અલબેલી.
મા સૌનાં થઇને ધરમંડળને જોખેરેઃ અલબેલી.
પૃથ્વી અપવાયુ તેજ આકાશરે, અલબેલી.
તમ ટાળે એ જયમય જોત વિલાસરે. અલબેલી. ૨
ભોમવારે ભુમીના ભાર ઉતાર્યારે, અલબેલી
બહુ દુષ્ટ હણીને ભકતોને ઉદ્ધાર્યારે; અલબેલી.
જુધ કરીને ત્રીશુલે નાંખ્યા કાપીરે, અલબેલી.
મા સુરીનર મુનીવરને અવીચલ પદવી આપી. અબબેલી. ૩
બુધવારે બહુ સ્વરૂપી બાળીરે, અલબેલી.
માતા કવી કરીયા દાસ કુબેરને કાળીરે, અલબેલી.
વૈશ સુરથને ભટ વલ્લભે જાચીરે, અલબેલી.
મા માર્કંડ રૂષીએ જુગ જુગ જનમે રાચીરે. અલબેલી. ૪
ગુરૂવારે ગુણનિધિ ગોખે બિરાજેરે, અલબેલી.
માને નવ સત અંગે નવસત આભ્રણ છાજેરે; અલબેલી.
નખ શિખ સુધી નજર કરીને નિહાળુરે, અલબેલી.
છબી ઉપર કોટી રવિ શશી મનમથ વારૂરે. અલબેલી. ૫
શુક્રે શુક્રીત પુર્વ જન્મનું જાગ્યુંરે, અલબેલી.
માને પ્રેમ ધરીને પુજી પાયે લાગુંરે; અલબેલી
ગાન તાનને ગીત નૃત્ય રંગ રાગરે, અલબેવી.
નિત્ય અધિક ઉત્સવ બ્રંહ્મભોજ યજ્ઞ યાગરે. અલબેલી. ૬
મંદવારે મંદ ભાગ્યના પ્રાણીરે, અલબેલી.
જેણે સ્વપ્નાંતર જનુનીને નવ જાણીરે; અલબેલી.
કામી ક્રોધી મદ મચ્છરના ભરીયારે, અલબેલી.
અતો અગણીત ફેરા લક્ષ ચોરાશી ફરીયારે. અલબેલી.
આઠ વાર માના જે કોઈ ગાશેરે, અલબેલી,
તેને બહુચર પ્રસન્ન થાશે સંકટ જાશેરે; અલબેલી.

યદુરામ જનને કીંચિત કરૂણા કીધીરે, અલબેલી.
મા વચન પ્રમાણે સમયે સુદ્ધી લીધીરે. અલબેલી. ૮

## અષ્ટપદી

કરણ થયાં માધવ મથુરાં જઈ કાગળ ન લખીયો કટકોરે એ રાગ.

નમોસ્તુતે નારાયણી જનની બહુચરમા બિરદાળી;
આદ્ય શક્તિ જકત શિરોમણી ભકતવત્સલ પ્રતિપાળી. નમો. ટેક.
સુરમુની વંદન અસુર નિકંદન, ચંદન ચરચીત અંગે;
બાર ચાર શણગાર ધરી ઉર નિત્ય નિત્ય નૌતમ રંગે. નમો. ૧
હરીહર ધાતા વેદની માતા, જાતા જુગ જુગ જોખં;
મહત્વાદીક સુર ઈંદ્રાદીક, સકળ કળા નિધી ગોખં. નમો ૨
વાયુ આકાશ જલ તેજ ધરાતળ, ફલ પંચ તત્વ પ્રકાશી;
સ્થાવર જંગમ સચરાચરમાં, સલખનપુર શુભવાસી. નમો. ૩
અગમ અભેદ અછેદ અમરઅજ, અકલ અરૂપ અનામં;
જ્ઞાન ગીરા ગોતીત ગુણાગર, સાગર સુખ ફલ ધામં. નમો. ૪
જાગૃત સ્વપ્ન શુ શુપ્તી તુર્યપદ, ધર્મ મોક્ષાર્થ કામં;
ત્રીપદા શટ કુક્ષી પંચાનન, શ્વેતા રક્તા શામં. નમો. ૫
ત્રીગુણ રહીત સહીત ત્રીપુરેશ્વરી, ત્રીશુલા કર કરડાકં;
ભાંડાસુર મહીપાસુર મહા ભટ, ભાજત તવ સુણી હાકં. નમો. ૬
જન મનરંજન ભવ ભય ભંજન, ગંજન કળી તળતાપં;
વિદ્યા બ્રંહ્મ સનાતન નીત્યા ચોવીશ તત્વ પ્રતાપં. નમો. ૭૩
શ્રી યદુરામ પઠીત ગાયત્રી, ચરીત્ર કથા મૃત પાનં;
તવ ચર્ણાંબુજ મમ મન મધુકર, કરત નિરંતર ગાનં. નમો. ૮

## જોડો.

રમતે નવરાત્રિ નારાયણી, શકત સકળ સુખ કારી;
મણીમય મકા કત કુંડળ શુભ, કરણ ફુલ ધ્યુતકારી. રમતે. ટેક.
પ્રથમ ચરીત્રં રૂષી બ્રંહ્માદિક, દૈવત શ્રીમહાકાળી;
મૂર્તિ રુગ્વેદ ગાયત્રી છંદં, રાત્રી શુક્ત સ્વરૂપવાળી રમતે. ૧
નંદા શકતં અગ્નિ તત્વં; રકત દંતીકા બીજં;

નાભી પંકજ સ્મર્ણ ભવ અજ, વધ મધુ કેટભ બલીજં. રમતે. ૨
દ્વિતીય ચરીત્રસ્વરૂપી વિષ્ણુ, શ્રીમહાલક્ષમીદેવં;
શાકંભરી શકિત જબ્બુ મૂર્તિ, વાયુ તત્વ દુર્વેગં. રમતે. ૩
સર્વ દેવ તેજોમય અદભુત, ચંડી રૂપ કરાળં;
સૈન્ય સહીત મહીષાસુર વધ કરી, સક્રાદય સુરપાળં. રમતે. ૪
ઉત્તર ચરીત્રં પર્મ પવિત્રં, મહા સરસ્વતી દેવં;
ઋષિ સદાશિવ છંદ અનુષ્ટુપ, ભીમા શકિત પ્રમેવં. રમતે. ૫
ભ્રામરી બીજં સૂર્ય તત્વં, મૂર્તિ શ્યામ સ્વરૂપં;
શુંભ નિશુંભ તણે ભય વ્યાકુલ, અમર ત્રિદશા ભુપં. રમતે ૬
સુર સહિત સક્રાદિક સકળ મળી, ગવંન ક્રીનહીમવંત;
નમામીદેવી ઇતિ દેવી શુકત ભણી, પ્રસન્ન ભયાં શ્રીઅનંતં રમતે. ૭
શુંભ શુદ્ધી પાંમ્યો શકિત તવ, દેવ્યા દુત સંવાદં;
સૈન્ય સહીત ત્યાં ધુમ્રલોચન, વધ કરી ગર્જયનં નાદં. રમતે. ૮
ચુંડ મુંડહણી ચૌદભુવન ધણી, રકતબીજ ભણી ચાલી;
જુદ્ધ વિરૂદ્ધ ક્રોધ કર આયુધ, બુદ્ધિ મુઢ હણ્યો બાળી. રમતે. ૯
શુભની પાતની શુંભની ધાતની, પ્રતાપ પ્રબળ બળ માતં;
રણ રણ મુકત સુ શકત વિરાજીત, પ્રિતે પ્રફુલ્લીત ગાતં. રમતે. ૧૦
સારંગ સારંગ સારંગ ધરી ધર, વારંગ વારંગ નૃત્યં,
ઝુન ઝુન ઝીકંત નેપુર વાજત, મૃદંગ ધીમી ધીમી કૃત્યં રમતે. ૧૧
તારણ જકત ઉદ્ધારણ ભકત, વિમુકત કર્યા સુર ઇશ;
મારણ દુષ્ટ નિવારણ કષ્ટ, સુધારણ સ્રષ્ટ ગિરિશં. રમતે. ૧૨
નારાયણી સ્તુતિ કરી ત્રિદશા, કરી અરચન બહુ રંગે;
ચંદન અક્ષત કુમ કુમ કેસર, કરી પૂજન સૌ સંગે. રમતે. ૧૩
રૂપ સ્વરૂપ અનુપ વિરાજીત, આઈ સકલ મિલી જુથં;
બ્રંહ્માણી રૂદ્રાણી વૈશ્નવી, બહુચર ચંડી વરૂથં. રમતે. ૧૪
શર્દ નીશારી પુર્ણા પુરણ શશી, સુર સહીત સુર રાજં;
માહા પુજા મધ્ય રાત્રે સમર્પી, શકત સુરા શિર તાજં. રમતે. ૧૫
પય મધ સાકર ઘ્રત સુંદીર, હોમ હવન શુભ સાર;

છેલ છબીલીની છબી ઊપર, કોટી અનંગ નવારં રમતે. ૧૬
જય જય કરી જગતના ઉપર, માર્કંડ મુનીરાયે;
વૈશ્ય સુરથનો વર પ્રદાને, ત્રયો દશ કવચ સોહાયે. રમતે. ૧૭
બ્રંહ્મ કવચ અર્ગિલા કીલકત્રી, આવ કરે જન ધ્યાનં;
અંતે ત્રીરહશ્ય ઈંદ્રાક્ષી, લઘુત્વ માનીજ માનં. રમતે ૧૮
શેષ મહેશ ગણેશ નિરંતર, ચરણ સ્મર્ણ કરે સંતં;
જયમુની વ્યાસ સુરેશ સુતંતર, વેદ ન પાર લહંતં. રમતે. ૧૯
કવચ એકવી પાઠ કર્યાનું, ફળ બહુચરમા આપે;
એકવી પદ ગાતાં પ્રીતીશું, ભવનાં બંધન કાપે. રમતે. ૨૦
શ્રી ચદુરામ ભણીત તવ ચંડી, કવચ એકવી સારં;
અપાર સાગર ભવ જન વ્યાકુળ, માત કરે ભવ પારં. રમતે. ૨૧

## જોટો.

જય જય આરાસુરની રાણી, તારી અકળકળાં ન કળાણી. ટેક.
મા માની મુનીવર જાણી સાચી, ધ્યાન ધરી મન આણી;
ભગત વત્સલ બ્રહ્મ સુજ્ઞાની, આરાસુરમાં જાણીરે. જય. ૧
સુક સનકાદિક નારદ કહે છે, શકત્યો રંગ રમે છે;
મા ગાન તાન અનુમાન કરે છે, સાંને સમજી લેછેરે. જય. ૨
મા ચાચર કુંડે ચાહી રહ્યો છુ, નઊત્તમ ગરબા ગાઈ;
અંબા સંગે બેની બેલડી, હરસીધ્ધને સીધવાઈરે. જય. ૩
અંબા બહુચર બોલે બેલશં, અલાપે કુંતા આઈરે;
કાંસી કોટરા રંગભેર રમતાં, મધ્યે બની કનકાઈરે. જય. ૪
તાલ મૃદંગ વેણા વંશ વાગે, ભેર ભુગળ ઝાંઝ ડફ છાજે;
પંચ શબ્દ મળી ગગને ગાજે, લળી મળી શબ્દ સોહાવેરે જય. ૫
નવ દહાડા રમી જોગણી, ભાત ભાત મુખ અમૃત વાણી;
ખાન પાન અનુમાન કરે છે, વલ્લભ જસ ગુણ જ્ઞાનીરે. જય. ૬

## જોટો ગરબી.

મુસ્તક નામી મુનેશ્વરી માજી, આરાધુ મારી માયરે. ટેક.

માનસરોવર તીરે ત્રિપુરા, જગત તણી જનેતાયરે;
અદભુત આંગી આઇની ઓપે, યંત્રની પુજા થાયરે. મુસ્તક. ૧
ગરનાળાંને ધુમટ ગાજે; નિજ જન આવે ને જાયરે;
પ્રીતિ કરી પરમેશ્વરી પુજે, દુર્કીતદુર પળાયરે. મુસ્તક. ૨
માનસરોવર જળ નીરમળમાં, પ્રીતિ સહિત નિત્ય નાહાયરે;
એક ચિતે આઇને આરાધે, સફલ કામ ચિત ચાહાયરે. મુસ્તક. ૩
અવર શોભાતો અધિક ઘણી છે, મુજથી નવ કહેવાયરે;
દલસુખ કહે મારી મુઢ મતી છે, તે કેમ શક્ત સેવાયરે. મુસ્તક. ૪

## જોટો ગરબી.

શેવો બાળા ત્રિપુર સુંદરી, જે છે જુગની માતારે;
જેને આરાધે શિવ બ્રંહ્માદિક, વિષ્ણુને વિધાતારે. શેવો. ૧
અધમ ઓધારણ નામ આઇનુ, શેવકનો સુખદાતારે;
નિજ ભગતને નવનિધ આપે, રાખે માતા રાતારે. શેવો. ૨
વ્યાસ વશિષ્ટ માર્કંડ જયમુની, વલ્લભ જન જસ ગાતારે;
ભગત ભવાંની તણા કહેવાણા, તે પાંમ્યા સુખશાતારે. શેવો. ૩
આઇને ઓળખ્યા વિના અણુભાગી, ભુતળમાં ભટકાતારે;
દલસુખ કહે મહારે બહુચર માજી, માત તાતને ભ્રાતારે શેવો. ૪

## જોટો ગરબી.

દેવી દાતા બહુચર માતા, જગત તણાં છે જાતારે;
બ્રંહ્માદિક ઇંદ્રાદિક સુરમુની, સનકાદિક ગુણ ગાતારે. દેવી. ટેકે.
શ્વેતાગીરીથી સલખનપુર આવ્યાં, શેવકનાં સુખશાતારે;
નિજભગતનાં સંકટ કાપ્યાં, દુષ્ટ હણ્યા દુઃખ દાતારે. લેવી. ૨
નારી નર કીધા ક્ષણુ એકે, માનસરોવર નાહાતારે;
અસુર ઉદરમાં કુરકુટ બોલ્યા, પ્રગડા મહા મદમાતારે. દેવી, ૩
મુષ્ટી તાંદુલમાં દળ જમીયું, જસ જુગમાં વિખ્યાતારે;
એ અક્ષય પાત્રથી આજે, બ્રંહ્મભોજ બહુ થાતારે. દેવી. ૪
આઇને ઓળખ્યા વિના અણુભાગી, ભુતળમાં ભટકાતારે;
દીન દલસુખને કુટુંબ તમેછો, માત પીતાને ભ્રાતારે. દેવી. ૫

## જોટો.

ત્રિભુવન પાવની બહુચરબાળા, ચરણકમળ ચિત્ત અટકયોરે,
લલીત અતી રતી માનવી મોચન, કોમળ અંગનો લટકોરે. ત્રિભુવન.ટેક.
નિરખત નેનાં ભારમ કછુ નાવત, અજબ બદનકો લટકોરે;
લાવણ્યતા અવિલોકી રમા સચી, સુર વધુ માન ફટકયોરે. ત્રિભુવન. ૨
દેખી છબી તન મન શુધ વિસારી, મોંહે કાલજો છટકયોરી;
કહે સાંકળેશ્વર માત ન નીરખી, સો નર ભવમાં ભટકયોરી. ત્રિભુવન. ૩

## ગરબી.

સદન સત્રાજીતને સોહલેરે એ રાગ.

કળીનુ કારણ કાળીકારે, પાવાઘડ શિર આપ,
વ્રદ્ધ તરૂણ થઇ બાળીકારે, દિન દિન અધિક પ્રતાપ. કળીનુ. ૧
વિષ્ણુ અંગ બેઠાં થઆંરે, નિદ્રા શક્તી સ્વરૂપ;
બ્રંહ્માએ ભાવશુ ગાઇઆંરે, ત્યાં પ્રગટયાં ભગવતી ભુપ. કળીનુ ૨
નીંદ્રાથી ઉઠયા નારાયણરે, દીઠા દૈત્ય બે બાળ;
અતિ યુદ્ધ માંહી પરાયણરે, ધાઈ આવ્યા તતકાળ. કળીનુ. ૩
લડવા લાગ્યા અતિ બળ કરીરે, વર્ષ ગયાં પાંચ હજાર;
વિષ્ણુ વિચારી ધ્યાન ધરીરે, જોગમાયાથી ઉદ્ધાર. કળીનુ. ૪
કાળિકાએ મોહનિ રૂપ ધારીયુરે, તેથી મોહ પામ્યા બે ભ્રાત;
વિષ્ણુએ શિર સંહારીયુરે, ચક્ર શુ કીધો ઘાત. કળીનુ. ૫
વિધીવિષ્ણુ ત્યાં સુખીઆ થયારે, થયાં આપતે અંતરધ્યાન;
પાવાઘડ શુ આવી રહ્યારે, તેતો પરચો પ્રગટ શું જાણ. કળીનુ. ૬
શામળ ભટના ગરબા વિશેરે, ગાયા કાળી ગુણ ગ્રામ;
ચદુરામ છંદ ગાયે શિખેરે, તેનું કાળી પુરે મન કામ. કળીનુ. ૭

## જોટો રાગ ઉપરનો.

અકળ કળા છે અંબે તણીરે, કોઇની કળી નવ જાય;
વેદ પુરાણ ભુલ્યા ભણીરે, નિશ્ચય કોથી ન થાય. અકલ. ૧
જગત કર્યું છે બ્રંહ્માજીએરે, કમલથી બ્રંહ્મા થાય;

કમળ નારાયણની નાભીમાંરે; શેષ વિષ્ણુ આધાર. અકલ. ૨
કશ્રપ આધારે શેષ છે રે, જળ કશ્રપના વિહાર;
જળ રસ રૂપી પાત્ર વિનારે, કેમ રહ્યું જુઓ વિચાર. અકલ. ૩
પાત્ર સ્વરૂપી પૃથ્વી થયારે, સર્વ તણો આધાર;
આદી સ્વરૂપ અંબે ભર્યાંરે, પાછે સકળ સંસાર. અકલ. ૪
પર્વત કુળ પયો ધરારે, પોષવા સૌ પરીવાર;
ચરણીઓ સાત સિંધુ કર્યોરે, ચાંદલો ચંદ લેલાડ. અકલ. ૫
ચુંદડી કીધી આકાશનીરે, મધ્યે તારામંડળની ભાત;
પંચમાભુત પુજા કરીરે, કરે સ્તુતી વેદ જુગ માત. અકલ. ૬
અર્ક ઉતારે છે આરતીરે, એવાં સર્વ વ્યાપી સુખરાશ;
નિર્ગુણ રૂપે નારાયણીરે, ગાયે ચદુરામદાસ. અકલ. ૭

## જોટો ગરબી.

દીન દયાળી દેવી બહુચરારે, સલખનપુરની રાય;
શિવ વિરંચી જસ ઉચર્યારે, શેવે તેને સુખ થાય. દીન. ૧
પ્રેમે શું આવે પારા ભણીરે, પુજા કરે પ્રભાત;
ગોખ નવરાવે ગંગોદકેરે, આભુપણ બહુ જાત. દીન. ૨
લેપન કેસર કુમ કુમેરે, અષ્ટ ગંધની આડ;
ચુવા ચંદન ચરચીયાંરે, ચોખા ચોઢયા છે લેલાટ. દીન. ૩
પરીમળ પુષ્પે અરપ્યાં બહુરે, પારી જાત મંદાર;
ધુપ દશાંગ દીપક ધરીરે, ધર્યાં નૈવેદ મેવા અપાર. દીન. ૪
પોખી રહ્યા ત્યાં પરમેશ્વરીરે, કરીયાં શુદ્ધ આચમન;
પાન બીડાં લેઈ મુખમાં ધર્યાં રે, અંગ અત્તર કર્યું અરચન. દીન. ૫
કીધી કપુર પંચ આરતીરે, નોબત વાજે ચોફેર;
છત્ર ચમર વિજન જાલરીરે, ભુંગળ દરપણ ભેર. દીન. ૬
પાઠ સ્તુતી કરી ધ્યાનશુરે; ગાઈ ગુણ શુભ છંદ;
ત્રીપુરે તરપ્યાં સનમાનશુરે, મન ઉપજ્યો આનંદ. દીન. ૭
રાજપચારી પુજા કહીરે, સુણી કરે ને ગાય;
નવરાત્રીમાં મહીમા રહોરે, મન વાંછીત ફળ થાય. દીન. ૮

જય જય ઊદો કહે સેવક સતી રે, શિશ નમાવે ચરણ;
ચતુરામદાસની વિનતી રે, હે સાંભળો અશર્ણ શર્ણ. દીન. ૯

## જોટો ગરબી.

આદ્ય ભવાની દેવી અંબિકારે, પાછે સકળ સંસાર. આદ્ય. ટેક.
પ્રથમ સ્વરૂપ મહા લક્ષ્મીનું રે, તેથી ત્રણ પ્રગટ થયાં તંન;
કારણ શોભા સર્વ શક્તિનું રે, આપે અકલ નિરંજન. આદ્ય. ૧
ત્યાંથી પ્રકતી પુરૂપ થયાં રે, પછે પંચભુત કર્યું અંડ;
એકનાં ત્રણ વીધી ભયાં રે, પછે ચૌદ વિધી બ્રહ્માંડ. આદ્ય. ૨
લક્ષ્મી કાળી સરસ્વતી રે, તેનું ત્રીપુર સુંદરી નામ.
એક એકનાં તે બબે થયાંરે, ઇમિ કરવા જગતનું કામ. આદ્ય. ૩
ત્રીપુરેનાં નવ દુર્ગા થયાં રે, તેમાં કાત્યાયની છો આપ;
નવ નવખંડ વ્યાપી રહ્યાંરે જેની જુગ સચરાચર છાપ. આદ્ય. ૪
ત્રીપુરે બે બે રૂપ ધારીયાંરે, નિર્ગુણ સગુણ કહેવાય;
બાળા મુકુંદ જોડી બેહુ રે, તેથી બહુચરી નામ ગવાય. આદ્ય. ૫
કાળી ધરતી રૂપ ધારીયું રે, શ્રષ્ટી તણો આધાર;
લક્ષ્મી દ્રવ્ય માયા થઈ રે, પોખે સકલ પરીવાર. આદ્ય. ૬
સરસ્વતિ સિદ્ધિ બુદ્ધિ સહી રે, જીવને દે ગત મત્ય;
શ્રષ્ટીનું કર્મ વર્ણવ્યુ સહી રે, આદ્યથી ઇમ ઉત્પત્ય. આદ્ય. ૭
સાવિત્રી બ્રંહ્માજીને વર્યાં રે, શિવને વર્યાં ઉમાય;
વિષ્ણુ લક્ષ્મી ધરૂણી કર્યાંરે, પોતે જ્ઞાન ઇચ્છાને ક્રપાય. આદ્ય. ૮
વિષ્ણુની બેન કાળી સદા રે, બ્રંહ્માની બેન રમાય;
શિવની બેન સાવિત્રા છે રે, કહ્યો માર્કંડ મહીમાય. આદ્ય. ૯
કાળી પાવઘડ આવી વશ્યાં રે, વશ્યાં લક્ષ્મી આરાસુરરાય;
સરસ્વતી ઘોળાધડથી ધસ્યાંરે, જીનો પ્રગટ પ્રબળ મહીમાય. આ. ૧૦
બેડાં ચુંવાળના ચોકમાં રે, દિસે દેવળ ઝાક ઝમાળ;
દેવીનું દૈવત ગોખમાં રે, માનસરોવર પાળ. આદ્ય. ૧૧
કળજીગ જાણી સૌ દેવતા રે, થયાં તે અંતર ધ્યાન;
જગતના જીવને સેવતા રે, ઇંદ્ર બ્રહ્મ રૂદ્ર ભગવાન. આદ્ય. ૧૨

જાગતી જોત કળીકાળમાં રે, બાળા મુકુંદ કહેવાય;
બહુચરી રૂપ છે બાળમાં રે, મુકુંદ રણછોડરાય. આદ્ય. ૧૩
જગતનું મુળ વર્ણવ્યું સહી રે, તેતો સમજે લાખમાં એક;
જદુરામ ગાયે શરણે રહી રે, ત્રીપુરે રાખજો ટેક. આદ્ય. ૧૪

## પચંતીર્થીનો ગરબો. રાગ મારૂની દેશી.

શેવો શેવોને અંબા આરાસુરી, માની ચાકરી ચોખી ખરી;
માના દરશનથી ચીંતા ટળી રે, આઇ આશાપુરો મા અંબીકા. આઇ. ૧
ગણપતીનું દરશન કીજીએ, રિદ્ધિ સિદ્ધિ માગીને લીજીએ;
માને મંદિર હાથા દીજીએ રે. આઇ. ૨
માનું ચાચર અતી રળીઆમણુ, શોભા તે શું તેની વર્ણવું;
માને દુરથકી દેખી નમું રે. આઇ. ૩
વાવ્યનાં નીરમળ નીર છે, ચાચર ખેચર વીર છે.
ત્યાં ભૈરવો રણ ધીર છે. આઇ. ૪
અંબે આરાસુર વાસો વસે, માજી સિંહાસન બેઠાં હસે;
અંબીકા શેવકની વારે ધસે રે. આઇ. ૫
વાઘ ઊપર બેસી મા સંચ રે, એક દીવસમાં ત્રણ રૂપ ધરે;
દુઃખીયાના દુઃખ સહેજે હરે. આઇ. ૬
બ્રહ્મા તો તાહરી સ્તુતી કરે, વિષ્ણુ તો તાહરૂ ધ્યાન ધરે;
શીવજી પણ ગુણ ગાઇ ઠરે રે. આઇ. ૭
માનુ માનસરોવર ન્યારૂ છે, એની અજાઇનું દરશન સારૂ છે;
સર્વને સેવક મન પ્યારૂ છે રે. આઇ. ૮
સરસ્વતીમાં જઇને નાહીશું, તેથી દેહે તો નિરમળ થાઇશું રે;
બાવા કોટેશ્વરના ગુણ ગાઇશું રે. આઇ. ૯
માજીવીશ્વંભરી વીપને હરી. અંબા જાગતા જ્યોતે ખરી;
માયે વિમળને કરૂણા કરી રે. આઇ. ૧૦
કરૂ સ્તુતી જે કરૂણા કીજીએ, માજી જેરે આપો તે લીજીએ;
અંબે આઇ મા દરશન દીજીએ રે. આઇ. ૧૧
જે કોઈ ગાયે શિખેને સાંભળે, તેનાં પાપ સઘળાં પરજળે;

મહંમાઇ તો નિશ્ચય મળે રે. આઇ. ૧૨
પુજા કરીને ચાચર જે રમે, ચાચર રમીને માને નમે;
કહે નાનો અંબાને ગમે રે. આઇ ૧૩

## રાગ મારૂની દેશી. ✓

સલખનપુર સાચી મા બહુચરા માજી આપે જોબનને ટાળે જરા;
મા તેં ખોટા પુરૂપને કીધા ખરા રે. સલખન. ૧
નવ ખંડમાં તાહરૂ બર્દ રે, માનુનીના કીધા છે મર્દ રે;
દુઃખીયાનાં ટાળ્યાં તે દર્દ રે. સલખન. ૨
એક અસુર આવીને ત્યાં ઊતર્યો, તે તો હતો કપટને ક્રોધે ભર્યો,
તેણે માજીનો કુકડો ભક્ષ કર્યો રે. સલખન. ૩
ત્યાં તો માજીનો પરચો છે હુંકડો, પર પંખીએ કીધો ટઊકડો;
પેટમાંથી બોલ્યો છે કુકડો. સલખન. ૪
તેતો મુઓ મૃગ જીવતો થયો, બહાર આવી ઉભો રહ્યો;
ત્યારે પાયે લાગીને અસુર ગયો રે. સલખન. ૫
માને ચાચર ચોક બીરાજે છે, શરણાઇઓને નોબત વાજે રે;
માનુ માનસરોવર ગાજે રે. સલખન. ૬
ગુણ ગાતાં તે સંભાળ લીધી રે, અષ્ટ સિદ્ધિ નવે નિધ્ય દીધી રે;
માવદાસને કૃપા તેં કીધીરે. સલખન. ૭

## રાગ મારૂની દેશી.

જોટો રાગ ઉપરનો

શેવો ભાવ ધરીને મા બહુચરા, માજી માહા પાપી પાવન કર્યા;
નામ પ્રતાપથી કંઈ ઊગર્યા. શેવો. ૧
માજી દર્શનથી દુઃખ કાપે રે, સમર્યા નવે નિધ્ય આપે રે;
માજી પોતાનો કરી સ્થાપે રે. શેવો. ૨
રહ્યાં અખીલ બ્રહ્માંડમાં વ્યાપી રે, દુષ્ટ દાનવ નાંખ્યા કાપી રે;
ગાય ગુણ જેના વેદ અલાપી રે. શેવો. ૩
પુરવા નર નારીની આશ રે, વસ્યાં સલખનપુરને વાસ રે;
દયા કરે જાણી નીજ દાસ રે. શેવો. ૪

માનુ રટણ નીત્ય કીજે રે, મુખ જોતાં મનડુ રીઝે રે,
લાહાવો મનુશ્યા જન્મનો લીજે રે. શેવો. ૫
માજી સ્વર્ગ મૃત્યુ પાતાળ રે, દીસે બહુ બળ બહુચર બાળ રે;
છુટે ભજતાં ભવ મોહ જાળ રે. શેવો. ૬
સાચી શક્તિ શિરોમણી જાણો રે, ધરી ધ્યાન રદેમાં આણો રે;
પરલોકનો વૈભવ માણો રે. શેવો. ૭
સાંકલેશ્વરદાસ તમારો માજી ઝાલો હશી કર માહારે રે;
જાણી દુરબળ પાર ઉતારો રે. શેવો. ૮

## જોટો.

સાચી સલખનપુરરાણી રે, વેદપુરાણે વખાણી રે;
ગુણ ગાતાં તરે ભવ પ્રાણી રે સાચી. ૧
માજી પ્રત્યક્ષ પરચો દીધો રે, નારીનો નર ક્ષણમાં કીધો રે;
ભવદુઃખથી ઉગારી લીધો રે. સાચી. ૨
ધરી પ્રેમ માજીને આરાધો રે, ગુણ બહુચરમાના ગાવો રે;
સહેજે સુધા સાગરમાં નાહાઓ રે. સાચી. ૩
ગોખ ચાચરે શિશ જે નામે રે, ધન દારા સંતાનને પામે રે,
દુઃખ કોટી જન્મનાં તે વામે રે. સાચી. ૪
ગુણ માજીના જે જન ગાય રે, તેને સુખ સંપત બહુ થાય રે;
ભજતાં ભવની ભાવઠ જાય રે. સાચી. ૫
જોતાં ગોખ જોખમાં નીહાળી રે, સહેજે ન્યાલ કરે બરદાળી રે;
સમર્યાં સાહ્ય કરે મહાકાળી રે. સાચી ૬
એવી જુગમાં નહી કો દાતા રે, સમરો સુખ થાયે શાતા રે;
માજી પાળે પુત્ર જેમ માતા રે. સાચી. ૭
સાંકલેશ્વર વદે પાય રે, રાખો શર્ણે કરીને કૃપાય રે;
જાણી દાસ પોતાનો માય રે. સાચી. ૮

## જોટો.

સલખનપુર બહુચર બાઇ રે, મતબાળી મહા વરદાઈ રે;
તમે ભાવે સંભારોને ભાઇ રે સલખન. ૧

આદ્ય અંતે અકલ એ સ્વરૂપરે, જેને આરાધે સુરનર ભુપરે;
શેવો ફરી ન પડો ભવ કુપરે. સલખન. ૨
ન કળાએ અકલ ગત્ય એનીરે, વાંણી વેદ વખાણે જેનીરે;
શરણે રહેવું સદાએ તેનીરે. સલખન. ૩
માને માનસગેવર નાહેરે, ફરે ચાચર ગરબો ગાયરે;
તના મનવાંછીત ફલ થાયરે. સલખન ૪
પ્રેમે ચરણે શિશ નમાવેરે, માહારી માજીના દાસ કેહાવેરે;
તેનોં ગર્ભવાસે ફરી ના આવેરે. સલખન. ૫
ગુણ ગાતાં રાખે મા ખુશાલીરે, પુરે મનના મનોરથ બાળીરે;
એવિ બહુચર પર્મ દયાળીરે. સલખન ૬
માની કીરતી મુખે વખાણેરે માજી ગુણ અવગુણ મન નાંણેરે;
રાખે શરણે પોતાનો જાણેરે. સલખન. ૭
માજી કામ કરે છે કારણે, માજી દીવાં વસાવે બારણે;
સકલેશ્વર જાએ વારણે. સલખન. ૮

## અજ્ઞાની જીવડા મુકતીની જુગતી ન જાણી એ રાગ.

જેદેવી જેદેવી તાહારી જુગતી જોવા જેવીરે મા જેદેવી જેદેવી,
જ્યાં જ્યાં પુછું ત્યાં તેવીરે મા, જેદેવી જેદેવી
તને સુર અસુર શેવીરે, મા જેદેવી જેદેવી.
માહાલે ચાચર રૂપે દેવી, લોક વદનમાં રાખ્યું;
બાળક રૂપે માહી ખાતાં, જસોદાજીએ ભાખ્યુંરે મા. જેદેવી જેદેવી. ૧
દશ અવતાર ધર્યા તેં દેવી મોહોટા રાક્ષસ માર્યા;
ભુમી તણા તેં ભાર ઊતાર્યા, શત્રને સંહાર્યારે. મા જેદેવી જેદેવી ૨
મચ્છ કચ્છ વારાહને નૃસિંહ, તુ વામન વિકાળી,
પરશુરામ રઘુરામ કૃષ્ણામાં, બુદ્ધ કલંકી કાળીરે મા. જેદેવી જેદેવી ૩
તું દાતા તું ભુકતા દેવી, તુ વિના સર્વે ખોટું;
શ્રોતા વકતા શુરપણામાં, તાહારૂ દૈવત મોટુંરે મા. જેદેવી જેદેવી ૪
તું તીરથ તું વરત ભવાંની, બીજા સર્વે ભાંમા;
ગંગા સિંધુ સરસ્વતીમાં, સતિ શિરોમણી શ્યામાર મા. જેદેવી જેદેવી ૫

યોગી બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર, ત્રણદેવ તેં જાયા;
ત્રીગુણા સહીત રહીત તારૂણી, ત્રીભુવનની તું રાયોરેમા. જેદેવી જેદેવી ૬
તું બ્રંહ્માણી તું રૂદ્રાણી, તું વિષ્નુની જનની;
હીમાચળની પુત્રી થઇને, શિવશંભુને પરણીરે મા. જેદેવી જેદેવી ૭
માત તાતને રૂપે દેવી, સૌ ઉપગ તાહારી માયા;
કર જોડીને મોઠા કહે છે, કરો હાથ શિર છાયારે મા. જેદેવી જેદેવી ૮

## જોટો રાગ ઉપરનો.

મહંમાયા મહંમાયા દેવી બ્રહ્માણી, રૂદ્રાણી મહંમાયા મહંમાયા.
સતયુગ દ્રાપર ત્રેતા કળીયુગ, કવી ભેદ નહીં પાયા દેવી. ૧
બ્રહ્મા વેદ ભણે તેરે આગે, શંકર ધ્યાન ધરાયા. દેવી. ૨
નારદ નૃત્ય કર તેરે આગે, કાનડ બેન બજાયા. દેવી ૩
કર દુર્લભ સુર્લભ એ મૈયા, વલ્લભ જસ ગુણ ગાયા, દેવી. ૪

## રાગ કાલીંગડો રાતલડી કોની સંગે જાગ્યા.

દેવીરે દાતા દાદ સુણોને હમારી,
જનુની જાણી શર્ણ આવ્યોછુ તમારી.
માત વિના મુજ દુઃખ કોણ સાંભળશે, સરિતાનું નીર સિંધુમાં ભળશે
હાથ જમણો મુખ સામો વળશે, દેવી. ૧
માજીપર મંન રહ્યું મારૂં માની, ભલાં છોજી ભગતવત્સલ ભવાંની;
શેવક સુખ દાની મા મહેરબાની. દેવી. ૨
જાણોછોજી મા મુખથી શું કહીએ, દાસનીતો વિનતી આ દિલમાં લહીએ
મહારીરે માજી જેમ રાખો તેમ રહીએ, દેવી. ૩
આદ્યથકી અકલકળા ન કળાંણી, પાર નવ પામ્ય અજ સુલપાણી;
દલસુખ કહે કોણ માત્ર આવાણી, દેવી. ૪

## જોટો રાગ કાલીંગડો ત્રીતાલ ઉલટી ગરબી રાગ ઉપરનો.

આંખલડી રંગે ઘેરી રાજે, વદન છબી શરદ શશી સમ છાજે, આંખ ટેક.
સુંદિરતાઇ અંગો અંગની અંગની સારી, દીસે અતીસે છબી કામણગારી;
જોઇ જોઇ જાવુ મા બલીહારી, આંખલડી. ૧

નયણાં ભરી ભરી બાળાને જોઇ, શોભા નીરખીને રહ્યું મન મોહીં;
શુદ્ધિ બુદ્ધિ મુજ તનની સૌ ખોઇ, આંખ. ૨
ભુતલ માંહી જોયું સર્વે ફરીને, રહ્યુ ચિત્ત માને ચરણે ઠરીને;
વારે વારે નિરખું પ્રેમ ધરીને, આંખ ૩
સખી મુને કાંઇક કામણ કીધુ, માયે માહારૂ દિલ ચોરીને લીધું;
જાણી દિન અભયદાન મુને દીધું આંખ ૪
આવ્યો મુને અંતરમાંથી ઊમંગો, બહુચર માને પાલવ જઇને વળગ્યો;
પલક એક થાવું નહીં હું અળગો. આંખ. ૫
પ્રેમી હોય તે એ રસને માણે, વિમુખ જન એ સુખને સુ જાણે,
સત્ય એમ બોલે વેદ પુરાણે, આંખ. ૬
બહુચરનું જે ભાવે ધ્યાન ધરશે, ભગ્તી સુધારસનું પાન એ કરશે;
તે જન ભવસાગરમાં તરશે, આંખ. ૭
જાણી જગ સર્વ શિરોમણી આઈ, ગાવો ગુણ પ્રેમ ધરીને ભાઈ;
સંકલેશ્વર દાસ રહ્યા છે લોભાઇ, આંખ. ૮

## જોટો રાગ ઉપરનો કાલીગડો.

કટારી પ્રેમની મુને વાગી, ભેદી દલ ભવની ભાવટ ભાગી. કટારી. ટેક.
જોયુ મેંતો અંતર માંહી જાગી, દીઠાં મેંતો બહુચર માત સોહાગી;
રહ્યું મન માત ભજન લેહે લાગી કટારી. ૧
નામું શિશ હું માતવિના કેને, સુરાસૂર મુનીવર શેવે જેને;
સદા શરણે જઇ રહેવું તેને. કટારી. ૨
માજી ઘટ ઘટમાં રહ્યાં વ્યાપી, જેના ગુણ ગાયે વેદ અળાપી;
લેતાં નામ ભવ સિંધુ તરે પાપી કટારી. ૩
માહારી માને કરવું હોય તે કરે, મુર્ખ મન શીદ તું ચિંતા ધરે;
ધાર્યું માનું હરી બ્રંહ્માથી ન ફરે. કટારી. ૪
બહુચરમાયે બાળ રૂપ તે ધરીયું, બધુ વિશ્વ માયે નીરભય કરીયું;
પોતાના જન તણું સંકટ હરીયું. ટકારી. ૫
શેવે માને ભાવ ધરી નરનાર, નવે નિધ્ર રિદ્ધ સિદ્ધ દાતાર;
સમરતાં સહેજે કરે ભવપાર. કટારી. ૬

માજી માહારા એવા પર્મ દયાળ, અમર નર ભુપ તણાં પ્રતીપાળ;
બહુ માજી કંટકનાં છો કાળ. કટારી. ૭
સકલેશ્વર સ્વાનીની સાચી જાણી, ભજી નહીં જન્મ ધરી જે પ્રાણી;
બુડયા ભવ વેદ વદે એમ વાંણી. કટારી ૮

## જોટો રાગ ઉપરનો રાગ કાલીગડો.

સમરને તું બાળા બહુચર ભાવે, ફરી ફરી અવસર આવો ન આવો. સટેક
જોને તુ મનમાં કરીને વિચાર, કળા જેની ન કળે પદ્મકુમાર;
સકલ સંસાર તણુ છે સાર. સમરને. ૧
વ્યાપિક છે બાળા વિશ્વમાં બાધે, સુરાસુર મુનીવર જેને આરાધે;
વિના તપ તત્વ એ કયાંથી લાધે. સમરને. ૨
હોય ઘણા જન્મનું પુન્ય સહાય, જ્યારે પ્રેમ ભગ્તી ઉદય મન થાય;
ત્યારે એ અકલીત રૂપ કલાય. સમરને. ૩
જેને વશ અખિલ બ્રહ્માંડ કહેવાય, જેના ગુણ વેદ પુરાણમાં ગાય;
તેન શ્રીજી અવરકાં મીથ્યા ધાય. સમરને. ૪
લેતાં નામ કોટી જન્મ અઘકાપે, અવિધ્યા એકે તેને ન વ્યાપે;
ઉભય લોકનું પદ માજી આપે. સમરને. ૫
સકલેશ્વર દાસ કહેવાયો તમારો, અપરાધ ઘણો થયો હશે માહારો;
ક્ષમા કરી ભવસાગરમાં તારો. સમરન. ૬

## જોટો રાગ કાલીગડો રાગ ઉપરનો

મોહ્યું મનજોઇ બહુચરબાળી, છાજે છબી શુ કહુ છેલ છોગાળી. મોહ્યું ટેક
માહારી માજી ગોખ મધ્યે રાજે, સજ્યા શણગાર તે શોભે આજે;
તેજ પુંજ કોટી રવિ શશિ લાજે. મોહ્યું. ૧
વંદન શોભે શરદના ઇંદુ જશુ, જોતાં નાવે જમણુ તે બીજું કશુ;
એતો માહારા રદય કમલમાં વશ્યું મોહ્યુ. ૨
ગ્રીવા કપોત અધર બીંબ જોતી, નાકે નથ અદ્દભુત નીરમળ મોતી;
પોતમણી બાળ ભાનું ઉદ્યોતી, મોહ્યું. ૩
અંગો અંગની ઉપમા સૌ સરખી, સુધા રહ્યું તેન કમલમાં વરખી;
થઇ દ્રગ ચંદ્ર ચકોર વાત નરખી મોહ્યું ૪

આભુષણ જે જે ઉદાર ધર્યાં અંગ વેદ વચન અનુસાર;
વરણવતાં શેષ પામે પાર. મોહ્યું. ૫
પામું પાર કયાંથી મુખે એ કહેવું, મતીમંદ ઉપમા શીશી ન દેવું;
નિશ્ચય મુજ એ ખરી માતને સેવું. મોહ્યું ૬
રટુ નિત્ય માતનું નિર્મળ નામ, અવર સાથે મારે શું છે કામ;
ઇચ્છું નહીં હું તો દાસસુત દામ. મોહ્યું. ૭
મુને વિશ્વાસ છે તાહારો મા આખો, માગુ એ કૃપા કરી દર્શન દાખો;
સાંકળેશ્વર દાસને શરણે રાખો. મોહ્યું. ૮

## ગરબી રાગ ઉપરનો

અંબેમૈયા અરજ કરૂં છું તુમારી, દીન જાણીને આશ પુરોને હમારી. અં. ટેક
મંગળકારી મહંમાયા સ્વરૂપ, નીરખી જેનું મન થાય તદરૂપ;
તેનાં દુઃખ ટળે તરે ભવ કુપ. અંગે ૧.
બુધે બહુરૂપે બહુચર બાળા, કર્મ અંક ઓપી કરેરે ઉજીઆળા;
ગરીબાંનીવાજ માજી છો દયાળા. અંબે. ૨
ગુરૂવારે ગાયત્રી મા બીરાજી, દર્શન કરતાં થાય મન રાજી;
જુવોરે જગત જનુની રહ્યાં ગોખે ગાજી. અંબે. ૩
શુક્રવારે સુર અસુરે સેવી, કામનાઓ પૂર્ણ કરી માત દેવી;
સમોવડ કોઈ નહીં તુજ જેવી. અંબે. ૪
શનીવારે શાસ્ત્ર સકળમાં સાખી, દૈત્ય હણી સુરની લજ્જા રાખી;
જુવો માર્કંડ પુરાણે વાત ભાખી. અંબે. ૫
આદીતવારે આદ્ય ભવાની માતા, સેવક જાણી કરો હવે સુખ શાતા;
માજી તમે જગતતણી છો જનેતા. અંબે. ૬
સોમે શુભદાયની છો મહંમાયા, દાસ જાણી શીર કરો કર છાયા;
દમોદરે માજી તણા ગુણ ગાયા. અંબે. ૭

## બારમાસ રાગ આશાવરી ધનાશ્રી.

મધુપથી માધવને કહેજો—એ રાગ.

શેવો બહુચર મા બાળી, કામ ક્રોધ મોહને ટાળી;
ભવસાગર તારણ વાળીરે. શેવો. ૧

કારતકે કરૂણા મા કીધી, દાસની સંભાળો મા લીધી;
સેવકને આપી નવ નીધીરે. શેવા ૨

માગશરે મંદીરમાં જઇએ, બહુચર નિરખી સુખીયાં થઈએ;
સદાએ આનંદમાં રહીએ. શેવા. ૩

પોસે તો પાર ન લે કોઇ, વિસ્મે થયો શેષ માને જોઈ;
સનકાદિક મુની રહ્યા મોહી રે- શેવા. ૪

માગે તો મહીસાસુર મારી, રકતબીજ નાંખ્યો વિદારી;
ધુમ્રલોચન ગયો હારી રે. શેવા. ૫

ફાગણે તો ફેરો સફળ કરીએ, ધ્યાન જો બહુચરનું ધરીએ;
તાપ ભય દેહ તણો હરીયે રે. શેવા. ૬

ચૈતરે ચીતમાં આણી, શેવે સાચી સલખનપુર રાણી;
અભયપદ પામે તે પ્રાણી રે. શેવા. ૭

વૈશાખે આપદા બહુ ટાળે, પ્રેમે જે બહુચરને ન્યાળે;
સદા સુખમાં દીન ગાળે રે. શેવા ૮

જેઠે જગદંબાને ચાશો સહેજે સુધા સિંધુમાં નાહાશો;
અંતે વૈમાને બેસી જાશો રે. શેવા. ૯

અશાડે હળવેથી આવ્યાં, કવીકાળ ચુંવાળમાં કાવ્યાં:
પોતાના જનનાં મન ભાવ્યાં રે. શેવા. ૧૦

શ્રાવણે મા શ્રવણે સાંભળજો, દાસની વિનતી રૂદે ધરજો,
જનનીનો ગર્ભવાસ હરજો રે. શેવા ૧૧

ભાદરવે ભાવ ધરી ઉઠી, દુષ્ટ દાનવ હણ્યા રૂઠી;
દાસની દયા જાણી ત્રૂઠી રે. શેવા. ૧૨

આસો માસે આરાધે ઇશ, ધ્યાન ધરે બ્રહ્મા જુગદીશ;
ઈંદ્રાદીક દેવ નમે શીશ રે. શેવા. ૧૩

બારે માસ શિખે સુણે ગાશે, તેની બહુચર પુરે આશે;
કરજોડી કહે સાંકલેશ્વર દાસ રે, શેવા. ૧૪

## રાગ ધનાશ્રી લલીત.

તીથીઓ રઘુપતી રામ રૂદેમાં રેજોરે એ રાગ.
સખી સમરૂ પ્રથમ ગણરાયરે, લાગુ બ્રંહ્મ સુતાને પાયરે;
નીરમળ વાણિ આપો મુને માય, બહુચરના રંગસુ રાચુરે;
રહેજો રદય કમલમાં એ જાચુ. બહુ. ૧
સખી કરૂણાથી માત તમારીરે, ગુણ ગાવા થઈ મતી માહારીરે;
ગાવું પંદર તીથીઓ સારી. બહુ. ૨
સખી પડવે પ્રગટ ભવાનીરે, કરૂણાવંતી મહા વરદાનીરે;
નવખંડમાં નહીં છાની. બહુ. ૩
સખી બીજે બાળા સ્વરૂપરે, નખ શિખ શોભા છે અનુપરે:
જેને આરાધે સુરીનર ભુપ બહુ. ૪
સખી ત્રિજે ત્રિગુણ રૂપ ધારીરે, રચ્યો ખેલ માયા વિસ્તારીરે;
ન કળાએ અકળગતિ ન્યારી. બહુ. ૫
સખી ચોથે ચંચળ થઇ ચાલીરે, દુષ્ટ દાનવ દ્રષ્ટમાં ઘાલીરે;
કાળ રૂપ થયાં મહાકાળી બહુ. ૬
સખી પાંચમે પરાક્રમ કિધુરે, હણી દૈત્યને રૂધિર પીધુંરે;
દેવતાને અભયદાન દિધું. બહુ. ૭
સખી છઠે છબિલી બીરાજેરે, ગોખે ચઢિને ગંભિર ગાજેરે;
સદા સેવકને શિર છાજે. બહુ. ૮
સખી સાતમે સનખલપુરમાંરે, મળી જોગણી ચોક ચાચરમાંરે;
ગાય ગિત રસાળાં આદરમાં. બહુ ૯
સખી આઠમે આઠ સાહેલીરે, મધ્યે નવમિ રહિ અલબેલિરે;
રચ્યો ખેલ વળિ રંગરેલિ બહુ રે. ૧૦
સખી નામે નવદુર્ગા આલિરે, એક એક આઠે અમલાલિરે,
રમે રાત દિવસ રસાળિ. બહુ. ૧૧
સખી વિજયા તે દશમિના દિનરે, મહમાયા થયાં છે મગનરે;
ચાલ્યાં પોતપોતાને ભુવન. બહુ. ૧૨

સખી એકાદશિયે શક્તરે, જેજેકાર કિયો છે જગતરે;
નવે નિધ આપી છે ભગત. બહુ ૧૩
સખી બારમે બહુચર બાળીરે, રાખે પોતાના જન પ્રતિપાળિરે;
નિજ દાસનિ આપદા ટળિ. બહુ. ૧૪
સખી તેરસે તુળજા માતારે, શેત્રો જગ્ત તણિ એ જાતારે;
ગુણ ગાતા રહો રંગ રાતા બહુ. ૧૫
સખી ચોદશ ચિત્તમાં આણિરે; શેત્રે સાચિતે શક્તને જાણીરે;
તરે ભવસાગર તે પ્રાણિ બહુ. ૧૬
સખી પુનમ પુરણ પ્રતાપરે, નવખંડમાં જેની છે છાપરે;
સનખલપુરમાં બિરાજે આપ બહુ. ૧૭
સખી પંદર તિથિઓ ગાય જેહરે, નરનારી ધરિને દેહરે;
નવ નિધને પામે તેહ. બહુ. ૧૮
સકલેશ્વર વંદે પાયરે, એ માગુ મન બહુચર માયરે;
સદા રહેજો મુને તમે સહાય બહુ. ૧૯

## ગરબો

જયજય આરાસુરનિ રાણી માતભવાનીરે હું અરજક કરૂ મન આણિ. માત.૧
તમે આનંદે ઘેર આવો, માત. તમે શેવકને મન ભાવો. માત. ૨
તાહરો શેવક થાય છે દુખીયો, માત. તમે આવીને કરજો સુખિયો માત. ૩
તુને નહીં વાહાલું નહીં વેરિ, માત, તુને દેવતા પુજે પહેલિ, ૪
હું તો આઇને ચરણે લાગુ, માત. તાહરો દાસ થઇને માગુ; માત. ૫
દાસ જાણીને દરસન દેજો, માત. સેવકની ખબર લેજો, માત. ૬
દિન જોઇને દાસ તમારો, માત, આશરો છે અંબા તાહારી માત. ૭
માણેકના મુકુટ ઝળકે, માત. વચ્ચે પાનું લીલું ચમકે. માત. ૮
મોતિનિ પહેરિ વાળિ. માત. શેવકને લ્યો સંભાળી, માત. ૯
તાહરે દ્વારે ન મળે તાળુ, માત. તે પહેર્યા કસબિ સાળુ, માત. ૧૦
તાહારે પારે હવન થાય, માત ત્યાં ખિર ચુંદડી હોમાય, માત. ૧૧
તાહારે રમવા આવે ચાચર, માત, આવે છે સહુએ જાતર, માત. ૧૨

દેશ દેશમાં ડંકો તાહારો, માત. આશરો છે અંબા તાહારો, માત. ૧૩
તાહારો આરાસુરમાં વાસ, માત. કહે વલ્લભઘોળો દાસ. માત. ૧૪
આ વલ્લભકેરી વાંણી, માત. સાંભળજો આરાસુર રાણી. માત. ૧૫

## રાગ ગરબી. ધનાશ્રી સોહણી.

આજ વહેલાં નિશાળે આવજો એ રાગ.

બહુચરાજી ખેલે છે છંદમાં રે, આજ બહુચરાજી ખેલે છે છંદમાં ટેક.
સલખનપુર ડેડાણાને ડેરે, શકિત સકળના વૃંદમાં રે. આજ. ૧
સરખા સરખી જોડ મળી છે, ગાયછે ગીત આનંદમાં રે, આજ. ૨
હુંબોડા લે સર્વે હરખી, રાત દિવસ સારદમાં રે; આજ. ૩
નારદ નાચેને તુમર વાયે, પ્રેમ પુરાણુ રસ કંદમાં રે; આજ. ૪
આલાપ કરે સૌ રસના મેલી, વાજાં વાગે ગતી મંદમાંરે, આજ. ૫
સુરનર મુનિવર સુધબુધ ભુલ્યા, પડયા પ્રેમના ફંદમાં રે. આજ. ૬
કહે સાંકળેશ્વર મુજ મન હરખ્યું, ચરણકમળ મકરંદમાં રે. આજ. ૭

## જોટો ગરબી.

અલબેલી અંબા માવડી રે, માહારી અલબેલી અંબા માવડી. ટેક.
યથામતી માનો છંદ બનાવું, શિપ નમી માની પાવડી રે. મારી. ૧
અગાધ ગુણ માના કેઇ પેરે ગાવું, અકલ નથી કાંઈ એવડીરે, મારી. ૨
કિંચિત કરૂણા દ્રષ્ટે જોતાં, મુર્ખને કવિતા આવડી રે, મારી. ૩
ભગત મનોરથ પુરણ કરવા, કામદુર્ગા છે ગાવડી રે, મારી. ૪
ભવસાગર જળ પાર ઉતારવા, નામરૂપીછે નાવડી રે. મારી. ૫
રદય કમલમાં નિશદિન રાખું, ધ્યાન ન ચુકે એક ઘડી રે; મારી. ૬
અવર સંગાથે શું કામ મહારે, સાચી માતા મુને જડી રે, મારી. ૭
દીન જાણી ભવ તાપ નિવારો, કરગરી કહું પાયે પડી રે. મારી. ૮
કહે સાંકળેશ્વર મુજ માત જોતાં, મહમાયા સૌથી વડી રે. મારી. ૯

## જોટો ગરબી.

રંગીલી બહુચરબાઇ રે, આજ રંગીલી બહુચરબાઇ; ટેક૦
નવરાત્રી નવદુર્ગા સંગે, નીતમ ખેલ મચાઇ રે. આજ૦ ૧

પીતાંબરા કાળી કાત્યાયની, અન્નપુર્ણાને અન્તાઇ રે, આજ૦ ૨
હરસિદ્ધ ચંડીને ચામુંડા, આનંદી અંબા આઇ રે, આજ૦ ૩
ચંદ્રભાગા આદ્યેશ્વરી દેવી. તુળજા કામાક્ષાઈ રે. આજ૦ ૪
ચાચર ચાલી કરે કર ઝાલી, ઊભા તે કુંડે વળાઇ રે; આજ૦ ૫
ચાલે ઠમકે ને ઘુઘરા ઘમકે, લચી લચી લંક વળાઈ રે. આજ૦ ૬
પલવટ વાળી લે કર તાળી, દાંતે તે ઘુંઘટ સાહી રે; આજ૦ ૭
વદન સરદના ચંદ્ર સમાણી, કોકીલ કંઠ સોહાઇ રે. આજ૦ ૮
તાલ મૃદંગ ડાક ડમરૂ વાજે, ભેર ભુંગળ શરણાઇ રે; આજ૦ ૯
બ્રહ્માદિક મન રહ્યા વિચારી, અકળ કળા ન કળાઇ રે. આજ૦ ૧૦
નામ સમરતાં નરક નિવારે, ભાવે ભજો તમે ભાઇ રે; આજ૦ ૧૧
કહે સાંકળેશ્વર ભવમાં બુડતાં, તારોને બાવડી સાહી રે. આજ૦ ૧૨

## જોટો ગરબી

આંખડી રંગભરી રાજે, આજ માની આંખડી રંગભરી રાજે; ટેક૦
જોતાં કમલદલ દ્રગ ચપળાઇ, મિન મૃગ ખંજન ગાજે રે. આજ૦ ૧
કરૂણા કટાક્ષ છબી જોતાં; પુરણ નિશાકર લાજે રે; આજ૦ ૨
નખ શિખ શોભા કહી નવ જાયે, અંગ ઉમંગ ભર્યાં આજે રે આજ૦ ૩
સોળ શણગાર સજ્યા બહુ ભાતી, છત્ર સોનાનું શિર છાજે રે, આજ૦ ૪
ગાયે ગીત રસાળાં સખી સંગ, વાજાં ગતીમંદ વાજે રે. આજ૦ ૫
ઉપમા એકએકથી અતિ સુંદીર, મળ્યું છે શકિત સમાજે રે; આજ૦ ૬
હાસ્ય વિનોદ કરે હરખી નિત્ય, ખેલે સૌ મુકી માજે રે; આજ૦ ૭
સર્વને આપે નિદ્ધરિદ્ધ સિદ્ધ, દુરીજન દુરથી ભાજે રે. આજ૦ ૮
માના ક્રોધ પ્રલય અગ્નીમાં, દૈત્ય પતંગ પડી દાઝે રે; આજ૦ ૯
સંસાર રૂપી સમુદ્ર ભર્યો તેમાં, નામરૂપી માનું ઝાઝ રે. આજ૦ ૧૦
દાસ પોતાના રહે રંગ રાતા, જુગમાં સૌ શિરતાજે રે; આજ૦ ૧૧
શકિત શિરોમણી જે જન સેવે, તેનાં સર્યાં સૌ કાજે રે. આજ૦ ૧૨
કહે સાંકળેશ્વર બેઉ કરજોડી, મહેર કરો મહારાજે રે, આજ૦ ૧૩

## જોટો ગરબી

રંગે રમેરે રંગે રમે, આજ નવ દુર્ગા રંગે રમે. ટેક.
આદીતે આવ્યાં અલબેલી, મંડપમાં મતવાલી ભમે આજ. ૧
સોમેતો શણગાર શોભે શકિતને, રાગમલ્હાર માથે ગાયો સમે આજ. ૨
મંગળવારે છો મા ઉમંગમાં, થાળ કરૂ તે માત જમે, આજ. ૩
બુધવારે મા બેઠાં બિરાજે, શ્રીફળ ચુંદડી માતને ચઢે, આજ. ૪
ગુરૂવારે મા ગોખમાં બિરાજે, ભગતજન આવીને ચરણે નમે, આજ, ૫
સુકરે સલખનપુરી આવ્યાં, ગરબે રમે તે માત સૌને ગમે આજ. ૬
શનીવારે મા સહાય કરો દેવી, મુખવાસ કરવા બેસો તમે, આજ. ૭
ભટવલ્લભ મા દાસ તમારો, શરણે રાખીને ભવ તારો તમે, આજ. ૮

## જોટો ગરબી.

સુબો સલખનપુર ગામનો ઘણી, માહારે સુબો સલખનપુર ગામનો ટેક.
શ્રીજીસરખો માહારે સ્વામી સોહાવે, મેં તો ચુડો પહેર્યો એના નામનો. ધ. ૧
સ્વામી ભાવે હું તો શકિતને શેવું, અવર ઘણી! શા કામનો; ઘણી. ૨
કહે દલસુખ દીન બેહુ કરજોડી, હું તો ચાકર તીહારો વણદામનો, ધ. ૩

## જોટો ગરબી.

ચાચર મોતીડે વધાવું, બહુચર માનો ચાચર મોતીડે વધાવું. ટેક.
કુમ કુમ કેસરે ચાચર પુજું, ફુલડીયાં વેરાવું, બહુ. ૧
લાજ તજીને હું તો સ્વાંગ સજીને, નાચુને મંગળ ગાવું; બહુ. ૨
દુષ્ટ દુરીજન જે કોઈ બોલે, તે મનમાં ન ધરાવું; બહુ. ૩
કહે દલસુખ દીન દામ વિનાનો, દેવીનો દાસ કહેવાઊં. બહુ. ૪

## જોટો ગરબી.

બહુચર બીરાજે ગોખમાંરે, બાળી બહુચર બીરાજે ગોખમાં; ટેક.
દેવળ મોટું દયાળી કેરૂ, ચાહન ચુંવાળના ચોકમાંરે બાળી. ૧
ભગત તે જન ભવાઇ કરે છે, શેવક તે ઘણી શોખમાંરે, બાળી, ૨
કહે દલસુખ દીન બેઊ કરજોડી, રાખો નારાયણી નોકમાંરે બાળી, ૩

સલખનપુરની શેરીયો રે, રૂડી સલખનપુરની શેરીયો ટેક૦
કલ્પ તરૂવર બાળા ત્રીપુરા, નામ રૂપી છે કેરીયો રે, રૂડી૦ ૧
નામ સુધારસ જેણે પીધો, તે નર બની ગયા લહેરીયો રે. રૂડી૦ ૨
કહે દલસુખ દિન બહુચર ભજતાં, ગાજી શકે નહી વેરીયો રે; રૂડી૦ ૩

## જોટો ગરબી.

નામ ઉપર જાઉ વારી, નારાયણીના નામ ઉપર જાઉ વારી; ટેક૦
ભગ્ત અભય પદ દાયક દેવી, સેવકને સુખકારી નારા૦ ૧
વ્યાસ વશિષ્ટને મારકંડ સરખા, વહાલા દીધા ભવતારી; નારા૦ ૨
કહે દલસુખ દીન બેઉ કરજોડી, મોટી છે આશ તમારી. નારા૦ ૩

## જોટો

માતની માતની માતની રે, માહારે મહેરતો ઘણી છે બાળા માતની ટેક૦
સ્વરૂપ સોહાગી વારૂ વરણાગી, કાંતી ઝળકે ગૌર ગાતની રે. માહારે૦ ૧
આરાસુરી આવ્યાં શકિત સર્વ લાવ્યાં, પ્રેમે પુજે નવરાતનીરે; માહારે૦ ૨
મંડપ રાજે ઘણે ગુણે ગાજે, છાજે શોભા શકત સાતની રે. માહારા૦ ૩
યદુરામ આઇ ગુણ કહેવા સમર્થ કાંઇ, અકળકળા છે વેદવાતની રે. મા ૪

## જોટો

બહુચરી બહુચરી બહુચરી રે, મતબાલી ચુંવાળમાં બહુચરી;
દેવી તે દઇત્ય ગઈ સૌ ચરી રે, મત૦
આરાતેસુરમાં અંબે બીરાજે, સિંહે ચઢીને સંચરી રે. મત૦ ૧
દક્ષિણદેશમાં દેવી તુળજાભવાની રે,પાવેતે ઘડ કાળી ખરા રે; મત૦ ૨
ખડગ ત્રિશુળ કરમાં લઈને, દુષ્ટોને હણવા નીસરી રે: મત૦ ૩
રકત તે બીજને રણમાં રોળ્યો, કાળી રૂપે ક્રોધ કરી રે. મત૦ ૪
મહીશાસુર મહાબળીયો માર્યો; ચંડમુંડ ચોળ્યા બળ કરી રે; મત ૫
માને પારે હવન થાય છે, હોમાય છે ચીર ચુંદડી રે; મત૦ ૬
દેશોદેશના સંઘજ આવે, આંગી લાવે પ્રેમ કરી રે; મત૦ ૭
દાસ મોતી ગુણ ગાય મા તાંહારા, દરશન ધો કૃપા કરી રે, મત૦ ૮

## જોટો.

ગોખની શોભા સારી, અંબામાના ગોખની શોભા સારી. ટેક.
સેવા કરે તેને મહા સુખ આપે, સાહ્ય કરે ત્રીપુરારી. અંબા. ૧
સોના રૂપાનાં માને છત્ર બીરાજે, દીપક જોત અજવાળી. અંબા ૨
ખડગ ત્રીશુલ માને ગોખે ઘણેરાં, રત્નજડીત્ર જળઝાળી. અંબા ૩
શણગાર પહેર્યા માયે સોળે શોભીતા, નાકે વેસરવાળી. અંબા ૪
વિમળ વણીકને મહાસુખ આપ્યુ, ગાયો તે ચારી તમારી. અંબા ૫
સોળંકીની શોભા રાખી, નર કીધો હતી નારી. અંબા ૬
આઠે દાહાડે આદીતવારે, સંઘ આવે નર નારી. અંબા ૭
દાસ મોતી કહે મૈયા મહારે, મોટી ઓથ તમારી. અંબા. ૮

## ગરબી.

પાઢી પાર બિરાજે માત બહુચરીરે, સર્વે જનની વીનતી ઉર ધરીરે. પાઢી ટક
આસપાસ દેવ રહ્યા સર્વે મળીરે, નમો ગણપતિને દુઃખ જાયે ટળીરે પાઢી.૧
બટુક બાળકેશને આરાધીએરે, એતો કાર્ય સુધારે મન ધારીએરે. પાઢી. ૨
હરસિદ્ધ કાળીકાનું દરશનલીજીએરે, માની પાદુકાની પ્રદક્ષણા કીજીએરે ૩
બજરંગ નરસીંગ બે વીર છે રે, માનસરોવરે નીરમળ નીરછેરે. પાઢી.૪
સરકારથી અનુષ્ટાન થાય છેરે, સાંમા બેસી લાલ આઈગુણ ગાય છે રે પા. ૫
ચાચર પ્રહરનાં ચોઘડીયાં ગડગડેરે, માને દેવલે ધ્વજાઓ ફરફરેરે. પાઢી. ૬
કાળીદાસ માની શેવા કરેરે, શણગાર નીત્ય નવનવા ધરેરે. પાઢી. ૭
માની થાળ આરતી ગવાય છે. દરશન કરી મનડુ હરખાય છેરે. પાઢી ૮
દુર્ગા અષ્ટમીએ ઓછવ થાય છે રે, નારણદાસ આદે મંડળી જાય છેરે. પા ૯
ભાવે કરીને અષ્ટમી જે કરે રે, પયપાન વીગેરે મેવા ધરે રે પાઢી. ૧૦
ત્યાં તો પદ છંદ ગરબા ગવાય છે રે. પછી માની પ્રસાદી વેંચાય છેરે પાઢી.૧૧
ગરબો ગાયે શિખેને સાંભરે, નિશ્ચન મન હોયતો બહુચરા મળે રે.પાઢી.૧૨
દામોદરને મા દરશન આપી એ રે, સર્વ મંડળીનાં દુઃખડાં કાપીએરે પા૧૩



## ગરબી રાગ આસાવરી કાલીંગડો.

મારૂ સોનાનું છે બેડુરે એ રાગ

ચાલ જઇએ જોવા આલીરે, છેલ છબીલી બહુચરીયાં;
રમે સલખનપુરમાં બાળીરે, છેલ. ૧
સજ્યા શણગાર સોળે અંગરે, છેલ. છબી જોતાં લાજે અનંગરે, છેલ. ૨
મુખ શરદ પુનમનો ચંદરે, છેલ. ઉપજ્યોછે અતિ આનંદરે. છેલ. ૩
મળી સરખા સરખી ટોળીરે, છેલ. વચે રહી અંબા ઘોળીરે, છેલ. ૪
બીહાગ અલાપ્યો ગાનેરે, છેલ. સખી કોન ચુકે તાનેરે, છેલ. ૫
જે ટુક મા મુખે ઊચરતાંરે, છેલ. તે બોલે સખીયો ફરતાંરે છેલ. ૬
ગાય મધુરાં ગીત રસાળીરે, છેલ. મદમાતી લે કર તાળીરે છેલ. ૭
ખુંદે ઊંચાં નીચાં થઇનેરે, છેલ. એક એકને સામાં રહીનેરે, છેલ. ૮
લચી લંક વળે સાહેલીરે, છેલ. ગાયે સર્વે રસના મેલીરે, છેલ. ૯
મતવાલી પળવટ વાળીરે, છેલ. સૌ દાંને ઘુંઘટ ઝાલીરે, છેલ. ૧૦
મળી અંબા બહુચર બેલીરે, છેલ. જાણે દુધમાં સાકર ભેળીરે, છેલ. ૧૧
મળી બબે સરખી જોડરે, છેલ હંબોડા લેછે હોડર, છેલ. ૧૨
નવ દીન તે નવલે રંગરે, છેલ. ઉપજાવે તાન સુરંગરે, છેલ ૧૩
વાજે દુંદુભી તાલ પખાજરે છેલ. રંગ છાઈ રહ્યો છે આજરે છેલ. ૧૪
ધશી જોવા સુર સૌ આવેરે, છેલ. માને ચંદન પુષ્પ વધાવેરે, છેલ. ૧૫
રમી મઢમાં આવ્યાં ચાલીરે, છેલ. બેઠાં આસન સૌ સંભાળીરે, છેલ ૧૬
સખી સામગ્રી સૌ લાવીરે, છેલ. લીધાં ભોજન ભોગ ધરાવીરે છેલ ૧૭
લેઇ આચમન કરી મુખ વાસરે, છેલ. વળ્યાં પોતપોતાને અવાસરે; છેલ૧૮
જુઠ દાસલડાંને આપ્યાંરે, છેલ. માયે જન્મ મર્ણ દુઃખ કાપ્યાંરે, છેલ૧૯
કહે સાંકળેશ્વર તુજ દાસરે, છેલ. દીન જાણી પુરો આશરે, છેલ ૨૦

## જોટો ગરબી

શ્રી સલખનપુર બીરાજેરે, ચાલ સખી જોવા જઇએરે
માજી ગોખે ચઢીને ગાજેરે. ચાલ. ૧
બેઠાં અંબા બહુચર શોભેરે, ચાલ. ત્યાંતો જોવાનોછે જોખરે. ચાલ. ૨
નખ શિખ શોભા સૌ સરખીરે, ચાલ. રહ્યું અમૃત નયણે વરખીરે. ચાલ. ૩

માજી દરશનથીદુ:ખ કાપેરે, ચાલ. માજી મનવાંછીતફળ આપેરે. ચાલ. ૪
મુખ જોતાં નીરમળ નાંમેરે, ચાલ. તેતો ચાર પદાર્થ પાંમેરે ચાલ. ૫
ગુણ પ્રેમ ધરીને ગાયરે, ચાલ. તેતો જીવન મુક્ત થાયરે. ચાલ. ૬
ગુણ ગાયે ચાચર ફરતાંરે, ચાલ. તેતો જન્મ મર્ણ ભય હરતાંરે. ચાલ. ૭
ઝીલે માનસરશોવર નીરરે, ચાલ. તેથી થાયે શુદ્ધ શરીરરે ચાલ ૮
માના વાવ્ય કુંડમાં નહાયરે, ચાલ. તેના પાતક સરવે જાયરે. ચાલ. ૯
માની કીર્તી સુણતા કાનરે, ચાલ. નરનારી પામે વૈમાનરે. ચાલ. ૧૦
માને ચરણ કમળ શિશ નામેરે, ચાલ. તેતો કોટી તીરથ ફલ પામેરે. ૧૧
કરે માને પારે વાસરે, ચાલ. તે ન પડે યમને પાસરે. ચાલ. ૧૨
શેવે સાચી જાણી દીલમાંરે, ચાલ પુરૂષાતન પામે પલમાંરે. ચાલ. ૧૩
કરે સહેજે બહુચર ન્યાલરે, ચાલ. સુખમાં તે કાપે કાળરે. ચાલ ૧૪
જે માના દાસ કહાવેરે, ચાલ. ફરી ગર્ભવાસ તે નાવેરે ચાલ. ૧૫
કળી કલ્પતરૂમાં કાવ્યાંરે, ચાલ. માજી ભગતને લાડ લડાવ્યાંરે, ચાલ. ૧૬
એવી નહીકોઈ જુગમાં દાતારે, ચાલ. ગુણ ગાઇ રહોરંગ રાતરે. ચાલ ૧૭
માજી પુરો મનની આશરે, ચાલ. કહે સાંકળેશ્વર તમ દાસરે ચાલ. ૧૮

## જોટો ગરબી

સખી સલખનપુરને વાસરે, બહુચર માત બિરાજે છે;
નીજ જનની પુરે આશરે.
માજી ગોખે ચઢીને ગાજેરે, બહુ. સાદા સેવકને શિર છાજેરે, બહુ. ૨
બિરદાળી બિરદે ભરીયાંરે, બહુ દરદીનાં દુ:ખડાં હરીયાંરે, બહુ. ૩
માને નયણે ભરી ભરી જોતાંરે, બહુ. સખી જન્મમરણભયખોતાંરે બહુ ૪
સમર્યાં તે કારજ સારે, બહુ. માજી કર્યા ઉધારરે, બહુ. ૫
સખી આદ્ય સ્થાનક શિશ નમતાંરે, બહુ. માજી ટાળે ભવમાં ભમતાંરે. ૬
માના વાવ્ય કુંડમાં નહાયરે બહુ તેને કાશીનું ફલ થાયરે, બહુ ૭
જપ તપ યજ્ઞ આચરતાંરે, બહુ. જે ફલ થાય દેહને દમતાંરે બહુ ૮
ફરે ચાચર પુંઠલ જંનરે, બહુ. ગાય ગરબો નિરમળ મંનરે, બહુ ૯
તે ફળ પામે નરનારીરે, બહુ. જાવું બહુચરને બલીહારીરે; બહુ. ૧૦
કરે નામ સુખ ઊચારરે, બહુ. તેનો સફલ હોય અવતારરે, બહુ. ૧૧

આણી મનમાં અતી ઊલ્હાસેરે, બહુ. માનાગુણ નીશદીન ગાશેરે, બહુ. ૧૨
તન મન ધન અર્પણ કરશેરે બહુ, સહેજે ભવસાગરમાં તરશેરે, બહુ ૧૩
જે જે ઇચ્છાએ આરાધેરે, બહુ. ધરી ધ્યાનને સાધન સાધેરે, બહુ ૧૪
તે તે ફલ પામે પ્રાણીરે, બહુ. એવી સમર્થ ત્રીભુવન રાણીરે, બહુ. ૧૫
માટે ભાવ ધરીને ભજજોરે બહુ. તમે કામ ક્રોધ મન તજજોરે, બહુ. ૧૬
જો જન્મ સફળ કરી જાણોરે, બહુ. રસનાએ રસ નીત્ય માણોરે, બહુ. ૧૭
સાંકળેશ્વર વંદી ચરણેરે, બહુ. કહે રાખજો મુજને શરણેરે; બહુ ૧૮

## જોટો ગરબી.

શેવો બાળા ઉરમાં આણીરે, સાચી સલખનપુર રાણી;
તન મન ધન સોંપીને પ્રાણીરે,
ભજો પુરણ પ્રેમ ધરીનેરે, સા. નહીં આવો જુગમાં ફરીનેરે, સા. ૨
તમે નીશદીન મા ગુણ ગાવોરે, સા. ફરી અવસર ન આવે આવોરે, સા. ૩
જો જાણો જીત્યુ જગતનેરે, સ. તો શેવો સાચા શક્તનેરે સા. ૪
તમે ભગત માજીના કહેવાશોરે સા. સહેજે સુધા સિંધુમાં નહાશોરે, સા. ૫
રહ્યાં વિશ્વ સકલ વ્યાપીરે, સ. જેના ગુણ વેદ ગાએ. આલાપીરે સા. ૬
ઘટ ઘટમાં વ્યાપીક બાળીરે. સા. અણુમાત્ર નથી કાંઈ ખાલીરે સા. ૭
જુઓ મનમાં કરીને વિચારરે, સા. રહ શક્તિ વિના સંસારરે, સા. ૮
તજી માત અવરને આરાધેરે, સા. તેને મોક્ષનો પંથ ન લાધેરે, સા. ૯
નારદ સારદને મહેશરે, સા. સુરપત્ય કમળા વર શેષરે, સા. ૧૦
ગુણ ગાઇ કહે ધન્ય ધન્યરે, સા. નથી તુથી અવર કો અન્યરે સા. ૧૧
કહે શકતી સત્ય એમ વાણરે, સા. રહ્યાં રાખી સકલ મંડાણરે સા. ૧૨
ભજો બાળા સ્થિર મન રાંખીરે સા. જેની વેદ પુરાણે સાખીરે સા. ૧૩
જેણે ભાવે ભજી નહીં આઇરે, સા. એણે મનુષ્યા દેહ ગમાઇરે, સા. ૧૪
તેણે સાધન નવ કાંઇ કીધુંરે, સા. તજી અમૃતને વખ પીધુંરે, સા. ૧૫
તું રતન ચિંતામણી ત્યાગી રે, સા. કાચ કથીર શું લે છે માંગીરે, સા. ૧૬
ધન દારા સુત પરીવાર રે, સા. શું જોઈ મોહ્યો તું ગુમાર રે, સા. ૧૭
શું જાણી કહે છે માહારૂં રે, સા. તેમાં અંતે નથી કાંઈ તાહારૂં રે. સા. ૧૮
આ જુગમાં વિના મંહમાય રે, સા. અંતકાળે કરે કોણ સાહ્ય રે, સા. ૧૯

તમે સાંભળજો નરનારી રે, સા. તમો માનો શિખામણ માહારી રે, સા. ૨૦
જાણો અવર ઉપાસના કાચી રે, સા. રહો બહુચરને રંગ રાચી રે, સા. ૨૧
માજી સંસારનું સાર રે, સા. શેવો સહેજે કરે ભવપાર રે, સા. ૨૨
ભણે સાંકળેશ્વર એમ વાણી રે, સા. દીન જાણી ધરો શિર પાણી રે. સા. ૨૩

## ગરબી રાગ ધનાશ્રી જેતશ્રી.

સારૂ સારૂ રે સુરત શેહેર એ રાગ.

હું તો વારી રે બહુચર બાળ તાહારા લટકાને, ટેક.
લટકે રૂપ થઇ બ્રહ્માણી, નીપજાવ્યો સંસાર રે;
લટકે રૂપ ધર્યું રૂદ્રાણી, જગત કરણ સંહાર. તારા. ૧
લટકે વૈષ્ણવી પોતે પ્રગટી, કરવા શ્રષ્ટી પાલણ રે;
લટકે મહેરામણતે મથીયો, કાઢયા ચૌદ રતન. તારા. ૨
લટકે મોહની રૂપ ધરીને, દાનવ મોહ પમાડયા રે;
લટકે અમૃત સૂરને પાયું, લટકે સૌને ભમાડયા. તારા. ૩
લટકે મથન કરી વિષ કાઢયું, દહન થતાં ત્રિલોક રે;
લટકે શિવ રૂપે વિષ પીધુ, સૌના સમાવ્યા શોક. તારા. ૪
શુંભ નીશુભ મહીશાસુર સરખા, મહા બળીયા તતખેવરે;
લટકે અસુર સંહાર કરીને, ઊગાર્યા સૌ દેવ. તારા. ૫
લટકે ધર્મની માઝા બાંધી, પ્રગટ કરી ચાર વેદ રે;
લટકે ભક્ત મનોરથ પુર્યા, ટાળ્યા સૌના ખેદ. તારા. ૬
લટકે સ્વેતગીરી તજી આવ્યાં, ગોખ બિરાજો આપ રે;
દાતા રૂપ ધરીને હરવા, નિજ જનના સંતાપ. તારા. ૭
લટકે વાત વિક્ષાત જગતમાં, મેરીનો કીધો મર્દ રે;
લટકે ચોક ચુંવાલે વશિયાં, દરદીનાં હરવા દર્દ. તારા. ૮
લટકે નામ લેતાં મહા પાપી, તાર્યા જન અલેખ્યા રે;
લટકો જોઈ સાંકળેશ્વર ભાગ્યની પ્રગટી, કુંમ કુંમ રેખા. તારા. ૯

## જોટો ગરબી.

બિરદાળી રે બહુચર માત, સલખનપુર રાણી;

તાહારે અધીક છે મહીમાય, દેવે પરમાણી. ટેક.
છત્ર ચંદરવા દેવના માજી, સુબા આવે ચાલી રે;
કુકડા બહુ કલોલ કરે મા, એવાં છો બીરદાળી. સલ. ૧
શિખરની શોભા શી કહીએ, ચાચર જઇ મનમોહીએ રે;
ઘુંમટમાં માજી પેસતાં તો સામા ગણપતી સોહીએ. સલ. ૨
વીષ્ણુ તો પ્રણામ કરેને, શિવતો ઘણું ચાહે રે;
બ્રંહ્મા તો ત્યાં ગાન કરે માજી, વેદ ભણે ઉચાર. સલ. ૩
નવનાથ તો દરશનને ઇચ્છે, ચોરાશી વળી સિદ્ધ રે;
જે જન તાહારે ચરણે આવે, તેતો પામે નવનિધ્ય. સલ. ૪
બાજુબંધ ને બેરખા, માને કોટે એકાવળ હાર રે;
ચપકળીની શોભા શી કહીએ, મોતી તપે લલાટ. સલ ૫
આંધળાંને આંખ આપે, માજી પાંગળાંને પાગ રે;
વાંઝીયાનાં તો મેહેણાં કાપે, તાહારે અધિક છે પ્રતાપ. સલ. ૬
તારે તો સેવક બહુ કહીએ, તેનો પાર ન કહેવાય રે;
દાસ વલ્લભ જન રંક તમારો, તેની કીજે સહાય. સલ. ૭

## જોટો ગરબી.

અલબેલી રે અંબે માત ચાલો જોવાને જઇએ; ટેક.
માનસરોવર માજીનું મહાત્મ નીરમળ નીરમાં નાહીએ રે ચાલો. ૧
દુઃખી તણાં માજી દુઃખજ ભાગે, સદાએ સુખીઆં થઇએ. ચાલો. ૨
દુધ પુત્રમા આપો ભવાની, માજીને મોજે પાઇએ રે, ચાલો. ૩
અંબાને બહુચર સદાએ આનંદમાં, માજીનો પાલવ સાહાઇએ. ચાલો. ૫
કરજોડી રાસો ભગ્ત કહે છે, હરખે કરી ગુણ ગાઇએ રે. ચાલો. ૪

## જોટો ગરબી.

શ્રી સલખનપુરની રાય, દરશન આપો રે;
કાંઈ અમૃત દ્રષ્ટે જોઈ, સંકટ કાપો રે. ટેક.
જોવા તન તલસે ઘણું રે, જેવો ચાતક મેહ રે;
સેવક જાણી આપનો રે; આણે રદેમાં નેહ. દરશન ૧

જોયા વિના માતને રે, ક્ષણુ એક રહ્યુ નવ જાય રે;
આપ દયા જો નહી કરો રે, શી ગત માહારી થાય દરશન. ૨
રંક પીતાના અંકમાં રે, જઇને બેસે બાળ રે,
મનનુ ધાર્યું તે લહે રે, તુનો ત્રીભોવન પાળ. દરશન. ૩
સુખ દુઃખ માહારા તનનુ રે, શુ કહું મુખ વખાણ રે;
અંતરજામી છો તમો રે, આપનુ નહી અજાણ. દરશન. ૪
દરશન આપતાં મુજને રે, આવે શી તુજ હાણુ રે;
દીન બધુ તુ બહુચરા રે, વેદ વદે એમ વાણ. દરશન. ૫
નીશદીન ભગતી માતની રે, માગુ એ કરજોડ રે;
સાંકળેશ્વર મુખ એમ ભણે રે, ભવનું બંધન મોડ. દરશન. ૬

## ગરબો રાગ ઉપર પ્રમાણે.

ગાઓ ગાઓ રે એક ચીત, ગરબો કાળીનો;
થાઓ થાઓ રે સૌ સાવધાન, લ્યો રસ તાળીનો. ટેક.
કાળી કાળી રૂપ રસાળી, કાળી કરે કૃપાય રે,
કાળી કામ સરીખી શોભે, કાળી કરે કરૂણાય. ગરબો. ૧
કાળી કજલ બણીમા, કાળી કોકીલ નાદ રે;
કાળી ગરબે રમવા આવ્યાં, કરે સખીને સાદ . ગરબો. ૨
જોગણીઓ જુગતાઇએ આવે, ધરી નાનાં વિધ રૂપ રે;
કાળી સાથે ગેલ કરે છે, કાળી સ્યાંમા રૂપ. ગરબો. ૩
કાળી કઠે કુસુમ બીરાજે, નેત્ર બીરાજે કુભ રે;
કાળીએ કાળ પમાડયા પૂર્વે માર્યા શુંભ નિશુંભ ગરબો. ૪
કાળી ચદ્ર લલાટે ધરીયો કાળી કુડળ કાન રે;
કાળી કોટી કળાએ શોભે, કાળી કંબુ સમાન ગરબો. ૫
રક્તબીજને રણમાં રોળ્યો, કાળી પોતે હાથ રે;
કાળી કાળી કરી મુવા, કાળી આવી સાથ. ગરબો ૬
ચડમુંડને ચોળી નાંખ્યા, ચંચલ ગતમાં ચાલી રે;
કાળી માતા કાંઈ નવ જાણે, કાળી વેશે બાળી. ગરબો. ૭
કાળી કાળે વેશ બીરાજે, જાણે ઝાઝે રંગ રે;

કાળી કેરા કમળ વદનમાં, બીડલી રાતે રંગ. ગરબો. ૮
કાળી કેડે ઘુઘરડા ઘમકે, કટી મેખળા શણગાર રે;
કાળી પાયે ઝાંઝરીઆ ઝળકે, વીછુવાનો ઝમકાર. ગરબો. ૯
ચુડી કંકણ ચળકે ચંચળ, ચરણે ચાલે માત રે;
ફુદડીઓ પેર પેર ફરતાં, હંબોડા લે હાથ. ગરબો. ૧૦
કાળીના કંસારા કહાવે, કરે તે જય જયકાર રે;
કાળી કાળી મુખ બોલે, કાળી કરશે સાહ્ય. ગરબો. ૧૧
કાળી કારણ કાણ વરણવે, કાળી કર્મ અપાર રે;
બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર સરીખા, તે નવ પામ્યા પાર. ગરબો. ૧૨
ગેલ કરીને કાળી હરખ્યા, પોતાના મનની હાંમ રે;
કાળી કાળી મુખ બોલો, પુરે મનોરથ કામ. ગરબો. ૧૩
કાળી કેરૂ ભજન કરવા, મનમાં મોટા કોડ રે;
કાળી માતા કૃપા કરો, શિવશંકર કહે કરજોડ. ગરબો. ૧૪

## રાગ ગરબો.

આળી ગાળી રે અંબે માત દેવી માહાલક્ષ્મી. ટેક.
ગુણવંત ઘડીયાળી પોળ છે રે મા પ્રાણી લાગુ પાય રે,
દરશનથી સહુ દુખડાં નાસે મા સહુને કરજો સહાય. દેવી. ૧
પુર્વ દીશાએ પેસતાં મા સનમુખ છે રણછોડરાય રે,
વામાંગે ગીરજાપતી નીરખું મા શોભા કહીએ ન જાય. દેવી. ૨
મંડપ તારો મોટો છે મા મધ્યે છે ઘડીયાળી રે,
નખ શીખ શોભા સીરે વખાણુ મા રમુઝ આવી ઘડીયાળી દેવી. ૩
હંસ કારીગાને કોકીલા રે મા પોપટ છે પાંજરડે રે,
પપૈયા પીહુ પીહુ કરે મા મેના મુખડાં મરડે. દેવી. ૪
જોડવાં જુગતેયે પેરયાં મા પગમાં પાયલ બાજે રે,
મેંદી રંગે બેડાં ચેરયાં મા મોહ લાગ્યો મહારાજે. દેવી. ૫
વેઢ વીંટીયોને અંગુઠડી રે મા આરસીને છલા રે,
ઘરચોળું મેંઘેરૂ પેર્યું ને ફરતા ખોરચા કલ્લા. દેવી. ૬
બાજુબંધને બેરખી ઘુઘરી ને ગુજરી ફાવી રે,

કડાં સાંકળાં ને હરસનીયાં મા જવની જુગતાઈ આવી. દેવી. ૭
જવાળી જુગતાઇએ પેરીમા માંયછે મોહેનમાળા રે,
ચીન ચમકળીને ઝુમણુ જોઊ જંજીરા રઢીયાળા. દેવી. ૮
ચંદનહારને ચોરસીરે તુસીછે તનડા માંયરે,
ગળુબંધને ગોફણો ગળચુવો ગળામાંહ્ય. દેવી. ૯
નાકે નથ સોહામણી માને હૈયે હીમનો હારરે,
નખ સીખ શોભા સીરે વખાણુ મા ભ્રગુટી ભાલ વીશાળ. દેવી. ૧૦
મુસ્તક મુગટ બીરાજતારે માને કાંને કુંડળ લળકેરે,
છુંદું ત્રાજવું ગોરે ગાલે મા બીચમે હીરો ચળકે. દેવી. ૧૧
શેષ સહસ્ત્ર મુખથી રટતા મુનીજન કરતા સેવરે;
કરજોડીને કેહે ઊમયોરે માને મુસ્તકે મહાદેવ.

---

## જોટો ગરબી.×

અંબે આરાસુર રાય, અમ સાંમુ ભાળો;
આજ આનંદ ઉત્સવ થાય, તે નજરે ન્યાળો. ટેક.
ન્યાળો નજરે લાવો મજરે, સધરે ખેલ રસાળોરે;
રજની પાંચ રહો ઊજાગર, નાગર નૃત્ય નીહાળો અમ. ૧
સુંદીર શ્રાવણ સંઘ લેઇને, આવ્યા નાગર બાળરે;
મધ્ય મારગે ભીલ ભાણુજો, વેશ કરી વિશાળ. અમ. ૨
કૃષ્ન પક્ષ ચૌદશને દિવસે, આરાસુરમાં આવ્યારે;
ચાચર રમવાની સામગ્રી, સૌ મન ગમતી લાવ્યા. અમ. ૩
પ્રથમ વંદન ઉમયા નંદન, વીઘ્ન હરણ ગણરાયરે;
ચાચરની પ્રકંમા કરતા, આનંદ ઉર ન સમાય. અમ. ૪
અકળ રૂપ અંબાને નીરખી, દરશન લાહાવો લીધોરે;
હૈયામાં હરખી નિજ મહાઢે, મંગળ દીવો કીનો. અમ. ૫
અડસઠ તીરથનું ફળ મળીયું, માનસરોવર નાહીરે;
કીધી કુંભ કુંભ આડ કપાળે, અંમ્ર નાઠું અકળાઈ. અમ. ૬

---

× સને ૧૯૪૪ ના શ્રાવણમાસનો સંઘ અંબાજી ગયો તે વખતે ત્યાં આ ગરબો કવીએ ગાયો છે.

પુર્ણઆહુતી કરી હવનની, પરાપુર્વની રીતેરે;
જય અંબે જય અંબે બોલી, પ્રગટયો ચાચર પ્રીતે. અમ. ૭
અરચન કે ઉપચાર ન જાણું, સમજુ નહીં પુજાયરે;
કુંમ કુંમ અક્ષત પુષ્પ સમરપુ, માની લેજે માય. અમ. ૮
સક્રાદયની સ્તુતિ ભણંતાં, ધરાવીયોછે થાળરે;
આરતી ટાંણે અતી ઘણું, ઉડે અબરખ અબીલ ગુલાલ. અમ. ૯
રમવાનો આરંભ આદર્યો, અમાસ કેરી રાતરે;
ખાંતે ખેલ રચ્યો ચાચરમાં, રીઝો અંબે માત. અમ. ૧૦
નાના વિધ વાજંત્ર વાગે, તાળ સુરને તાંનરે;
ભુંગળીયા બે પાસે રહીને, મળતું આપે માન. અમ. ૧૧
હાવ ભાવને અદા કરંતા, ઘુઘરૂ વાગે પાયરે;
ગોખે રહી ઝાંખે જગદંબા, તાતા થૈ થૈ થૈ થાય. અમ. ૧૨
અતી શુદ્રને યવન બનું, લેઊ નીજ વરણના વેશરે;
માત તણું મન રંજન કરવા, લાજ ન લાવું લેશ. અમ. ૧૩
રમત જોઇ રીઝે જગ જનની, એવું નિશ્ચય જાણીરે;
નારી વેશ ધરીને નાચું, આઘો ઘુંઘટ તાણી. અમ. ૧૪
રજની પાંચ ગઇ એમ રમતાં, લાડુને ઘી જમતાંરે;
નમતાં નીત્ય નીત્ય માને ચરણે, ગાતા મંગળ ગમતાં. અમ, ૧૫
પગલે પગલે પ્રાગ તણું ફળ, પંચતીરથી થાતાંરે;
અજાઇ રજનું વંદન અંગે, ગુણ નીધી ગરબો ગાતાં. અમ. ૧૬
કલશ ભરી લાવ્યા ચાચરમાં, મંગળ મારજન કરીએરે;
માને મુસ્તક નામી, કર જોડી કરગરીએ. અમ. ૧૭
રમત જોઇ રીઝયાં જગદંબા, કરપુર માળા આપીરે;
અભય દાન દીધું અંબાએ, સંકટ સઘળાં કાપી. અમ. ૧૮
મહા પ્રસાદી માની મળીયા, વળીયા નિજ ભુવનરે;
વળી વળી વરશે આવુ રંબા, અંબા તન મન ધન. અમ. ૧૯
જન્મ મરણ દુઃખ વામે, પામે અંબા ચરણે વાસરે;
ગીરીધરલાલ કહે જે આવે, વારસિક શ્રાવણમાસ. અમ. ૨૦

## રાગ ઉપરનો

બહુચર ચરણે મુજ મન, આનંદ ઉર આણું;
માહારે ત્રીપુરા તન મન ધન, અખુટ અચળ નાણું. ટેક.
અખુટ નાણું આઇને જાણુ, ઠરવાનું ઠેકાણું રે;
ગાઊ ગુણગાણું નિશદીન વાણું, પ્રેમ મગનમાં માણું. આનંદ ૧
લેવું દરશન થાવું પરસન, જાવુ શ્રી દરબારરે,
સુવર્ણ કળશ શિખરનો દેખી, હૈયે હરખ અપાર. આનંદ ૨
દક્ષિણને દરવાજે વાજે, ઘડી તણી ઘડીયાળરે;
ગાજે નોબત શરણાઈ સોબત, ભેરનાદ વિશાળ. આનંદ. ૩
મુખથી માની જય બોલી, પુરમાં પ્રવેશ કરીએરે;
ચાચરમાં આવીને આઇને, ચરણે મુસ્તક ધરીએ. આનંદ. ૪
ઉત્તરને દરવાજે નીરમળ, વાવ્ય કુંડનાં નીરરે;
ત્યાં જઈ નાહાયે પાતક જાયે, થાયે શુદ્ધ શરીર. આનંદ. ૫
માનસરોવર સ્નાન કરંતાં, સંચીત પાપ ખોવાયરે;
કોટી કલપનું મેલું મન તે, પળ એકમાં ધોવાય. આનંદ. ૬
ઘોળાઘડથી આવી વશીયાં, વરખડ થડ નીવાસરે;
પરથમ પૂજા આદ્ય સ્થળની, પશ્ચિમ બારીપાસ. આનંદ. ૭
ખાસમંડપથી ઉત્તર આઇના, સ્નાનોદક વંદનરે;
અકાળ મૃત્યુનો ભય જાયે, થાય આરોગી તન. આનંદ. ૮
દીપમાળની શોભા જોઇને, જાવુ વીરનો પાસરે,
પવન તન પુરવમાં દીસે, વલ્લભભટ અવાસ. આનંદ. ૯
ચાચરમાંથી ચડતાં પાંમ્યા, દુરલભ દરશન ત્યાંહરે;
જય જય જય ઉચરતાં આવ્યા, ખાસ મંડપની માંહ. આનંદ ૧૦
મણીમય ગોખે નીરખ્યાં માજી, અકળીત રૂપ અપારરે;
કોટી અરૂણ ઉદયથી અદકું, તેજ તણો નહીં પાર. આનંદ ૧૧
વસ્ત્રાભુષણ તેજ રૂપની, નહીં તુલ્યના કોઇ હારરે;
રસના યુગ્મ હજારે રટતાં, શેષ ન પામે પાર. આનંદ. ૧૨
તીમીર હરણ જગમગતી જોત્યે, વંદુ નંદાદીપરે;

અદભુત આંગી ઓપે ગોખે, ચંત્રરાજ સમીપ. આનંદ. ૧૩
પાંચ અને ખટ દસ ઉપચારી; પુજા થકી અજાણરે;
કુમ કુમ અક્ષત પુષ્પ સમરપુ, તે કરજો પ્રમાણ. આનંદ. ૧૪
ધુપ દીપ નૈવેદ ધરાવી, આનંદ આરતી ઉતારૂરે;
તે માંની લ્યો પુરણ પુજા, પુષ્પાંજલી ઉચ્ચારૂ. આનંદ. ૧૫
મહા પ્રસાદી મળીયા માતની, સંકટ સઘળાં વાંમ્યારે;
પગલે પગલે પ્રાગ તણું ફળ, પરકંમામાં પાંમ્યા. આનંદ. ૧૬
સલખનપુરને ટોડે પુરી, પંચતીરથી થાયરે,
કહે ગીરીધર જે કરશે તેનું, જન્મ મરણ દુઃખ જાય. આનંદ. ૧૭

——×—०—×——

## ગરબી શીવજી શેરીયારે એ રાગ.

ગરબો ગાવાનું છે મન બાળી બહુચરારે
મુને કરજો મા પાવન, બાળી બહુચરારે. ૧
બહુચર નામ ધર્યું શા માટે, બાળી. દૈત્ય બહુ ચર્યા તે માટે. બાળી. ૨
જ્યારે દૈત્ય વધ્યા અપાર, બા. થર થર કંપે સૌ સંસાર. બાળી. ૩
દેવને દુઃખ તણો નહીં પાર, બાળી મળી ઇંદ્રચન્દ્ર તે વાર. બાળી. ૪
મળીયા સહસ્ત્ર કોટનો સાથ, બાળી ધર્યુંછે ચક્ર શકતતે હાથ, બાળી. ૫
અસુરને સુળે શીક્ષા દીધી, બાળી. દુંદુભી નિશાન ગરગડ કીધી. બાળી. ૬
ચમકારો દૈત્ય તણોછે મોટો, બાળી રૂધીરનો જ્યાં પડયોછેછાંટો. બાળી. ૭
છાંટછાંટે દૈત્યની બાળી દેહ બાળી. અગણીત ગણી શકે નહીં તેહ. બાળી. ૮
દેવને કાયર કીધા, બાળી. હીરકણી મણી છીનવી લીધા, બાળી. ૯
માયે રૂપ ધર્યું વીકાળ, બાળી. કોપે ચઢીયાં જાણે કાળ. બાળી. ૧૦
ધરાપર માયેરસના ઢાળી, બાળી. કળલક્ષ ધારી બહુચરબાળી બાળી. ૧૧
માયે ત્રીશુળ લીધું હાથે, બાળી. ચંડમુંડને હણ્યાં તે સાથે. બાળી. ૧૨
બીજા દૈત્ય હણ્યા અનેક; બાળી. જોતાં શેષ રહે નહીં એક, બાળી. ૧૩
ચંદન વૃષ્ટી કીધી દેવે, બાળી. સુરીનર મુનીવર માને શેવે, બાળી. ૧૪
માનો સલખનપુરમાં વાસ, બાળી. સૌ સેવકનો ટાળો ત્રાસ, બાળી. ૧૫
કુંમ કુંમ આડ કરી કપોળ, બાળી. માના કુકડા કરે કલોલ, બાળી. ૧૬
માનસરોવર ગુણ ગંભીર, બાળી નિર્મળ વિચિત્ર શોભે નીર, બાળી. ૧૭

માનું ચૌદલોકમાં નામ, બાળી. વ્યાપી રહી તે ઠામો ઠામ, બાળી. ૧૮
ત્રીભુવન ભુવનમાં ભરપુર, બાળી જળહળ ઝળકે નીરમળ નુર. બાળી ૧૯.
પ્રભાશંકર માનો દાસ, બાળી, માના નામ તણો વિશ્વાસ. બાળી. ૨૦

## ગરબી દાણુ માગેરે દાણુ માગે એ રાગ.

અંબા દેવી અંબારે દેવી અંબાં, આવ્યાં ચાચર રમવારે; દેવી અંબા.
ઘીને લાડુ જમવારે દેવી અંબા, ટેક.
આદ્ય સ્વરૂપ અદભુત છબી ન્યારી, રૂપે સ્વરૂપે ગુણ રંબારે, દેવી. ૧
સેંથે ફુલી મા લેલાટ ટીલડી, નાકે વેસર પાયે નેપુર વાગેરે. દેવી. ૨
રક્ત તે બીજને રણમાં રોળ્યો, ધુમ્રલોચનને ખોયોરે. દેવી. ૩
મહિશાસૂરનું નામજ ખોયું, માર્યા તે શુંભ નિશુંભરે. દેવી. ૪
જેને માથે તું છે અંબા, જુગ રૂઠયો તો કીંવારે. દેવી. ૫
ધન માહારી અંબાનેધન્ય માના સ્થંભા, ધન્ય હરજીવનલંબારે. દેવી. ૬

———(०)———

## ગરબો મનમોહનને ન ભુલશો એ રાગ.

મધ્યાનેરે નારાયણી, કન્યા તાહરૂ સ્વરૂપ;
તેજ ત્રિભુવન મા મોહી રહ્યા, ત્રિપુરી તાહરૂરે રૂપઃ
જોતાં મન મોહ્યુંરે મા અંબાજી. ૧
પહેલી પુજા બ્રહ્મા કરે, કુમ કુમ કેસર કપુર,
અગર ઊલટયોરે અતિ ઘણો, વાગે શરણાઇ ભુર. જોતાં. ૨
એક હુતોરે વિમળ વાણિયો, બાપે મેલ્યો બાળ;
મા તો પીહેરમાં વટવાયાં કરે, મામો કરે સંભાળ. જોતાં. ૩
વર્ષ પાંચનો વિમળ થયો, મામે મેલ્યો નિશાળ;
ભણતાંગણતાં કાંઇ નવ આવડયુ, કીધો ગાયોનો ગોવાળ. જોતાં. ૪
ગાયો ચરંતા જ્ઞાન ઉપન્યું, આવ્યો આઇને દરબાર;
પ્રાયશ્ચીત સઘળાં પ્રલે થયાં, વાધ્યો પુન્ય પરીવાર. જોતાં. ૫
વર્ષ પાંચમાં પ્રસન્ન થયાં, મહેલી પ્રગટ મંન;
આઇએ વધાર્યો વિમળ વાણીઓ, આપ્યું ધન અનંત. જોતાં. ૬
સમર્ધ આપી મા સમ મળી, પામ્યો પ્રગટ પરીવાર;

હસ્તી ઝુલે વીમળ આંગણે, ઘોડા ઝુલે ઘોડા હાર. જેતા. ૭
સિંહવાહન અંબાજી ચઢયાં આપે વિમળ રાય;
તિરકસ બાંધ્યાંરે ત્રીભોવની, જમાવ્યો સરવ સંસાર. જેતાં. ૮
દળ દેશાવર લેઇને ચાલીઓ, જાણે નદીઓનુ પુર;
રાજા લાવે બહુ એક ભેટડા, માણીક મોતી અમુલ્ય. જેતાં. ૯
રૂમના રાજાને જીતીઓ, રાણીઓ લાગે પાય;
રાજા સ્રીનું રૂપ ધર્યું, વધાવે વીમળને રાય. જેતાં. ૧૦
જુગ જીતીને વિમળ આવીયો, આવ્યો આઇને દરબાર;
જે માગ્યુ તે માએ આપીયું, કર્યાં દેરાં પ્રકાશ. જેતાં. ૧૧
અંબા આબુગઢ સંચર્યાં, જ્યાં છે અચળેશ્વરરાય;
ડેહેરાં દેવીએ નીપાવીયાં, નામે વીમલ રાય. જેતાં. ૧૨
અંબાએ અનુચર મોકલ્યો, જઈ પુછો વીમળરાય;
ડેહેરાં કેઇ પેર નીપન્યાં, નીપજ્યાં ગુરૂ પ્રતાપ. જેતાં. ૧૩
વીમળ તો મન અભીમાને ચઢયો, રાજ્ય મદ અપાર,
અંબાજીનેરે વીસારીયાં, સોશી લીધાં તેણી વાર. જેતાં. ૧૪
હસ્તી હીચંતા ઊડી ગયા, ખોયો પ્રગટ પરીવાર;
અગ્ની પ્રગટયો જ્યાં અતિ ઘણો, લાગી ઘોડા ઘનશાળ. જેતાં. ૧૫
કરજોડીને વીમળ વિનવે, ડેહેરાં રાખો મોરી માય;
હું પાપીરે પ્રલય થયો, અગ્ની ચોદીશ ધાય. જેતાં. ૧૬
કાલાં ઘેલાંની માત તુ, લેશે અંબાનું નામ;
સમરતામાં મા તેને, આપે અવીચળ ધામ. જેતાં. ૧૭
ડાહ્યાં ડમરાંની મા તુ નથી, ગાંડાં ઘેલાંની માત;
કહે લખીયોરે હું પાતકી, દરશન આપો મોરી માત. જેતાં. ૧૮

——(૦)——

## ગરબી

આવોને નંદલાલ રમવા આવોનેરે એ રાગ.

અંબા જેયાના કોડરે, મહારૂ મન મોહ્યું;
બહુચરમા જેયાના કોડરે. મહારૂ મન મોહ્યું.
ગણપતી ભૈરવ આગે સોહીયે, ઊભા છે કરજોડરે. માહરૂ. ૧

નીશાન વાગે નવ નવાંરે, શરણાઇઓના શોરરે. માહારૂ. ૨
નેપુર વાજે ને વીછુવા ગાજે, ઘુઘરીઓ ઘમઘોરરે. માહારૂ. ૩
અંબા કેરે આંગણીએરે, ઊગ્યો ચાંપલીયાનો છોડરે. માહારૂ. ૪
કોટેશ્વરજી દરશન આપો, પુરો મનના કોડરે. માહારૂ. ૫
વલ્લભ ધોળો વીનતી કરે છે, ભવનાં બંધન છોડરે. માહરૂ. ૬

## જોટા ગરબી.

અંબા જોયાની આડીરે, નિરખુ મોરી માડી;
સોળે શણગાર સજી આઇ બેઠાં, ચરણાં ચોળીને સાડીરે. નીરખુ. ૧
પાધર ચાચર વાસીને બેઠાં, મા મોહોલો ઘુમે છે ઢાડીરે. નીરખુ. ૨
દેશો દેશના સંઘજ આવે, હીંડે બેસે ઘોડે ગાડીરે. નીરખુ. ૩
સંસાર રૂપી વૃક્ષ બનાવ્યું, ફળ ફુલ થઇ વાડીરે. નીરખુ. ૪
તેત્રીસ ક્રોડ દેવને દૈત્ય દમ્યાતા, તેને નાંખ્યા માયે વાઢીરે. નીરખુ. ૫
શીવશક્તિ જેને શ્રવણેનાં, તેના કર્મમાં ટાઢીરે. નીરખુ. ૬
કાલો ઘેલો થઇ પાલવ વળગ્યો, રખે મેલતાં કાઢીરે. નીરખુ. ૭
કર જોડી કહે ભટ વલ્લભ; દરશન ધો દાડી દાડીરે. નીરખુ. ૮

——(૦)——

## અથ આશાપુરીનો ગરબો.

રાગ સોહણી પરજ.

પ્રથમ સમરૂંરે ગણુરાયે, લેતાં નામ વીઘન પલાયે. ૧
સિદ્ધ બુધ્યના છેરે સ્વામી, વીનવુ ચરણ કમલ શિર નામી. ૨
વંદુ શારદારે પાયે, કીજે કુરૂણા મહા સુખ થાયે. ૩
દાસ પોતાનોરે જાંણી, નીરમળ આપો મુજને વાંણી. ૪
તનની તીમીર તારે ટાળો, અમૃત દ્રષ્ટે સનમુખ ન્યાળો. ૫
પ્રેમે પ્રગટયોરે આનંદે, આશાપુરીનો ગાવું છંદે. ૬
માટે કુરૂણારે કરીયે, દુરબળ જાંણી દુખડાં હરીએ. ૭
મંદ મતીછે રે મારી, ગાવું ગુણ કૃપાએ તારી. ૮
ગાંડુ ઘેલુરે ઊચરતાં, રખે રીસ રૂદેમાં ધરતાં. ૯
પાયે પુસ્તક રે ધારી, ગાવું ગુણ માના વીસ્તારી. ૧૦

ગરબે રમતાંરે મા રંગે, ઉદયો આનંદ અતીસે અંગે. ૧૧
નખ સીખ સુંદરતામાં સીમા, રસના એકે શું વરણવું મહિમા. ૧૨
રૂપ અનોપમરે છાજે, કોટીક મન રથ રવીશશી લાજે. ૧૩
મુખની કાંતીરે એવી, પુરણી સરદ શશાંકના જેવી. ૧૪
વેણી વાસુકીરે રાજે, શિશ ફુલ ઘંટ ગોફણો ગાજે. ૧૫
ડામણી ટીલડી તપે રઢીયાળી, કાજળ કાળી આંખ અણીયાળી ૧૬
નાકે નીરમળરે મોતી, અર્દ્ધ ચંદ્ર સમ ભાલ ઊધોતી ૧૭
ભ્રગુટી સરાસનરે મતવાલી, દાડીમ દંત અધર પરવાળી ૧૮
શ્રવણે ટાટંકરે ઝળકે, વાળીયે મોતિ જુમખડાં લળકે. ૧૯
માંગ મુગતાનાંરે ભરીયાં, જોતાં સુરીનર મુની મન હરીયાં. ૨૦
રત્નની રાખડીરે ઓપે, રૂપે રમાશશી છબી લોપે. ૨૧
છુંદ્યુ ત્રાજવું રે ગાલે, કુમ કુમ આડય વીરાજીત ભાલે. ૨૨
ચીબુક મનોહરરે બીંદુ, નયન કટાક્ષ ભાવ લખ ઈંદુ. ૨૩
કંઠ કપોત પોત મણી જ્યોતી, જાણે બાલ ભાનું ઊદ્યોતી. ૨૪
ઊરવર ઓપેરે એવા, દંતી કલભ કુંભના જેવા. ૨૫
ઘુઘરી અરીસેરે ઘમકે, હીરા સાંકળી ચોકી ચમકે. ૨૬
દુલરી જવ માદળિયાં સારે, મુકતા માળ એકાવળ હારે. ૨૭
હાંસડી તુસી નંગ જડિત્ર, માણેક હીરા ખચિત વિચિત્ર. ૨૮
કુસુમ અનોપમરે હારે, અંબુજ પારીજાત મંદારે. ૨૯
ચંપા ચોપાસરે લેહેકે, મોગરો જાઇ માલતી બેહેકે. ૩૦
ચતુરંગ ચુડોરે ખળકે, કર ગજ શુંઢ સરીખા ઢળકે. ૩૧
કાંકણી દિસેરે રૂડી, બાજુબંધ જાંબુનદ ચુડી. ૩૨
અંબુજ પાણીરે સોહાવે, કનક મુદ્રીકા રત્ન જડાવે. ૩૩
છલ્લા છાપ આરસી સોયે, નખ પુખરાજ જોઇ મન મોયે. ૩૪
જાણે મગનીરે ફળીયો, એક એક અનુમાને આંગળીયો. ૩૫
ઊદર અનોપમ પોયણ પાને, વાંસો કદળી પત્ર સમાને. ૩૬
નાભી અમૃતરે કુપ, ધરીયું માજી મોહ સ્વરૂપ. ૩૭
એવો ન મળે આડો અંકે, સરસો સીંહ સરીખો લંકે. ૩૮
અદભુત શોભેરે બાળી, મેખલા કટી ક્ષુદ્ર ઘંટાળી. ૩૯

અંગની ઉપમાંરે સરખી, જંઘા રંભા અધોમુખ નીરખી. ૪૦
રંગે સેહાતીરે પાની, જોતાં લાગે નહીં નીશાંની. ૪૧
અરૂણે કમળનારે વરણે, ચારૂ ચરીત્ર લખ્યાં છે ચરણે. ૪૨
દીસે પગનીરે આંગળીયો, જેવી ચંપા કેરી કળીયો. ૪૩
પાયે વીંછુવારે વાજે, ઝાંઝર ઘેર લંઘર અતિ ગાજે. ૪૪
કડલાં કોંબીરે ઠમકે, તોડા સાંકલે ઘુઘરા ઘમકે, ૪૫
કસણ કસીછેરે ચોળી, ઓપે ઝાઝા રંગ શુબોલી. ૪૬
ઓઢી સરવ શિરોમણ સાડી, જાણે ફુલી રહી ફુલવાડી. ૪૭
સોઇએ તેનેરે સંગે, લેથો લાહેનો જુજવે રંગે. ૪૮
મુખમાં ભરીયાંરે તંબોલે, હાસ્ય વીનોદ કરે કલ્લોલે.૪૯. ૪૯
આસો માસેરે મેલી, રંગે રમવાને સાહેલી. ૫૦
અંબા બહુચરરે ભોળી, ચંડી ચામુંડા હીંગોળી. ૫૧
આનંદ ઉપન્યોરે મંન, મળીયું ચકિત તણું સાજન. ૫૨
કાળી પીતાંબરારે આઇ, આઈ, હરસીદ્ધ અન્નપુરણાને અજાઈ ૫૩
ચોસઠ જોગણીરે સંગે, ઉત્તમ ભુષણ ભુષીત અંગે. ૫૪
મઢમાં મલીયાં ભુવન ભરાંણી, વદન શરદના ચંદ્ર સમાણી. ૫૪
અરસ પરસમાંરે ભેટયાં. આપ્યાં આસન ભગવતી બેઠાં. ૫૬
પુજ્યાં પોંખ્યારે બાલી રમવા ઉઠયાં મા મત બાલી. ૫૭
હલુવાં ડગલાંરે ભરતાં, ચાચર ચોકે સહુ સંચરતાં. ૫૮
ઊભુ શકિતનુંરે સમાજે, પ્રેમ પયોનીધી પ્રગટયો આજે. ૫૯
બોલ્યાં અંબારે હીંગોળી, સુણીએ સકલ ભવાની ભોળી ૬૦
આજ મળી મન ગમતી ટોળી, રાત દીવસ કરીએ રંગ રોળી. ૬૧
હા કહી હરખીરે આલી, કુંડે વળી રહી મતવાલી ૬૨
એક એક સનમુખરે રહીને, ખુંદે ઊચાં નિચાં થઇને. ૬૩
કર સુ લેછેરે તાળી, સહુ સાહેલી પલવટ વાલી. ૬૪
ઝાંઝ પખાવજરે તાલે, વાજાં વાજે મંદ રસાલે ૬૫
જે તુક અંબારે ઊચરતાં, તે તુક બોલે દેવી ફરતાં. ૬૬
ગોડી અલાપેરે ગાને, રાખીયો કોઈ ન ચુકે તાને. ૬૭

આંખડી રંગે રે રાતી, ખેલે ભગવતિયો મદમાતી. ૬૮
જોડી સરખા રે સરખી, હંબોડા સરવે હરખી. ૬૯
દાંતે ઘુંઘટ રે ઝાલી, કેસ કસી પાસ અંબોડા વાળી. ૭૦
ફુદડી ફરતીરે ફેર ઘમકે ઘાઘરા કેરા ઘેર. ૭૧
રંગ રહ્યો છે રે છાઈ, આવ્યા સુરીનર મુનીવર ધાઈ. ૭૨
ચંદન વરખે રે વિમાને, મધુરા મેઘ તણે ઈધાંણે. ૭૩
નયણાં ભરી ભરી રે નિરખે, જય જય શબ્દ કહી મન હરખે. ૭૪
નવદિન નવલે રે રંગે, રમિયાં રાત દિવસ સખી સંગે. ૭૫
ખેલી મઢમાં રે આવી, લીધાં ભોજન ભોગ ધરાવી. ૭૬
ત્રપ્ત થયાં છે રે બાળી, મુખ મુખવાસ કરયા બરદાળી. ૭૭
વિજયા દસમી રે દને, મગન થયાં મહંમાયા મંને. ૭૮
જમી જોગણીયો રે જાયે, નિજ નિજ ભુવન પ્રત્યે પળાયે. ૭૯
વિદાય માગી રે વળિયાં, કરજો કૃપા એમ ઊચરિયાં. ૮૦
રથમાં બેઠાં રે આઇ, રથ પથ વાધ્યો પવન પળાઇ. ૮૧
દુઃખડાં ભવનાં રે કાપ્યાં, નિજ જનને અભે પદ આપ્યાં. ૮૨
જે જેકાર થયો સહુ જનને, મંગળ વરત્યાં ચૌદભુવને. ૮૩
પોતાં સહુ સહુને રે સદને, બેઠાં આસાપુરી આસને. ૮૪
જે રસ પ્રગટયો ચાચર માંહે, તે રસ નવખંડે નહીં કયાંહે. ૮૫
મળી ભગવતીએ રે દિપાવ્યો, તે રસ માર્કંડે મુખ ગાયો. ૮૬
એ રસ જાણે શુક જોગી, એ રસનાછે નારદ ભોગી. ૮૭
એ રસ ભવ બ્રંહ્માદીક જાણે, એ રસ વેદ પુરાણે વખાણે. ૮૮
તે રસ વલ્લભ રે જાણે, પુરણ પ્રેમે નિશદિન માણે. ૮૯
ભુતલ ગાઇ રે વધારયો, તેને ત્રૈણે ભુવનથી તારયો. ૯૦
જે જન એ રસને અનુસરસે, તે જન ભવસાગરમાં તરશે. ૯૧
જે જન પ્રેમે રે ગાયે, તેની આશા પુરણ થાયે ૯૨
જે નર નારી રે સાંભળશે, તેનાં ભવનાં બંધન ટળશે. ૯૩
પામે પદારથ રે ચારે, પુનરપી નહીં ધરે અવતા રે. ૯૪
સંવત નવદસ સતનવ ૧૯૦૯ મધ્યે, ભાદરવાવદ નવતી બુધે. ૯૫

ગરબો પુરણ રે ગાયો, પાલવ આશાપુરીનો સાયો. ૯૬
નિર્મળ બુદ્ધિ રે દેજો, નિશદિન હૃદય કમળમાં રેજો, ૯૭
એ માગુછુ જોડી પાંણી, ભક્તિ આપો મુને કલ્યાણી. ૯૮
સાંકલેશ્વર છે માત તમારો, જાણી ભવમાં પાર ઊતારો. ૯૯

——(૦)——

## ગરબી. ચાલો સખી જુમનાંરે જઇએ એ રાગ.

સુંદરી જોઇને રે શરદની રજની, રમવા આવ્યાં ત્રિભુવન જનની. ૧
પાયે નેપુર રે વાજે, કલાં કાંબી અતીશય ગાજે. ૨
ઝાલ ઝબુકે રે કોમળ કાને, સેંથે સીંદુર ભરીયું માને. ૩
મુક્તા માળા રે લળકે, તેણે કરીને સીંદુર અંગ ઝળકે. ૪
વદને શોભે દીનકર અચિંત, લોચન અંજન ખંજન ચર્ચિત. ૫
શશી લીલા વટરે અતી વીરાજે, વદન નીહાળતાં સરવ દુખ ભાગે. ૬
આભુષણ પહેર્યા રે અંગો અંગે, જોગમાયા ભરાયાં રંગે, ૭
એવા રૂપને રે જે કોઈ ગાશે, જનુની આપે પ્રસન્ન થાશે. ૮
ભટ વલ્લભ માતાજી તમારો, એવું જાણીને પાર ઊતારો. ૯

——x—o—x——

## જોટો ગરબી

ચાલીને ચાચરરે જઇએ, અરજી અલબેલીને કહીએ. ૧
અલબેલી તું મોરી માતા, જેને નામે આવી નમે દેવ વિધાતા. ૨
ચાચર ગરબો રે ગાતા, હીંડે બહુચરમા મદ માતા, ૩
પુરણ પુન્યમે રે ચંદ, ઉલટયો આનંદ સાગર કંદ. ૪
ચાચર શોભારે સારી, બોલે કુરકુટ મોરી માડી, ૫
પંખી મુખ બહુચરીઆ બોલે, નહી કોઇ ત્રિભુવનમાં ચાચર તોલે. ૬
ચાચર રૂડોરે માતા, તુંછે શીવ સુતની વીધાતા. ૭
અંગી રચીઓ રે આઇના અંગે, શ્રીફલ ચુંદડી સોઇએ સંગે. ૮
ગાતાં વાતાંરે માતાં, ચાલીને ચટકે મંડપ જાતાં, ૯
પ્રથમ ગણપતિ દરશન થાતાં, જઇને માનસરોવર નાતાં, ૧૦
નીરમળ કાયા રે કીધી, પછે આંગી હાથમાં લીધી. ૧૧

રાખો ભવ ભયમાં રે ભમતાં, જઈને આદય સ્થાનકે નમતાં. ૧૨
પુરૂશાઈ આપો રે મા પળમાં, સાચે દીલ હોયે જો દીલમાં, ૧૩
નારીના નર કીધા તાહારે ગોખે, બેઠી સલખનપુરમાં શોખે. ૧૪
શીવ સુત એ ગુણ તાહારા ગાશે, ભવસાગર તરી તે જાશે, ૧૫
ગાગર ઘુમેરે અંબા, આવ્યાં બહુચર ચાચર રમવા, ૧૬
ગરબે દીવોરે કીધો, વધાવીને માથે મુસ્તક લીધો. ૧૭
બોલ્યાં અંબારે રમવા, આવ્યાં નવદુર્ગા ત્યાં રંભા, ૧૮
રૂમઝુમ નેપુરરે વાજે, તેનો શબ્દ ગગનમાં ગાજે. ૧૯
ચળકે ચરણાને ચોળી, ખળકે નખ કંકણ તો મોળી, ૨૦
મુખની કાંત્તી એવી ઝળકે, શ્રવણે રવિ શશિ સરખા લળકે. ૨૧
ગાયે સૌ રસના મેલી, જાણે દુધમાં સાકર ભેળી, ૨૨
વાજે ઢોલ દદામા તાળી, પળવટ ભગવતીઓએ વાળી. ૨૩
હુંબોડા સૌ લેછેરે હરખી, માજી અમૃત વરણે વરશી. ૨૪
અરજી ગરબોરે ગાયો, પાલવ બહુચરમાનો સાહ્યો. ૨૫
અરજી અલબેલીને કીધી, દસકત કરીને પાછી લીધી. ૨૬
અરજી સુણશે રે કાને, તેતો નિશ્ચય ચઢે વૈમાને. ૨૭
ભટ વલ્લભ માતાજી તમારો, જાણીને ભવ પાર ઉતારો. ૨૮

## અંબાજીનો ગરબો.

અંબા અલબેલી અલબેલી, ટેક૦
માતુ આદ્ય અનાદિ પેલી, તુતો અનુભવ આપે વેલી;
તુ કર આનંદની હેલી; અંબા૦ ૧
મા તુ આરાસુરની રાણી, તારી અકલ કળા ન કળાણી;
જ્યાં થાકે મનને વાણી; અંબા૦ ૨
મા તને નિગમ જ્યોતિ રૂપ કહે છે, તેવી સત ક્ષેત્રમાં રહે છે;
તે કોઇ અનુભવી જન લેછે અંબા૦ ૩
માતને વેદ નેતિ નેતિ ગાય, મા તું મોટી મહંમાય;
તે તો ગોખમાં ખરૂ થાય. અંબા૦ ૪

માતને રગવેદે બહુ ગાઇ, મા તુ તામજી રૂપે કહેવાઈ;
તેમાં જો જોરી બીજે સમાઈ અંબા૦ ૫
મા મેં શબ્દ શાસ્ત્રમાં જોઇ, મારા મનની ભ્રાંતી ખોઇ;
તે જાણે વિરલા કોઈ, અંબા૦ ૬
જ્યારે સ્વર વ્યંજનમાં ભળશે, ત્યારે શબ્દ બોધ તે કરશે;
નહીં તો શુન્ય પ્રપંચ પ્રવરસે. અંબા૦ ૭
મા જાણું શાસ્ત્ર સકળમાં, જોયું ત્યાં એ તુ બળમાં;
મારૂ અજ્ઞાન ખો તુ પળમા; અંબા૦ ૮
મા પરા પ્રથમ થઇ પોતે, પરીયંત મધ્ય જોતે;
વૈખરી રૂપ વસૌદી પોતે, અંબા૦ ૯
માતને ગાઇ ઘણા શબ્દ વેદે, તેથી જીવ બુદ્ધિ પડી ખેદે;
તેથી અથડાયા બહુ ભેદે. અંબા૦ ૧૦
મા તારી કૃપાએ જ્યારે, વેદારથ વિચારે ત્યારે,
તો ભેદ ભ્રાંતિ પરિહારે, અંબા૦ ૧૧
ઉપનિશદ શાસ્ત્ર ચીત કેહે છે, ચિતશબ્દ સ્ત્રીલીંગ રહે છે;
તે સમજ વિરલા લે છે. અંબા૦ ૧૨
દાહ કાઠી અગ્નિ જેવી, તુજ વિના બ્રંહ્મ શબ્દ તેવી;
માટે તારાથી ચૈતન મેવી. અંબા૦ ૧૩
મા તુ અરૂપ રૂપને પામિ, તુ થઇ મહિસાસુર સાંમિઃ
તુ સૌમાં અંતરજામિ. અંબા૦ ૧૪
સુર પિડા પામ્યા જ્યારે, તેજ રૂપે પ્રગટયાં ત્યારે;
મારૂ મન વયાકતને ધારે. અંબા૦ ૧૫
એ સુક્ષ્મ રૂપ જે તારૂ, ત્યાં મનડુ વળગ્યું મારૂ;
તે તારા બિજનું બળ ધારૂ. અંબા૦ ૧૬
મા તુ કકાર, ચકાર, અકારં, તે જપુ હું વારંવાર;
માયે મનશુ દેહમાં સાર; અંબા૦ ૧૭
મા તુ હકાર સ્કાર ઈંકાર, માએ મન પ્રાણ અંધાર;
તે તો દેહ ધરે એકવાર. અંબા૦ ૧૮

એ વાત અથર વેદ ગાએ, જે જપે તે શરણે જાએ;
તો તો અભય તણું પદ પાયે, અંબા. ૧૯
માતને જોઇ ડગલે ડગલે, એ રદય દ્રઢ કરી દે બગલે;
મા વિવેક રૂપે સઘળે, અંબા ૨૦
મા તુ કાર્ય દેવનાં કરવા, મા જગ્ત જન ઉધ્ધરવા;
તુ નિરગુણરૂપ પણ ગુણ ધરવા અંબા. ૨૧
દશ અવતાર ધર્યા તે દેવિ, તે દશ મહા વિધ્યાએતિ એવી;
તે જેવા સુઝીસ્મૃ તેવી, અંબા. ૨૨
મારકંડ સુતની વાણી, તે પુરણ મૃગ પ્રમાણી;
સ્રી પુરુપ થયા પ્રાણી, અંબા. ૨૩
મા તેં બહુ દૈત્યને માર્યા, મા તે દેવને ઉગાર્યા;
મા તમે આવ્યાં ભય નિવાર્યા, અંબા. ૨૪
મા તારા દાસનો દાસ, સૌ સ્વજન શું પુરે આશ;
નિશદિન રહો મારી પાસ, અંબા ૨૫
નવરાત્રી નવમી રાતે, મેં તો છંદ ભણ્યો પ્રભાતે
મારે માત પિતા તમો નાતે, અંબા. ૨૬
મા તારો શેવક રવીયો તેહે, તેતો આરાસુરી મન લેહે;
જનને જે જોઈએ તે મા દે છે, અંબા. ૨૭

---

## ગરબો.

રંગ તાળી રંગ તાળી, રેરંગમા રંગ તાળી; માંહે અત્રીબત્રીશ જાળીરે, રં. ૧
માયે કનકનો ગરબો કીધોરે, રં. માયે રત્નનો દીવડો લીધોરે, રંગમાં. ૨
માની ઓઢણી કસુંબાચોળેરે, રં. મા ફરે કંકુડા ઘોળેરે, રંગમાં. ૩
માંહિ નાંના તે વિધની ભાતરે.રં. ભટવલ્લભને જોયાની ઘણી ખાંતરે, રં ૪

## ગરબી. ગગરી ઉતારો બનમાલી એ રાગ

ચરણે રાખોરે મા મુજને, દુલી દાતા જાચું તમને. ચરણે. ટેક.
તુતો આધ્ય અનાધ્યની આઇ, સારી દુનીયાં તેં જો નીપાઇ;
તુતો ભર પોપણ મહંમાઇ. ચરણે ૧

માડી અંગ થકી ઉપનાવ્યાં, તેંતો ખાન પાન ખવરાવ્યાં;
તેં ભગ્ત જન કહેવરાયાં;. ચરણે ૨
મન કહે રૂપો હો બાઇ, મારી લજ્ જ રાખો સવાઇ;
હું તો રહ્યો છું ચરણ સાહી. ચરણે ૩

—(૦)—

## જોટો ગરબી.

પાય હુંતો લાગુરે મા તમને, અંબા દ્યો દરશન અમને પાયે. ટેક.
હુંતો પુજા કરૂં મા તમને, ચંદન અક્ષત કુમકુમને. પાયે. ૧
માત પિતા દારાને ભાઈ, માહારે બહુચર સાચી સગાઇ. પાયે. ૨
માહારી માજીને પાલવ વળગ્યો, માડી તમે ન કરશો અળગો. પાયે. ૩
માડી છોરૂ કછોરૂ જાણો, માત પિતા હદ નવ આણો. પાયે. ૪
માડિ બાળકને ખાવા દીજે, ખોળામાં બાળક લીજે. પાયે ૫
માહારી માજીને શરણે રહીએ, કાલાવાલા બહુચરને કરીએ. પાયે. ૬
હુંતો મુંઢ મુર્ખ અપરાધિ, મારી પત્ય રાખો સંભાળી. પાયે. ૭
ભંડાસુર દૈત્યને માર્યો, એમ ઇંદ્ર દેવ ઊગાર્યો. પાયે. ૮
માર્કંડને અમર કીધા, ભટવલ્લભ પોતાના કરી લીધા. પાયે. ૯
સંસાર દૈવતનું કામ, નાણામાં બહુચર નામ. પાયે ૧૦
હવે કળિયુગમાં કેમ જીવાય, માહારી સાહ્ય કરો મહમાય. પાયે. ૧૧
મારી અરજી સુણજો માતા, ભટ હરગોવીંદ ગુણ ગાતા. પાયે. ૧૨

## ગરબો મોહોલે પધારો મહારાજ એ રાગ.

આવો આવોને બહુચર માય, મૈયા મુજ ઘેર આવો;
હુંતો લાગુ તમારે પાય, મૈયા તમે સલખનપુરની હોરાય મૈયા.
માજી કિજે સેવકની સાહ્ય. મૈયા.

## સાખી.

કારતક માસે કરૂણા કરી, મા આવો મુજ ઘેર;
દાસની વિનંતિ દીલ ધરી, મહમાયા કરો મહેર. મૈયા. ૧
માર્ગશિરે મન માહરૂ, મા મળવા અકળાય;
જેમ ચકોર ચંદ્રને, જોવા આકાશ માંહી જાય. મૈયા. ૨

પોસે પ્રાણ થકી કહું માજી માનો સત્ય;
હું સેવક વણ દામનો, માજી રાખો મારી પત્ય. મૈયા ૩
માહા મહિને તમો માવડી, હું છું તમારો બાળ;
આપ કૃપા જો નહીં કરો, મારી કોણ લેશે સંભાળ. મૈયા. ૪
ફાગણ માસ ફુલ્યો ઘણો, સૌ ઉડાવે રંગ;
મારૂં મન જઇ ત્યાં ઠરે, જ્યાં શોભે છે યંત્રને સંઘ મૈયા. ૫
ચૈત્ર ચાચ્ચર સોહામણો, મુને જોયાનીજ ખાંત્ય;
બાળા બહુચર નિરખતાં, મારા મનની તે ભાગે ભ્રાંતરે. મૈયા. ૬
વૈશાખે વારી જાઉં નામને, અધમ ઉદ્ધારણ હાર;
ભગ્તી સુધારસ ભગ્તને, તેતો પરમેશ્વરી પાનાર. મૈયા. ૭
જેઠે જાતા જગ્તનાં, ભગ્ત તણાં પ્રતીપાળ;
દાતા ભક્તિ મુક્તિનાં, મૈયા કંટકનાં મહાકાળ. મૈયા. ૮
અષાડે આનંદથી આવું, દેવીનાં દરબાર;
જાણી દાસ પોતા તણો, મુને આપોની દેદાર મૈયા. ૯
શ્રાવણ માસે સ્તુતિ કરૂં, જોડીને બે હાથ;
તમો છો ત્રાભુવ પતી, અનાથની તું નાથ. મૈયા. ૧૦
ભાદરવે ભય કાપીએ, જાણી પોતાનો દાસ;
છોરૂ છેહ નવ દીજીએ, મુને આપો અવીચળ વાસ. મૈયા. ૧૧
આસોએ અરજી એટલી, કૃપાળી ધરજો કાન;
થોડામાં માનો ઘણી, માજી છો મારા હૃદયના જાંણ. મૈયા. ૧૨
અધિકે અધિક શું કહું, જાણો છો સઘળી વાત;
આપ વિના માહારે કોઇ નથી, તમે માત તાતને ભ્રાત મૈયા. ૧૩
દલસુખ માત કૃપા થકી, ગાયા તેરે માસ;
રહું છું વિરમગામમાં, ત્રણ પોળની પાસ. મૈયા. ૧૪
સવંત ઓગણીસેં વીસમેં, ભાદરવો નિરધાર;
તિથિ તેર ઉપરાંત છે, શુદ્ધ ચતુર્દશીને બુધવાર. મૈયા ૧૫

——(૦)——

## ગરબી રાગ ઉપરનો.

પાર ઉતારો ભવ પાર, અંબે પાર ઉતારો;

આરાતે સુરની હોમાય, અંબે, ગરૂડવાઘની હો માય. અંબે. ટેક.

## સાખી.

શ્રી ગણપતિને વિનવું, સરસ્વતી લાગુ પાય;
દ્વાદશ માસ ભાવે ભણું, જેથી મનના મનોરથ થાય અંબે. ૧
ભાદરવે અંબા થકી, અમે આવ્યા અમારે ઘેર;
સગુ સહોદર સૌ મળ્યું, તે તો તુજ વિના સૌ ઝેર. અંબે. ૨
આસો માસ દિવાલડી, લોક કરે સૌ રંગ;
તુજ વિના મા તે માહરે, મારા રંગ થયા સૌ ભંગ અંબે. ૩
કારતકે કયાં જઈ શોધીએ, જે જનની જોયાં આપ;
તેથી તો જુદાં પડયાં, માહરાં મળ્યાં પુર્વનાં પાપ. અંબે ૪
માગશરે મન માહરૂં, કરતું ઘણું વિચાર;
પાપ પુર્વનાં બાળશે, મેં એ નિશ્ચય જાણ્યું આ વાર. અંબે. ૫
પોસે મળવા માતને, તલસે માહારૂં મન;
આરાસુરની સુંદરી, તાહારી કૃપાને ધંન ધંન. અંબે ૬
માહેતા મન ઓચરે, અંબા અંબા વાણ;
જે જને ઊચરી નહીં. તેને મોટી છે હાણ. અંબે. ૭
ફાગણ લોક આનંદમાં, કરતા, બહુ ઉપહાસ્ય,
જન તારાને આઇજી, કયારે આવે શ્રાવણ માસ. અંબે ૮
ચૈતરે ચિતડા વિષે. મત બાલી કરે પ્રવેશ;
કવિતા તો ચાલે નહીં, ત્યાં તો થોડામાં સરવે શેષ. અંબે. ૯
વૈશાખે શું વરણવું, તાહારૂં રૂપ કળ્યું નવ જાય;
આરાસુરની ઇશ્વરી, મારા મનમાં વિમાસણ થાય. અંબે. ૧૦
જેઠે જોઊ વાટડી, ગણતો દિનપર દિન;
દિવસ તો વર્ષ તુલ્ય થયો, તેથી મન થયું ઘણું ક્ષીંન. અંબે. ૧૧
અષાડે હેલી કરી, માહારૂ મનડું ભરાઇ જાય;
આઇજી આંખે નિરખીશું, ત્યારે નિશ્ચય એ વાહાલુ થાય. અંબે. ૧૨
શ્રાવણે માને જઇ મળ્યો, પહોંચી મારી આશ;
દંડ પ્રમાણે હું નમ્યો, માએ મુજને કહ્યું સાબાશ. અંબે. ૧૩

સંવત અઢાર અઠાણુંવો, અષાડવદ સોમવાર;
શુભ તિથી દ્વિતિયા વિષે, મેં તો ગાયા માસે બાર. અંબે ૧૪
ગાય શિખેને સાંભળે, બાળક નર વળી નાર;
પાંચે માસે આઇજી, તને દરર્શન તેડે દ્વાર. અંબે ૧૫
નાગર બ્રાહ્મણ સાઠોદરો, નડિયાદ તેનો વાસ;
રવિયો તુજને વિનવે, તારા દાસ તણો જે દાસ. અંબે ૧૬
માગું મનથી એટલું, તમો પુરો મનની આશ;
વરસો વરસ શ્રાવણ વિષે, તમે તેડો તમારી પાસ. અંબે ૧૭

## ગરબી.

સાંભળરે તું સજની મારી રજની કયાં રમી આવીજી એ રાગ.
બહુચર મારા બિરદાળી, મારા પ્રાણ થકી છો પ્યારાજી;
રાત દિવસ મારા રૂદિયામાં રહેજો, ક્ષણું નવ થાશો ન્યારા. કહું કરજોડીને. ૧
બુદ્ધિ સ્વરૂપ બાળાત્રિપુરા, રહો મુજ હૃદય નિવાશીરે;
દામ વિનાનો દાસ તમારો, ગુણ ગાવાને અભિલાશીરે. કહું કરજોડીને. ૨
બ્રંહ્માણી રૂદ્રાણી પોતે, વૈશ્નવી વિખ્યાતજી;
જ્યારે જોઉં ત્યારે દીસો દેવાં, ઘટ ઘટમાં માહારી માતરે કહું કરજોડીને. ૩
ઇંદ્રાદિક બહુ દેવ મુનિનાં, કંઇ કંઇ કાપ્યા કષ્ટજી;
મહિસાસુરાદિક દાનવ મારી, સુખ પમાડયા સૌ શ્રેષ્ઠરે કહુ કરજોડીને. ૪
આદ્ય અનાદ્યથી દીસો આઈ, દાતા દીન દયાળજી;
દીન દલસુખની માત સાંભળજો, કરણે વાત કૃપાળીરે. કહું કરજોડીને. ૫

## ગરબો નર્મદાનો.

નીરર્મળ નીર નર્મદા નાના કુબેર દર્શન કરવાને;
શીવપુરીમાં સોમનાથ બીરાજે ભવના પ્રાચીત હરવા દર્શન ટેક.
કુલ ક્ષેત્ર ચાણોદ કન્યાળી ભવ મંડલ ગડ મળીઆજી;
પ્રીત કરી પીંગલેશ્વરઇશ્વર પુજ્યા, જન્મ મરણ ભય હરીયા. દર્શન ૧
શેખ સહી કપિલેશ્વર ઇશ્વર, સંગ મળ્યો સૌ મારોજી;
રણ મુકતેશ્વર નંદા નંદી, ઓર સંગમનો આરો. દર્શન ૨

સકળ પ્રજાનાં ભાગ્ય ઉઘડયાં, વીશ્વનાથ પધારયાજી;
ઊગ્ર તીરથ એ નર્મદાનુ, કાશી થકી શીવ આવ્યા. દરશન. ૩
કશેલીયાં સંગમ જલ કાજે. નીત ગંગાજી આવેજી;
તીથી સપ્તમીયે શુભ વૈશાખે, અડસથ તીરઠ આવે. દરશન. ૪
વીદુરવાસ ઊચરે છે, સનમુખ શ્રી સુખદેવજી;
પુર વેણીનો મહીમા મોટો, રેવાંજળ ભરપુર. દરશન. ૫
અગમ અગોચર એ નીપાઆં, ધરમ ભણે સત વાચાજી;
સુખદેવ પુરાણી નંદા સ્વામી. ગ્યાન લગાવે તાળી. -
મહાલક્ષ્મી ઉમીઆ બ્રંહ્માણી, આશા પુરો આઈજી;
ચુંડ મુંડને માર્યાશા ચોળી, માહાકાળી મંમાઈ. દરશન. ૭
સીનોરમાં તે તક્ષ ભંડેશ્વર, નાથ તણી ગત ન્યારીજી;
કુરેલમાં કુબેર બીરાજે, ભોલોનાથ ભંડારી. દરશન. ૮
શુકલ તીરથમાં હોય કાળેશ્વર, ઊભા સુરત સંભાળીજી; ઓમ્કારેશ્વર
ભરૂચમાં ભ્રગુરૂષિ બીરાજે, ગ્યાન લગાવે તાળી. દરશન. ૯
કુંભસ્વર હર કરૂણા કીજે, સેવકને સનમાનજી;
નાહાની મોટી બહેન પનોતી, નવગ્રહે હનુમાન. દરશન. ૧૦
ત્રિવેણી રતનાગર સાગર, જે શીવરાત્રી જાગેજી,
ફરશુરામ લોટેશ્વર ઇશ્વર ભવની ભાવટ ભાંગે. દરશન. ૧૧
શુલ પાણમાં શુલ ભેદજી, દુખડાં ટાળે દુરજી;
દેવ નદીનો મહીમા મોટો નાતાં આવે નુર. દરશન. ૧૨
મારે માનો મહીમા મોટો, મેળો ચૈતર માસજી;
ગણે વીમાસે ગરબો ગાયો, ભટ વીનવે વલ્લભદાસ. દરશન. ૧૩

---

## જોટો રાગ ઉપર પ્રમાણે.

બીરજવંતા બાળા મા બહુચર, ચાલોને દરશન કરવાને;
ભોળી માત ભવાનીને ભેટો, નામ થકી ઊગરવા. દરશન. ટેક.
સનખલપુર સાચી મા બહુચરા, તોડે વાસો ત્રિપુરાને;
ભગવતી જોઇને ભાવે ભેટો, નામ થકી ઉગરવા. દરશન. ૧

માનસરોવર માજીનું મહાત્મ, કાયા સકોમળ કરવાને;
પુરૂપાતણુ મ ગળમાં આપે, અંગના અવગુણ ટાળવા. દરશન ૨
આદ્ય સ્થાનક મા વરખડી, શિશ નમાવી નમવાને;
શેવે તેને સલખનપુરી આપે, પાંચ પદાર્થ મળવા. દરશન ૩
ચાચર હનુમંત વિર દુવાવર નારસંગ ગુણવંતાને,
ભૈરવ ગણેશ બેઊં પાસે, સેવકનાં કારજ સરવા. દરશન ૪
ગણેશ ગોખમાં ગંભીર ગાજે, જળહળ જ્યોતેયાં માની ઝળવાની;
સેવકને સલખનપુરી આપે, કોટી કારજ કરવા. દરશન. ૫
સમર્યા પહેલાં મા સાદ દેવે, શત્રુ નદે અંગ અડવાને,
કહે રૂપો જનની જાચો, મન ચિંતવ્યાં ફળ મળવા, દરશન.૬

## ગરબી

મોટી માત મહંમાયા, શરણે મેં આયા મેં આયા;
ધો દરશનથી સુખાયા, શરણે. ૧
સંસાર રૂપી તેં કરી કલ્પના, કંઈ ભરમે ભોળવાયા. શરણે. ૨
મોહ મત્સર અહંકારને આશા, તે કાચી બનાવી કાયા. શરણે. ૩
ધન ધન સંસાર કુટુંબ સહુ તે, જુઠી કરાવી માયા. શરણે. ૪
સ્વાર્થ સાધુ રૂપ સંસાર કરિયો, સહુ પુછે કંઈ લાવ્યા. શરણે. ૫
જુઠાને સાચુ કરી માને, જુઠે જુઠાને ધાયા. શરણે. ૬
ઊંધાં ચતાંને માહારૂ તાહારૂ, તેમાં કઇ ડાહ્યા વાહ્યા. શરણે. ૭
ખોળીયું જડમાં ચૈતન્ય દીવડો, ઊડ ચલે સત્તાયા. શરણે. ૮
ધન દોલત સંસારને સોપી, સાથે નહીં આવે રસ્તા બતાયા. શરણે. ૯
સંસાર તરી કેમ પાર ઊતરીયે તુ તારે તો તરાયા. શરણે. ૧૦
સંસાર વ્યવહાર સર્વે સાચવે, ધણીસેં ધ્યાન લગાયા. શરણે. ૧૧
પાપ પ્રાયશ્ચીતથી રહીએ વેગળાં, દયા રાખો દીલ ડાહ્યા. શરણે. ૧૨
દાન પુન્ય કરશે જે હાથે, એ તરવાના સાયા. શરણે. ૧૩
નીરમળ નામ નિરંજન નીરગુણ,સ્મર્ણ સતગુરૂને બતાયા. શરણે. ૧૪
સાગર બુધ જે સમર્થ ગુરૂજી, અલ્પબુધ્યે હરગોવન ગાથા. શરણે. ૧૫

## જોટો

જગદંબે જગદંબે, જે જે જગદંબે જગદંબે;
સંસાર પાર ઉતારણી મૈયા, માને નમુ કરી કરજંબે જે જે. ૧
અસુર સંહારણી, દૈત્ય દલ મારણી, વાઘ ચઢીને અંબે જે જે. ૨
ચંડ મુંડને નાખ્યા ચોળી, માર્યા શુંભ નીશુંભે. જે જે. ૩
ભાવ ભગ્તીએ તુજને શેવે, બોલો જય જય અંબે. જે જે. ૪
બ્રહ્મા વિષ્નુ નારદ સરખા, માનું ધ્યાન ધરે શીવશંભે જે જે. ૫
નહીં પવન નહીં પાણી પૃથ્વી, પ્રગટ થયાં જોત અંબે. જે જે. ૬
દાસ ગુલામ હરગોવન તારો, શિરપર રહો માત અંબે. જે જે, ૭

## ગરબી ચાલો ડાકોરમાં જઈ વશીએ રાગ

સલખનપુર શોભા સારી, અંગ છબી પર વારીરે. સલખનપુર૦ ટેક
અર્ક સરીખી આંગી શોભે, યંત્ર છબી સુખકારીરે. સલખનપુર૦ ૧
ગોખ ઘુમટ શિખર શું નેહે, જોઇને જાઉં બલીહારીરે. સલખનપુર૦ ૨
દલસુખ દીન દરશનનો પ્યાસી, ત્રીપુરા ઘો ભવ તારીરે સલખનપુર૦ ૩

## જોટો ગરબી.

સલખનપુર માત હમારી, મોયે ભરોંસો ભારીરે; સલખનપુર ટેક.
બ્રહ્મા ઈંદ્રિ જાકો રટન કરત હે, ધ્યાન ધરત વિપ ધારીરે. સલ૦ ૧
અભય પદ દિયો દેવનકુ, દાનવ દુષ્ટ વિડારીરે. સલ૦ ૨
પ્રતિત હુનો યો પાવન કીને, પુરૂષ કીયો હુતી નારીરે. સલ૦ ૩
દીન દલસુખ કે દુઃખ નીવારો, આયો મેં શરન તીહારીરે. સલ૦ ૪

## જોટો

જગદંબ કયુ ન ભજોરી, કળીયુગમેં આયુપ થોડીરે, જગદંબ. ટેક.
કામ ક્રોધ મોહ મત્સર મમતા; તનસે કયું ન તજોરીરે. જગ૦ ૧
બાલા યોવન વરથા બીતી, વિધમે કર્યું ન લજોરીરે. જગ૦ ૨
માત પિતા સુત દારા બંધુ, સ્વારથિ કયું ન સમજ્યોરીરે. જગ૦. ૩
કહે દલસુખ દીન શકત સંનદકી, સર્જા કયું ન સજોરીરે જગ૦૪

# બત્રીસ અક્ષરનો ગરબો.

માને ભજીએ તે વારંવારજો, અધમ ઓધારણા આઈ છે જો;
કૃપાદષ્ટે ઉતાર્યાં પારજો, બરદાળી બહુચર બાઈ જો. ટેક.
કકા કલજુગમાં કરૂણા કરીજો, નીજ ભકત લડાવાં લાડજો;
નવખંડે નાલુ ફરીજો; કર્યાં કુટીલ તણા સંહારજો. બરદાળી. ૧
ખખા મને આરાધસેજો, તેનો જન્મ કતારથ થાંયજો;
મંત્ર બાલાનો સાધસે જો, તેને મુકિત તે આપે માયજો. બરદાળી ૨
ગગા ગુણવંત ગોખે બીરાજતાજો, ધરાનવ સત આભ્રણ સારજો;
નેપુર રૂમ ઝુમ વાગતા જો, કંઠે મુકતા ફ્લનો હારજો. બરદાળી. ૩
ઘઘા ઘોર ગંભીર ગાજી રહ્યાંજો, વાજે અણહદને નીશાનજો;
દેવના દુંદભી ગરગડાંજો, અમર ઇછાએ વૈમાનજો. બરદાળી ૪
નના નવરાત્રી ત્યાં આવીઆજો, એ તે ઉત્તમ આસો માસજો;
બૌચરે અંબાને કહાવીયુજો, રમવા આવો ભવાની સાથજો. બરદાળી ૫
ચચા સાચર આવા ચુપસુજો, સર્વ શકત તણુ સાજનજો;
પુજા કરી પાત્ર પુષ્પસુજો, પછે ડેરે પધારચાં માયજો. બરદાળી ૬
છછા છેલ છબીલી માને જોઈને જો, અતી અંબા થયાં પ્રસંનજો;
મન રહ્યા સૌ મોહીને રૂંજો, બેઠાં આપ આપણે આસનજો બરદાળી ૭
જજા જોઆ સરીખી જાત્રમાં જો. કર્યા ચારે દીશાએ બજારજો;
આસો માસ નવરાત્રમાં જો, થઇ શોભા તે અપરંપારજો. બરદાળી ૮
ઝઝા ઝળકે તે આંગી હીરે જડીજો, માંહી બળે સોનાના તારજો;
વીશ્વકર્માએ પોતે ઘડીજો, મણીરતન વછટ કાંઇ સારજો. બરદાળી ૯
નના નજર કરીને નાલતા જો, એક પળક પાછી ન થાયજો;
સુરપત્તી એ સંભાલતા જો, કોટીરતીપતી મન પળાઅજો. બરદાળી. ૧૦
ટટા ટોળે મળયાં ત્રીપુરેશ્વરી જો, કરે ઓપતું આવાહનજો;
તોતલા ત્યાંગાત્રેશ્વરી જો, પાન પાત્ર જડયાં છે રતન જે. બરદાળી ૧૧
ઠઠા ઠામોઠામ દેરા કર્યાં જો, આવ્યા દેશ દેશના સંગજો;
ઉદા ઉદા મુખ ઓચરે જો, રહે અષ્ટ પોહોર આનંદ જો બરદાળી ૧૨

ડડા ડાભા તે જમણી દેખતાંજો, કરે અરૂણ વીશેખ કલોલ જો;
પરચો તે પ્રત્યક્ષ પેખતાં જો, મુખ બૌચર કહીં તુ બારજો. બરદાળી. ૧૩
ઢઢા ઢાલ ધજા છે ધરમની જો, જેને જેવી ઇચ્છાય જો,
બેઠી સભા ત્યાં બ્રહ્મની જો, ગ્રત ખીર ખાંડ હોમાય જો. બરદાળી. ૧૪
ણેણા ણેણી દીવસ ત્યાં રંગના જો, વાગે ચંગ મરદંગ ઉપંગજો,
નૃત્ય કરે દેવાંગનાં જો, ગુણ ગાંધર્વ ગાએ સોરંગ જો. બરદાળી. ૧૫
તતા તત્વ કહીએ ત્રીલોકનુ જો, મૈયા સ્વર્ગ મૃત્યુ પાતાલ જો;
ભાગ્ય ભળ્યાં ભરતખંડનાજો, મન મોહ્યું તે ચોકચુંવાળજો. બરદાળી. ૧૬
થથા થાળ મધ્યે વિવેકસુજો, માંહી ગ્રહી પુજાપો હાથજો;
આવ્યાં ચાચર શોભા ભરીજો, નીજ ગોરને લીધા સાથજો. બરદાળી. ૧૭
દદા દેવલ છે દસ દ્વારનુ જો, માંહી વીવીધ વિચિત્ર સોહાય જો;
ઉપર શીખર સોના તણું જો, જરી પટકા ફરૂકા ખાયજો. બરદાળી. ૧૮
ધધા ધરમ તે ચારે ત્યાં વસેજો, સરવે શક્તિના સેવે ચરણજો;
સહસ્ત્ર અઠયાસી ત્યાં ધસીજો; મૈયા તેત્રીસક્રોડ રહ્યા શરણજો, બરદાળી. ૨૦
નના નામ ધરયુ નારાયણીજો, મુખ મારકંડ મહીમાયજો;
અંત્ર અપીક્ષા છે ધણીજો, મૈયા જૈમુની રૂષિ ગાયજો. બરદાળી. ૨૦
પપા પાર લેવા પાપી ગઓ જો, પછે માએ ભમરાં ઉડાડયા ક્રોડજો;
પરચો જોઇ વિશ્મે થઓજો, મૈયા સ્તુતી કરી કરજોડજો. બરદાળી. ૨૧
ફફા ફોગટ પેટ ગ્રગ આવીઓ જો. મુખ બહુચર કહી તુ બાહારજો;
કુલદીએ સેન જમાડીયુજો, એવા પડરચા દીધા અનેક વારજો. બરદાળી. ૨૨
બબા બહુ ખેલ બહુચર માતનાજો, શેષ શાસ્ત્ર ન પામે પારજો;
નેમબંધી કરે જાતરાજો, તેને ન આવે પશુ અવતારજો. બરદાળી. ૨૩
ભભા બ્રાહ્મણ ભોજન ભાવે કરેજો, મૈયા દીજે દાનને દક્ષણાયજો;
આદ્ય શક્તી અભરે ભરેજો, મેહેર કરે ન મુકે મણાયજો. બરદાળી. ૨૪
મમા માનસરોવર મહીમા ઘણોજો, થયો મેરીનો મેરાયજો;
ઘોડીનો ઘોડો બન્યોજો, તેતો સાક્ષી બ્રહ્માંડ પુરાણજો. બરદાળી. ૨૫
યયા યથા શક્ત પારે ધરેજો, જેને જેવી ઇચ્છાયજો;
અંબા કહે ચંડેસ્વરીજો, હવે મંડપમાં કરો સભાયજો. બરદાળી. ૨૬

રરા રસોઈ કરી ભલી ભાતસુજો, માંહી મેવા બહુ પકવાનજો;
આરોગ્યાં સૌ સાથસુજો, મૈયા પ્રથમ કર્યાં મધુપાનજો. બરદાળી. ૨૭
લલા લેઇ ભોજન ભાવે કરીજો, ઊઠી હરખે કર્યાં આચમનજો;
પાન બીડાં મુખમાં ધર્યાં જો, માંહી સરવ મશાલા અન્યજો. બર. ૨૮
વવા વળી વળી કહુ વીનતીજો, હવે આગ્ના કરો ત્રીપુરાયજો;
સરવે બેઠાં રથમાં ચડીજો, વળી માનુની મંગળ ગાયજો બર. ૨૯
શશા શીખ કરી સૌ સાથનેજો, ઊઠી હરખે પધાર્યાં માયજો;
ધન ધન બહુચર માતનેજો, જેનો દીન દીનઅધીક પ્રતાપજો બર. ૩૦
પષા પેંડા તે રથ કાંકરેસ્વરીજો, જેમ મારૂતે વેગે પળાયજો;
મધ્ય બેઠાં માહેસ્વરીજો, પોતે પોચ્યાં તે આરાસુરજો. બરદાળી. ૩૧
સસા સંવત અષ્ટદશ છાસીએજો, આસો અષ્ટમીને મંદવારજો;
આણંદપુરમાં વાસ છે જો, કહે કશ્ન કુળ નામે દાસજો. બરદાળી. ૩૨
હયા હરખ ધરી હૈયે ઘણોજો, મૈયા શીખે સુણેને ગાયજો
ગરબો અક્ષર બતરી તણોજો, તેના મનવાંછીત ફળ થાયજો. બર. ૩૩
લક્ષા લેહે લાગી માના નામસુજો, રહુ અષ્ટપહોર ઉલ્લાસજો;
અવર બીજાનું કામસુજો, મૈયા ફરી ન આવે ગર્ભવાસજો. બરદાળી. ૩૪
ક્ષાક્ષાક્ષેમા ગુનો માહરોજો, રાખો ચરણ કમળને પાસજો.;
જન્મોજન્મ છુ તાહરોજો, કશ્નકુળ નામે દાસજો. બરદાળી, ૩૫

## ગરબી. ઘેલું શું બોલે ગોવાળીયા જો એ રાગ.

જ્વાળા મુખી તે તાત જાગતી જો, માનો વાસ નગર કોટ માંહ્ય જો;
આઇના કુંડળનો મહીમા ઘણોજો, બ્રહ્મા વખાણેછે વેદ ત્યાંયજો. જ્વાળા. ૧
માનું સુંદીર રૂપ સોહામણું જો, જાણે શર્દ નીશાનો ચંદ્ર જો;
આઇને સોનાકેરૂં છત્ર છાજહેજો, માને ચોરાશી નાદનો ઘંટજો. જ્વાળા. ૨
આઈએ શુંભ નીશુંભ બે મારીઆ જો, આઈએ કીધુંછે મોહોટુ કાજજો;
એને બ્રહ્માએ શેવી મહાદ્રી વીષ્નુંએજો, સદાશીવે સેવી જ્વાલા માતજો. ૩
ઉદો ઉદો અંબા ભણે જો, માજી રમે છે રંગભેર રાસજો;
અનેક જોગણી ટોળે મળી જો, રહી જ્વાળા કેરે દરબાર જો જ્વાળા. ૪
માને નૈવેદ કરે થાળે ભરી જો, વળી મદ્યના તે પ્યાલા હાથજો;

આવે અંતે આઇ ઇશ્વરી જો, સદા પ્રાગ તમારો દાસ જો. જનાળા. ૫

## ગરબી. નવરાત્રીની તીથીયો.

નવરાત્રીના દીન રૂડા આવ્યા રે; અંબામા ઘેરેઘેર, પોતે પધરાવ્યાં રે. ૧
પડવે પાવાવાળી, પાલવ સાહ્યોરે; દરશન કરતામાં આજ, ગરબો ગાયોરે. ૨
બીજે બહુચર માત, રક્ષા કરજોરે; માહારાં સર્વ તરેહનાં દુઃખ, તમેતોહરજો. ૩
ત્રીજે ત્રીભુવન માત, બેઠી ગાજોરે; સિંહાસન ઉપર માત તું બીરાજો રે. ૪
ચોથે ચંડીમાતા, ચોદશ જોતીરે; આંખડીએ આવી આજ, આંસુ લોતીરે. ૫
પાચમે પાળો માત, અમને આવીરે; રમતાં રંગ ભેરે આજ, લ્યો બોલાવીરે. ૬
છઠે છળીલી માત છાયા કરજો રે; શેવકનાં આવી આજ, દુઃખડાં હરજોરે. ૭
સાતમે સુંદરરૂપ, તમારૂ ઝળકેરે; ચાચરમાં રમતાં આજ મનડુ મલકે રે. ૮
અષ્ટમી અષ્ટ ભુજાય, મા દરશન દેજો રે; આ હવન અતિશય થાય, ઓવારણા લેજો રે. ૯
નવમીનવદુર્ગા, મળીઅજાઇરે, જમેબ્રાહ્મણ સર્વે આજ, અંબાને ત્યાંહી રે. ૧૦
દશમેદરશનદેજો, આદ્ય ભવાનીરે; સુખી રાખો આકાયે, મા મહેરબાનીરે. ૧૧
એકાદશીને દીન ઉત્સવ થાયે રે; અંબાના ગુણ ગવાય, જોવા પળાયે રે. ૧૨
બારશબાળારૂપ, બહુચરીઅંબારે; માઆવો અમ ઘેર આજ, મામનેગમવા રે.
તેરશતુરજારૂપ, જોઇજોઇહિરખુરે; નયણેથી અંબા આજ, હરખી નીરખુરે. ૧૪
ચૌદશ ચાચરમાંય, હવન તો થાયે રે; શ્રીફળ ચુંદડીયો ઘી હોમાય રે. ૧૫
અમાસપુનમેઆદ્ય, દરશનદીધાંરે; ચાચરમાંઆવીઆજ, નાટારંગકીધાંરે. ૧૬
પંદરતીથીયોગાઇ, ઉલટઆણીરે, હું તોસમરૂશ્રીત્રીપુરાય, આરાસુરરાણીરે ૧૭
બાલાજીએગુણ, નવરાત્રીમાંગાયારે, છેઅંબામાનીઆશ, શિરપરછાયા રે. ૧૮

## ગરબી.

પડવેપુરણ પ્રેમ, મનમાં ધરતો રે; મહારે આઇપુજાનો નેમ અરજીકરતોરે. ૧
બીજે બાળા રૂપ, બહુચરબાઇ રે; અકળ સ્વરૂપ, રસના ગવાઇ રે. ૨
ત્રીજે ત્રીભુવન વ્યાપ્ત, અદભુતેરે; સાગરને ભોવન સપ્ત, પ્રગટ સરભુતે રે. ૩
ચોથે ચાર વેદ, ભણીયા ભાવેરે; અસુર હણ્યા નિર વેદ, સબળ કહાવેરે. ૩
પાંચમે પરતાપ, અમને તારો રે; ઘોળેગઢથી માત, સુંવાળ પધારો રે. ૫
છઠે સૌપર રહેમ, તારી રહેતી રે; આદ્ય નિરંજની એમ, વદે વધુ નેતીરે. ૬

સાતમે કરી સંભાળ, અંતર ઉલ્લાસેરે; સ્વર્ગ મૃત્યુ પાતાળ, વસે તું વાસેરે.૭
આઠમે હોમહવન દુરગા થાએ રે, ધુમ્ર જાય ગગન, મંત્ર ભણાયે રે. ૮
નવમી નવદુરગાય, રનવા કાજે રે; નીસરીયાં ચુંવાળ સખી સંગ છાજેરે.૯
દશમેદશઅવતાર,ધારીભુતળમાંરે;તુજપાયલણુ સતવાર, બૌચરબળમાંરે.
એકાદશીઊરરાખ,અરજીમારીરે;સંકટ સૌ કાપી નાંખ,જય અસુરારી રે.૧૧
બારસે ગ્રહીને બાંહ્ય, દાસ ઉગારો રે;રહેશિરતુજચરણેમાંહ્યધનતે દહાડોરે ૧૨
તેરશે તુજ ગુણગાય, અમર કહાવેરે; યમરાય કરી રક્ષાય,વાહારેઆવોરે.૧૩
ચૌદશે ચીતતુજ પાસ, માતા મારૂરે; વધે અંતર ઉલ્લાસ, લાગે ચારૂ રે.૧૪
પુનમે આઇ પળપળ, રક્ષણ કરતીરે;ધારી ટેક સબળ,જગ સંચરતીરે ૧૪
તિથી પંદર ગાય, જે કો ભાવે રે; તેને બહુચર સાહ્ય લહેરી કહાવેરે ૧૬

## ગરબી વીંજણો રમણેચઢો રે લોલ એ રાગ.

ગુણતો શ્રી અંબાના ગાઇએ, ચિત માના ચર્ણમાં ચાહીએ રે; ગુણ.ટેક.
મંગળવાર કહુ આવે વદતી કોયલને સાદે, શોભા નેપુરને નાદે રે. ગુણ.
બુધેમાબહુરૂપેપ્રગટી,વદનેચંદ્ર રહ્યો ચળકી; કપોળે સૂર્ય કળા ઝળકી, ગુણ.
ગુરૂવારેગ્રહરહેફરતો,શેવકશિર છત્ર હીંડે ધરતો; મહીમા ત્રૈલોમાં પરતો. ગુણ.
શુક્રસજનીછેસકળા,દાનવદેવનમેસઘળા;સરસ્વતીને બીજી કમળારે.ગુણ.
શનીવારેશસ્રસજ્યાંઆપે,તપીયાચુંડમુંડતાપે;વિડાર્યાખડગતણેકાંપેરે.ગુણ.
રવી તેજ થકી અધીક બની ચોટલો શેષનાગની ફણી; કુંમકુંમ આડવિશાલ ઘણી રે ગુણ.
સોમેસોમ તણીદ્રષ્ટી, કરેને અમી છાંટતણીવૃષ્ટી;માપાળેતુસર્વ શ્રષ્ટીરે,ગુણ.
ફરીફરીમંગળકહેવાય,મહેરકરેનેબહુચરમાય; શેવક વલ્લભભટ ગાયેરે.ગુણ.



## જોટો ગરબી.

ગુણતોશ્રીબહુચરના ગાઇએ, એક ચિત્તે અંબાનેચાહીએરે ગુણતોશ્રી ટેક.
આદીતેઅલબેલીઉઠી,ભરીરેમુક્તાફળનીમુઠી;સલખનપુર સમરથમાંદીઠીરેગુ
સોમેતોસલખનપુરશેવી,ચુંવાળમાંબૌચરીયાદેવી; માહરૂમનમાન્યુમાહેવી,
ભોમેતો મન નાન્યું માહારૂ, અતી સુખ આનંદમાં કહાવ્યું; નીરખું મુખ બહુચરીયા માનું, ગુણતો.
બુધેતોબાંહ્યગ્રહો માહારી, લંઘર તોડાને વાળી; પેરણ માજી ચરણાને સાડીરે;

ગુરૂએ તો જ્ઞાનબહુગણીએ,અંબેમાનું ધ્યાન રૂદેધરીયે;ત્રીપુરાશેવથીતરીયે,
શુકરેશોભાબનીસારી. પારેઆવેનરને નારી; દરશન દ્યો મા દયાળી, ગુણતો
શનીએતો અંબાજીશેવા;મીંડોરજેવા કળીયુગનોમેવા; ઉગ્રપીડપારોછેએવારે
સાતવાર માજીના જે ગાયે, સહેજે સુધાસિંધુતરી જાયે; વલ્લભધોળા માને
ચરણે જાયે, ગુણતોશ્રી બહુચરના ગાઇએ.

---

## ગરબો ભદ્રકાળી માતનો

મહિયારી મળી ચાલી મહી વેચવા એ રાગ.

મા મુજને એક ભરોંસો આપનો, આ સમે મુજને ઓથ ધરીને ઉગારજો;
કંઠસમો કળીકાળે મુજનેગ્રહ્યો,બાંહ્યગ્રહી તમો મુજને કહાડો બહારજે.મા.
નોધારો વસુધા ઘરમાં હું પડયો, જેમ તેમ કરીને પુરો જન્મ કરીશ જો.
સ્વપ્ને ના દીઠુ સુખ આ સંસારનું, કીયે જન્મહુંહવે સ્થીર ઠરેશ જો. મા.
દાન દયા સેવા સાધન ના બને, પરમાર્થનું કિંચિત કામ ન થાય જો;
સુખ શક્તિ સાધન એકે ના સરે, ઉગે તેવો અરૂણ આથમી જાય જો, મા.
મુજ પાપે હું લેવાયો આ લોકમાં, અવળાં આદર આપ્યાં સૌને સારૂં જો;
હુંપદથી હાથ નથી મેં કાઢીયો, કર્મને જોતાં શેષ ધરે નહીં ભાર જો, મા.
મુળ થકી માઠી બુદ્ધિ માહરી, ગુણ ગાય તેની પુઠે દીધી ગાળ જો;
કટીકશી ભાગ્યની પાછળ હું ભમ્યો, કર્મ કહે જાય ભુમી રસાતાળજો મા.
પાખંડી પ્રપંચી પુરો થયો, વિપ્રની આવે વિરોધમાં નહીં વારજો;
અણ દીઠી કુડી સાખ્યો હું કહું, લાંછન ધરતાં લાજ નહી લગારજો; માં. ૬
અઘટિત હું વનિતા સંગ વળુંગ્યો, ધશે વ્યવસનમાં નથી અધુરો નામજો;
સંકટનું સગુ માહારૂ કો નથી, આ સમે હવે નથી ઠર્યાનો દાવજો. માં. ૭
જ્યાં જોઉં ત્યાં પતિત ન પડે પંડની,કો કહે કપટી લુચ્ચો જારી લબાડજો
સાકુટને સૌ કહે તે સંભવે, રાખો શરણે માજી માનીશ પાડ જો. મા. ૮
જેવો છું તેવો જન તમારડો, આદ્ય થકી તે અંત લગી આધાર જો;
નીજ જનને કહોને શાની રહે કમી,દુઃખની બેલી દીલમાંવાત વીચારજો. ૯
જન્મ સુધી પરની રહેશે યાચના, દેહને દુઃખ દઇ લેશે દૈવજ દાણજો;
વીશંભરી વારે તદપી નહીં ચઢો, અનાથ બંધુ તમને કહેશે કોણજો. ૧૦
દુઃખ વેળે દોડયો આવુ તમ ભણી,અંતરમાં મુને આપ તણીછે આશજો.

ક્રોહેઆદેવેરીજન અળગા કરો, કર્મ જોઇ મારાંકરશો નહીં નીરાશ જોમા. ૧૧
અવનીપે આશા નહી માહારે કોઇની, ભદ્રકાળી તમ કેરી હૈયે હામ જો;
જાણું છું અવરે અરથેઆવશો,તમોઅમારી દોહલી વેળાનાં દામજો. મા.
તમ શરણે સુખદુઃખ સહી વળગી રહ્યો, આખર થઇ હવે આણોહૈયે હેત જો.
મુજ સરખાં થઇને નહીં ભાળો તમો, ફોગટ જુગમાંભગતીથાશે ફજેતજો.મા
પ્રાણી જન મુજ પર છાયે રહે નહીં,શુભના ઇચ્છુ કોઇનું રદય કઠોર જો.
પામર થઇતિમ શરણેઆવી પડયો, ઝાઝુમારૂ જનુનીતમપર જોરજો. મા ૧૪
પાપ તણો કુંભ સરવે પુરા થયો, દાવાનળ દુઃખ દરીયો ઉલટયો પુરજો;
કાંઈ કહેતાં કો કર સાહાવા ના મળે,વાલોજાઇજેમઉંડે આકનું તુરજો. મા
ચો તરફથી ચિંતા પ્રગટી મુજને,અન્ન ન ભાવે નિંદ્રા નહી લગારજો;
કૃપા કરી પુરો કલ્પના માહરી, ફરીનહીં માગુ મુખથી બીજી વારજો મા. ૧૬
દુઃખદેણું કહેવત કહીએ દ્રવ્યની, કુરબુદ્ધિ તે કૃપા કરીને ટાળજો;
સુખશાતા તનધન ભગતિ ભાવથી, ભદ્રકાળી તું કૃપા કરીને આલજો મા.૧૭
ઝાઝુ શું કહુ સરવે જાણો છો તમો, વીશ્વંભરી મન પુરણ વિશ્વ વિવેકજો.
આ કળીમાં રક્ષણ કરીને રાખજો, જેમ તેમ કરીને રેવાશંકરનો ટેકજો. મા.

---

## અથ વિમળનો ગરબો

ઓ રાણાજી રઘુવરની સંગાથે રાઢ ન કીજીએ એ રાગ.

ગણપત સમરૂ ચીતે સરસ્વતી, ગાઉ વીમળ આપો શુભ મતી;
કરો કીરપા ફેરવો કરમની રતી, ધન અંબામા આરાસુરમાં વસીયા જુગતેજાણી;માહારી માજીમા અકલકળા છે તાહારી કોયે નકળાણી. ૧
મા મહીશાસુરને માર્યો જેહ, તે સદગતીને પામ્યો તેહ;
ઉત્તર પ્રગટયો વિમળદેવ, ધન અંબામા. ૨
શ્રીમાળી શ્રાવક ઘેર પ્રગટ થયો, પાંચસાત વરસનો ભણવા ગયો;
વિદ્યા ન આવડી મુરખ રહ્યો, ધનઅંબામા. ૩
માએ લેઇને મોકલ્યો મુસાળ, મામાએ કીધો ગાયનો ગોવાળ;
અંબાથી ગાયો ચરાવે બાળ, ધનઅંબામા. ૪
અંબાજીનું તે ધ્યાન ધરતો, અંબા કહી વન ફરતો;
અંબાનો ગોવાળ હરસ કરતો, ધનઅંબામા. ૫
ઉઠતાં બેસતાં અંબાનું ધ્યાન, ખાતાં પિતાં અંબાનું નામ;

તદવત થએો ગઈ શુધને સાન, ધન અંબામા. ૬
પ્રાતુસકાળે ગાયો દોહીને છોડે, તાઢ તડકો વરસાદ કાંઈ નવ હોઢે;
તપશ્યા વલે અંથડાય રોડે, ધન અંબામા. ૭
બાર વરસ જ્યારે પુરાં થયાં, અંબાએ લઈ અજાઇને કહ્યાં;
એના દુખદાળીદ્ર સર્વે ગયાં, ધન અંબામા. ૮
શ્રાવણસુદ આઠમને રવીવાર, પાછલી રાત્યે કરતો પોકાર;
ગાયો દોહોવી ખોલો દરબાર, ધન અંબામા. ૯
અજાઈ અંબાએ હરખ ધરી, સુપડામાં લાવ્યા જ્વાર ભરી;
લેલે વિમળ કહે ફરી ફરી, ધન અંબામા. ૧૦
મા હેને લઇને શું કરૂં, વસ્ત્ર પાસે નથી લઇ શેમાં ધરૂં;
પેહેરણ છેડા કાઢી માંચ ભરૂ, ધન અંબામા. ૧૧
માએ અષ્ટ સીદ્ધ નવનિદ્ધ આપી, સકળ સમરધી કરી થાપી;
વીમળેનાં દાળીદ્ર નાખ્યાં કાપી, ધન અંબામા. ૧૨
માજીએ કર્યો ત્યાં વીમળરાય, હાથી ઘોડા અંબાડી થાય;
જ્યારે પ્રસન્ન થયાં છે અંબામાય, ધન અંબામા. ૧૩
ગાડી ઘોડા પાલખી સાર, ચઢયો મદ ભર્યો ચીત ન રહ્યું ઠાર;
રૂડી રીતે પરણ્યો વિમળ નાર, ધન અંબામા. ૧૪
વિમળ માજીથી જાણીતો થયો, કુંભારીયુ ગામ વસીને રહ્યો;
અંબાથી વિમળરાય કહ્યો, ધન અંબામા. ૧૫
ત્યાં વિમળે પણ લીધાં ડેહેરાં ત્રણસેહેને સાઠય કીધાં;
માહ્ય પારસનાથ પથરાવી દીધા, ધન અંબામા. ૧૬
ડેરાંની શોભા બહુ સારી, સ્વર્ગેથી ઉતર્યા લોકો જોવે પ્રારી;
કીધાં ડેરાં મદ ચઢયો ભારી, ધન અંબામા. ૧૭
શ્રાવક જાતનો ગયો ચુકી, અંબાનું ધ્યાન દીધું મુકી;
ગોરજી ગુરૂ કર્યાં મન ખુંચી, ધન અંબામા. ૧૮
ગોરજીએ વિદ્યા બતાવી, બુધી ફેરવી દીધી દલખત આવી;
બીજી ભક્તિપર મન પતાવી, ધન અંબામા. ૧૯
અંબામાને મન ઉલટ થઇ, જોઊ ભાવ ભક્તિ એની કેવી રહી;

હવે જાણે છે હું પ્રસન્ન થઇ, ધન અંબામા. ૨૦
આવ્યાં વિમળ પાસે અંબામાય, કરજોડીને વીમળ લાગ્યો પાય;
ભલે પધાર્યાં માજી કરી દયાય, ધન અંબામા. ૨૧
પુછે અંબાજી આપો આપ, ડેરાં કીધાં કહે કોણ પ્રતાપ;
કરમે આંતર્યો મળ્યાં પુરણ પાપ, ધન અંબામા. ૨૨
વીમળ બોલ્યો છે રાખી માપ, ડેરાં થયાં ગુરૂ પરતાપ;
ગુરૂથી ગુરૂથી ગુરૂની છે છાપ, ધન અંબામા. ૨૩
માજી કોપ્યાં કોપાન થઈ, અલ્યા તારી દોલત સઘળી ગઈ;
સંભાળ કહું તત્પર થઇ, ધન અંબામા. ૨૪
માજી કોપ્યા અગ્ની મેલી છોલા, ડેરાં વીમળનાં સહુ બાળ્યાઃ
કોપ થયો અંબાએ સુખ ટાળ્યાં, ધન અંબામા. ૨૫
નાઠો વિમળ ત્યાં મુકી ગામ, પગે લાગીને કહે રાખો નામ;
રાખો ડેહેરાં મા કરો કામ, ધન અંબામા. ૨૬
નાઠો વિમળ સળંગમાં થઇ, જઈ કાઢયું માથું આબુગઢ જઇ;
ત્યાં જઇ બેઠો વીમાસણ થઇ, ધન અંબામા. ૨૭
દયાળી માએ આંણી ખાંચ, રાખ્યાં નામ કાજે ડેરાં પાંચ;
તેને નવ આવી ઊની આંચ, ધન અંબામા. ૨૮
રિદ્ધ રિદ્ધ લુંટાઇ વીમળરાય, હાથી ઘોડા અંબાડી જાય;
જ્યારે કોપ થયો છે અંબામાય, ધન અંબામા. ૨૯
આદ્યે અંત્યે હતો દૈત્યનો વંશ, ભાવ ભક્તિથી પામ્યો અંબા અંક્ષ;
બુદ્ધી ભ્રષ્ટ થઈ ત્યારે કાઢયો વંશ, ધન અંબામા. ૩૦
આપ્યું ને લીધુ ઉલાળી, દુનીઆએ સહુ નજરે ભાળી;
ચળવચળ થયો નાખ્યો ટાળી, ધન અંબામા. ૩૧
અંબા છો અધમ ઊધારણ નામ, સમર્યાં સેવકનાં પુરો કામ;
અંબા આપે ઘર ધન્ય સંતાન, ધન્ય અંબામા. ૩૨
માનસરોવર પર છે અજાઇ, દુનિયા દરશન કરે છે ધાઇ;
પેહેલ વહેલાં માનસરોવર નાહી, ધન અંબામા. ૩૩
કોટેશ્વરનું ડેરૂં સારૂં, એકે ચીત્યે શીવલીંગ મન ધારૂ;

પુજા કરી કહે કામ કરે મારૂ, ધન અંબામા. ૩૪
કોટશ્વર આગળ સરસ્વતી વહે, ગૌમુખથી નીકળ્યાં દુનીયાં કહે;
ત્યાંહાં જાય નાહાવા સઘળુ રહે, ધન અંબામા. ૩૫
ગબરગફા વાસ તારો છે એ, ભુલે દુનીઆ અથડાતી રહે;
નાચે કુદે મુખ ગરબા કહે, ધન અંબામા. ૩૬
ભૈરવ ખેતર ત્યાં વીરજ છે, હકીકત દુનીઆ સહુ કહે;
અંબાના આગળ ઉભા રહે, ધન અંબામા. ૩૭
એ પંચતીરથની પુજા કહી, એક મને સાંભળો નરનારી સહી;
તમે પાએ પડો અંબાને જઇ, ધન અંબામા. ૩૮
અઢાર બોતેરો સાર, શ્રાવણસુદ એકાદશી રવીવાર;
વીમળનો ગરબો થયો નીરાધાર, ધન અંબામા. ૩૯
અંબાને નમીને કરૂ પ્રણામ, મા સંસારના સઉ પુરે કામ,
દાસ હરગોવન છે ચરણ ગુલામ, ધન અંબામા. ૪૦

## ગરબી.

ધન્ય અનસુયા અલબેલી એકાંતે વાસો કીજે.
મા રાખો દયા મેહેર કરીને દરશન સહુને દીજે;
મા જુગજુગમાંરે કૃપા કીધી, સોડમાં સીતાને લીધી,
માના હાથ તણીરે અમરત સિદ્ધિ, ધન્ય. ૧
મા દુખ ટાળી સુખડાં આપો, આપત્તી સઘળી સહુ કાપો;
મૈયા નવે નિદ્ધ હમને આપો, ધન્ય. ૨
એરડીયા સંગમના આરા, છે ગુપ્ત ગંગાની ધારા;
પાર ઉતરવાના એ આરા, ધન્ય. ૩
માને પારે પુષ્પની વાડી, આવે દુનીયાં દરશને દાડી;
છે પુર્ણાનંદ બ્રહ્મચારી, ધન્ય. ૪
ઉમરડામાં કીધો વાસ, પતીયાનાં પતનો થાયે નાશ;
મૈયા સહુની પુરજે તું આશ, ધન્ય. ૫
કંઇ કલ્લાંને કાંબી ખળકે, બાંહ બાજુબંધ ઘુઘરી ઘમકે;
માજી ચાલે વીજળી ચમકે; ધન્ય. ૬

માનાં દરશનતો દોહલાં થાયે, માના દરસથી તો પાતક જાયે;
દાસ ઊમૈયો ગુણ તારા ગાયે, ધન્ય. ૭

## ગરબી.

મા સરસ્વતિ સ્વામીને વીનવું મા ગણપત ચરણે નમું;
મા કરજોડીને વીનતી કરૂં,ચલુજીરાજ મહાકાળી પ્રતાપે રાજ કરોછો;
મા ઉપર ભાવ રૈયતને સુખ કરવા ધ્યાન ધરો છો ચલુ. ૧
ચંપક નગરી ત્યાં રાજે છે, ચૌટાની ઓળ બિરાજે છે;
જસની નોબત વાજે છે, ચલુ. ૨
ભીલાની બીક ઘણી ભારી, વાટે મળે નરને નારી;
બુઢએ દરવાજે અસ્વારી, ચલુ. ૩
માના દરવાજા સુંદિર સારા, કોટ બુરજે મેલ્યા છે મારા;
તે જોતાંમાં શત્રુ હાર્યા, ચલુ. ૪
કૃષ્ણના મહેલ ઘણા સારા,ફરતી દદુડાની ધારા;
ત્યાં સંઘ ઉતરે બહુ કંસારા, ચલુ. ૫
માના માનસરોવરમા નાહ્ય, પુજાની છાબો લેઈ જાય;
કાળી માયે કરૂણા જાણી, ચલુ. ૭
સદાશંકર વાણી કહે છે, વડોદરા શહેરમાં રહે છે;
તે ઉપર માની મહેર છે, ચલુ. ૮



## ગરબો ઓધવ જઇને કેજો માધવનેરે એ રાગ.

આજ દીવાળીનો દીન આવીયોરે, આનંદ અંગ ન માય;
ભગત ભવાંની માને ભાવીયોરે, મોય ભર્યાં કમળાય. આજ. ૧
માત પધાર્યાં મંદીર માહરે, સુંદીર વદન સોહાય;
હું બલીહારી બહુચર તાહરેરે, કીધાં કોટી પસાય, આજ. ૨
આસન પાસે આવ્યાં ઇશ્વરીરે, વિશ્વ તણી પ્રતિપાળ;
રિદ્ધ સિદ્ધ નિધ્ય પાસે ધરીરે, બેઠાં બહુચર બાળ; આજ. ૩

સેવક સજ થઇને સૌ આવીયારે, એક એકથી અગ્ર
પુન્નપો પરીપુર્ણ લાવીયારે, સંભારીને સમગ્ર. આજ ૩
પ્રથમે શાકપાક નીપજાવીયાંરે, છ રસ સ્વાદ સુદેશ;
આઇજીને આગળથી આરોગાવીયાંરે, સેવક પામ્યા શેશ આજ. ૪
પોહોચી તખ્ત ચઢી બેઠાં જઇરે, ચોદેશ ચમર ઢોળાય;
સખી મુખવાસ કરી લેઇરે, મુખમાં મુકી માય. આજ. ૫
નીજ જન નેમ દીવાળીનાં કરેરે, પહેલે પખાળે પાય;
પટ ભુપણ નૌતમ તમ આવરેરે, જે યોગ્ય યથાય. આજ. ૬
કેસર કુંમકુંમ ચંદન ચરચીયાંરે, અક્ષત અબીલ ગુલાલ;
અદભુત અંગ સુગંધે અરચિયાંરે, જેમ પુરવનો ચાલ. આજ. ૭
પુષ્પ સુવાસ સર્વ મંગાવીયાંરે, પારી જાત મંદાર;
ગુંથી ગુણ સાથે સૌ લાવીયાંરે, હાથ સમર્પે હાર. આજ. ૮
વાતી અગર ઉવેખી ધુપનેરે, ઉભાં નીજ જન નાર;
નીરખી નારાયણીના રૂપનેરે, જોઇ જોઇ જાય બલીહાર. આજ. ૯
માત મંગાવી મદીરા મોજમાંરે, પ્રેમ ધરી કરે પાન;
સેવકને કહે અહીંથી ખસો જમાંરે, રાસ રસીક કરો ગાન. આજ. ૧૦
નીજ જન નીકટ રહી બોલ્યા સહુરે, તાન માન યુત તાલ;
ગરબા ગાયે બધ વીધે બહુરે, પર્મ રસીક રસાળ આજ. ૧૧
અનુચળ દીપ અજવાળે દોહો દીશારે, મેડી મંદીર દ્વાર;
જળહળ નીર્મળ દીવાલ પશારે, પ્રગટયા ઠારો ઠાર. આજ ૧૨
ઉદા ઉદા જે જન ઉચરેરે, ઉભા મંડપ માંહ્ય;
બીન ફીકરે પુલ્યા પુલ્યા ફરેરે, બહુચર સાહે બાંહ્ય. આજ. ૧૩
દીવાળી દેખાડે દેવીએરે, દેછે દીરઘદાન;
પુરે આશ દાસની કેવીએરે, ખાનપાન પરીધાન. આજ. ૧૪
બહુચર લાલની લાલી જાહરેરે, જાણે જગત જહાંન;
કુડાંકર્મ જોયાં કયાહરેરે, વલ્લભ રાખ ગમાન. આજ. ૧૫

## ગરબી.

આભવ સાગર પાર ઉતારજી,તારને મૈયા તારો જાણી તારજી. ટેક,

જપતપ સાધન આરાધન ના જાણું, રેણું અણું પરમાણું રે.
નિર્ધન નાણું જગદંબાજી જાણું, ગુણ ગાણું કરૂં નીશી વાણું;
એ સારજી. તારને.

ગંગ ત્રીસંગ પ્રયાગ સમાણું, જેની પાસ ડેડાણું રે;
પાવન ઠેકાણું અડસઠ ઉર આણું, ઘણું માનસરોવર માણું અપારજી.તા. ૨
યોગ વૈરાગ્યનું કામ નથી, જેને નામ તણી લેહે લાગીરે;
નીંદ્રાથી જાગી જપે બડભાગી, તે ત્યાગી સદાએ સોહાગી સંસારજી.તા.૩
મા હું છું મંદમતી અવરતણી ઓથ નથી, જેવા પણ તમારોરે;
ન કરો ઊધારો આટાણે સુધારો, ઉગારોછે તારો ગીરધરને આધારજી તા. ૪

## ગરબી જોટો.

મા ગર્ભવાસનો ત્રાસ નીવારજી, વારને અંબા આવાગમન વારજી. ટેક.
અધોમુખ રહેવું અતિ દુઃખ સહેવું, નથી, મુખ જેવું લગારરે;
જઠરાની જ્વાળા વાયુના ઉછાળા, છે જળમળનો સંધી દુર ગંધી અપારજી.
વારને. ૧

પૃથ્વીમાં પડવું વૈતરણી લડથડવું, તડફડવું તે ઠાર રે;
ક્ષુધાથી ડરશું લાવી આપે કડવું, તે જબરીથી પાય ન થાય ઉચ્ચારજી.
વારને. ૨

તરૂણા વય વ્યાપે, તે ટાણે સંતાપે, દારા પુત્ર પરીવારરે;
મનગમતું માગે વૃદ્ધપણામાં ત્યાગે, મોહ માયાનો ભરીયો દુઃખ દરીયો;
સંસારજી વારને. ૩
જન્મ મરણ ટળવા સંચીત કર્મ બળવા, તે મળવા પદાર્થ ચારરે;
ગીરીધર કહેછે ઉપાય એક એછે, જગદંબાની ભગતી છે મુકતીનું દ્વારજી
વારને. ૪

## તીથીઓ ગોકુળ આવો શ્રીનાથજી એ રાગ.

શંકર સુતને સેવું સદા, શુદ્ધ બુદ્ધ કેરો દાતાર;
વાણી દેજો મા સરસ્વતી, જેથી ઉતરીએ ભવપાર
આરાસુરમાં રે અંબિકા. ટેક. ૧

પડવે પદછે માજી તારૂં, શેવે સુનીનર લોક;
આનંદ વાધ્યોંરે મા અતી ઘણો, માયા દીસે જાણે ફોક. - આરા. ૨
બીજે બાળા રૂપે બોલતી, બીરદાળી તું મોટી માય;
સેવક આવ્યોરે મા આશરે, માજી કરજો તેની સહાય. આરા. ૩
ત્રીજે ત્રીવેણીના સંગમાં, નાહાવા કીધું છે મંન;
ખેલે અંબીકાજી આવીયાં, સોંપ્યું તન મન ધન. આરા. ૪
ચોથે ચૈતન રૂપે મા ભણું, ઘટ ઘટ કીધો તેં પ્રકાશ;
જળ સ્થળમાં વ્યાપી રહી, સ્થાવર જંગમ નિવાસ. આરા. ૫
પાંચમ કારણ વિષે પ્રાણ તું, જેથી મનુષો થાયે બાળ;
પાન અપાન સમાં હવાં, નાઠો હૈડામાંથી કાળ. આરા. ૬
છઠે છબીલી આવી મળ્યાં, ઊઘડયાં અનુભવના દ્વાર;
જોતે જોત મળી રહી, નાઠો દેહમાંથી અંધકાર. આરાસુરમાંરે. ૭
સાતમ સાનમાં સમજાવીયું, કીધી માજીએ કરૂણાય;
મસ્તક હાથ દીધો સહી, જેથી બુદ્ધિ નીરમળ થાય. આરા ૮
આઠમ અંગમાંરે ઓળખ્યાં, જેનો શેષ ન પામે પાર;
નીગમ નેતી નેતી ઓચરે, અંબા અગમ અપાર. આરા. ૯
નોમે નામ જપું મા તારૂં, જેથી થાય અતી આનંદ;
કીંચીત ક્રોધ વ્યાપે નહીં, મનથી ટળે મોહના ફંદ. આરા. ૧૦
દસમે દૈત્ય વાસ્યા ઘણું, સ્વર્ગ મૃત્યુને પાતાળ;
દેવે સ્તુતી અંબાની કરી, માના મનમાં ઉપન્યો કાળ. આરા. ૧૧
એકાદશી અંબાએ વિચારીયું, ખપર લીધું આપો આપ;
દૈત્યને રોળ્યારે મા રણવીશે, ટાળ્યો દેવ તણો સંતાપ. આરા. ૧૨
બારસ બાળારે બહુચરા, કીધો ચુંવાળમાં વાસ;
જ્યારે ભંડાસુરને મારીયો, અંબા નામ થયું પ્રકાશ. આરા. ૧૩
તેરસ તુજ વિના મા કો નહીં, જેવી પુષ્પમાં વાસ;
જગમગ જ્યોત જાગી રહી, પાંચે તત્વ કર્યા પ્રકાશ. આરા. ૧૪
ચૌદશ ચિત લાગી રહ્યું, અંબા અકળ સ્વરૂપ;
માયા અકળ છે તાહરી, ન લહે સુરીનર મુનીવર ભુપ. આરા. ૧૫

પુનમ પ્રેમ વાધ્યો સહી, દીઠી ઘટમાં અંબાય;
પડદા છુટયારે મા પાપના, કોટી સુર્ય ઉદય થાય. આરા. ૧૬
પાંચને મારીને જ્યારે શમ્યાં, પડયું પચીસમાં ભંગાણ;
પાંચે સમજીને ભેગા થયાં, નાઠો દેહથી કાળ અજાણ. આરા. ૧૭
ભાવ અભાવ ટળી ગયો, દુનિયાં વિષે એકાકાર;
ભેદા ભેદ રહ્યો નહીં, સુખ દુઃખ નહીં લગાર. આરા, ૧૮
ગાય શિખેને જે સાંભળે, તેની અંબા પુરે આશ;
માયા જાળ ભેદે નહીં, અંતે અંબા ચરણે વાસ. આરા. ૧૯
પંદર તીથીઓ પુરી થઈ, પામ્યો આરાસુરમાં વાસ;
બે કરજોડીને ઉભો રહ્યો, ગરબો ગાય દાસનો દાસ. આરા. ૨૦

## *ગરબો

અંબા તે રમવા નિસર્યાં મા, શારે લીધા શણગાર મારી અંબાજીરે મા;
પાવાની પટરાણીરે મારીઅંબાજીરે મા, દાંતે લેવરાવ્યું દાણ મારી અંબાજીરે.
મોતીડું તપે લેલાટ મારી અંબાજીરે મા, ટેક.
લીલાવટ ટીલડી શોભતીરે મા, દામણી રત્ન જડાવ. મારી. ૧
કાંને કર્ણ ફુલ શોભતાંરે મા, ઝાલ્યોનો ઝબકાર. મારી. ૨
કોટે તે પાટીયાં હીમનાંરે મા, કંઠીઓમાં જડાવ. મારી. ૩
બાંહે બાજુબંધ બેરખારે મા, માને દસે આંગળીએ વેઢ. મારી. ૪
લીલા તે ગજનું કાપડુરે મા, છાયલ રાતી કોર. મારી. ૫
ફુલ ફાંગરનો ઘાઘરોરે મા, ઓઢણું કસુંબલ ઘાટ. મારી. ૬
પગે તે કલ્લાં શોભતાંરે મા, કાંબીઓ રત્ન જડાવ. મારી. ૭
જેરે ગાયેને જે સાંભળેરે મા, તેની અંબા પુરે આશ. મારી. ૮
ભટ વલ્લભ મા તાહરેરે મા, જન્મ જન્મનો દાસ. મારી. ૯

## ગરબો ચાંપાનેરનો

પુજુ ગણપતિના પાય પુજુ અંબિકાજીની પાવડીરે, લોલ.
શેવું સલખનપુરી માત દયા કરજો મુજ માવડીરે, લોલ. ૧

*કર્ત્તાનું નામ માલમ પડયું નથી,

ચતુર દેશ ચાંપાનેર વસે કરૂણાનીધિ કાળીકા રે, લોલ.
કીધો તરણાનો મેર બહુ ગુણ નિધી બાળીકા રે, લોલ. ૨
સોવરાવી બધી શ્રૃષ્ટ પવનપાણી મા પેદા કર્યાં રે, લોલ.
કીધો વૃષાનો વૃષ્ટ ધન ધ્યાન ધરણી ધર્યાં રે, લોલ. ૩
નદી પર્વતને પહાડ મહીમંડળને માનવી રે, લોલ.
જેવાં જોતીનાં ઝાડ દેવ રૂપીને મા દાનવીર રે; લોલ. ૪
પાવાઘડનો પ્રતાપ વિંધ જાણી વાસો વસ્યાં રે, લોલ.
આદ્ય શકિત તો અનોપ ધર્મ લોકથી આવી ધસ્યાં રે. લોલ. ૫
પતઇ રાવળ પ્રચંડ ધર્મ રાજ કરે તે ધણી રે, લોલ.
જેના દેશમાં નહીં દંડ કૃપા કાળીકાની છે ઘણી રે, લોલ. ૬
નવરાત્રી કેરી રાત્ર રમે ચોસઠ જોગણી રે, લોલ.
માંયે વિચાર્યું છે મન ભોગ જોવાને મા ભોગણી રે, લોલ. ૭
મંગળ માનુની ગાય ગરબે રમે સૌ ગામની રે, લોલ.
થૈકાર થૈકાર થાય નારાયનીના નામની રે, લોલ. ૮
સજ્યા શોળે શણગાર ચરણા ચોળીને મા ચુંદડી રે, લોલ.
કંઠે મુકતાફળના હાર, ફેર ફરે છે મા ફુંદડી રે લોલ. ૯
તેમાં કાળીકાજી માત, ગરબે રમવાને આવીયાં રે લોલ.
વાણી વેદમાં વિક્ષાત, રૂપ લક્ષ રવી લાવ્યાં રે લોલ. ૧૦
જાણે કોટી ઊગ્યા ભાંણ, કળા સોળેથી શામની રે લોલ.
મુખે શાં કરૂ વખાણ, ભજો માત એવી ભામની રે લોલ. ૧૧
થયું પતાઇને જાણ, રૂપ જોવાને મા કારણે રે લોલ.
વાગ્યાં મોહનાં તે બાણ, ધીરજ નવ રહી ધારણે રે લોલ. ૧૨
આવ્યાં ઊમયાને ઇશ, કાળીકા જોવાને કારણે રે લોલ.
કમળાને જુગદીશ, વિષ્ણુ જાય માને વારણે રે લોલ. ૧૭
લહે બ્રહ્મા ન ભેદ નારદ નાચે છે નૃત્યમાં રે લોલ.
વાણી વખાણે છે વેદ, શુણો સનકાદીક સુતમાં રે લોલ. ૧૪
દેવ તેત્રીસ ક્રોડ, પદ્ર ઉતારે છે આરતી રે લોલ.
કૃષ્ણ રહ્યા કરજોડ, ભાવ દેખાડે છે ભાવથી રે લોલ. ૧૫

માહાપુજા મધ રાત્ર, મંદીર આવ્યાં સૌ માનની રે લોલ;
તેમાં કાળકાજી માત, સુર લોક કેરી શ્યામની રે લોલ. ૧૬
પતાઈ રાવળનું પાપ, કામીએ લીધો છે કેડલો રે લોલ,
અંબા એકલાં છે આપ, ઝાલ્યો છળ કરીને છેડલો રે લોલ. ૧૭
માજી થયાં છે પ્રસન્ન, માગ્ય માગ્ય મુખથી કહ્યું રે લોલ;
દેવીએ દીધું દર્શન, લક્ષણ હીણે તે નવ લહ્યું રે લોલ. ૧૮
બોલ્યો પતાઇ ત્યાં પેર, મંદીર આવોજી માહેરે રે લોલ.
ચાલો આવો આપણ ઘેર, વશ્ય વરતી છું તાહરે રે લોલ. ૧૯
શકતીએ દીધો ત્યાં શ્રાપ, મુર્ખ મેલ્ય છેડો માહરો રે લોલ.
પાંચે પ્રગટયાં તાહારાં પાપ, પ્રાણ પાવો જાશે તાહરો રે લોલ. ૨૦
કર્યો કાળીકાએ કોપ, વૈભવ તાહેરો સર્વે વહ્યો રે લોલ.
આપ થયાં અલોપ, જખ મારીને રાજા રહ્યો રે લોલ. ૨૨
સુબો સાહેબ સુલતાન, ચારલક્ષ ઘોડે ચઢયો રે લોલ;
ઉતારવા મહિપતિના માન, આવી પાવેઘડ અડયો રે લોલ. ૨૨
અટકી કીધી છે આંચ, સુલતાન સેર સાધીઓ રે લોલ;
પુરાં વર્ષ થયાં પાંચ, વઢતાં તે વેરી વાધીઓ રે લોલ. ૨૩
ખુટયાં નવાણુંના નીર, અન્ન થયાં છે અલોપમાં રે લોલ;
ધારણ નવ રહી ધીર, ડુબ્યો કાળીકાના કોપમાં રે લોલ. ૨૪
સાઇઓ સાળો સરદાર, તેને છળ કર્યો છે છરડો રે લોલ;
જઇ કર્યો જવાળ, બુદ્ધ હીણ થયો બેરડો રે લોલ. ૨૫
પ્રીત પાદશાહસુ કીધ, વેર કીધું વિશેકમાં રે લોલ;
પતાઇ રાવળની રિદ્ધ, જઇ આપુ ઘડી એકમાં રે લોલ. ૨૬
મારગ ચાલો મહારી સાથ, દેશ જાણે છે ડંડીઓ રે લોલ,
કોલ દીધો છે હાથ, લશ્કર ચઢાવ્યું લઢીઓ રે લોલ. ૨૭
રૂદે સંગાથે છે રીસ, મુખ વચન ભાખીયા રે લોલ;
મોતી મણ દશવીશ, ભુંડે ભરડાવી નાખીયાં રે લોલ. ૨૮
નવસેં નવાણું તેની નાર, રૂડી રત્નાવળ રાણીઓ રે લોલ;
મારી નાંખી છે દરબાર, જોબનવંતી તે નવ જાણીયો રે લોલ. ૨૯

પીછો પતાઈ ત્યાં પેર કોપ કાળીકાનો જાણીએ રે લોલ;
વેરી આવ્યો છે ઘેર, પરવશ્ય પડયો છે પ્રાણીએ રે લોલ. ૩૦
પુત્ર પાટવી છે પાંચ, રાજ બીજ રણ રોળીયા રે લોલ;
બીજા પુત્ર તો અનેક, ચાંચડવત કરીને ચોળીયા રે લોલ. ૩૧
દેહવટ કીધો દરબાર, હસ્તી ઘોડા સર્વે લુંટીયા રે લોલ;
ભારે ભુપત્ય ભંડાર, સર્વ ખજાના તે લુંટીયા રે લોલ. ૩૨
ગયો શકિતને શર્ણ, પાવાગઢ કેરો રાજીયો રે લોલ;
કઠણ સંભળાવ્યું છે કર્ણ, મુર્ખ મનમાં ન લાજીયો રે લોલ. ૩૩
મતિ થઇ છે મહારી મુંઢ, મેં તો ઓળખ્યાં નહીં નામનાં રે લોલ;
તાહારા પરાક્રમ પ્રૌઢ, પુરો મન કેરી કામના રે લોલ. ૩૪
માયે આપ્યું છે વરદાન, અનામે કરીને સ્થાપીયો રે લોલ;
આવે વૈકુંઠ વૈમાન, સુખસાગરને આપીયો રે લોલ. ૩૫
થયો સુરો સરદાર, નરપતી તેને તો નડયો રે લોલ;
સાવત સોલહજાર, પૃથ્વી, પાડીને પોતે પડયો રે લોલ. ૩૬
પડી પતાઇની હાર, કીધી ઝમર તલાવડી રે લોલ;
સાવત સોલહજાર, સુઢ મારી નાખ્યાં માવડી રે લોલ. ૩૭
ઉત્પતી કાળકાની ગાય, જે કોઇ શિખને મા સાંભળે રે લોલ;
કરે નારાયણી સાહ્ય, સુખ સંપત આવી મળે રે લોલ. ૩૮
ઘણી લક્ષ્મી ઘર સુત્ર કરે કામ શુભ કારણાં રે લોલ;
વાંઝીયાને આપે પુત્ર, પ્રીતે બંધાવે પારણાં રે લોલ. ૩૯
મુઢ કવિતા થાય નિદ્ધ પામે રંક રાજીયો રે લોલ;
ભાવટ ભવ તણી જે જાય પુનસર્ગમાં ગાજીઓ રે લોલ. ૪૦
બેહેરાં સાંભળે રે કર્ણ મરતાં જીવે તે માંદલા રે લોલ;
ચાલે ખોડાં તે ચર્ણ આંખે દેખે તે આંધળા રે લોલ. ૪૧
રોગીયાના ટાળે રોગ સુખસાગરની સાલકા રે લોલ;
પામે ભાવતા મન ભોગ ક્રીપા કરે માત કાળકા રે લોલ. ૪૨
સાંમળભટરે શ્રીગોડ પીતા પુરૂશોતમજી તણો રે લોલ,
ગરબો ગાયે કરજોડ જસ મહીમા માનો ઘણો રે લોલ. ૪૩

# ગરબો નવરાત્રીનો

શ્રીસલખનપુરમાં સાચીરે માતા બહુચરારે,પુરૂપા પહેલી માયા અપર પારરે;
જેની માયા મંડણ વસુંધરા રે, નિતનિત નીગમ નીરંતર ગાય.
આઇને નમે ઇંદ્રાદિક રાય, પુરૂપ પુરાણે નવ પરખાય. સલ૦ ૧
મુખડુ માજીનું સરદ શશી જસુરે, જોતાં જોડે જમણું નાવે કશું રે;
માહા મુખ મોચન મન માહારે વસ્યું રે, માત સમુ મહીમધ્ય નહી કોઈ.
આઇજી અમૃત દ્રષ્ટે જોઈ તાહારા તેજે ત્રીભુવન રહ્યું મોહી;
આરાસુરમાં રાણી આસો માસમાં રે, આસનથી ઉઠયા હાસ્યવિલાશમાંરે;
આવ્યાં સલખનપુરમાં એક સ્વાસો સ્વાસમાં રે, મઢમધ્યે કીધો માત પ્રવેશ.
બેઠાં બહુચર બાળે વેશ, શોભ્યાં સરખું પ્રેમ શું વેશ; સલ૦ ૩
બોલ્યાં અંતર એક બેન્યો બંને મળી રે, માના અંતરસુ અતિશે મનમાંની
રળી રે;દેવી દેહેરા પુઠળ આવ્યાં રળી રે, બેઠાં માનસરોવર પાળ.
શીતલ વન તરૂઅર દ્રુમડાળ, બોલ્યાં બહુચર મા તતકાળ; સલ૦ ૪
અંબા રંભા આરત ઉરમાંઈ રે, ગરબો ગાયો તે દીવસ થયા કઈ રે;
ચાલો ચાચર આપણે રહીએ જઇ રે, રૂડાં રંગ ભર્યાં નવરાત્ર
ચુવા ચંદન અરચીત ગાત્ર, રમીએ રાતદિવસ પ્રભાત; સલ૦ ૫
આનંદે અંબા મુખથી ઉચરી રે, બીજી બેનો તેડાવો બહુચરી રે;
ખેચર ક્ષણુંમા આવ્યો તેડી કરી રે, આવ્યાં નગરકોટની રાય.
સાથે સિધવાઇ ઉમયાય, તતક્ષણ આવ્યાં નવદુર્ગાય, સલ૦ ૬
પેહેલે પાવેથી પોતી કાળીકા રે, ઉત્તરથી આવ્યાં આઇ અંબલીકા રે;
ભાવથી ભેટયાં મા ભમરકાળીકા રે, આગળ હીંગળાય હરસીદ્ધ.
પુઠલ પિતાંબર રાય પ્રસિદ્ધ વરદરા માને વરસીદ્ધ; સલ૦ ૭
છપન્ન નવ ચોસઠ ચાલી આવીયાં રે, બહુચર માએ મઢમાં પધરાવીયાંરે;
મળતાં માંહો માંહી મન ભાવીયાં રે, આપ્યાં આસન આદર માન્ય
બહુવિધ ભોગ ધર્યાં પકવાન, સરસાં આપ્યાં સુરાસુર પાન; સલ૦ ૮
પુજી પોશી સંતોષી જોગણી રે, એક એકથી અધિક અમલ આરોગણીરે;
રીઝયાં માતા મનમાં મહારસ ભોગણી રે, કરતાં કુશલ કારણી વાત.
હૈડે હોંસ ભર્યો હરખાત, ગુણ નીધી ગંભીર ગોરાં ગાત્ર; સલ૦ ૯

બાળી બહુચર બોલ્યાં અંબા પ્રત્યેરે; ચાચર દીવા મુકી પુરી ઘૃતરે;
હરખે ગાવો વાવો ખુંદો નૃત્યરે ધન ધન આજુનો દીન.
ત્રીપુરે તનમન માત મગન, શોભા સાગર પુર સલખન; સલ. ૧૦
સુણતાં ક્ષણું એકે ઉઠયાં અંબા ધશીરે, સનમુખસર્વ કો પ્રત્યે બોલ્યાં હશીરે;
રમવા સજ થાઓ મણા ન કરો કશીરે, ખટદશ સાજે સજની અંગ;
સુંદીર ધારો વસ્ત્ર સુરંગ, ચાચર સંચરીએ સહુ સંગ; સલ. ૧૧
સોડસ સજ્યાં દીન સોડસવા લખીરે, સઘળી સરખી શશી અંબારખીરે;
લલિતા લોપનને બહુચરમા લખીરે, રમવા મન માતા આનંદ,
મોદ ભર્યાં મલકે મંદમંદ, આઈજી આતુર આનંદ કંદ; સલ. ૧૨
અદભુત અંબરઅંબા અંગે ધર્યાં રે, ઉત્તમ અંતરતર અમોલ્યો ભર્યાં રે;
અંતર ગમતાં આપો પે આવર્યાં રે, ઉજવલની પીતને શ્યામ.
કોરે કસુંબો કસબી કામ, અવલ ન ચેલા નવલહુ નામ; સલ. ૧૩
અંગે આંજી આછી આઈ તણેરે, પેરી ઘેરી રંગે ઘણેરે;
સુથણું સુંદીર અતી બહુચરને બણેરે, માની ઓઢણી લાલ ગુલાલ.
ભરીયાં ભાગ્ય ભવાંની ભાવ, મા મતવાલી હાલ હવાલ. સલ. ૧૪
મઢથી મદમાતા મા થઇ પડયાંરે, સનમુખ ચાચર વાતો કરતાં વળ્યાંરે
જોતાં જોગણીયો જન ટોળે મળ્યાંરે, ઊભાં બહુચર બધ્ય દરબાર.
જનુની જન જન ફરતી હરખાય, ખુંદવા ખાંત્યે માત સલ. ૧૫
કરજોડી કાળી કહે કુંડે રહોરે, બોલી બહુચરીયા કહ્યું મારૂ લહોરે;
પેલાં પદકો કસે તે પુંડે કહોરે, માનો માત માહેરો બોલ.
ક્રીડા કીજે કોટી કલોલ, આનંદ ઉપન્યો અધિક અતોલ. સલ. ૧૬
વાયક લાયક સુખદાયક સાંભળીરે, જેને જેસુ રંગ ત્યાં ત્યાં મળીરે;
ચતુર ચાચર પુઠળ ઉભાં વળીરે, અગણીત અંતર ઉર ઉછાય.
જય જય જય કહે જંગદંબાય, ચોદીશ ઊદો ઊદો કહેવાય. સલ. ૧૭
ધારીશ્વર ભારી ભગસતીયો ભરેરે, આળાપે બહુચર મન સૌનાં હરેરે;
મુખથી ટુક કહેને તાળો દે ફરેરે, જગત જનેતા જુગતે ગાય.
લેઇ તાળી કર થૈ થૈ થાય, રમઝમ ઝાંઝર ઝમકે પાય. સલ. ૧૮
વાજાં છત્રીસ લાગ્યાં વાજવારે, માંડયાં મંડપ ચોદીશ ગાજવારે;

ગુણાં ગાંધર્વ કીન્નર લાગ્યા લાજવારે, નારદ સારદનું શુ ગાત્ર.
ત્રીજોતમાં રંગા કાંણ માત્ર, ગુણી ભુલ્યાં થઇ ગુણ પાત્ર. સલ. ૧૯
હોડે હંબોડા લેતાં ફુદડીરે, ખસકે પુચી કંકણ કર મુદ્રડીરે;
સૌએ ઓઢી નાના રંગ ચુંદડીરે, રસ વળીઓ આડો આંક.
તોતળાં તાળ ન ચુકે ટાંક, લચી લચી લેતાં લહેકે લાંક. સલ. ૨૦
મહારસ ઉપન્યો શુદ્ધ ભુલી સર્વનીરે; ગમત ભુલી પ્રાણીજન ગર્વનીરે;
કહે કાંણયુતકે આફળીયાં પરવનીરે, પુરણ પ્રગટયો પ્રેમ પ્રવાહ.
ચંડિકા ઘુમે મહા ચિત્ત ચાહ, રંગ રસ ભીનાં રમે ઊમયાય. સલ. ૨૧
ગાયાં ત્રાહ્યાં દ્રાયાં નવરાતથીરે, સૌકો જન મન મોહ પામ્યા બહુચર માતથીરે;
ડેહેરે આવી બેઠાં પ્રભાતથીરે, વિજ્યા દશમી કેરો દીન;
વીશ્વ જે રીઝો ત્રીભુવન, પ્રત્યક્ષ પુરણ માત પ્રસન્ન, સલ. ૨૨
વિત્યાં નવરાત્ર પ્રભાતે પારણાંરે, હરખે હીંગોળી કરે હકારણાંરે;
આવે ઇશ્વરીયો લે ઓવારણાંરે, ખટ રસ સરસ સમર્યાં અન્ન.
બેઠાં બહુચર બધ આસન, ભાવે ભવાની લે ભોજન સલ. ૨૩
પોખી મઢમાં બેઠાં પરમેશ્વરીરે, મુખમાં મુખવાસ કરી વિશ્વેશ્વરીરે;
આરતી વારતી સારતી અમરેશ્વરીરે, માત વધાવ્યાં મણી મુક્તાય.
દરશન દ્યો નીત્ય સંજુગતાય, કરૂણા કરીએ મંમાય. સલ. ૨૪
અંતરીક્ષ નીરખે અમરસુ અંગનારે, જે જે ઊચાર કરે સહુ સંગનારે,
વરસે કુસુમાવળી કઇ કઈ રંગના જો, મોહ્યાં સ્વર્ગ મૃત્યુ પાતાળ,
સુંદર સુંદર રૂપ રસાળ, બહુ રંગી બહુચરીઆ બાળ. સલ. ૨૫
નવદિન શુભ સાર થયાં સોહાંગનારે, ઉઠયાં ઇશ્વરીયો માગી આજ્ઞારે;
બહુચર કહે શું કહુ મુજ સુખ ભાગનારે, અરસપરસમાં થયાં વિદાય.
વરસતાં નયણે નવ ત્રમાય, નિજ નિજ ભુવન પ્રત્યે જાય. સલ. ૨૬
આસન આપ આપણે ઉતર્યાંરે, જોતાં જોગણીયો સૌ તર્યાંરે;
આપ્યાં સ્થાપ્યાં ઘરસુત્ર કસુતર્યાંરે, ઘેર ઘેર વરત્યો જય જયકાર.
વરીયા તોરણ બાંધ્યાં દ્વાર, નવખંડ હરખે નરને નાર. સલ. ૨૭
ગરબો નવરાત્રી તણો ગાશે મુખેરે, સુખસંપત્તી થાશે દીન જાશે સુખેરે;
દુરીજન દોહલાં દીન દીન થાશે દુઃખેરે, એમ કહે આદ્યશક્તી નીરધાર.

આઇજી અધમ ઓધારણ, વલ્લભ સમરે વારંવાર. સલ. ૨૮

———×—०—×———

## ગરબો અંબાજીના શણગારનો વેણુ વાગે છે એ રાગ

પ્રથમ સમરૂ સરવસ્વતિને, ગણપતી લાગુ પાય; રમવા નીસર્યાં મા.
અલબેલી ઈંછો ધણીને, ગરભો ગાવા જાય. રમવા. ૧
લીલા તે જગનો કંચવોને કસબે ભર્યો છે તાર, રમવા. ૨
લેંઘા પહેર્યો લાખનોને ખુબ બની છે ખાપ; રમવા.
સાળુ સુંદીર ઓઢણેને સરસ બની છે છાપ, રમવા ૩
પાયે તે નેપુર ઝણઝણેને ઝાંઝરનો ઝમકાર, રમવા.
અણવટ વીંછુવા શોભતાને મેખળા ઝીણી સાર, રમવા. ૪
કાંબી કલ્લાં ઠમઠમેને ઘુઘરાનો ઘમકાર, રમવા.
હાથે ચુડી હીમનીને નંગ જડયાં વિશાળ, રમવા. ૫
કરમાં ઝળકે કાંકણીને કાંડે દાણા ચાર, રમવા.
ગળે તીપારો હેમનોને ચોરસો ચંદન હાર, રમવા. ૬
બાંયે બાજુબંધ બેરખાને પોંચીયું લટકે હાથ, રમવા.
વાંક વિચીત્રને લહેરીયાંને હુમતાંની સાથ, રમવા. ૭
પરવાળાની પાસરે ને મુગ્તા ફળનો હાર, રમવા.
હીરા માણેક મોગરાને રત્ન જડીત્ર અપાર, રમવા. ૮
તાંતત્ર સંતીયુને ટીલડીને નાકે નમણો મોર, રમવા.
ફુલર દીશે હીમનુંને ઝુમણાનો ઝમકાર. રમવા. ૯
કાને કુંડલ ઝલહળેને તેજ તણો નહીં પાર, રમવા.
લોલક ઝળકે હેમનાંને હીરા જડીત્ર અપાર, રમવા. ૧૦
નયણે તે કાજળ સારીયાંને કેશર વરણી આડ, રમવા.
ચોખ્ખો કપાળે ચાંદલો ને ચોખ્યા ચોઢયા લેલાટ. રમવા. ૧૧
ચણ ગુંથી વીવકથીને તરત જ ભરીયાં તેલ, રમવા.
અત્તર બહેકે અતી ઘણાંને ફેર્યું દીસે ફુલેળ, રમવા. ૧૨
સેંથે સીંદુર સારીયાંને દરપણુ લીધાં હાથ, રમવા. ૧૩
એક એક જોડે મળીને સરવે બેની સાથ, રમવા.

સજી શણગાર ઉભાં રહ્યાંને શોભાનો નહીં પાર, રમવા.
અધર મુખપર વાળડાંને મુખ ચાવ્યા તંબોળ, રમવા. ૧૪
દંત બત્રીસ ડાડમ કળીને હુ રંગ રાતા ચોળ, રમવા.
મુખની શોભા બહુ બનીને શશીયલ ઊગ્યો સુર, રમવા. ૧૫
સરખે સરખી સહુ મળીને જોબનમાં ભરપુર, રમવા.
સાતે ઊગ્યા સામટાને તેથી અદકુ નુર, રમવા. ૧૬
સોના ગરબો શિર ધર્યો ને રમતાં વાધ્યો રંગ રમવા
સલખનપુરના ચોકમાંને ચોસઠ બેની સંગ, રમવા. ૧૭
ફેર ફરે બહુ ફુદડીને માતા મંગળ ગાય, રમવા.
મુખથી એવું ઊચરેને ઊદો જય જય થાય, રમવા. ૧૮
છત્રીશ વાજાં વાગીયાંને શરણાઇનો શોર રમવા.
ખગોળ ભુગોળ ગાજી રહ્યાંને થાયે શોર બકોર, રમવા. ૧૯
ઢોલ વાજે દુદંભીને ખુબ બન્યો છે ખેલ, રમવા.
તાળ મૃદંગને વાજ માંને ફરતી ફુદડી ફેર, રમવા. ૨૦
નવરાત્રી તો નવે રમ્યાંને, ત્રપ્ત થયાં તન, રમવા.
દશરાને દીન પારણાંને હોમ કીધા હવન, રમવા. ૨૨
રમી જમીને ચાલીયાંને, દેવી ગયાં દરબાર, રમવા.
બહુચર ગુણવંતી ગોખમાંને સુખ પામ્યાં સંસાર, રમવા. ૨૩
માગ્યા પુરણ માત છોને ધન દારા સંતાન, રમવા.
આશશે રાખે તાહરેને પામે પુરણ માન, રમવા. ૨૪
તીથી અજવાળી બીજછેને લખીઓ છે ગુરૂવાર. રમવા.
ગાય શીખેને સાંભળે તેની બહુચર આવે વાર, રમવા. ૨૪
કળીકાળના વારમાંને તુ છે તારણહાર, રમવા,
વહ્લભ ધોળાભાઇને આઇ તારાશે આધાર, રમવા. ૨૫

—(૦)—

## ગરબી.

સૌ શેવાર શેવા બહુચર બાળીને, ટેક.
સફળ કર્યા કાંઇ પ્રાણી જગતમાં, જોતાં માત નીહાળીને સૌ. ૧

નામ સમરતાં નર્ક નીવારે, ભવ તારે ભય ટાળીને. સૌ. ૨
સાંકળેશ્વર ચીત્ત ચરણે અટકયું, નીરખી છેલ છોગાળીને. સૌ. ૩

## જોટો.

કેમ છોડુરે છોડુ નામ હું એક ઘડી, ટેક.
રદય કમળમાં નીશદીન રાખું, મુજને સાચી માત જડી. કેમ. ૧
જાણી દાસને દરશન આપો, શાંને વાર લગાડો વડી. કેમ. ૨
પાલવ વળગ્યો ન કરશો અળગો, કહે સાંકળેશ્વર પાય પડી. કેમ. ૩

## જોટો.

હું વળગ્યોરે વળગ્યો તારે પાલવડે, ટેક.
ભવમાં ભય હવે કેનો રાખું, બહુચર મુજ શિર ગરગડે. હું. ૧
કરૂણા દ્રષ્ટ મુજને ન્યાળો, એમાં શો તુને પાડ ચઢે. હું. ૨
સાંકળેશ્વર મુખ એમ ભણે છે, તાપ હરે તુને પાય પડે. હું. ૩

## જોટો.

બરદાળીરે બાળી શ્રી સલખનપુરીયાં, ટેક.
સમર્યાં સાહ્ય કરી સુરવંદની, અસુર હણ્યા કાંઈ બહુચરીયા. બ. ૧
અકળ કળા કોઇ પાર ન પામે, શ્રીપતિ વિધી એમ ઉચરીયા. બ. ૨
કહે સાંકળેશ્વર બહુચર શેવી, તે જન ભવસાગર તરીયા. બ. ૩

## જોટો.

મન મોહ્યુંરે મોહ્યું જગદંબા નીરખી, ટેક.
જોતાં જગતમાં નજરે નાવે, કોઇ અવર બહુચર સરખી. મન. ૧
વીવીધ પ્રકારે શેવું માને, કુસુમ ચંદન શિરપર વરસી. મન. ૨
સાંકળેશ્વર મા દાસ તમારો. નીશદીન ગુણ ગાયે હરખી. મન. ૩

## જોટો.

ધન્ય કીધારે કીધા દરશન આપીને, ટેક.
ભગતી કરતાં નવનીધી ભરીએ, જન્મ મરણ ભય કાપીને. ધન્ય. ૧
જીવન મુક્ત થયા કંઇ પ્રાણી, જાપ ભવાનીનો જાપીને. ધન્ય. ૨

કહે સાંકળેશ્વર મહાસુખ પામે, ગુણગાતાં અળાપીને. ધન્ય. ૩

## જોટો.

મતબાળીરે બાળી બાળ સ્વરૂપ ધર્યું, ટેક.
વીશાળ વદન રતીપતી છબ મોહન, કોટી સુરજનું તેજ હર્યું. મત ૧.
ગોખજોખમાં જુગતે જોતાં, પ્રાણી સકળનું કામ સર્યું. મત. ૨
કહે સાંકળેશ્વર બેઉ કરજોડી, માને ચરણે ચિત્ત ઠર્યું. મત. ૩

## જોટો

મન હરખ્યું હરખ્યું જોઇને બહુચરીયાં, ટેક.
આ સંસારનું સાર ભવાની, હરી બ્રહ્માદીક ઊચરીયા. મન. ૧
શુંભ નીશુભ મહીસાશુર સરખા મારી અમરના ભયહરીયા મન. ૨
કહે સાંકળેશ્વર બહુચર સમરી, કંઇ જન ભવસાગર તરીયા. મન. ૩

## જોટો.

મુખ નીરખીરે નીરખી જાઉ મા બલીહારી.
રસના એક શું કહું કથીને, શોભા અવર માજી તાહારી. મુખ. ૧
વરણન કરતાં પાર ન પામે, નીશદીન શસ્ત્ર ફણાધારી, મુખ. ૨
કહે સાંકળેશ્વર નહીં મા સરખું, દૈવત જોતાં મત માહારી. મુખ. ૩

## જોટો.

કયાં જાવું રે જાવું માતને છોડીને, ટેક.
બહુચર કહેતાં નીરમળ કીધા, કોટી જન્મ આઘ મોડીને, કયાં. ૧
ગુણ ગાતાં કંઇ જન ઊધર્યા, ભવનું બંધન તોડીને. કયાં. ૨
કહે સાંકળેષ્વર ભગ્તી આપો, એ માગુ કરજોડીને. કયાં. ૩

## જોટો.

કોંણ રાખેરે-રાખે માત વિના શરણે. ટેક.
માત ભજનથી ભય સૌ કંપે, કેસરીથી જેવાં હરણે. કોંણ ૧
અવર દૈવત બહુચર સરખુ, દીઠુ આ જુગમાં ધરણે, કોંણ ૨
કહે સાંકળેશ્વર કારજ સીધ્યાં, ચીત લાગ્યું માના ચરણે. કોંણ. ૩

## જોટો.

સૌ તાર્યારે તાર્યા શરણે રાખીને, ટેક.
જન્મ મરણનો ભય બહુ ટાળ્યો, દાસને દરશન આપીને. સૌ. ૧
અમર કાય કરી મારકંડે, ભગ્તી સુધારસ ચાખીને. સૌ. ૨
સાંકળેશ્વર જોતાં મન અટક્યું, માતને દ્રષ્ટી નાખીને. સૌ. ૩

## જોટો.

આ જુગમાંરે જુગમાં મુજ શિર છો જનની, ટેક.
જેમ રાખો તેમ રહીએ માજી, વાત અવર શી કહુ મનની. આ. ૧
ભુલ્યો ભમુ જોયા વિના મા જેમ, વીખુટી ફરે રોઝડી વનની- આ. ૨
સાકળેશ્વર ગુણ ગાતાં બહુચર વર પત ગઇ સરવે તનની. આ. ૩

## જોટો.

બહુ રંગીરે રંગી સલખનપુર રાણી, ટેક.
ગાયે ગુણ સુર શેવેરે નીશદીન, શ્રીપતિ સુનીવર સુલપાણી. બ. ૧
ભજતાં ભાવ કુભાવે ભવાની, સેજે મુકત કર્યા પ્રાણી. બ. ૨
કહે સાંકળેશ્વર દરશન આપો, દાસનો દાસ રદે જાણી. બ. ૨

## જોટો.

આ જુગમાંરે જુગમાં મા દૈવત અવર નથી. ટેક.
શકિત શિરોમણી આદ્ય અંત્ય મધ્ય, ઉદ્દભવલયપાલણએહથી. આ. ૧
શુક સનકાદીક ભવબ્રંહ્માદીક, મન નિશ્ચય કરૂં એહ મથી. આ. ૨
શકિત વિના સંસાર સર્વ, કહે સાંકળેશ્વર એમ કથી, આ. ૩

## જોટો.

શિર સેવકને ગુણનીધી ગંભીર છાજે. ટેક.
ભગવતી ભવમાં ભવ ભય હરવા, ગોખે ચઢીને ગાજે. શિર. ૧
દેવને દુર્લભ દરશન જેનું, સલખનપુરમાં બિરાજે. શિર. ૨
કહે સાંકળેશ્વર પાર કરો ભવ, મહેર કરી મહારાજે. શિર. ૩



## રાગ ગરબો.

મથમ સમરૂ શ્રી સારદાને સરસ્વતીરે લોલ,
દાસ ઊમયાને આપજો રૂડી મતી રે લોલ; વીરક્ષેત્ર વડોદરૂ ગામછેરે લોલ,
દીસી ઉતરમાં માનો ઠામછેરે લોલ, ચોકચાચર દીસેછે રળીયામણારે લોલ.
ભર્યાં માનસરોવરમોતી તણારે લોલ; હંસકારીગાને કોકીલાકદળી ઘણીરે,,
મેના પોપટ બોલે છે ફરી ફરીરે લોલ, હંસ રમે કમળનિ કુંજમાંરે લોલ.
પોપટ ભણે ભમરનોગુંજમાંરે લોલ, ઝંડ આવ્યાંજી નૌતમ નાગડારે. ,,
મણીધર આવ્યા છે ઘણાઘણારે લોલ, આવ્યા સામન સહસ્ત્રઇહાસી રૂપીરે. ,,
ઇંદ્ર ધામથી અપસરાઆવી વસીરેલોલ, માનું ડેરૂ દીસેછેજી નવાનોકમાંરે. ,,
બેઠી શોખમે વસીછે ગોખમાંરે લોલ, માને પાયે પડી છે રૂડી ઝાંઝરીરે. ,,
ચાલચાલ બોલેછેજી જાણેબાંસુરીરે લોલ, ચોળી ચુંદડી ઓઢીછે કેસરતણીરે
શોભી રહીજી સુંદરી સોને ભરીરે લોલ, હાર ચંદન વંદનન ચોસરીરે. ,,
તુસી તરમનીંયાંને દામણીરે લોલ, કાંને વેલા અકોટી હીરે જડીરે. લોલ.
બાજુબંધને બેરખી બાહુ તણીરે લોલ, દંતદાડ દીસેજી હીરાકણીરે. ,,
નાકે નથડી સોહેજી મોતીતણીરેલોલ, આંખ આંજીને દીસેરૂડી બંકડીરે."
બાંહ્ય પેરી ખણકે કંકણીરેલોલ, ગરબા ગાયાની આવી ધમર ઘટારે. ,,
બીડીચાવીને છુટી મુકી લટારેલોલ, પ્યાલા લીધા મધુના હાથમાંરે. ,,
રંગલાગ્યોજોગણીઓનાસાથમાંરેલોલ, માનોછંદ તે હાવે પુરોથાયછેરેલોલ.,,

## ગરબી.

જેકો અંબીકા માતને આરાધશેરે લોલ, તેના પુત્ર પરીવારજસવાધશેરેલોલ.
અંબા સુખ આપે તે સંસારનુંરે લોલ, અંબા દુઃખ ટાળે તે અવતારનુંરે. ૨
માહારીઅંબામાનાલોચનસોહામણાંરેલોલ, માનેપુજીયેનેનીત્યલૈયેભામણાંરે.
માને કોટીસૂર્ય કોટી જળહળેરે લોલ, માને ઘૃતકપુરના દીવા બળેરે લોલ. ૪
એવી પુતળી નથી નવ ખંડમાંરે લોલ, માતાતે જાગતી તે ચૌદ ભુવનમાંરે. ૫
અંબાગરબોગાવાનેપોતેનીસર્યાંરેલોલ, ત્યારેજન્મોજનમનાદુઃખવીસર્યાંરે.
ત્રીપુરા સુંદરીને કાળીકા ત્યાં આવીયાંરે લોલ, તેમણે અંબાજીને મોતીડે
વધાવીયારે લોલ.

આવ્યાંઉર્વશી મેનકાપીતાંબરારે લોલ, સાથે આવ્યાંછે ઇંદ્રકેરી અપ્સરારે લો.
મહાલક્ષ્મીને માતભુવનેશ્વરીરે લોલ, સાથે ઊમયાસતીને કામની રતીરે લો.
આવ્યાં ચંડીકાને ચોસઠ જોગણીરે લોલ, તેતો કંદ્રપકળા કેરી ભોગણીરે લો
સાથે કુંમકુંમ કેસર તણી થાળી ભરીરે લોલ, આવ્યાં સીતા રાધિકાને
સરસ્વતીરે લોલ.

આવ્યાં બહુચરા તુળજાને તોતળારે લોલ, કેશ છુટાને ફુલે ભર્યા ચોટલારે લો.
સર્વે માતાજીને ચાચરે આવ્યારે લોલ, પુષ્પ મોતીડેને ચોખલે વધાવીયારે લો
હાથમાં પ્યાલાભર્યા તે મધુપાનનારેલોલ, લોચન ફેરવેને ચાળાકરે તાંનનારે લો
કીધા સોળેશણગાર અતી શોભતારે લોલ, આવ્યા દેવતાને ફુલડેવધાવતારે લો.
હાથમાંફુલના દડા તેમોહોમાંરમેરે લોલ, ગરબોગાવા માંડયો તે માતનેગમેરેલો.
મતવાળી થઇને ફરે ફુદડીરે લોલ, નંદાં નારંગીની ઓઢી માથે ચુંદડીરે લો.
શોભાદીસે ઈશાન કેરી વીજળીરેલોલ, દીસે દીવાળીતેરાત્રે અતીઉજળીરે લો
પાન ચાવેને મોહોમાં છાંટી ભરેરે લોલ, થાકી બેસેને તે તણાં મીઠાં કરેરે લોલ.
તાળી પાડેને હાથેહશે ડાંડીયારે લોલ, એવા નવાનવા ખેલમાચે માંડીયારે લો.
તાળીપાડેને અંગમોડે ઘણુંરે લોલ, શોભે આંગણું અતીશે અંબા તણુંરે લો.
ઠમકે વાગેછે વીછુવા પાગનારે લોલ, છંદ વાગે તે છત્રીશ રાગનારે લોલ.
દીવા પુર્યા તે ઘૃતને કપુરનારે લોલ,ગર્વ ઉતાર્યા અંબાએઆરાસુરનારેલોલ.
ગળે બાંહડી ઘાલીને લટકા કરેરે લોલ, અંગ ફેરવીને માત ફુદડીરે ફરેરે લોલ.
કેસર કસ્તુરી બરાસ કેરાં છાંટણાંરે લોલ, વેણુછુટીને કંઠે ઘરેણાં ઘણાંરે લોલ.
સર્વે ઘાલ્યા ચંપક કેરા હારડારે લોલ, વચે વાવ્યા કેસર કેરા કયારડારેને લોલ.
(અંબાનોકરજાણેકમલનીપાંખડીરેલોલ, ઘણીઘેરીઠેરાતીમાનીઆંખડીયાંરેલો
ગરબો જોવા આવ્યા તે મહાદેવજીરે લોલ,ગંગા જોવાઆવ્યા તે કાશીથકીરેલો
સ્વર્ગમુકીને ઈંદ્ર આવ્યા ખરારે લોલ, ઇંદ્રાણી સહસ્ત્રરૂશીશ્વર આવીમળ્યારે લો.
વિશ્નુ વૈકુંઠતજીને જોવાઆવીયારેલોલ, માણેકમોતીલેઈ માજીને વધાવીયાંરેલો
જોવા આવી પાતાળ કેરી નાગણીરે લોલ, તેતો ફુટડીને રૂપ વરણાગણીરે લો.
બારેસુર્ય આવ્યા તે રાંદલસાથસુરેલોલ, ચંદ્રમા આવ્યાતે રોહણીનારસુરેલો
બારે મેઘ આવ્યા તે અમી વર્ષતારે લોલ, સર્વલોક જોવાને મનતરસતારે લો.
બ્રંહ્મા આવ્યા તે વેદ ચાર લેઇનેરે લોલ, સર્વવધાવે તે પુષ્પ ઊભા રહીરે લો.

કામધેનું આવીને ચમરી કરેરે લોલ, છત્ર હેમનાં લાવીને શિરપર ધરેરે લોલ.
ગરબોગાતાં વિશ્વનાથ સહેજેમળેરેલોલ,માનેપુજીએતોવેરીસઘળાંટળેરેલોલ.
દેવીસર્વે મળીનેવર આપીયો લોલ, રૂપીદેવને પોતાનો કરી સ્થાપીયોરે લોલ.
જેકો આદ્ય માતાથી અળગો રહ્યોરે લોલ, તે સંસારમાં વાહ્યો ગયોરે લોલ.
જેકોઇ ભવાનીના જનનેછેડશેરે લોલ, તેનામાથેમા, હુતાશન રેડશેરે લોલ.
માતાજાગતીતેકળીકાળમાંરેલોલ,સેવકપીડાયાજાણીનેઆસંસારમાંરે લોલ.
માને ઉપાસે તે ઉપર અમી ઝરેરે લોલ, માનેનજાણીતેમસાનીપેઠેમરેરેલોલ.
માનું નાકનું અણીયું નમેનહીં રેલોલ,માનેમાનેવાહનશોભતોસિંહસહિરે લોલ.
માનીભ્રકુટીરહીછેઅભીમાનમાંરેલોલ,સૂર્યચંદ્રમાઅકોટાકીધાકાનમાંરે લોલ.
તેતોનાથનેઆવેછેનિત્યધ્યાનમાંરેલોલ,માજીસર્વેનીપુરેછે મનકામનારે લોલ.
રૂવેરૂવેવ્યાપીરહીવિશ્વનાથનેરેલોલ, દાસ પોતાનો જાણી લ્યો હાથમાંરે લોલ.
વિશ્વનાથનેમાથેછેતું જાગતીરેલોલ,શત્રુમાહારાસ્મશાનમાંખોળ્યાજતીરે લોલ
માઆરાધેથીજમજાચનાનહી રે લોલ, તેતો મુક્તીપામેછેજીવતોસહીરે લોલ.
જેકોઇશેવશેમાતાજીનાચર્ણનેરે લોલ, તેતો જીતશેજન્મજરામર્ણનેરે લોલ.
માનોગરબોગાયનેજેકોઇસાંભળેરેલોલ,સુખસંપતપામેનેઅંબાજીમળેરે લોલ.
અષ્ટસિદ્ધિનવદ્ધિ ઘરમાં વસેરે લોલ, રોગવ્યાધી દારીદ્ર ત્યાંથી ખસેરે લોલ.
રિદ્ધિ આપે કુબેરથીઅતિઘણીરેલોલ,સમૃદ્ધિ પામે સ્વર્ગનાથકી ઘણીરેલોલ.
બેહુકરજોડીનેનાથને વીનવેરે લોલ, હું તોમાગું છું જે માજીરહેજો રૂદેરે લોલ.
બાળકજાણીદયાકરો શર્ણનીરે લોલ,રજ મુસ્તકચડાવું તારા ચર્ણનીરેલોલ.

## ગાયત્રીનો ગરબો.

શ્રી ગુરુ ગણપતિને વિનવું હો બહુચરી, સરસ્વતીને લાગું પાય;
બાળા ત્રીપુરા તુજને નમું હો બહુચરી, બુદ્ધિ આપો મુજમાય, ૧
ગુણ ગાઉં ગીરજા તણા હો, બ. બહુચર કાળી પ્રતાપ;
અવગુણ ટાળે આપણા હો, બ. ઇશ્વરી આપો આપ.
કુંભના ગુરુ થાએ ફરી હો, બ. હરી દ્વારે સહુ જાય;
બદ્રીનાથનાં દર્શન કરી હો, બ. ભાગીરથીમાં ન્હાય.
દેવરૂષીને માનવીને હે, બ. કીન્નર ગાંધર્વ નાગ,

યક્ષરાજ રૂષિદાનવી હો, બ. જે પાવત તમ ભાગ. ૪
ત્યાં નિલગીરી વપે ચંડીકા હો, બ. મારકુંડ આશ્રમ;
દૈત્યતણે ઉર ડંડીકા હો, બ. બહુ વીધિ પોખે બ્રહ્મ. ૫
સહસ્ત્ર ઇઠાશી આવીયા હો, બ. વ્યાસ વશીષ્ટને રામ;
ભ્રગુ અત્રી કસ્યપ ત્રીયા હો, બ. સ્પપ્તરૂપિ સંગ ભામ. ૬
નર નારાયણ ભેટીયા હો, બ. કર્યું જાન્હવીમાં સ્નાન;
બારે વરસે ટેકીયા હો, બ. જ્યારે ચઢે નીશાન. ૭
દરશન કરી સુરમુની હો, બ. ચાલ્યા ગયા પોતાને ધામ:
સપ્તરૂશી શ્રવણે સુણી હો, બ. આવ્યા મારકુંડને ઠામ. ૮
કરી પુજા સનમાન શું હો, બ. પહેલે પખાળ્યા પાય;
મધુમેવા પકવાન શું હો, બ. બેઠા કરી સભાય. ૯
મારકુંડે પ્રશ્ન પુછીયું હો, બ. તમો છો સર્વ સુજાણ;
તત્વનું તત્વ કીધું હો, શ્રુષ્ટી તણું મંડાણ. ૧૦
બ્રાહ્મણ સૌથી શીરોમણી હો, બ. પુરણ પ્રબળ પ્રતાપ;
ક્ષત્રીસકળ પૃથ્વી ધણી, બ. વેશ્ય ધન પામે વણમાપ. ૧૧
મુજને અમર કોણે કર્યો હો, બ. દિલમાં આણી દયાય;
વિશ્વામીત્ર ક્ષત્રી ખરો હો, બ. ઋષિ થયા કોણ ઉપાય. ૧૨
જુજવા મત છે જગતના હો, ભરમે ભુલ્યા લોક;
આપ આપણી અશક્તના હો, બ. બીજાનું માને ફોક. ૧૩
તે માટે અરજી કરૂ હો, બ. તમથી ન હેતુ કોય;
મુજને કહો તે ધ્યાન ધરૂ હો, બ. કૃત્ય કૃત્ય મન હોય. ૧૪
વચન વિચીત્રાઇ શું સાંભળી હો. બ. સર્વ થયા રળીયાત;
ધન્ય ધન્ય બુદ્ધિ ભલી હો, બ. ચિરંજીવ તત્રગાત. ૧૫
જય મુની કહે જુવો દિનતા હો, બ. પ્રશ્ન પુછયાની પેર;
મુર્ખ થઈ કરે વીનતી હો, બ. ગુરૂને આવે મહેર. ૧૬
વશીષ્ટ કહે તે કહુ કથા હો, બ. પર્મ જુગ્તીની વાત;
સાંભળતાં મટશે વ્યથા હો, બ. મુજને કહી મુજ તાત. ૧૭
તે કથા કહુ સર્વને હો. બ. બેઠી છે બ્રહ્મ સભાય;
ટાળે અંતરના ગર્વને હો, બ. ગાયત્રીનો મહીમાય. ૧૮

બુદ્ધી પ્રમાણે કહુ કથી હો, બ. ગૌરીના ગુણગાય;
વિધિ વિષ્ણુ શિવ રહ્યા થકી હો, બ. જાણે શું મુર્ખ અનાડ્ય. ૧૯

આદ્ય નીરંતર એક છે હો, બ. નિરંજન નિરાકાર;
પાછો અવર અનેક છો હો, બ. સચરાચર સંસાર. ૨૦

નહીં સ્ત્રી નીં પુરૂષમાં હો, બ. નહીં નપુંસક જાત;
નહીં ઉદાસી હર્ષમાં હો, બ. અકળકળાની વાત. ૨૧

માયે વિચાર્યું મનથી હો, બ. એકની અનેક થાઊ;
તેજ ગાયત્રીનાં તંનથી હો, બ. માયા શેષ જણાઉ ૨૨

માયા નામે નારાયણી હો, બ. પુરૂષ નામે શેષ;
એ બેજાણતો વિરાહણી, હો, બ. થયા બ્રહ્મા વિશ્નું મહેશ. ૨૩

તમો ત્રણ દેવ શ્રુષ્ટી કરો હો, બ. શક્તિ વિના કેમ થાય;
ગાયત્રી ધ્યાન રૂદે ધરો હો, બ. કરશે માત કૃપાય. ૨૪

જપતપ કીધાં નેમશું હો, બ. દેવ તણાં સોવર્ષ;
પ્રસન્ન થયાં મા પ્રેમશું હો, બ વાધ્યો હૈયામાં હર્ષ. ૨૫

માગો માગો મુખથી કહ્યું હો, બ તમો સૌ મારી પ્રજાય;
કરજોડી ઉભા સહું હો, બ ઊદો ઊદો જુગમાય. ૨૬

શ્રષ્ટી કરવા શક્તિ આપો હો, બ. અમે સર્વ આશક્ત;
કૃપા કરી દુઃખડાં કાપો હો, બ જેમ ઉપર જે જગ્ત. ૨૭

માયે કૃપા કરી આપીયાં હો, બ. ત્રણ રૂપ તતકાળ;
મહાકાળી મહાલક્ષ્મી સ્થાપીયાં હો, બ. મહા સાવીત્રી રસાળ ૨૮

સાવિત્રીનાં થયાં સરસ્વતી હો, બ. સરસ્વતીના થયા વેદ;
જેને પડે જેવી ગતી હો, બ. તેવો તે પામે ભેદ. ૨૯

મહાકાળી શીવને વર્યાં રે હો, બ. સાવીત્રી બ્રહ્માય;
લક્ષ્મી વિશ્નું ધરણી કર્યાં હો, બ. ગાયત્રીનો મહિમાય. ૩૦

ગાયત્રીનું એક પુરૂશ્ચરણ હો, બ. ચોવી લક્ષનો જાપ;
જે સાધે એકે મને હો, બ ટળે ત્રિવિધીના તાપ. ૩૧
માયાએ ગાયત્રી જપે હો, બ મોહ પામે સંસાર;

શેષ ગાયત્રી તપે હો, બ. ધરે વસુધા ભાર. ૩૨
બ્રહ્મા ગાયત્રી પ્રતાપથી હો, બ. શ્રૃષ્ટી નીપાઈ સાર;
વિષ્ણુ ગાયત્રી જપે કરી હો, બ. પોખે સકળ પરીવાર. ૩૩
રૂદ્ર ગાયત્રી ધ્યાનથી હો, બ. કરે સચરાચર નાશ,
ઈંદ્ર જપે સાધનથી હો, બ. પામ્યાં સ્વર્ગનો વાસ. ૩૪
ચંદ્ર ગાયત્રી જપે કરી હો, બ. સર્વ ઔશધિનો રાય;
સૂર્ય ગાયત્રી ધરી હો, બ. તેજ અધિક મહીમાય. ૩૫
દેવ ગાયત્રી જપવડે હો, બ. પ્રતિમા થઈને પુજાય;
દૈત્ય સબળ થઇને લડે હો, બ. ગાયત્રી માની કૃપાય. ૩૬
પ્રલ્હાદ ગાયત્રી નામથી હો, બ. નારદ બ્રહ્મ કુમાર;
ધ્રુવજી ગાયત્રી પ્રણામથી હો, બ. રાજ્ય ઉંચપદ સાર. ૩૭
વાલ્મીક રૂશી કહે સહુ હો, બ. પુર્વે હતા નિખાદ;
ગાયત્રી જપ કર્યો બહુ હો, બ. મટયો જગ ઉપવાદ. ૩૮
અમે સપ્તરૂશી કહેવાઇએ હો, બ. દેવ દનુજ નમે પાય;
ગાયત્રી નિશદીન ગાઇએ હો, બ. સફળ મનોરથ થાય. ૩૯
તમે અમર થયા તે થકી હો, બ. ગાયત્રીનો પરતાપ;
વિશ્વામિત્ર રાજા જપી હો, બ. બ્રહ્મ રૂશી થયા આપ. ૪૦
રામ ગાયત્રી પુરૂશ્ચરેણે હો, બ. રણ રોળ્યો દશ શિશ;
કૃષ્ણે ગાયત્રી ચારી વને હો, બ. સકળ શિરોમણી ઇશ. ૪૧
રામ કૃષ્ણ ભગવાન તુંથી હો, બ. જક્ત જપે છે નામ;
પ્રતાપ ગાયત્રી નામથી હો, બ. આપે ધર્મ મોક્ષ અર્થ કામ. ૪૨
શેષ અંત પામે નહીં હો, બ. જેને મુખ હજાર;
મુજથી કેમ જાયે કહી હો, બ. અતી મુર્ખ ગુમાર. ૪૩
વર્ણ વર્ણની જુજવી હો, બ. ગાયત્રી ચોવીશ;
તે જાણે મોટા કવિ હો, બ. કે જાણે જુગદીશ. ૪૪
આપ આપણી જપે પ્રેમશું હો, બ. મન વાંચ્છીત ફળ થાય;
નિત્ય અગીયારશેને નેમશું હો, બ. કૃપા કરે જુગમાય. ૪૫
યંત્ર ભોજપત્રમાં લખી હો, બ. બાંધે શિખાદક્ષ બાંહ્ય;

તે જન સદૈવ રહે સુખી હો, બ. આ ભવસાગર માંહ્ય. ૪૬
વ્યાસ ગાયત્રી જપ્યા થકી હો, બ. કર્યાં અઢાર પુરાણ;
મહા મુનીએ કર્યું નકી હો, બ માટે સમજે સુજાણ. ૪૭
બ્રાહ્મણ ગાયત્રી વડે હો, બ. વચન સિદ્ધિ બહુ તેજ;
ક્ષત્રી જપી યુધ્ધે ચઢે હો, બ. રણજીતે અમરેજ, ૪૮
વૈશ્ય ગાયત્રી જપે સહુ હો, બ. ધનપામે વણમાપ;
બુદ્ધિ પ્રમાણે મેં કહ્યું હો, બ. ગાયત્રીનો પ્રતાપ. ૪૯
યદુરામ કરજોડી ભણે હો, બ. ગાયત્રી માનો દાસ;
ગરબો ગાયે શિખે સુણે હો, બ. અંબાજી પુરે આશ.

## (ગરબો) રાગ ઉપર પ્રમાણે.

આદ્ય શક્તિ તુજને નમુ હો, બહુચરી, ગણપત લાગુ પાય;
દીન જાણી દયા કરો હો, બહુચરી, મુખ માગુ તે થાય. ૧
વાણી આપો પરમેશ્વરી હો, બહુચરી, ગુણ તમારા ગવાય;
ચોસઠ બેની મળી સામટી હો, બહુચરી, માનસરોવર જાય. ૨
માનસરોવર ઝીલતાં હો, બ. કરતાં તે નિત્ય વિલાસ;
સલખનપુર સોહામણું હો, બ. ત્યાં તમારો વાસ. ૩
સર્વે મળી કીધી સ્થાપના હો, બ. કહેવરાવ્યું બહુચર નામ;
સામસામા બે ઓરડા હો, બ. સોનું ઘડે સોનાર. ૪
ઘડીયાં બાજુબંધ બેરખા હો, બ. ઘડીયાં એકાવળહાર;
પ્રથમ ચરિત્ર તમે કર્યાં રે હો, બ. માર્યો તે મહીશાસુર. ૫
રકત નયણે કરી મારીયો હો, બ. રકત ચલાવ્યાં પુર;
માર્યા તે મૃગ બોલાવીયારે હો, બ. આરાસુર તણા ગઢ માય. ૬
શુંભ નીશુંભ હાથે હણ્યા હો, બ. માર્યા તેને પળમાંય;
ઘોડીનો ઘોડો કર્યો હો, બ. સ્ત્રીનો કર્યો પુરૂશ. ૭
હોમ હવન ત્યાં થાય છે હો, બ. શ્રીફળ ઘણાં હોમાય;
બ્રહ્મા વેદ ભણાય છે હો, બ. આનંદ ઉત્સવ થાય. ૮
કરજોડીને વીનવે હો, બ. વલ્લભ તારો દાસ;
સદા સેવક તાહરો હો, બ. રાખો ચરણ નીવાસ. ૯

ચર્ણ પલાળી તુજેને નમે હો, બ.વૈકુંઠ હોજો વાસ;
ગાય શીખેને સાંભળે હો, બ. બહુચર પુરે આશ. ૧૦

## (કળયુગનો ગરબો) રાગ ઉપરનો

પરમેશ્વરીને પાયે પડી હો, બ. કહુ કળીયુગનાં કર્મ;
અક્કલ નથી કાંઇ એવડી હો, બ. શકતી રાખજો ધર્મ. ૧
જીવતું જીવન જડી હો, બ. મુર્ખ ન લહે મર્મ;
અવતારીને આ ઘડી હો, બ. આઇજીએ રાખ્યો ધર્મ ૨
આ દીન દુઃખ દેખડાવીયા હો, બ. જનમીને કીધાં જોખ;
સમે સર્વે સંપડાવીયાં હો, બ. ગુણવંત કીધા ગોખ. ૩
હવે હૈયુ નથી ચાલતુ હો, બ. કઠણજ આવ્યો કાળ;
તુજ વિના કોઈ નથી આલતુ હો, બ. પ્રજા થઇ પીંડપાળ. ૪
કળીયુગ આવ્યો કોપતો હો, બ. કરવા શુભ સંહાર;
લાજ મર્યાદા લોપતો હો, બ. ભ્રષ્ટ કર્યો આચાર. ૫
દુરમતી દીધી દેશને હો, બ. સુમતી કરાવી તાજ;
વિપ્રીત ધારી વેશને હો, બ. કળી કરે છે રાજ્ય. ૬
પ્રથમ પાહાણ રસાવીયા હો, બ. પછે પૃથ્વી કુબાઈ;
કાળ દુકાળ આવીયા હો, બ. પ્રજા ન બીછે કાંઇ. ૭
કુમાર્ગે સૌ ઊલટે હો, બ. તજી સુમાર્ગ પંથ;
કર્યાં કર્મ કુળે નવ ઘટે હો, બ. અરે ના આણે અંત. ૮
મહાજન મોટા મહેશ્વરી હો બ. માને બધા માનંત;
ત્રુઠયાં દેખીને તપેશ્વરી હો, બ. જાત ન જાણી અંત. ૯
ગો બ્રાહ્મણ સેવા તજી હો, બ. જોગી જતીને ધાય;
હાંણ હોય અતી નવ લહે હો, બ. લક્ષ્મી લેહેરે જાય, ૧૦
કથા સાંભળે કુપાત્રની હો, બ. ગમે ગેરાડાના જોશ,
જોડુ તજી જાય જાત્રા હો, બ. દિલમાં ન ગણે દોશ. ૧૧
ઉંચ નીચ એકઠાં મળી હો, બ. બેસે સૌ એકાંત્ત;
માને મન માની રળી હો, બ. જાણી ન આણે ભ્રાંત. ૧૨
હિંદુ તરફમાં તું હવી હો, બ. સમજે સારો ધાર;

જાત ન જાણી જુજવી હો, બ. વરત્યો એકાકાર. ૧૩
ધર્મ ગયો ધરણી ધશી હો, બ. પુન્ય ગયું પાતાળ;
પાપ રહ્યું સઘળે વશી હો, બ, નરનારી વૃદ્ધને બાળ. ૧૪
દયા દેવ લોકે ગઇ હો, બ. હિંસે નહીં લવલેશ;
કુડાં કર્મ કરે કાંઇ હો, બ. અવરને ઉપદેશ. ૧૫
સત્ય રહ્યુ સંતાઇને હો, બ. સુઝે નહીં સલ્પમાત્ર;
ઘટમાં રહ્યું ઘુંટાઈને હો, બ. કળીએ કીધો કુપાત્ર. ૧૬
શત્રુ સગાં સંસારમાં હો, બ. વાધ્યું વાલામાં વેર;
અવીલોક્યું આ અવતારમા હો, બ. કળી કરાવે કેર. ૧૭
પ્રીતની રીત બધી ઘટી હો, બ. સ્વારથી થયો સ્નેહ;
માયા મનમાંથી ઘટી હો, બ. તુરત દગો દે તેહ. ૧૮
વ્યભીચારી વધ્યા ઘણા હો, બ. કુલમાં ન ગણે કોય;
માહામાં ન મકી મણા હો, બ. હદ હળાહળ હોય. ૧૯
કુલ વધુ કંઈ કુટીલતા થઇ હો, બ. ગણે ન ગુરૂની લાજ;
પૈસેપર પુરૂપે ગઇ હો, પ્રગટ પેખતાં આજ. ૨૦
અણઘટતું આવલોકીયે હો, બ, ઘટે તે ઘટતુ સર્વ;
કેમ કરી કોઇને ટોકીયે હો, બ. પ્રજા પૂર્વનું સર્વ. ૨૧
વયવિના વનિતા વેશમાં હો, બ. ધારે ગર્ભ અનેક।
દશદીશ દાખ્યું દેશમાં હો, બ. ગ્રહ ગુણ વાધ્યો વીશેક. ૨૨
લક્ષણ લઘુતાનાં વધ્યાં હો, બ. તુચ્છ તણુ ફલ થાય;
નદીએ નીર બધે ઘટયાં હો, બ. આયુશ અલ્પે જાય. ૨૩
સંવત સત્તર સીત્તાશીએ હો, બ. શ્રૃષ્ટી તજાવ્યું સત્ય;
અકળાવ્યાં ઇઠાશીએ હો, બ. વીધ વીધ પડી વીપત્ય. ૨૪
અકરાકેર અતી થયું હો, બ. માઠા ઉઠયા મેહ;
દૈવત દુનીયાનું ગયું હો, બ. દુરબલ દીસે દેહ. ૨૫
વીત વીના વસુધા થઇ હો, બ. રસ કસ ન રહ્યો લેશ;
અમૃતતા અળગી રહી હો, બ. સ્વાદ ન પામે શેષ. ૨૬
અન્ન અતી મોંઘુ થયુ હો, બ અધર્મ વાધ્યો અસાધ;

કોકોની કરણી જુવો હો, બ. એક એકથી અગાધ. ૨૭
ઉદર થકી ઉપજાવીયાં હો, બ. ઉભય તણો જે અંશ;
તે તન પેટ તજાવીયાં હો, વીકે કરાવ્યો દંશ. ૨૮
નિર્મળ જન મન નિસ્તર્યું હો, બ. એજ અધીક ઉતપાત;
વીશ્વ બધામાં વીસ્તર્યું હો, બ. વીશ્વાસી શું ઘાત. ૨૯
આપી થાપણ ઓળવે હો, બ. જુઠા ખાયે સમ;
ભરમે ભુરને ભોળવે હો, બ. કુંડાં થાયે કર્મ. ૩૦
આપી સુક્રત આપનું હો. બ. લક્ષ્મીને લલચાય;
જે ધન જોડ્યું પાપનું હો, બ. તે ધન તેમ વપરાય. ૩૧
જે હાકમ રક્ષા કરે હો, બ. ગયા તે હામ હોડ;
અવળું આ જુગ આચારે હો, બ. ખેતર ખાયે વાડ. ૩૨
ચોર ચાડીયા તે વડે હો, બ. નગર થયું નીર્ધન;
ત્રાહી તણી તાળી પડે હો, બ. રાત દીવસ અનુંદીન ૩૩
માણસ જન ઘણા મુવા હો, બ. પરાં શહેર નદીપાર;
કંઇ મંદિર ખાલી હુવા હો, બ. ભુભાસે ભયંકર. ૩૪
દેહ ધારી દુઃખી થકી હો, બ. દયા ન આણે મંન;
દીન દીન દુકીતતા થકી હો, બ કાષ્ટ વત થયાં વદન. ૩૫
છળ જળ ભેદ ન છુટીએ હો, બ. પ્રસર્યો બહુ પ્રપંચ;
ખુટયા માનવ ખુંટીએ હો, બ. ખરૂ ન રાખ્યું સંચ. ૩૬
વાંક વીધાતાનો નથી હો, બ. વાવ્યું તેજ લણાય;
આપ ન જાણ્યું આપથી હો, બ. ભુંડે ભલુ કેમ થાય. ૩૭
નવદીઠું નવ સાંભળ્યું હો, બ. એ દુઃખ દુનીયા માંય;
પાપ પ્રજાનું મળ્યું હો, બ. કહો જૈ કહીએ કયાંય. ૩૮
ભુતળ ભુરદેવે નહીં હો, બ. સુરપુર કર્યા પ્રયાણ;
હાજરા હજુર તમે અહીં હો, બ. પુરસ ન પામ્યા પ્રણામ. ૩૯
અપલક્ષણ સંસારમાં હો, બ. લોકે વાળી લીક,
અરજ સુણી આ વારમાં હો, બ. બહુચર ભાગો બીક. ૪૦
ઈંદ્રિ આદી બધા દેવના હો બ. કંઇ કંઇ કાપ્યાં કષ્ટ;
નીર ચોભે ગયાં નેત્રનાં હો, બ. શકિત રાખજે શ્રુષ્ટ. ૪૧

મહાકાળી મહાકાળમાં હો, બ. સુણી કરો છો સાર;
તે બળ બહુચર બાળમાં હો, બ. ઉગારો આ વાર. ૪૨
હદ વળી હવા શું જુવો હો, બ. પાપે પૃથ્વી ખવાય;
સર્વનું સુમપણું ખુવો હો, બ. પુન્યે પાપ પળાય. ૪૩
કોઇક સાધુને સત્યે હો, બ. સલખનપુરથી જાગ;
છેક વળે છે તુ છતે હો, બ. ઓલવ બળતી આગ. ૪૪
સાહ્ય કરો ત્રીપુરેશ્વરી હો, બ. તમો તમ સામુ જોઈ;
પ્રીત કરો પરમેશ્વરી હો, બ. ઊઠો આળસને ખોઈ. ૪૫
સરજ્યાં સર્વે શકતનાં હો, બ. સુરીનર જાયા જેહ;
છોજી જનેતા જગતનાં હો, બ. છોરૂ ન દીજે છેહ. ૪૬
ઉછરીને ન ઉસેટીએ હો, બ. પ્રજા કુપાત્ર હોય પેટ;
વીસમ વેળાએ વેઠીએ હો, બ. મા નહીં છુટો નેટ. ૪૭
પાળ્યાં ત્યાં લગી પોખીએ હો, બ. પછે તણાઇ ન જાય;
સમા લગી સંતોખીએ હો, બ. મહેરમાં ન કરો મણાય. ૪૮
ઘણી ગઇ થોડી રહી હો, બ. તેમાં નીત્ય ઘટાય;
બોળીએ નહીં બાંહ્ય ગ્રહી હો, બ. પાર કરો પ્રભુતાય. ૪૯
નજર કરો નેમસી એ હો, બ. નગર કરો સરદાર;
વીશ્વ અવાસે વાસીએ હો, બ. પરાં શહેર નદી પાર. ૫૦
મો માગ્યા મેહ મોકલો હો, બ. ખટરસ નાવે ખોટ,
સર્વ તણા હરી શોકલ્યો હો, બ. કરૂણા કીજે કોટ. ૫૧
કામ દુરગા થઈ દુજીએ હો, બ. સુખ પામે સંસાર;
શ્રમ કરતામાં સુજીએ હો, બ. નોધારાં આધાર. ૫૨
ભુતળ ભુરને દીજીએ હો, બ. ભાત ભાતરસ ભોગ;
લાડ લડાવી લાજીએ હો, બ. વાહાલાં ટળે વીયોગ. ૫૩
આઇ અમી છાંટો નાખીએ હો, બ. છોરૂ ઢોરૂને ગ્રામ;
ભગવતી ભવમાં ભાખીએ હો, બ. સમર્યાં પુરો કામ. ૫૪
નેવું એથી નારાયણી હો, બ. ઘેરઘેર દ્યો નવનીધ;
દેવી સદા સુખ દાયણી હો, બ. પરમેશ્વરી પ્રસિદ્ધ. ૫૫
ગરબો સુણી કળીકાળનો હો, બ. યથા શકિત દે દાન;

તો બહુચર બાળનો હો, બ. પામે ધન સંતાન. ૫૬
ણ અધીકાર વેદમાં હો, બ. ભગવતી બ્રાહ્મણ એક;
ર્યો અધીક ઉમેદમાં હો, બ. ત્રીપુરા ન તજીએ ટેક. ૫૭
ાછો ત્રીભુવનમાં પતી હો, બ. સુર સુરેશ સમાન;
ભ ગુલામની વીનતી હો, બ. સુણજો માજી કાન. ૫૮

## ગરબી.

(હું શું જાણું વાલે મુજમાં શું દીઠું એ રાગ)

ર ગ્રહ્યો છે અંબા પાલવ ગ્રહ્યોછે, હાવાં પાર ઉતારો;
તેવો હું છું દાસ તમારો, ટેક.
દાસજાણીનેભવદુઃખકાપો,માહારીમાનિજદાસજાણીનેભવદુઃખકાપો;
કરીને હાવાં દર્શન આપો, જેવો. ૧
તરસી ભગ્ત સમાન્ય ઠરાવો, મારી મા પ્રતી.
પાદુકાનો સ્પર્શ કરાવો, જેવો. ૨
ર રચના તે કેમ ન દેખાડો, મારી મા ચાચર;
કછોરૂ પણ માનો શો આડો. જેવો, ૩
મય મંદીર મુજને બતાવો, મારી મા મણીમય;
ારીશ્વર મા હવાં ન સતાવો, જેવો. ૪

## ગરબી.

( સમી સંધ્યાયે પાણી સંચર્યાં એ રાગ. )

ળીમા બહુચરા સલખનપુર વાળી હાંહાંરે સલખનપુર વાળી;
ુદ્ધી જસ ગાઉ છું લેજો સંભાળી, હાંહાંરે લેજો સંભાળી. ટેક. ૧
ગામ તરભેટમાં ચુંવાળને ચોકે. હાંહાંરે
મય મંદીર શોભતું ઉગમણે ગોખે હાંહાંરે ૨
ાના ભય ટાળવા બીરાજે પોતે, હાંહાંરે
દીપ સમીપ છે જગમગતી જોતે. હાંહાંરે ૩
ર્ણ કળશ શિખર તણો દુરથી દેખાયે, હાંહાંરે
આવી પેખવા મન વ્યાકુળ થાયે. હાંહાંરે. ૪
ા કીધો પુરવીશે દક્ષીણ દરવાજે. હાંહાંરે.

.નમુખ ચાચર શોભતો છત્રીસે વાજે. હાંહાંરે. ૫
.યાંથી દર્શન થાય છે માજીનાં મુખનાં, હાંહાંરે.
.ાર નહીં પરમેશ્વરી તે ટાણે સુખનાં; હાંહાંરે. ૬
.ાનસરોવર મલપતું પશ્ચિમની બારી. હાંહાંરે.
અડસઠ તીરથ ઓપતાં છે પાવન વારી. હાંહાંરે. ૭
સ્નાન કરી સુખીયા થઈ મુખ જોવા માનું; હાંહાંરે.
પ્રવેશ કીધો બારીએ સનમુખ રહે ભાનું. હાંહાંરે. ૮
જમણે હાથે આઇનું છે આદ્ય સ્થાને, હાંહાંરે
પ્રથમ દર્શન ત્યાં કર્યાં વરખડ સ્વસ્થાને. - હાંહાંરે ૯
માના સ્નાન વિધિ તણાં જ્યાં જાયે નીર, હાંહાંરે
ચરણાંમૃત લેઇ ચાલતાં દક્ષિણ કરવીર. હાંહાંરે ૧૦
ઉગમણાં છે મારૂતી મુખ દક્ષિણ પાસ, હાંહાંરે
સામા વલ્લભ ભટ તણાં દીસે અવાસ. હાંરાંરે ૧૧
ચાચરમાં આવી કર્યાં પાદુકા વંદન, હાંહાંરે
તે વેળાએ છુટીયાં આ ભવનાં બંધન, હાંહાંરે ૧૨
પહેલાં મંડપમાં જઇ આઇનાં મુખ જોયાં. હાંહાંરે
જન્મ મરણ ફેરા ટળે ચરણે ચીત પ્રોયાં, હાંહાંરે ૧૩
મધ્ય મંડપ મહીમા ઘણો ગુણીજન ગુણ ગાયે. હાંહાંરે
વાજાં વિધવિધ ભાતનાં બહુ નૃત્યજ થાયે, હાંહાંરે ૧૪
દુઃખીયાં બેસે ત્યાં જઇ કરે નીશદીન વ્રત. હાંહાંરે
દુઃખ ભાગે છે તે તણાં સુખ પામે તર્ત, હાંહાંરે ૧૫
આપો અલખત અતીઘણી એમ માગે સર્વ. હાંહાંરે
મન વાંચ્છીત ફળ આપવા તેં માંડયું પર્વ, હાંહાંરે ૧૬
ખાસ મંડપ ખુબી ભર્યો છે અદભુત રચના. હાંહાંરે
વર્ણન કેઇ પેરે કરે છે એકજ રસના, હાંહાંરે ૧૭
તે મધ્યે જઇ મુખથી જયજય ઊચ્ચારો. હાંહાંરે
માજી નીરખ્યાં ગોખમાં જળહળતો પારો, હાંહાંરે ૧૮
કોટી અરૂણ ઉદય સમું છે તેજ અપાર. હાંહાંરે
આંગી અદભુત ઓપતી જગમગ ઝળકાળ. હાંહાંરે ૧૯

સનમુખ બેસી માતની મહાપુજા કીધી, હાંહાંરે
પ્રસાદી કુંમકુંમ તણી જમણે કર લીધી, હાંહાંરે ૨૦
કીધી આડ કપોળમાં ઉર આણંદ આણી, હાંહાંરે
સ્તુતી કરી ઊભા રહી જોડી બેઉ પાણી. હાંહાંરે ૨૧
અખંડ દર્શન આપીયાં આઇ પરમ કૃપાળી, હાંહાંરે
ભવનાં દુઃખડાં કાપીયાં મા ત્રીપુરા બાળી. હાંહાંરે ૨૨
પરકંમા કરી પ્રેમશું આઇનાં ગુણ ગાતાં; હાંહાંરે
પગલે પગલે પ્રાગથી અદકુ ફળ થાતાં. હાંહાંરે ૨૩
ચરણે શીશ નમાવીને માગુંછું માતા, હાંહાંરે
વીસમ સમે વાહારે ચઢી ધરજો મુજ હાથ. હાંહાંરે ૨૪
વારંવાર કહુકથી મન મોટી આશ. હાંહાંરે
આવાગમન નીવારીને રાખો તમ પાસ. હાંહાંરે ૨૫
ગીરીધરલાલની વિનતિ માથે ઉરમાં ધારી, હાંહાંરે
ઉદો ઉદો જય બોલજો સઉ નરને નારી, હાંહાંરે ૩૬

## ગરબી.

મેલો મોહન મારી મટુકી—એ રાગ.

પુજુ શ્રી અંબિકાની પાવડીરે, સેવું સનખલપુરી માત;
મોહેર કરો મુજ માવડી, મુસ્તક મુકોને હાથ; પુજુ. ૧
તાનમાન સુર સમજું નહીંરે, નથી તેનું કાંઇ કામ;
ભજનાનંદ માંહે રહી રટણું નિત્ય નામ; પુજુ. ૨
શક્તિ વિના સિદ્ધિ નથીરે, અન્ય એક પ્રકાર,
નીર વલોવી જુવો મથી, માખણ નાવે લગાર; પુજુ. ૩
નાવે આફત આપદારે, પુનરજન્મ કે મરણ;
કહે ગીરધર રહેવું સદા, બાળા, બાઇને શરણ. પુજુ. ૪

## ગરબો.

(વરરે વીઠલ કન્યા રાધિકા—એ રાગ.)

જશોદા અંબાજીને વીનવે, આદાશ્રે કાનુંડા ઊઠાડોને માત.

તમને તે દઇશું વધામણાં, પાય પુજુ શંભુજી તાત. જસોદા ૧
આજ જો કાનજી બોલશે, આરંભી શું ચંડીકાલ્ય;
ગાયો તે વિપ્રને આપીશું ત્યાં સુધી નહીં ઘાલું ઝાલ. જસોદા. ૨
આજ પય પીશે જો કાનજી, આશ્વિન બેશીશ નવરાત્ર
માથું ગુંથીશ નારી તણાં, રક્ષા કરે શ્રી ભવાંની માત. જસોદા. ૩
કાનજી કોમલ છે ઘણું, ઊછાંછળો પણ મનનો રાંક;
હુરભડી હૈયે હારશે, માહારા કર્મ તણો છે વાંક, જસોદા. ૪
આજ ડેહેરે દીવા કીજીએ, કાનજી ઊઠી બેઠો થાય;
બાધા લીધી અન્ન નીરની, ઊમયાજીના પુજીશ પાય. જસોદા. ૫
હનુમંતને તેલ ચઢાવીશું, સાંભળો મુખે માગશે અન્ન;
ઉત્સવ કરીવું અતી ઘણો, ગોત્ર દેવ્યા થાજો પ્રસન્ન. જસોદા. ૬
વિપ્રના પાય પખાળીશું, નવ ગ્રહના જપાવીશું જાપ;
બળી દાન મુકાવીશું ચૌટડે, રાંધળને તેડાં થાય. જસોદા. ૭
બાધા લીધી અતી આકરી, નંદજીને જસોદા માત;
અન્નને નીર દીસે નહીં, સેજે નવ સુવુ રાત. જસોદા. ૮
ગોપીયો ઓળંબા દેતાં, ત્યાં આવીયાં જસોદાને ઠપકો દેનાર;
કાંનજી માંદા કેમ થયા, અમુલ્યને શુ મોકલો બહાર. જસોદા. ૯
વાંહાણું વાએ એક ઊઠેથી, નથી છોરૂડાં દસકે પાંચ;
એ લાડવાયો બધા ગામને, લેતો દુધ દહીની લાંચ. જસોદા. ૧૦
તાપ ટાઢ પડે ઘણી, કેમ સહે એની નાજુક કાય;
પ્રાણનો જીવન પાતળો, એણે દુઃખ સહ્યું કેમ જાય. જસોદા. ૧૧
હવે આપણ શું બેશી રહ્યાં, કરીએ ઓસડને રે ઉપાય;
આજ જો કાનજી બોલે નહિ, ત્યારે મરશે પછાડીને પાય. જસોદા. ૧૨
વિઘ્ન એ ઉપર છે ઘણાં, નથી જાણતી મુરખ માત;
દીઠી નથી જમ પુતના, આવીતી ધવરાવાને ધાવ. જસોદા. ૧૩
એક ઘસે ઘન સોરટી, કસ્તુરી ચંદનને બરાસ; -
તેરે અરાડ્યું શ્રી કૃષ્ણને, તેથી શીતલ થાએ કાય. જસોદા. ૧૪
એક કહે વાયુથી થયું, ચવરાવો લવીંગને પાન;
તેલ ચંપેલીનું ચોળીએ, સજક થઇ બોલે ભગવાન. જસોદા. ૧૫

એક કહે મુખ મરડીને, જસોદાએ શું ખવરાવ્યું અન્ન;
તે દુખતું હશે પેટમાં, હવે માં મોકલતાં વન. જસોદા. ૧૬
એક કહે ગોપી સાંભળે, આપણ અબળા શું કહીએ રોગ;
ઉપાય અજાણ્યો ન કીજીએ, ઘેહેલા ગણેતો આપીએ ભોગ. જસોદા. ૧૭
એક કહે અન્ન ઊતારીએ, ચૌવટે મુકીએ દહીં ભાત;
દષ્ટનો દોશ તેણે મટે, ઊઠી બોલે બળભદ્ર ભ્રાત. જસોદા. ૧૮
એક મંત્રાવીને દોરડો, તાવીત માદળીયાં જંત્ર;
લાવી બાંધુ બીહારીને, એક કહે ઉપાશીએ મંત્ર. જસોદા. ૧૯
મંત્રને જંત્ર એથી થયા, વેદ કૃષ્ને કર્યા ક્ષણું માંય;
કેશી બગાસુર મારીયો; પહેલાં ગોકુળ રાખી ગાય. જસોદા. ૨૦
પૃથ્વીનો ભાર ઉતારવા, ભકત જનનાં કરવા કાજ;
હવે હયશું બોલો નહીં, આવડો અમારો અપરાધ. જસોદા. ૨૧
ગોપી પ્રતે મીત્ર બોલીયા, કાંન છે પ્રાણનો રે આધાર;
નીશ દીન કાંહાંન પુઠે ફરે, એવા ગોવાળીયા હસબાર. જસોદા. ૨૨
એને કાણે સરજ્યો નથી, એણે સરજ્યું છે જગતનું રાજ;
એહ થકી કો પુછે નહીં, રીત સઘળી રચે ક્ષણું માંય; જસોદા. ૨૩
સરજ્યો નથી એને કોઇએ, એ જગત સરજનહાર;
એ બ્રમ પુરી છે સાખીયો, એને દોશ નહીં રે લગાર. જસોદા. ૨૪
વછછ વિરંચી હરી ગયા એણે નીપનાવ્યાં ગૌનાં બાળ;
માણસ એને કેમ જાણીએ, એ છે ચૌદ લોક પ્રતીપાળ. જસોદા. ૨૫
સજન્ન એમ સૌ ટળવળે, ઊઠી બોલો પ્રાણજીવન;
બોલીને સૌ સુખીયા કરો, વધારો પ્રીતે પ્રેમ વચન. જસોદા. ૨૬
નંદજી દુઃખ પામે ઘણું, ઊઠી બોલો હમારા પ્રાણ;
ગાયો ઘાસ ચરે નહીં, બાળક ધાવે નહીં માનાં સ્તન. જસોદા. ૨૭
નાગ નાથ્યો તેનો નવ લહો, દાવાનળ પીધો બે વાર;
ગોવર્ધન ટચલીએ ધર્યો, એનો શો કરવો ઉપચાર. જસોદા. ૨૮
પ્રથમે સંખાસુર મારીયો, રૂપ ધર્યું કારણ વેદ;
હવે દાનવથી છોડાવીએ, બ્રહ્માજી આવ્યા પરીમાણ. જસોદા. ૨૯
વામન રૂપ તમે ધર્યું, બળીરાજા ચાંપ્યો પાતાળ;

ઇંદ્રિનું આસન રાખીયું, એવા તમો છો દીન દયાળ. જસોદા. ૩૦
કોમળ રૂપ તમે ધર્યું, ડાઢે પૃથ્વી રાખી ત્યાંહ;
હેરણ્ મથવા કારણે ચૌદ રત્ન કાઢયાં ત્યાંહ. જસોદા. ૩૧
જમદગ્નીને કુળ અવતર્યા, ક્ષત્રી કીધો સૌ નાશ;
રેણુંકા માતા વારીયાં, ફરસુરામ થયા અવિનાશ. જસોદા. ૩૨
કૃષ્ણ થયા એમ કારણે, આવ્યા છો જસોદાજીને ઘેર;
નંદજીના કોડ પોચાડવા, ગોપી રમાડવા રાસ લહેર. જસોદા. ૩૩
તમ વિના આંખ મીચામણી, રમત ગમે નહીં તમથી સાર;
કદમ ઉપર જઈ ચઢયા, એવા ઉપાય કરોરે અનેક. જસોદા. ૩૪
ચોર ચોર કરીને પોકારીએ, શોધી કાઢીએ સઘળાં વન;
કાળો કપટી કયાં ગયો, એમ કરીને તમને સાન. જસોદા. ૩૫
કેડ બાંધીને ઉભા રહ્યા, ગોપીઓ ઝાલે તમને બાથ;
ઢોળી નાખું હું તો કાનને, હું તો જોવા આવી જદુનાથ. જસોદા. ૩૬
સ્તુતી કરે સૌ તમ તણી, તમ વિના સુનો સંસાર;
તમ વિના રમત નહીં, વૃંદાવનના છો શણગાર. જસોદા. ૩૭
સુનું દીસે વૃજ તમ વિના, સુનાં દીસે જમુનાનાં નીર;
તમ વિના સુની છે વાંસળી, રમવાને ઊઠોને રણધીર. જસોદા. ૩૮
ઝાંખો દીસે ઈંદુ સરમણો, ઝાંખી દીસે પુનમની રાત;
ઊઠોને રાસ રમાડવા, તમ વિના કોણ કરે ઉદમાત. જસોદા. ૩૯
તીરથ વેદ દામણાં વળી, સુકદેવ સરખા જોગી થાય;
તે સ્વપ્ને પામે નહીં, ને અમ સાથે ફરે વનમાંય. જસોદા. ૪૦
બંધન કોટી કર્મનાં, છોડાવે શ્રી વૈકુંઠનાથ;
તોએ હીણમતી ઓળખે નહીં, તતક્ષણ વધાવો એ હાથ. જસોદા. ૪૧
કરવતે કાયા વેહેરાવીએ, પ્રાગને ત્રીવેણી વચમાંહ;
તોયે ત્રીકમને પોચે નહીં, એ જસોદાને ધાવા ધાવ. જસોદા. ૪૨
જગન કીધે જાયો નથી, ચોરી ખાતો માખણ અમ ઘેર;
વેદ તપે રીઝો નહીં, ગાલે હસવું આવે રંગભેર. જસોદા. ૪૩
ઇંદ્ર બ્રહ્મા હળધર વળી, કંઈ પામીયે હરી પ્રસાદ;
ભાત દહીં એના કરમાંથી, ઝુંટી ખાઇએ ઊગરતું વાટ. જસોદા. ૪૪

સ્તુતી કહીએ કોને તમ વિના કોણ લડાવે લાડ,
વચન હમારાં લોપો નહીં, તેનો નવ આપે અમને પાડ. જસોદા. ૪૫
પૃથ્વીનો ભાર ઉતારવા, ભગ્ત જનનાં કરવાને કાજ;
હવે હમશું કંઇ બોલોની, વચન હમારાં માનો મહારાજ. જસોદા. ૪૬
મિત્ર કહેરે માંનું નહીં, એમ ન બોલોને રે સદાય;
ઇચ્છાને મનમાં શી કરો, સાચું બોલોને જદુરાય. જસોદા. ૪૭
હસવું આવ્યું હવે કાનને, મીત્રને સાચું કહ્યું તેણી વાર;
રાધામાં મન પીડે ઘણું, મેં તો રહેવાતુ નથીરે લગાર. જસોદા. ૪૮
એ વાત કોને જણાવીએ, નંદ જસોદાને કેમ કહેવાય;
કાઢી મુકે મને ઘરમાંથી, પરનારી શું કેમ જવાય. જસોદા. ૪૯
મીત્રે તે માધેવને કહ્યું, છાંની તેડાવીશું આજ;
રાધાને તમને મેળાવીશું, એતો કામજ સરસે કાલ. જસોદા. ૫૦
ઉઠોને ભોજન કીજીએ, પયપીજી સાકર ખાંડ;
ઓસડ કંઈક લીજીએ, લોક કહેશે સુતા હતા માંડ. જસોદા. ૫૧
માતા જસોદાજી શું બોલીયા, માતા દુઃખ પામો અપાર;
જીવ ચુંથાએ મહારો ઘણો, ટાઢા પાણીમાં ઝીલો પ્રભાત. જસોદા. ૫૨
નંદજી દેછે વધામણાં, જેવા અમને ત્રુઠયા શંભુનાથ;
તેવા ત્રુઠો સૌ રાંકને, નાગર વિશ્વનાથનો નાથ. જસોદા. ૫૩

---

## ગરબો

ધનધન આજુનોદીન અંબામાવડીરે, તુજને દીઠે માન્યું મન; અંબામાવડીરે.૧
તુતો અલબેલીછે લેહેરી, અંબા, આંખ રંગભરી ઘેરી, અંબા. ૨
તાહારે મુસ્તક ફુલની વાડી, અંબા. તેંતો દક્ષીણી સાડી, અંબા. ૩
અદભુત સિંહાસન બીરાજ્યાં, અંબા. સદા શેવકને શિર છાજ્યાં અંબા. ૪
મુને વહાલો ચાચર ચોક, અંબા. ત્યાં તો રમવાનીછે જોખ, અંબા. ૫
ત્રિભુવનમાં તાહારૂ નામ, અંબા. ચૌદ લોકનો વીશરામ, અંબા. ૬
તાહારી પાવડીનો છું ચાકર, અંબા. સનમુખ જોજે મહારી ઠાકર, અંબા. ૭
આઈ અકળીત છો વિધાતા, અંબા. ડુંગરવાળી મહારી માતા, અંબા. ૮

ા નિશ્ચય છું હું રાક અંબા, માહારો થયો હશે કાંઇ વાંક, અંબા. ૯
ખ દીધી ઘણું કશી, અંબા. પાપ કાઢી નાખો વશી, અંબા. ૧૦
ર દ્રષ્ટે જુઓ ન્યાળી, અંબા. છોરૂ જાણી લેજો પાળી, અંબા. ૧૧
ખડાં મહારાં નાખો કાપી,અંબા.નવદીન બેસુ કલશ સ્થાપી અંબા.૧૨
ામુખ જોજો અંબા ભોળી, અંબા.પુજા કરૂ કુંમકુંમ ઘોળી. અંબા.૧૩
ઘેર આવો રે લેહેરે, અંબા, મહાલક્ષ્મી રંગ ભેરે, અંબા ૧૪
દાળી બરદ પાળો, અંબા. રાંક જાણી દોશ ટાળો, અંબા. ૧૫
પ ચોખલે વધાવું, અંબા, થાળ અમરીતે પુરાવું, અંબા. ૧૬
ય જય બોલુ મુખથી વાણી,અંબા.ધનધન આરાસુરરાણી, અંબા.૧૭
ચર ગરબે રમવા તેડો, અંબા. મહેર આણી નાવ ખેડો, અંબા. ૧૮
રોસો છે મુજને તાહારો, અંબા,તું તો નિશ્ચય આવી વાહારે,અંબા ૧૯
રે આવી ગરબો ગાશે, અંબા, તેનાં દુઃખ દાળીદ્ર જાશે, અંબા: ૨૦
ક જાણી કરજો સહાય, અંબા. તુને નાનો લાગે પાય, અંબા, ૨૧

## ારબો સહજાનંદ એકવાર ગઢરે પધારજો રે એ રાગ.

ાહારી બીરદાળી બહુચર માવડી રે, માજી સલખનપુરની રાય રે;
મારી૦ ટેક. ૧
ોચડથી પધારીયાં રે, વશાયાં ચુંવાળ ચોક રે. મારી૦ ૨
ગામ વચ્ચે અડયાં રે, બેઠી શોખમાં ગોખ રે; મારી૦ ૩
ષ્ટિની ઇચ્છા કરી રે, રચીયાં ચૌદ ભુવન રે. મારી૦ ૪
ર્ગ મૃત્યુ પાતાળ કર્યાં રે, સપ્ત દ્વીપ નવખંડ રે, મારી૦ ૫
ણ સ્વરૂપ પેદા કર્યાં રે, બ્રહ્મા વિષ્ણુ મહેશ રે, મારી૦ ૬
્હ્મા ઘડે વિષ્ણુ પોખતા રે, શીવજી કરે સંહાર રે. મારી૦ ૭
્હ્મા રૂપે બ્રહ્માણી રે; વિષ્ણુ કાળીને રૂપ રે, મારી૦ ૮
ીવ અર્ધાંગ ઉમયા વસે રે, એવાં ધર્યાં છે સ્વરૂપ રે.મારી૦ ૯
ારકુંડે મહાત્મ ભાખીયું રે, અમર કીધો અવતાર રે; મારી૦ ૧૦
રથ તાણી વાહારે ચઢી રે, દૈત્ય કર્યાં સંહાર રે. મારી૦ ૧૧
લ્લભની રસનાએ વસ્યાં રે, તેણે કરી કવિતાય રે, મારી૦ ૧૨
પા કરી કાળીકાળમાં રે, આરે છે ટાળ્યું દળદર રે. મારી૦ ૧૩

જ્યાં ત્યાં તુને વરણવું રે, બરદાળી બહુચર બાઇ રે, મારી. ૧૪
કૃષ્ણકુંવરી જે છોકરી રે, મેરીનો કીધો મરદ રે. મારી. ૧૫
આવ્યો અસુર મહા કોપતો રે, કયાં ગઈ બહુચરબાઇ રે. મારી. ૧૬
ભક્ષ કર્યો મરઘેડો હરી રે, સુતો કુરકુટ ખાઇ રે, મારી. ૧૭
પ્રભાતે પંખી બોલીયાં રે, અન્યો અન્ય ઉચ્ચાર રે. મારી. ૧૮
ઉદર બાંધીને આવીયો રે, બહુચર તું છે સાર રે, મારી ૧૯
કટક કુલડીએ જમાડિયું રે, કોઇ ન પામ્યું પાર રે. મારી. ૨૦
ભલાં વશિયાં ભર્તખંડમાં રે, કરવા સેવકનાં કાજ રે, મારી. ૨૧
બળિયો તે હાકેમ બહુચરા રે, સુબા કરે સલામ રે. મારી. ૨૨
એવું જાણીને સેવજો રે, આપે અવિચળ ઠામ રે, મારી. ૨૩
કહે હરગોવન કરગરી રે, નવખંડે ચાલ્યું નામ રે. મારી. ૨૪

## અથ કલીકા ચાંપાનેર નવકલસ્થાપનનો ગરબો.

પ્રથમ સમરૂ ગણપતી નાથ કે, માતા સરસ્વતી રે લોલ,
શિષ્ય નમાવું જોડી બે હાથ કે, આપો શુદ્ધ મતી રે લોલ. ૧
મુઢ મુરખ અપરાધી હું છું કે, શુદ્ધ નથી મુને રે લોલ;
મુઢ કવિતા કરનાર હું છું કે, લાજ માહારી તુને રે લોલ. ૨
વર્ણવું કાલી ગાંત પવિત્ર કે, નગર ચંપાવતી રે લોલ,
પાર ન પામુ અકલ ચરિત્ર કે, તાપકારી કાળી સતી રે લોલ. ૩
રજપુત સોલંકી મહાસુર કે, રાજા પતાઈ કહે રે લોલ;
ચંદ્રવંશી સમરથ ભરપુર કે, ઘડપાવે રહે રે લોલ. ૪
વસાવ્યું નગ્ર ચંપાવતી શહેર કે, વસ્તી થઇ ઘણી રે લોલ;
વેઠ વારો નહીં લીલા લહેર કે, રાજા સમરથ ધણી રે લોલ. ૫
ભો ભાણુ નહી દેસત લગાર કે, ડંડ ફરોઇ નહી રે લોલ;
ફોજ સામત ચઢે સોલહજાર કે, લાખ ફોજ સાથે સહી રે લોલ. ૬
રિદ્ધિ સિદ્ધિ ભર્યાં છે ભંડાર કે, કીરપા કાલી તણી રે લોલ;
નવસેં નવાણું રાણી નહીં પાર કે, રાજા પારસમણી રે લોલ. ૭
મેડી બારી મોહોલ અવાસ કે, શોભા ઇંદ્રપુરી રે લોલ;

કુવા તળાવ ભર્યાં બારે માસ કે, ઘડ ઉપર કુંડ ભરપુરી રે લોલ. ૮
બુડીઓ દરવાજે સુરજપોળ કે, ઓળે વસ્તી ઘણી રે લોલ,
ત્રિજુ તુકે ચઢતાં ધમરોળ કે, ઉપર કાલકા ધણી રે લોલ. ૯
પીર સુદનસા બેઠા પાસ કે, વાસ વસી રહ્યો રે લોલ;
કૃષ્ણા મોહોલ કરાવ્યા કામ ખાસ કે દુનિયા જોવા થરયા રે લોલ, ૧૦
વસ્તી વસાવ્યું ચાંપાનેર કે, વસ્તી એંશી ગાઊની રે લોલ;
ચોદીશ લંબા ચોડા શેર કે, બીક ભાઊડાં ભાઊની રે લોલ. ૧૧
સોળગાઊ લંબાઈ ફરતો ફેર કે, દરવાજા સોળે ખરા રે લોલ;
ચઊટાં ચોરાશી ચોક છે તેર કે, બધે વસ્તી ભર્યાં રે લોલ. ૧૨
સામાસામી દુકાનો લાખ કે, સાખ્યનાળા બહુ રે લોલ;
સામા ચુકવે ખીખાખ કે, આપે માઝન સહુ રે લોલ. ૧૩
ઊત્તર ઓળે ગાંધી હાટ કે, વસાણાં ઘણાં રે લોલ;
તેલી તંબોળી કરે બહુ હાઠ કે, સોદામાં નહીં મણા રે લોલ. ૧૪
તેસઠ નાણાવટીની ઓળે કે, પુરવ દીશા ભણી રે લોલ;
ખાંચો મોટ મોટેરી પોળે કે, દોશી વાણિયા દક્ષીણ ભણી રે લોલ. ૧૫
પશ્ચિમદિશાની ઓળે હાટ કે, મોહોરો વાલા વસે રે લોલ;
ચોક ચૌટુ મોહો આગળ વાટ કે, ઘરાક દુકાને ધસે રે લોલ. ૧૬
રેશમવાળાનો નહીં તાગ કે, કણુ પીંડે ફડિયા રે લોલ;
જોડા જોડે ઘર નહીં માર્ગ કે, ખોળ્યા નહી મળે કડિયા રે લોલ. ૧૭
ઊંચા ઓટલા ઓસરીઓની છુટ કે, મંદિર માળિયાં રે લોલ;
વસ્તી જાડી મળે નહીં ટુટ કે, મેડા ગોખ જાળીયાં રે લોલ. ૧૮
માંહે માળ બબ્બે ચચાર માલ કે. મોટી હવેલિયો રે લોલ;
છે આ લીપણથી ઝકઝમાલ કે. રંગ્યા રંગ રેલીઓ રે લોલ. ૧૯
સાળવી સઈ સોની સુતાર કે, કડિયા કુંભાર બહુ રે લોલ;
ઘાંચી મોચી ભાવસાર કે, કણબી કંસારા સહુ રે લોલ. ૨૦
બ્રાહ્મણ વાણિયા ખત્રી લવાર કે, ક્ષત્રી બ્રહ્મ સહી રે લોલ;
ભાટ ભવઇયા મુસલમાન અઢાર કે, અનામીક પુરા થઇએ રે લોલ. ૨૧
જોગી વેરાગી સરાણિયા સહુએ કે, નગરમાં વસે રે લોલ;

કુવા તળાવ ભર્યાં બારે માસ કે, ધડ ઉપર કુંડ ભરપુરી રે લોલ. ૮
બુડીઓ દરવાજે સુરજપોળ કે, ઓળે વસ્તી ઘણી રે લોલ,
ત્રિજુ તુકે ચઢતાં ધમરોળ કે, ઉપર કાલકા ધણી રે લોલ. ૯
પીર સુદનસા બેઠા પાસ કે, વાસ વસી રહ્યો રે લોલ;
કૃષ્ણા મોહોલ કરાવ્યા કામ ખાસ કે દુનિયા જોવા ધસ્યા રે લોલ, ૧૦
વસ્તી વસાવ્યું ચાંપાનેર કે, વસ્તી એંશી ગાઊની રે લોલ;
ચોદીશ લંબા ચોડા શેર કે, બીક ભાઊડાં ભાઊની રે લોલ. ૧૧
સોળગાઊ લંબાઈ ફરતો ફેર કે, દરવાજા સોળે ખરા રે લોલ;
ચઊટાં ચોરાશી ચોક છે તેર કે, બધે વસ્તી ભર્યાં રે લોલ. ૧૨
સામાસામી દુકાનો લાખ કે, સાખ્યવાળા બહુ રે લોલ;
સામા ચુકવે ખીખાખ કે, આપે માઝન સહુ રે લોલ. ૧૩
ઊત્તર ઓળે ગાંધી હાટ કે, વસાણાં ઘણાં રે લોલ;
તેલી તંબોળી કરે બહુ ઠાઠ કે, સોદામાં નહીં મણા રે લોલ. ૧૪
તેસઠ નાણાવટીની ઓળે કે, પુરવ દીશા ભણી રે લોલ;
ખાંચો મોટ મોટેરી પોળે કે, દોશી વાણિયા દક્ષીણ ભણી રે લોલ. ૧૫
પશ્ચિમદિશાની ઓળે હાટ કે, મોહોરો વાલા વસે રે લોલ;
ચોક ચૌટુ મોહો આગળ વાટ કે, ઘરાક દુકાને ધસે રે લોલ. ૧૬
રેશમવાળાનો નહીં તાગ કે, કણ પીડે ફડિયા રે લોલ;
જોડા જોડે ઘર નહીં માર્ગ કે, ખોળ્યા નહી મળે કડિયા રે લોલ. ૧૭
ઊંચા ઓટલા ઓસરીઓની છુટ કે, મંદિર માળિયાં રે લોલ;
વસ્તી જાડી મળે નહીં ટુટ કે, મેડા ગોખ જાળીયાં રે લોલ. ૨૮
માંહે માળ બબ્બે ચચ્ચાર માલ કે, મોટી હવેલિયો રે લોલ;
છે ઓ લીપણથી ઝકઝમાલ કે, રંગ્યા રંગ રેલીઓ રે લોલ. ૧૯
સાળવી સઈ સોની સુતાર કે, કડિયા કુંભાર બહુ રે લોલ;
ઘાંચી મોચી ભાવસાર કે, કણબી કંસારા સહુ રે લોલ. ૨૦
બ્રાહ્મણ વાણિયા ખત્રી લવાર કે, ક્ષત્રી બ્રહ્મ સહી રે લોલ;
ભાટ ભવઈયા મુસલમાન અઢાર કે, અનામીક પુરા થઈએ રે લોલ. ૨૧
જોગી વેરાગી સરાણિયા સહુએ કે, નગરમાં વસે રે લોલ;

કુમંતુ તારી ઞાજ, દુખડાં વજીર. જય અટ્ટક. ૪
દાસ જાણી કરો છો સાહેરે, તે માટે ગુણ સહુ ગાયે;
અઘકોટી જન્મનાં જાય, આનંદમય થાય જાણું ખરેખરજી. કર. ૫
સેવકને સીરપર ગાજ, દયા ઊર ધરજી;
જેથી ખુશી થાય સમાજ, મળે બહુચરજી. જય. ૬
જે કોઈ તમારી સેવા કરે, સુખડીની થાળજ ધરે;
તેનાં કારજ સરવે સરે છેવટે તરે કહેછે દામોદરજી. કરજોડી. ૭

## રાગ જોગી.

અંબે આઈકા ધ્યાનતી ધરના, અવર ફંદમે કબુ નહી પરના. ટેક.
લખચોરાસીકા મીટે જ્યુ ફીરના, ઓહી કામ આગુસે કરના. અંબે. ૧
મનુષ્યાદેહ જ્યું મીલે અવરના, બહુચર નામસે ભવજળ તરના. અંબે. ૨
મીથ્યા સંસાર બુજી કે રસના, જૈસીં ધુવાકી બાચક ભરના. અંબે. ૩
બેટા બૈરી સબહી જરના, સંગ નહી આવત આખર મરના. અંબે. ૪
પરનારી પરધન્ય નહિ હરના, પાપ ક્રતસે હર વખ્ત ડરના. અંબે. ૫
મેરા તેરા કરકે નહિ લરના, સત્ય વચન મુખસે ઊચરના. અંબે. ૬
ગુનતો ગાના માત બહુચરના, દુખ હરો આઈ દામોદરના. અંબે. ૭



## श्री वहुचराजी सत्य छ. ᛘ
## श्रीमद वल्लभ गुरवे नमः

## અથ ગરબો દેવી પુત્ર વલ્લભની ઓરડીનો.

ગણપતનું સમરણ કરીરે, હનમાંન ચોકી પાસરે માએ રાખી અભેપદ ઓરડીરે;
ગોખ સનમુખ દોરી ભરીરે, કરયો છે સનમુખ વાસરે. માએ રાખી. ૧
દાંમાજીના માંનાજીરે, તેને માજી શું ભાવરે; માએ રાખી.
ધ્યાંન ધરે મુખ રાંણાજીરે, સલખનપુરમાં આવરે. માએ રાખી. ૨
કાંમ ધાર્યું ડેરા તણું રે, સવાલાખનો રાખ્યો નીમરે; માએ રાખી.
ઋષરષ્યુ મુખે ભણ્યું રે, ડેરૂ કરો સલખનપુર સીમરે. માએ રાખી. ૩
કહી કહાવી રાજા ગયેરે, કારકુંન અંબારાંમરે; માએ રાખી.

ડેરા કાંમ પુંઠે થયારે, ડેરૂ પુરૂ થયું તે ઠાંમરે. માએ રાખી. ૪
અંબારાંમ ભુધર કહે ધારાએરે, સનમુખ દરવાજો થાયરે; માએ રાખી.
વલ્લભભટની ઓરડીએરે, ભુધર વડોદરે જાયરે. માએ રાખી. ૫
માંનાજીને જઇ મળ્યોરે, પરમાંનો આલો તમે રાજરે; માએ રાખી.
પરમાંનો લઇને પાછો વળ્યોરે, જઈ કરૂં દરવાજાનું કાજરે માએ રાખી. ૬
પારામાં ભુધર આવિયોરે, મળ્યો છે અંબારાંમરે; માએ રાખી.
પરમાંણોલખાવીનેલાવીયોરે,પાડોઓરડી કરો શુભ કાંમરે. માએ રાખી. ૭
આવ્યો અંબારાંમ હરખ ભરીરે, સાંભળો અભેરાંમ ભટરે; માએ રાખી.
કાલ્ય મહુદત ખરેખરીરે, આપો રજા ઝટપટરે. માએ રાખી. ૮
દીધી દવાઈ બહુચરા તણીરે, એ વાતનો ચાલ્યો ધંધરે; માએ રાખી.
લખ્યો કાગળ રાજા ભણીરે, કારખાનું કર્યું ભટે બંધરે. માએ રાખી. ૯
મોકલ્યા જાસુસ ત્યાં આલીયોરે, મેહેલી ચીઠ્ઠી ગોખમાંયરે; માએ રાખી.
પુરવ દક્ષણ બે ચીઠ્ઠીઓ કરીરે, જઈ મેહેલી મા આગળ ત્યાંયરે. માએ રાખી.૧૦
જોઈ ચીઠ્ઠી વીસ્મે થયારે, દક્ષણ દીશા નીરધારરે; માએ રાખી.
જે જે જે કહેતા ગયારે, સહુ હરખ્યા નરને નારરે. માએ રાખી. ૧૧
જખ મારી પાપી રહ્યોરે; મનમાં રાખતા વેયરે; માએ રાખી.
મંનસુબા એળે ગયારે, માજીનો ન જાણ્યો ભેદરે. માએ રાખી. ૧૨
ભુધરને ગોળો થયોરે, પાટણ પડયા અંબારામરે; માએ રાખી.
છૈયાં છોકરાં ન ભેળો થયોરે, નવ પાંમ્યા ઘરના ઠાંમરે. માએ રાખી. ૧૩
એ કથા તો પુરી થઇરે, હવે ચાલી છે દીપમાળરે; માએ રાખી.
દીપમાળની કથા કહીરે, બળવંતરાય આવ્યો કાળરે. માએ રાખી. ૧૪
બ્રહ્મ હત્યાથી બીહે નહીંરે, નહીં દયા નહીં મહેરરે; માએ રાખી.
કારકુંન થઇ માતામાં રહીરે, કરતો ચાલે કેહેરરે. માએ રાખી. ૧૫
પાયગાદાર હરીભાઇ કહેરે, કરે પાટણમાં રાજરે; માએ રાખી.
કાંમ સુંપ્યું બળવંત લહેરે, જઇ કરો દીપમાળનું કાજરે. માએ રાખી. ૧૬
રજા લઇને આવીયોરે, જગીયા ધારે મંન માંયરે; માએ રાખી.
સનમુખ ઓરડી જોઇ ફાવીયોરે, નીશ્ચે કરૂં હું ત્યાંયરે. માએ રાખી. ૧૭
પારામાં જપતી કરીરે, ભટને કોઇ કહેવા ન જાયરે; માએ રાખી.
લુંટું બાંધું મારૂં ધરીરે, સહુને બહુચરના સમ ખાયરે. માએ રાખી. ૧૮
ભાવનગર ભટ હરગોવંનરે, માયારાંમ ચાલ્યા મહાદેવરે; માએ રાખી.

જગીયા જોઇ સુનું પડયું ભાવંનરે, ખોદોપાઇયોતતખેવરે. માએ રાખી. ૧૯
સમી ગાંમ સોહામણુ રે, અવદીચ વસ્તા લાલરે; માએ રાખી.
કાંતી મહુરત સોહામણું રે, કીરપા છે બહુચર બાઇરે. માએ રાખી. ૨૦
લાલ વાંણી મુખથી વદેરે, કયાં ગઇ બહુચર બાઇરે; માએ રાખી.
માજી આવી બેઠાં ૨ુદેરે, સુનીં જગીયામાં નહીં થાયરે. માએ રાખી. ૨૧
પાઇયો ખોદયો પાતાળમાંરે, લીધાછે થર ત્યાં સાતરે; માએ રાખી.
લાલ કહે આંણું કાળમાંરે, ધણી આવે થાશે વાતરે. માએ રાખી. ૨૨
મને પઇયામાં ચણો તમોરે, લાંઘણ થઇ છે ત્રણરે; માએ રાખી.
એ પઇયામાં મરૂં અમેરે, ઘાલ્યું ધરણું ધરણરે. માએ રાખી. ૨૩
માજી કોપ્યાં કોપાંન થઇરે, જાંણી ભક્તનું દર્દ રે; માએ રાખી.
બળવંતની નારને કહ્યું જઇરે, તે રાતે ગાજ્યો ગર્ભરે. માએ રાખી. ૨૪
ચાલી આવ્યો પગે પડીરે, ઉઠો ખાઓ તમે અંનરે; માએ રાખી.
તમે મોટા બહુચરા બડીરે, પુરૂ પાઈયો થાઓ પરસંનરે. માએ રાખી. ૨૫
પુરાવી પઇઓ ઉઠયા ત્યાંહાંરે, ડાભે થઇ દીપમાળરે; માએ રાખી.
બે વારનો ટંટો થયોરે, રાખી ઓરડી બહુચર બાળરે. માએ રાખી. ૨૬
ઝખ મારી પાપી રહ્યોરે, લીધી ઓરડીની સંભાળરે; માએ રાખી.
વાંઝીયો થયો ઓરડીની કેડમાંરે, કોપ્યાં છે માજી આપરે; માએ રાખી. ૨૭
ઉતરૂ રાજ તતખેવમાંરે, ઓરડીનો પરતાપરે; માએ રાખી.
બે વાતો પુરી થઈરે, ત્રીજી વાત મંડાઇરે. માએ રાખી. ૨૮
સલખંનપુર વાતો ગઇ, કરે બેહેચર ભાંઇરે; માએ રાખી.
જોઇ જગીયા બધે ફરીરે, કંઇએ ન માને મંનરે. માએ રાખી. ૨૯
ઓરડી ઉપર નજરો કરીરે, ધર્મશાળા થાય ધંનરે; માએ રાખી.
ઓરડીઓ પાછી કરીરે, આગળ કરો ધર્મશાળરે. માએ રાખી. ૩૦
વલ્લવ ભટની જગીયા ખરેખરીરે, કોપે બહુચર બાળરે; માએ રાખી.
મેહેલો ચીઠ્ઠી જઇ ગોખમાંરે, રજા આપે જ્યાં થાયરે. માએ રાખી. ૩૧
આપી ચીઠ્ઠી માએ શોખમાંરે, ઓરડી પછવાડે કરો જગીયાયરે, માએ રાખી.
ત્રીજી વારના હંગામા થયારે, ઉડાડયા માજીએ આપરે. માએ રાખી, ૩૨
વલ્લવભટ સાંમા રહ્યારે, માજીનો પરતાપરે; માએ રાખી.
ઓરડીઓ આઇ તણીરે, રક્ષા કરે તરશુલરે, માએ રાખી. ૩૩

વાંકી દ્રષ્ટે જુએ જે ધણીરે, તેનું માતા કાઢે મુળરે; માએ રાખી,
વલ્લવભટની ઓરડીરે, રહી છે ડગ આરોપ. માએ રાખી. ૩ર
બીજ ફેર હોય બેરડોરે, તે બંધાસે તોપરે; માએ રાખી.
ગાદી જાણી સેવા કરેરે, જેમાં હોય માજીનો અંશરે માએ રાખી. ૩૫
ભુંડી બુધી વાળો જોતાં મરેરે, મતેનો કાઢે વંક્ષરે; માએ રાખી.
જ્યગતને સીક્ષા કરીરે, રાજા રહીયતને શેઠરે. માએ રાખી. ૩૬
સાંભળજો નર નારી સહુરે, ભજશો તો પોચશો ઠેકરે; માએ રાખી.
અક મને જે સાંભળેરે, તેની અંબા પુરે આશરે. માએ રાખી. ૩૭
ભાવે ભગતે માતા મળેરે, ગુણ ગાએ હરગોવંનદાસરે;
માએ રાખી અપભેદ ઓરડીરે. ૩૮

